## લેખનકળા કોપી બુકો.

### ગુજરાતી અને બાળબોધ છ નમ્બર.

**કેળવણી ખાતાના મે. ડિરેકટર સાહેબે મુમ્બઈ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણી ખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વ કોપીબુકો કરતાં તે ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડી છે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપી બુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા અહિં મૂકવી વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે,

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે. તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે. જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપી શું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અમો ટકો હકશાઇ લઇ મોકલી આ. પવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની ઠેકાણું લેખનકળા કોપીબુકની ઓફીસ—કાલબાદેવી રોડ નં. ૨૦૪ મુમ્બઇ.

**આત્મારામ અને દલાભાઇની કમ્પની.**

## ચક્ષુરૂપી રત્નને જાળવવું એજ જીંદગીની મોટી દોલત છે.

### મુલક મશહુર જામનગરનો પ્રખ્યાત શુદ્ધ સાચાં મોતીનો સુરમો.

### આ સુરમો વાપરવાથી આંખના અસંખ્ય દરદીઓ ફતેહમંદ થયા છે.

સર્વ મનુષ્યને ચક્ષુરૂપી રત્નને જાળવવા શરીરના તમામ અવયવો કરતાં વધારે જરૂરનું છે. જેના સાધનતરીકે અમારો સુરમો ઝાંખ, ઝામર, પાણીનું ખરવું, ફુલું, પરવાળાં ખીલ, આંખજાપણું, ખટકો, કળતર, દૂખવા આવવું, અંજાઇ જવું, જાળાં બંધાવાં, ગરમી, રતાશ, ચીપડાં થવાં, પાંપણનું ખરવું, તથા ચોટી જવું, ઢોડ, આંજણી તથા બીજા વિકારથી થતાં આંખનાં અસંખ્ય દરદો જેવાં કે ધુમાડાથી, બહુ વાંચવાથી, ઉજાગરા ઇત્યાદિ ગમે તે કારણથી થએલ દર્દનું નિવારણ કરેછે. આ સુરમો રોગીતથા નિરોગી તેમજ વાંચનવર્ગ તથા લેખકવર્ગ તમામને એક સરખી રીતે ફાયદાકારક થઇ પડે છે. નંબર્ ૧ તોલા ૧ ના રૂ. ૪ નં. ૨ ના રૂ. ૨. નં ૩ નો રૂ. ૧ નં. ૪ ના આના ૮.



આંખના નામાંકિત ડોકટરો હકીમો અને વૈદ્યોએ અમારા સુરમાને હોસપિટલમાં ડીસપેનસરીઓ અને દેશી દવાખાનાઓમાં આંખની જુદી જુદી જાતનાં અસંખ્ય દરદીઓ ઉપર ઘણીજ ફતેહમંદીથી વાપરી ઉત્તમ સર્ટીફીકેટ આપેલાં છે જેમાંના થોડાં નીચે ટાંકેલાં છે.

જામનગરના પ્રખ્યાત આંખના ડોકટર નરસિંહભાઇ ત્રીકમજી મહેતા એલ. એમ. એન્ડ એસ. જામનગરહોસપીટલના હાઉસ સર્જન તરફથી મળેલું નીચેનું સર્ટીફીકેટ. મહેરબાન વોરા અસમાલજી મુલ્લાં અમીજી અત્તરીયા—જામનગર. આપ સાહેબ તરફથી આવેલ સાચાં મોતીનો સુરમો મેં મારા કેટલાંક આંખના દરદીઓ ઉપર વાપર્યો—તે સુરમો ઘણોજ ઠંડો છે, આંખની રતાશને ઝાંખને તથા ગરમીને તોડવામાં ઘણો અકસીર માલુમ પડ્યો છે—બહારગામમાં જ્યાં સારા અનુભવી વૈદ ડૉકટરો ન મળી શકે ત્યાં આ સુરમો ઘણોજ ઉપયોગી થઇ પડશે એવી મારી ખાત્રી છે. કેટલીએક જા

૭. જે ઉમેદવારોને એક વખત કોઈ પણ સ્કૉલરશિપ મળી હશે તે તેજ સ્કૉલરશિપ માટે ફરીથી ઉમેદવારી કરી શકશે નહિ, પણ ઊંચા પ્રકારની સ્કૉલરશિપ માટે ઉમેદવારી કરી શકશે.

૮. એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલના પ્રિન્સિપાલના પ્રમુખપણા નીચે નીમેલી કમિટી સ્પર્ધાની પરીક્ષા લેશે. તા. ૨૧મી ડિસેમ્બર સને ૧૯૦૩ (સોમવાર)ને રોજ સવારના ૧૧ વાગે (મુમ્બઇ ટાઇમ) એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલના મકાનમાં પરીક્ષા લેવામાં આવશે. ઉમેદવારોએ પોતાનું તથા પોતાની નિશાળનું નામ તા. ૧૪મી ડિસેમ્બર સને ૧૯૦૩ સુધીમાં મુમ્બઇના ગમે તે એક ડેપ્યુટીને મોકલવું.

પુના, R. D. Prior,
તા. ૨૬ નવેમ્બર, ૧૯૦૩. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, મધ્ય ભાગ.

## મુંબઈની નૅશનલ ઇન્ડીઅન આસોસિએશનની સ્ત્રીઓ તરફથી આપવાની વધારાની સ્કૉલરશિપો.

૧. ઉપરની જાહેરખબરમાં જણાવેલે વખતે અને સ્થળે મુમ્બઇની નૅશનલ ઇન્ડીઅન આસોસિએશનની સ્ત્રીઓ તરફથી આપવાની વધારાની પાંચ સ્કૉલરશિપો માટે પરીક્ષા થશે.

૨. આ સ્કૉલરશિપોમાંની એક રૂ. ૧૦) ની, બે રૂ. ૬) ની (દરેક), અને બે રૂ. ૩) ની (દરેક) રાખવામાં આવી છે, અને તે એક વરસ સુધી મળશે, આ સ્કૉલરશિપો આપવાની શરતો નીચેના ફેરફાર સાથે ઉપરની જાહેરખબરમાં જણાવ્યા મુજબ છેઃ—

૩. આ વધારાની સ્કૉલરશિપો કન્યાશાળાઓની અથવા જે યુરોપિયન શાળાઓમાં દેશી ભાષા શિખવાતી હશે ત્યાંની છોકરીઓનેજ મળી શકશે.

૪. ૭ રૂપિયાની બે સ્કૉલરશિપોમાંથી એક જે છોકરી વર્નાક્યુલર ધોરણ ૬ઠ્ઠા મુજબની પરીક્ષામાં ઊંચે નમ્બરે પાસ થશે તેને આપવામાં આવશે, અને બીજી વર્નાક્યુલર ૫મા ધોરણ મુજબની પરીક્ષામાં જે છોકરી ઊંચે નમ્બરે પાસ થશે તેને આપવામાં આવશે. ત્રણ રૂપિયાની બન્ને સ્કૉલરશિપો ઉપરની જાહેરખબરના ૫ મા પૅરેગ્રાફમાં જણાવ્યા મુજબની પરીક્ષાના પરિણામ ઉપરથી આપવામાં આવશે; અને રૂ.૧૦) ની સ્કૉલરશિપ યુરોપિયન અથવા ઇંગ્રેજી શિખવનારી સ્કૂલની જે છોકરી યુરોપિયન સ્કૂલના ધોરણ ૬ઠ્ઠાના સઘળા વિષયોની પરીક્ષામાં જ્યાં વિષયમાં કોઇ દેશી ભાષા લઇને ઊંચે નમ્બરે પાસ થશે તેને આપવામાં આવશે.

૫. દસ રૂપિયાની સ્કૉલરશિપ માટે કોઇ લાયક ઉમેદવાર નહિ મળે તો તે ગયા ઑગસ્ટ માસમાં લેવાયલી જ્યુનિયર સેકન્ડરી ટીચર્સ પરીક્ષામાં જે ઊંચે નંબરે પાસ થઇ હશે તેને આપવામાં આવશે.

૬. મેરી કારપેન્ટર સ્કૉલરશિપો જેવી રીતે અને જે વખતે આપવામાં આવશે તેજ પ્રમાણે આ વધારાની સ્કૉલરશિપો આપવામાં આવશે.

પુના, R. D. Prior,
તા. ૨૬ નવેમ્બર સને ૧૯૦૩. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, મધ્ય ભાગ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૨મું. જાન્યુઆરી ૧૯૦૩. અંક ૧લો.


## श्रीमन् महाराजाधिराज श्रीएड्वर्डनुं राज्याधिरोहण.

રાગ કલ્યાણ.

વિશ્વના પતિ, દે સુભગ ઉન્નતિ, સુજશ લે સદાય ભરતખંડભૂપતિ-વિ૦
એડવર્ડ મહારાજ બિરાજ્યા, તખ્ત ઉપર ધરી તાજ;
વિજય વિજય વસુધામાં વ્યાપ્યો, વધિયું ઇંગ્લિશ રાજ. વિશ્વના૦ ૧
વ્યાપિત સત્તા સકળ દેશમાં, ઉજ્વળ નિર્મળ ન્યાય;
પરમ પ્રતાપી છે પરિપૂરણ, પ્રેમ પ્રજાદિલમાંય. વિશ્વના૦ ૨
દેશ દેશમાં ડંકો વાગે, વિજય તણો શુભ રીત;
જગતવિષે નરનારી સઘળે, ગાય મળી ગુણગીત. વિશ્વના૦ ૩
આજ પ્રજા આનંદ ભરી અતિ, મા'લે મહિતળમાંય;
ગાય ધવળમંગળ શુભ ગીતો, કલેશ ન દીસે ક્યાંય. વિશ્વના૦ ૪
ઉત્સવ વધિયો હાલ હિંદના, પાયતખ્ત મોઝાર;
ભૂપ થયા ભેળા શુભ ભાવે, દિલ્હિને દરબાર. વિશ્વના૦ ૫
ચક્રવર્ત્તિ પદ ધારણ કીધું, એડવર્ડ મહારાજ;
અર્પી પ્રેમ પ્રજા દિલ પૂરો, સોંપ્યાં સુખનાં સાજ. વિશ્વના૦ ૬
વધો સદા સુખ સંપતિ સારી, રહો અચળ આ રાજ;
પુત્ર પૌત્ર પરિવાર કુશળ રહો, કરો સુમંગળ કાજ. વિશ્વના૦ ૭
ભરતખંડ આ ભવ્ય પુરાતન, જગમાં ઉત્તમ દેશ;
ઉન્નતિ એના અમલવિષે લે, 'જીવન' એ ઉદ્દેશ. વિશ્વના૦ ૮

# માસ.

સને ૧૯૦૨નું વર્ષ પૂરું થયું છે તો હવે આપણે તે સાલનું પુનરાવલોકન કરી જઈએ. એ વર્ષમાં મુંબાઈ ઇલાકાની પ્રાથમિક કેળવણીએ, ખરું જોતાં નવો જન્મ લીધો છે. ગોખણનું મૂળ કાઢી નાખી સંગીન શિક્ષણ આપવાના ઉદ્દેશથી બનાવેલાં નવાં પ્રાથમિક ધોરણો અમલમાં મૂકાઈ ચૂક્યાં છે. જૂનાં ધોરણો માટે ઘણા વખતથી બૂમ હતી. શિક્ષકસમાજો, ચર્ચાપત્રો, અને વર્તમાનપત્રો વારંવાર પોકાર કરતાં, તે સર્વ ધ્યાનમાં લઈ કેળવણી ખાતાના વિદ્વાનોએ ઘણા શ્રમથી ઇંગ્લંડ અને જર્મનિની કેળવણીની પદ્ધતિનું યોગ્ય અનુકરણ કરી નવાં ધોરણો તૈયાર કર્યાં, અને તે સને ૧૯૦૨ની શરૂઆતથી અમલમાં મૂકાયાં છે. નવાં ધોરણોમાં પદાર્થપાઠોનો વિષય છેક નવો હોવાથી કેળવણીખાતા તરફથી "પદાર્થપાઠોની યોજના" તૈયાર કરાવવામાં આવી છે. વળી બીજા વિષયોમાં શિક્ષણની પદ્ધતિમાં ઘણો ફેરફાર કરેલો હોવાથી "ધોરણો શિખવવા સંબંધી સૂચનાઓ" શિક્ષકો માટે ખાતા તરફથી તૈયાર કરાવી તેમને માર્ગ બતાવ્યો છે. જૂની ઘરડમાં પડેલા શિક્ષકોને શરૂઆતમાં તો આ પદ્ધતિ કદાચ વિચિત્ર અને કડણ લાગતી હશે, પણ એકાદ બે વર્ષના અનુભવથી માલમ પડશે કે ખરી પદ્ધતિ તો તેજ છે. જો તેઓ ખંત રાખી કામ કરશે તો તેમને ચાર પાંચ વર્ષમાં તેમની નિશાળનું સ્વરૂપ બદલાઈ ગયેલું જણાશે, અને તેઓ વાર્ષિક પરીક્ષા તથા તપાસણી વખતે થોડી મહેનતે વિશેષ યશ મેળવતા થશે.

વળી એ વર્ષમાં આપણા નામદાર વાઇસરૉય લૉર્ડ કર્ઝન સાહેબે કેળવણી માટે એક ભારે રકમ બક્ષી છે, તેનો ઉપયોગ આ નવા વર્ષમાં થશે. તેમણે આખા હિંદની કેળવણી માટે દર વર્ષે અપાતી રકમ ઉપરાંત ૪૦ લાખ રૂપિયા વધારે મંજૂર કર્યા છે, તેમાંથી આ ઇલાકાને ભાગે આસરે ૬ લાખ રૂપિયા આવ્યા છે, અને તે જુદા જુદા વિભાગ અને સંસ્થાઓની જરૂરીઆત મુજબ વહેંચવાની મહેરબાન ડિરેક્ટર સાહેબે ગોઠવણ કરી છે. આ રકમનો મોટો ભાગ પ્રાથમિક કેળવણીની વૃદ્ધિઅર્થે અપાયલો જણાય છે. જિલ્લાની પ્રાથમિક નિશાળોમાં નવાં ધોરણોના વિષયો શિખવવા મા-

ટે કેટલાંક સાહિત્યો આપવાની જરૂર જણાઈ છે, માટે તે પ્રત્યે આ રકમમાંથી તેમને નાણાં મળશે. જૂના શિક્ષકોને નવી શિક્ષણપદ્ધતિનો અનુભવ લેવાને થોડી મુદત ટ્રેનિંગ કૉલેજોમાં મોકલવાની ખાતાને જરૂર જણાઈ છે, તેથી ટ્રેનિંગ કૉલેજોમાં આ વધુ માણસો માટે રહેવાનાં મકાનો તૈયાર કરવાને ભારે રકમો આપવામાં આવી છે. અત્રેની ગુજરાત ટ્રેનિંગ કૉલેજને આ પ્રત્યે ૫૦ હજાર રૂપિઆ મળ્યા છે. વળી ગામડાંની નિશાળોના મહેતાજીઓ ખેતીના વિષયનું જ્ઞાન આપી શકે માટે ટ્રેનિંગ કૉલેજોના સ્કૉલરોને તે વિષયનું આનુભવિક જ્ઞાન આપવાને દરેક કૉલેજમાં એક એક નવા ખેતી-માસ્તરની નિમણૂક થઈ છે, અને તે બધાને હાલમાં પૂના મૉડલ ફાર્મપર પોતાના કામનો અનુભવ લેવાને મોકલ્યા છે. આ બધી બીના ઉપરથી જણાશે કે મુખ્યત્વે કરીને પ્રાથમિક કેળવણીની વૃદ્ધિ પ્રત્યે ઘણો પ્રયત્ન થયો છે.

---

એ વર્ષમાં વળી યુનિવર્સિટિના કમિશને બીજા દરજ્જાની તથા ઊંચા પ્રકારની કેળવણીમાં કેટલાક ફેરફાર સૂચવ્યા છે, તે જો અમલમાં આવશે તો આ પ્રકારની કેળવણીમાં પણ ચાલતા વર્ષમાં ઘણો સંગીન ફેરફાર થશે.

---

કેળવણી સિવાયનાં સને ૧૯૦૨ની સાલનાં મહત્ કાર્યો તપાસીએ તો તેમાં નામદાર શહેનશાહ સાતમા એડ્વર્ડ રાજાનો ઇંગ્લંડમાં તા. ૯મી ઑગસ્ટે દબદબા સાથે થયેલો રાજ્યાભિષેક મુખ્ય છે. આ સુપ્રસિદ્ધ બનાવથી એ વર્ષ સર્વે ઇતિહાસના અભ્યાસીઓના મગજમાં નિરંતર તાજું રહેશે.

વળી સને ૧૯૦૨ની સાલમાં સઘળા સરકારી નોકરોને એક અમુલ્ય લાભ થયો છે. આજસુધી સરકારી નોકરીનાં છેલ્લાં પાંચ વર્ષના પગારની સરાસરી ઉપરથી પેન્શનની રકમ નક્કી થતી. હવે તે મુદત કમી કરી છેલ્લાં ત્રણ વર્ષના પગારની સરાસરી ઉપરથી પેન્શનની રકમ નક્કી કરવાનો ઠરાવ નામદાર હિંદ સરકારે બહાર પાડ્યો છે. આ ઠરાવ તા. ૨૭મી ઑક્ટોબર સને ૧૯૦૨થી અમલમાં મૂકાયો છે, માટે તે તારીખથી પેન્શન ઉપર જનારા સરકારી નોકરોને આ ઠરાવનો લાભ મળશે.

---

દુકાળનું દુઃખ પણ સને ૧૯૦૨ની સાલમાં ટળ્યું છે. પ્રથમ ચોમાસામાં વરસાદ નહિ આવવાથી લોકોને ધાસ્તી હતી, પણ પાછળથી ઈ-

ધરે જાહેર કરી છે.

---

આવી રીતે સને ૧૯૦૨નું વર્ષ પાછલાં ત્રણ વર્ષ કરતાં સર્વ પ્રકારે વધારે લાભકારી નીવડયું છે અને સુખશાન્તિમાં પસાર થયું છે. એવીજ રીતે ચાલતું વર્ષ પણ લાભકારી નીવડો અને સુખશાન્તિમાં પસાર થાઓ: એવી અમારી ઈશ્વિર પ્રત્યે યાચના છે. તથાસ્તુ.

---

આ પત્રનું ૪૧મું વર્ષ પૂરું થઈ ૪૨મું બેઠું છે. ગયા વર્ષમાં શિક્ષકવર્ગને ઉપયોગી થઈ પડે એવા અનેક વિષયો ચર્ચાયા છે. તેમાં 'કાવ્યશાસ્ત્ર' અને 'ન્યાયશાસ્ત્ર' એ નવા વિષયો છે. આ વર્ષમાં એ વિષયો જારી રાખવામાં આવશે, તેમજ 'માનસશાસ્ત્ર', વરરૂચિકૃત 'પ્રાકૃતપ્રકાશ'નું ભાષાન્તર, અને એવા બીજા વિષયોનો પણ સમાવેશ કરવામાં આવશે. પ્રસંગે પ્રસંગે નીતિનો બોધ આપવાનો ગયા વર્ષમાં આરંભ કર્યો છે તે પણ ચાલુ રહેશે. વિદ્વત્તા કરતાં અમે સદ્વર્તનને ઘણુંજ ચઢીઆતું ગણીએ છીએ. વિદ્વત્તા નીતિથીજ શોભે છે. 'विद्या विनयेन शोभते' ઘણા વિદ્વાનોમાં વિનય અને પ્રમાણિકપણાનો અભાવ જોવામાં આવે છે. એ દૂષણો વિદ્યાને કલંકિત કરે છે, માટે એમાંથી દૂર રહેવા સર્વેએ સતત પ્રયાસ કરવો જોઈએ. શિક્ષકોમાં તો વિશેષે કરીને એવા દોષો નજ હોવા જોઈએ. તેમનું વર્તન દરેક પ્રકારે શિષ્યવર્ગને અનુકરણ કરવા લાયક હોવું જોઈએ. આ નવું વર્ષ અમારા ગ્રાહકોને આરોગ્યકારક, સંતાપનાશક, અને સુખદાયક થાઓ એવી અમારી ઈશ્વિર પ્રતિ પ્રાર્થના છે. વળી દુર્જનનું બળ સજ્જનથી વિશેષ છે, માટેજ નીતિમાં 'दुर्जनः प्रथमं वन्द्यः सज्जनस्तदनन्तरम्' (દુર્જનને પ્રથમ વંદવો અને પછી સજ્જનને) એમ દુર્જનથી બીને કહ્યું છે. ખરું જોતાં તો એના નામગ્રહણથી પણ આપણને પ્રાયશ્ચિત્ત થાય છે. એક કવિ કહે છે કે

रे खल तव खलु चरितं विदुषां त्रिविच्य कथयामि ।
अथवालं पापात्मन् कथया कृतयापि ते हृतया ॥

(હે ખલ, તારું ચરિત વિદ્વાનો આગળ હું વિસ્તારથી કહી બતાવું છું. પણ ના, ના, મેં ભૂલ કરી. હે પાપી પુરૂષ તારું નિંદ્ય નામ પણ મારે દ-

વું નથી). દુર્જનો પોતાની જાળ અનેક પ્રકારે વિસ્તારી માંહે સજ્જનોને પ-કડવા અહર્નિશ પ્રયત્ન કરે છે; માટે અમારા સજ્જન ગ્રાહકો એવા દુષ્ટ પુ-રૂષોની જાળમાં ફસાય નહિ એવી અમારી પ્રભુપ્રાર્થના છે.

सौजन्यामृतसिन्धवः परहितप्रारब्धवीरव्रताः
वाचालाः परवर्णने निजगुणालापे च मौनव्रताः ।
आपत्स्वप्यविलुप्तधैर्यनिचयाः संपत्स्वनुत्सेकिनो
मा भूवन् खलवक्त्रनिर्गतविषग्लानाननाः सज्जनाः ॥

સજ્જનતારૂપી અમૃતના સમુદ્ર, પારકાના કલ્યાણ માટે જેમણે વીરવ્રત આરંભ્યું છે, પરગુણ વર્ણવવામાં વાચાળ અને પોતાના ગુણના સંભાષણમાં જેઓ મુનિવ્રત ધારણ કરે છે, આપત્તિમાં પણ જેમનું અગાધ ધૈર્ય નાશ પામતું નથી અને સંપત્તિમાં જેઓ ઉત્સેકરહિત એટલે ગર્વરહિત છે, એ-વા સજ્જનો ખળના મુખમાંથી નીકળતા ઝેરથી કરમાઈ ગયાં છે મુખ જે-નાં એવા ન થાઓ. અમારા ગ્રાહકોમાં આવા ગુણ આવો. તથાસ્તુ.

---

આ નવું વર્ષ ભારતવર્ષના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરી રાખવા લા-યક છે. આ વર્ષના આરંભમાં આપણા મહારાજાધિરાજ કૃપાળુ શ્રીએડ્વર્ડ સાતમાના રાજ્યાધિરોહણનો મહોત્સવ કદી પણ જોયેલા નહિ કે સાંભળેલા નહિ એવા દબદબાથી દિલ્હિમાં દરબાર ભરી ઊજવવામાં આવનાર છે. વળી હિંદુસ્તાનના દરેક શહેરમાં તેમજ ગામડામાં પણ એ મહોત્સવ યોગ્ય રીતે પાળવામાં આવનાર છે. ઇશ્વર શ્રીએડ્વર્ડ રાજાને દીર્ઘાયુષ્ય આપો અને પ્રજા એમના સામ્રાજ્યમાં સુરક્ષિત અને સુખી રહો !

---

ગયા મહિનામાં મિ. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકર, એમ. એ. એ મુંબ-ઈમાં રૉયલ એશિયાટિક સોસાઇટિની શાખામાં 'ગુર્જર લોકોના ઇતિહાસ' વિષે નિબંધ વાંચ્યો હતો. તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

'ગુજરાત' એ 'ગુર્જરરાષ્ટ્ર'નો અપભ્રંશ છે એવો સામાન્ય અભિપ્રાય છે. ગુર્જરરાષ્ટ્ર એટલે ગુર્જરલોકોનું રાજ્ય. શિલાલેખના પ્રમાણપરથી એમ જણાય છે કે ૧૦મા સૈકાના મધ્ય ભાગ સુધી ગુજરાત દેશ લાટ નામથી ઓળખાતો. ત્યારે હવે સ્વાભાવિક પ્રશ્ન ઊઠે છે કે ૧૦મા સૈકાના મ-

ધ્ય ભાગ પહેલાં ગુર્જર રાજાઓ ક્યાં રાજ્ય કરતા હતા અને ગુજરાત નામ ક્યારે અને કયો વંશ સ્થપાયા પછી પડ્યું. ત્રણ શિલાલેખપરથી એમ માલૂમ પડે છે કે રજપુતાનાના અમુક ભાગને ગુર્જરત્રા કહેતા, અને તેમાં શહેરોનાં નામ આવે છે તે પરથી એમ જણાય છે કે એ દેશ દિડવાન, સુરા, અને મગલાનાની આસપાસ આવેલો હતો. હ્યુઇનત્સ્યાંગ નામનો પ્રખ્યાત ચીનો મુસાફર (ઇ. સ. ૬૦૦–૬૪૦) કહે છે કે વલભીદેશથી ઉત્તરે ૩૦૦ માઇલને છેટે કિન–ચે–લો દેશ આવ્યો હતો. આ પ્રમાણે કિન–ચે–લો એટલે ઉત્તર અને મધ્ય રજપુતાના. વળી કિન–ચે–લો એ ચીના લોકોનો 'ગુર્જર' શબ્દનો ઉચ્ચાર છે. એટલે હ્યુઇનત્સ્યાંગના વખતમાં ઉત્તર અને મધ્ય રજપુતાનાનો મુલક ગુર્જરત્રા કહેવાતો હતો. હવે હાલ જે દેશને ગુજરાત કહે છે તેનું નામ ગુજરાત ક્યારે પડ્યું એ પ્રશ્નનો જવાબ એ છે કે ચાલુક્ય કે સોળંકીવંશના રાજાઓના વખતમાં એ નામ પડ્યું. દન્તકથા એવી છે કે ચાલુક્ય વંશના પહેલા સ્વતંત્ર રાજા મૂળરાજનો બાપ કાન્યકુબ્જમાં કલ્યાણકટકથી અણહિલવાડ આવ્યો. કલ્યાણકટક ક્યાં આવ્યું એ વિષે ઘણા પ્રાચીન શોધકો ગુંચવાયા છે, પણ કલ્યાણકટક એટલે કનોજ એમાં સંશય નથી. કનોજને મહોદય કહેતા અને મહોદય અને કલ્યાણ એ પર્યાય શબ્દો (એકજ અર્થના શબ્દો) છે. વળી કેટલાંક તામ્રપત્રમાં મહોદયને સ્કન્ધાવાર (લશ્કર) કહ્યું છે અને સ્કન્ધાવાર તથા કટક એ પણ પર્યાય શબ્દો છે. આ પ્રમાણે કલ્યાણકટક એટલે મહોદયસ્કન્ધાવાર. વળી એકજ રાજા અને શહેરનાં જુદાં જુદાં પણ એકજ અર્થનાં નામો આપવાનો પ્રચાર હિંદુ ગ્રંથકારોમાં જોવામાં આવે છે, તેથી કલ્યાણકટક એટલે કનોજ એ ઘણું સંભવિત છે. વળી દશમા સૈકાના મધ્યભાગ સુધી કનોજ ગુર્જર લોકોની સત્તાનું મુખ્ય સ્થાન હતું, તેથી ચાલુક્ય કે સોળંકી વંશના રાજા કનોજથી દેશાન્તર જઈ વસ્યા તે પણ તેઓ ગુર્જરવંશના હતા એજ સિદ્ધ કરે છે. પરમાર, ચોહાણ, અને પ્રતિહાર લોકો પણ ચાલુક્ય લોકો સાથે નિકટ સંબંધ ધરાવે છે (એ બધા અગ્નિકુળના કહેવાય છે), તેથી એ પણ ગુર્જરવંશનાજ હતા એમ અનુમાન થાય છે. રાજોરના શિલાલેખમાં મથનદેવને ગુર્જર પ્રતિહાર કહ્યો છે, તેથી એમ સિદ્ધ થાય છે કે એ ગુર્જરવંશનો, અને પ્રતિહાર કુળનો હતો.

વળી પરમાર લોકા ગુર્જર હતા એ નીચેનાં કારણોથી નક્કી થાય છે. પંજાબના ફિરોઝપુરના ગુર્જર લોકોમાં એવી દન્તકથા છે કે તેઓ ધારથી આવ્યા અને ત્યાં પરમારવંશની સત્તા શરૂઆતથીજ હતી. વળી ચાવડા લોકો પરમારની શાખા છે અને ગુર્જર ઓસવાળ લોકો પણ પરમાર છે. હવે ગુર્જર લોકોના મૂળ વિષે જનરલ કનિંગહામનો મત એવો છે કે તેઓ અને ટોકસિ કે યૂચિ કે કુશન લોકો તે એકજ છે. આનું કારણ તે એ આપે છે, કે ઇસ્વી સનના શરૂના સૈકામાં પંજાબ અને વાયવ્યપ્રાંતમાં જાટ અને કુશન એજ બે પરદેશી પ્રજાઓ ઘણી મોટી સંખ્યામાં આવી હતી. આ કારણ તો સંતોષકારક નથી, પરંતુ એ તો ખરી વાત છે કે શ્રીમાળી બ્રાહ્મણો અને રજપુતાના જે ખરેખર ગુર્જર લોકોનો દેશ હતો ત્યાંના હાલના ઘણા સરદારો પોતે કનક કે કનકરેણુના વંશજ છે એમ કહે છે, અને કનકરેણુ તે કુશન જાતનો કનિષ્ક રાજા હતો. આહીર, ગુર્જર, અને જાટ એ બધા એકજ મૂળના છે એમ ઘણા મનુષ્યજાતની જુદી જુદી પ્રજાનું મૂળ શોધનારા વિદ્વાન્ લોકોનું મત છે; પણ તેઓમાં જે ફેર છે તેનું કારણ એ કે તેઓ હિંદુસ્તાનમાં જુદે જુદે સમયે આવ્યા અને જુદા જુદા પ્રાંતમાં વસ્યા. સહુથી પહેલા આહીર લોકો આવ્યા. તેઓ ઇસ્વી સનના બીજા સૈકાના પાછલા ભાગમાં દાખલ થયા. તેમની પછી ગુર્જર લોકો આવ્યા, અને છેલ્લા જાટ આવ્યા; કેમકે કોઈ પણ શિલાલેખમાં તેમનું નામ જોવામાં આવતું નથી, તેમજ મુસલમાન લોકો આવ્યા તે પહેલાં જાટ લોકોની સત્તા કોઈ પણ દેશપર સ્થપાયલી માલમ પડતી નથી. આ પરદેશી લોકો વાયવ્ય તરફથી પંજાબમાં પેઠા અને ધીમે ધીમે પૂર્વ અને દક્ષિણ તરફ વધતા ગયા. પંજાબમાં જમ્મુ, ચિબલ, અને હઝારાના ડુંગરી પ્રદેશોમાં, અને પેશાવરના ઉત્તરના પ્રદેશમાં સ્વાટ નદી સુધી ગુર્જર ભરવાડો સંખ્યાબંધ માલમ પડે છે. તેઓ ઉનાળામાં ઢોરોને ડુંગર ઉપર ઊંચે લઈ જાય છે અને શિયાળામાં ખીણોમાં લઈ જાય છે. પંજાબના દક્ષિણ ભાગમાં તેઓ ઉત્તર ભાગ જેટલા જેવામાં આવતા નથી. પૂર્વ તરફ જમનાને કિનારે અને સહરાનપુર પ્રાંતમાં તેઓ ટોળાબંધ વસ્યા છે અને એ પ્રાંત ૧૮મા સૈકામાં ગુજરાત કહેવાતો હતો. દક્ષિણ તરફ તેઓ મુંબઈ ઇલાકામાં જે ભાગ ગુ-

જરાત કહેવાય છે ત્યાંસુધી ફેલાયા છે. ગ્વાલિયરના એક ઉત્તર પ્રાંતને હજી પણ ગુર્જર લોકોના નામપરથી ગુર્જરઘર્ઠ કહે છે.

---

દુનિયાના સુધરેલા દેશોમાં વ્યવહારના સાધન તરીકે એક સામાન્ય ભાષા કઈ થવી જોઈએ તે વિષે વિદ્વાનો વિચારમાં પડ્યા છે. લૅટિન જે અગાઉ ખ્રિસ્તિ દેશોની સામાન્ય ભાષા હતી તેનો અભ્યાસ હાલ થોડાજ ખંતથી કરે છે, અને એ ભાષા બોલનારા તો હાલ કવચિતજ જોવામાં આવે છે. ફ્રેંચ ઘણા વખત સુધી યૂરોપની સભ્ય લોકોની ભાષા તરીકે બોલાતી હતી, તેનો ઉપયોગ હવે રાજ્યતંત્રીઓ રાજ્યખટપટમાં પણ કરતા નથી. અંગ્રેજી ભાષા, જે દુનિયાના ઘણા ભાગમાં બોલાય છે, તે પણ બીજી પ્રજાની અદેખાઈને લીધે સામાન્ય ભાષા તરીકે કબૂલ કરાય નહિ. ત્યારે તો સામાન્ય ભાષા એવી હોવી જોઈએ કે જે હાલમાં કોઈ પ્રજાથી બોલાતી ન હોય; કેમકે એમ હોય તોજ ઈર્ષ્યાનું કારણ રહે નહિ. થોડાં વર્ષ ઉપર કેટલાક વિદ્વાનોએ થોડીક ભાષા એકઠી કરી એક વોલેપક નામની કૃત્રિમ ભાષા શાસ્ત્રીય રીતે વ્યવસ્થિત કરી, પણ તે ઘણી અઘરી માલમ પડવાથી તેનો સામાન્ય અંગીકાર થયો નહિ. એવી બીજી પણ કૃત્રિમ ભાષાઓ ઊભી કરવામાં આવી ને તેનો પણ નાશ થયો. હાલ એસ્પરૅન્ટો નામની એક કૃત્રિમ ભાષા કરવામાં આવી છે. એ ઘણીજ સાદી ને સહેલી છે. એમાં દરેક શબ્દ જેમ લખાય છે તેમજ તેનો ઉચ્ચાર કરવામાં આવે છે. કોઈ પણ અક્ષર લખવામાં આવ્યા છતાં તેનો ઉચ્ચાર થતો નથી એમ નથી. સ્વરના ઉચ્ચાર અંગ્રેજી સિવાય બધી ભાષામાં હોય છે તેવાજ છે. દરેક શબ્દમાં ઉચ્ચાર કરતી વખતે ભાર ઉપાન્ત્ય સ્વરપરજ પડે છે. વ્યાકરણ ઘણુંજ સરળ છે અને તેનું બંધારણ શાસ્ત્રીય છે. કાઉન્ટ ટોલ્સ્ટોય કહે છે કે બે કલાકમાં એ ભાષાનું મેં સરળતાથી વાંચી શકાય એટલું જ્ઞાન મેળવ્યું. આ પ્રમાણે એસ્પરૅન્ટો સુધરેલી દુનિયાની સામાન્ય ભાષા થાય તો ઘણું સહેલું પડે એમ છે. હાલ યૂરોપમાં ૮૦,૦૦૦ માણસો એ ભાષા સમજી ને બોલી શકે છે.

---

ઑગસ્ટ માસના 'પંજાબ એજ્યુકેશનલ જર્નલ'માં એમ. ઈ. સેડલરના ગ્રંથમાંથી કેટલોક ઊતારો કર્યો છે તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

. છોકરાંનાં મનમાં જુદા જુદા વિષયો વિષે હકીકત ભરવી એનું નામ કેળવણી નથી. કેળવણી આપવાનું કામ એથી ઘણું અઘરું છે. દરેક સારી શાળામાં છોકરાંને એવી કેળવણી આપવામાં આવે છે કે તેથી તેઓ વિચાર કરતાં શીખે છે, પોતાની આસપાસના પદાર્થો તપાસવામાં તથા તે વિષે શોધન કરવામાં તેમને રસ પડે છે, તેમની જિજ્ઞાસા ઉશ્કેરાય છે, તેમને પ્રશ્ન પૂછવાની ટેવ પડે છે, અને તેમની શક્તિ તીક્ષ્ણ થાય છે. સારી શાળામાં માત્ર અપરિપકવ જ્ઞાન વિદ્યાર્થીના મનમાં ઠાંસી ઠાંસીને ભરવામાં આવતું નથી, પણ ત્યાં તેમને વિચાર કરતાં તેમજ તેઓ જે કંઈ જુએ તેનું અવલોકન કરતાં તથા શોધન કરી જીજ્ઞાસા તૃપ્ત કરતાં શિખવાય છે. વળી સારી શાળાના શિક્ષકો માત્ર એટલુંજ કરી બેસી રહેતા નથી. તેઓ વિદ્યાર્થીઓનાં મનને કેળવે છે તેજ પ્રમાણે તનને પણ કેળવે છે, અને સર્વથી વિશેષ તેમનાં સદ્દર્તન અને સુનીતિ માટે સંભાળ રાખે છે. નીતિનું સારું શિક્ષણ આપવું એ તેઓ પોતાનું ઉત્તમ કર્ત્તવ્ય સમજે છે. પોતાના શિષ્યને માત્ર કુશાગ્ર બુદ્ધિવાળા અને ચપળ બનાવતા નથી પણ અગાઉ હતા તે કરતાં વિશેષ નીતિમાન્ કરે છે. તેઓ તેમનામાં જાત મહેનતનો ગુણ લાવવા યત્ન કરે છે એટલુંજ નહિ પરંતુ આત્મસંયમ અને સ્વાર્થ સાધવાની અપેક્ષા વગર સ્વકર્તવ્ય બજાવવાની વૃત્તિ પણ પ્રેરે છે.

---

થોડાં વરસ ઉપર એક કૉલેજના ફતેહમંદ વિદ્યાર્થીને રસ્તે રોપનામ આવતાં સાધારણ ઝાડનાં નામ પૂછવામાં આવ્યાં ત્યારે તેણે કહ્યું કે મને એ બાબતની ખબર નથી. હું તો વિદ્યાર્થી છું. તે બાર વરસ શાળામાં ભણ્યો હતો, પણ તેને સૃષ્ટિના કુદરતી પદાર્થો જોવાનું મન થાય એવી કેળવણી મળી નહોતી. એ તો ખરી વાત છે કે બધા વિદ્યાર્થીઓ કંઈ એવા હોતા નથી. પરંતુ બહુજ થોડાને વસ્તુનું નિરીક્ષણ કરવાની કે સંશોધન કરવાની ટેવ પડે છે. શિક્ષણની આ ખામી દૂર કરવાનો ઉપાય શો છે તેના જવાબમાં સર જેશુઆ ફિચ કહે છે તેનો સાર નીચે પ્રમાણે છે:—

૭થી ૧૨ વરસની ઉમ્મરનાં બાળકોને કિન્ડર્ગાર્ટનના અભ્યાસપાઠ ક્રમવાર શિખવવા. ફ્રૉબેલે યોજેલા સાદા હાથના ઉદ્યોગના કામથી આંખને તેમજ આંગળીને યોગ્ય કસરત મળે છે. કાગળો કાપી નમુના બનાવવી અ-

ને માટી જેવા પદાર્થના મૉડેલ બનાવવાનું કામ ૭ અને ૧૧ વરસની વચ્ચેની ઉમ્મરનાં બાળકો માટે ઘણુંજ ઉપયોગી છે. ૧૧ વરસની ઉમ્મરે કોતર કામનાં હથિયાર વાપરતાં તેમજ લાકડાના સાદા નમુના બનાવતાં શિખવવું જોઈએ. આ પ્રમાણે શિખવવાથી બાળકોને નાનપણથીજ હાથ અને આંખોનો ઉપયોગ કરવાની ટેવ પડે છે. પણ આ વાત ધ્યાનમાં રાખવી કે કિન્ડર્ગાર્ટનનું હસ્તકામ બુદ્ધિ કેળવવાના કામને બદલે નથી પણ તેના **મદદગાર** તરીકે છે. નિશાળનું મુખ્ય કામ બુદ્ધિ કેળવવાનું છે અને એ કામને તે મુખ્ય પદવીથી ઉતારી બીજી પદવીએ મૂકવું અને હસ્તકામને પ્રથમ પદવી આપવી એ ભૂલ છે.

---

એરિસ્ટૉટલના મત પ્રમાણે શિક્ષકનો ઉદ્દેશ નીચે પ્રમાણે હોવો જોઈએઃ—

(૧) બાલ્યાવસ્થામાં અને કેળવણીની શરૂઆતમાં વિદ્યાર્થીનું મન કેળવવા કરતાં તન કેળવવાપર વિશેષ ધ્યાન આપવું, અને બુદ્ધિ કેળવવા કરતાં નીતિ કેળવવાની વધારે સંભાળ રાખવી. કોઈ પણ નીચી કે લજ્જા ઉત્પન્ન કરનાર વસ્તુ છોકરાંની નજરે પડવા દેવી નહિ; કે એવી બાબતથી તેમના કાન અપવિત્ર થવા દેવા નહિ; કેમકે જે અધમ વસ્તુને સાંભળતાં કાન ટેવાય છે તેને કાળક્રમે કરવાનું પણ મન થાય છે. છોકરાંનાં મનપર કોઈ પણ પદાર્થની કે બાબતની પ્રથમ જે છાપ પડે તે ઉત્તમ હોવી જોઇએ. તેમને એવી રીતે કેળવવાં કે તેમનાં તન, મન, અને હૃદયને ઉંચામાં ઉંચી અભિલાષા રહે, ને તે તૃપ્ત કરવા તરફજ તેમનો ઉદ્દેશ રહે. માત્ર ઉપયોગી બાબતોનું જ્ઞાન આપવું એજ શિક્ષકે પોતાનું કર્ત્તવ્ય સમજવું ન જોઈએ; પરંતુ જેથી તેમના વિચારો અને વૃત્તિઓ ઉદાર થાય; તેમનામાં રસજ્ઞતા ઉત્પન્ન થાય, અને તેમની નીતિ ઘણા ઉંચા પ્રકારની થાય એવી કેળવણી આપવામાંજ પોતાનો ધર્મ રહેલો છે એમ હમેશ સમજી તે પ્રમાણે વર્તવાનો તેણે યથાશક્તિ પ્રયાસ કરવો જોઈએ.

---

બાળકોનાં કેટલાંક ખાસ લક્ષણ પ્રાથમિક શાળાના શિક્ષકોએ અવશ્ય ધ્યાનમાં રાખવાં જોઇએ. (૧) છોકરાંને કામ કરવામાં ઘણો આનંદ થાય છે,

તેમને ફરવું હરવુંજ ગમે છે; હાલ્યાચાલ્યા વગર બેસાડી મુકવાં એ તેમને જુલમ જેવું લાગે છે. ફ્રેબેલ કહે છે કે 'બાળકની પ્રથમ વૃત્તિ કામ કરવા તરફ થાય છે ને પછી જ્ઞાન સંપાદન કરવા તરફ થાય છે.' (૨) બાળકોમાં કલ્પનાશક્તિ પ્રબળ હોય છે. બાળકો રમતાં હોય તે વખત તેમની તરફ નજર કરશો તો માલમ પડશે કે તેઓ હમેશ પુખ્ત ઉમ્મરનાં માણસોની અને જનાવરની નકલ કરે છે. તેઓ સિપાઈ થવાની કે ઘોડા થવાની રમત રમે છે. લાકડીપર સવાર થઈ તેઓ ઘોડાપર સવાર થયા એમ સમજે છે. જેમ બાળકોમાં કલ્પનાશક્તિ બળવાન છે તેમજ પ્રજાની પણ બાલ્યાવસ્થામાં, એટલે જ્યારે તેમનામાં જ્ઞાનનો પ્રચાર ઘણો થયો નથી હોતો ત્યારેજ કલ્પનાશક્તિ પ્રબળ હોય છે. લૉર્ડ મેકૉલે કહે છે કે એજ કારણને લીધે જેમ પ્રજા સુધારામાં આગળ પડતી થાય છે તેમ તેમાં ઉત્તમ કવિતાનો નાશ થતો જાય છે. એજ કારણથી શેકસ્પીઅર અને મિલ્ટન જેવા કવિઓ પાછળથી થવા પામ્યા નથી. (૩) બાળકો જિજ્ઞાસુ હોય છે. આસપાસના પદાર્થોનાં નામ ને ઉપયોગ શીખવાની તેમને ઇચ્છા થાય છે. તે હમેશ પૂછે છે કે આ શું છે; એનો શો ઉપયોગ છે, વગેરે. સારો શિક્ષક એ ઇચ્છા તૃપ્ત કરવા તરફ ધ્યાન આપે છે. જે માણસ એવી ઇચ્છાથી ગુસ્સે થાય છે અને બાળકોની જિજ્ઞાસા દાબી દેવાનો યત્ન કરે છે તે પ્રાથમિક શાળામાં શિક્ષક થવાને યોગ્ય નથી. (૪) બાળકોને પદાર્થો હાથમાં લઈ તપાસવા ગમે છે. કોઈ પદાર્થ બાળકને બતાવશો કે તરતજ તે લેવા તે પોતાનો હાથ લાંબો કરશે. તે હાથમાં લઈ તપાસવાનું તેને મન થશે. (૫) બાળકો મિલનસાર છે. તંદુરસ્ત બાળકને એકલા રહેવું ગમતું નથી. તેને બીજાં છોકરાં સાથે રમવાનું કે કંઈ પણ કામ કરવાનું મન થાય છે. આ પ્રમાણે છોકરાંનાં ખાસ લક્ષણ હોવાને લીધે શિક્ષકોએ તેને અનુસરતું શિક્ષણ કરવું જોઈએ. (૧) છોકરાંને કામ કરવું ગમે છે માટે શિક્ષકોએ તેમના પાઠમાં તેમને કંઈ ઉદ્યોગ કરવો પડે અને હરવું ફરવું પડે તેની સંભાળ લેવી જોઈએ. તેમને એકની એક સ્થિતિમાં કલાકના કલાક બેસાડી મુકવાં એ તેમનાપર જુલમ કરવા જેવું છે. માટે ડ્રિલ, કિન્ડરગાર્ટનના ઉદ્યોગ, બાળગીત, ચેષ્ટાયુક્ત ગીત, વગેરે વચ્ચે વચ્ચે ખેલવા દેવાં. (૨) બાળકોની કલ્પનાશક્તિ પ્રબળ છે, તેથી તેમના પાઠ કલ્પનાશક્તિ વપરાય તેવા કરવા જોઈએ. દાખલા ત-

રીકે છોકરાંને ચોરસ કાઢતાં આવડે એટલે તેમની પાસે ચોરસ આકૃતિના નમુના કઢાવવા, ચોરસ્ આકૃતિના કાગળો કપાવવા, દીપિરતાંની ચોરસ આકૃતિઓ કપાવવી, અને લાકડાની એવી આકૃતિઓ કરાવવી. પોપટ વિષે પાઠ શીખ્યા પછી તેમની પાસે પોપટનું ચિત્ર કઢાવવું કે માટીનો નમુનો કરાવવો. આજ નિયમ બધા પાઠમાં અનુસરવો. અંકગણિતમાં અમુક નિયમ લાગુ પડે એવા દાખલા યોજાવવા. (૩) છોકરાં જિજ્ઞાસુ છે, માટે તેમને સવાલો પૂછવાનું ઉત્તેજન આપવું. તેમના સવાલમાં કોઈ વાર કંઈ અસંબંધ કે મૂર્ખાઈ ભરેલું હોય તો તેથી શિક્ષકે નાઉમેદ થવું નહિ કે તેમની જિજ્ઞાસા દબાવી દેવી નહિ. (૪) છોકરાંને પદાર્થો હાથમાં લઈ તપાસવા ગમે છે, તેથી પદાર્થપાઠ ચાલતા હોય ત્યારે જે પદાર્થનું શિક્ષણ અપાતું હોય તેના નમુના તેમને આપવા, અને તેમની બુદ્ધિવડે પદાર્થની હકીકત તેમની પાસેજ કઢાવવી. દાખલા તરીકે ફૂલનો પાઠ ચાલતો હોય ત્યારે દરેક બાળકને બે ફૂલો આપવાં અને એકના ભાગ પોતાની નજર પડે તેમ તેમની પાસે કરાવવા કે તેમને દરેક ભાગનો રંગ, સ્થિતિ, આકાર, વગેરે માલમ પડે. વળી દરેક ભાગનું ચિત્ર તેમની નોટબુકમાં કઢાવવું. (૫) વળી છોકરાં મિલનસાર છે, માટે તેમને એકઠાં રાખી ડ્રિલ, ગાયન, વાચન, કવિતાનો મુખપાઠ, વગેરે સાથે લેવું.

---

પરીક્ષાના ઉમેદવારોના મનમાં ગ્રેસમાર્ક મેળવવા વિષે તરેહવાર વિચાર હોય છે. ગ્રેસમાર્ક આપી પાસ કરવા એ એક જાતની મહેરબાની છે, પણ મહેરબાની પણ ન્યાયની રીતેજ દર્શાવી શકાય અને મહેરબાનીને પણ યોગ્ય સીમા હોવી જોઈએ. એ વિષે મુંબઈની યુનિવર્સિટિમાં નીચે પ્રમાણે ધારો છેઃ સામાન્ય રીતે ત્યાં ગ્રેસ અપાતી નથી. મેટ્રિક્યુલેશનથી ઉપલી પરીક્ષાઓમાં પાસ થવાને દરેક વિષયમાં સેંકડે ૩૦ માર્કની જરૂર છે. જેમનાં બધા માર્કનો સરવાળો ૪૫ ટકા કે વધારે થતો હોય અને જેઓ એકજ વિષયમાં નાપાસ થતા હોય તેમનાં નામ એ હકીકત સાથે પરીક્ષકની કમિટી આગળ યુનિવર્સિટિ રેજીસ્ટ્રાર લાવે છે, અને જો કમિટીમાંના ⅔ મેમ્બરો તેમના લાભમાં મત આપે તો ખૂટતા માર્ક આપવામાં આવે છે. પંજાબની યુનિવર્સિટિમાં એવો ધારો છે કે જો કોઈ ઉમેદવાર એકજ વિષયમાં નાપાસ થતો હોય

ને સેંકડે પાંચ માર્ક ખૂટતા હોય તો જે પેપરમાં તે નપાસ થતો હોય તે પેપર ફરીથી તપાસવા યુનિવર્સિટિ રેજીસ્ટ્રાર તેના પરીક્ષકને લખે છે. વળી યુનિવર્સિટિ રેજીસ્ટ્રાર તે પરીક્ષકને તે ઉમેદવારના બીજા વિષયના માર્ક પણ લખી જણાવે છે. કાગળ ફરી તપાસી પરીક્ષક જો પાસ કરે તોજ તે પાસ થાય છે. લૉર્ડ કરઝને નીમેલા યુનિવર્સિટિ કમિશનના રિપોર્ટપરથી તેમનો મત નીચે પ્રમાણે જણાય છે. પરીક્ષકની કમિટીએ પરીક્ષાનું પરિણામ નક્કી કરવું. જે ઉમેદવારો માત્ર એકજ વિષયમાં નાપાસ થતા હોય અને તે વિષયનાં જે કુલ માર્ક હોય તેના સેંકડે ૫ ટકાજ જો તેમના ખૂટતા હોય અને બીજા વિષયોમાં તેમના માર્ક કુલ માર્કના સેંકડે ૫૦ ટકા હોય તો તેઓ પાસ થયા છે એમ ગણવું. આ ઉપરથી જણાશે કે ગ્રેસમાર્ક કંઈ મરજીમાં આવે તેમ અપાતા નથી. આ વાત શિક્ષકોએ તેમના વિદ્યાર્થીઓનાં મનપર ખૂબ ઠસાવવાની જરૂર છે.

---

# काव्यशास्त्र.

( ચાલુ પુસ્તક ૪૧ના પૃષ્ઠ ૩૫૩થી. )

વિશ્વનાથાદિ નવીન આલંકારિકો રસયુક્ત વાક્યને કાવ્ય કહે છે. वाक्यं रसात्मकं काव्यम्. દુષ્ટ વાક્ય હોય તોપણ રસયુક્ત હોય તો તે કાવ્ય છે. રસયુક્ત કાવ્યમાં અલંકાર માત્ર ઉત્કર્ષવિધાયક, એટલે શોભામાં વધારો કરનાર છે; અર્થાત્ કાવ્યલક્ષણમાં सालंकारौ પદની જરૂર નથી, એ પદ લક્ષણનો ઘટક અવયવ નથી. રસરહિત અલંકારયુક્ત પદ્યને ચિત્ર કાવ્ય કહે છે તેમાં કાવ્યપદનો વ્યવહાર મુખ્ય નથી, ગૌણ છે. વામન રીતિને કાવ્યનો આત્મા કહે છે. रीतिरात्मा काव्यस्य એ વામનનું સૂત્ર છે. સૂત્ર શબ્દનો અર્થ નીચેના શ્લોકમાં જણાવ્યો છેઃ—

अल्पाक्षरमसंदिग्धं सारवद्विश्वतोमुखम् ।
अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥

જેમાં થોડા અક્ષર હોય, જે કંઈ સંશયયુક્ત ન હોય, જેમાં સાર રહેલો હોય, જે સર્વત્ર લાગુ પડે, અને જેમાં નિરર્થક શબ્દ ન હોય તેને સૂત્રનું તત્ત્વ

જાણનારા સૂત્ર કહે છે, અર્થાત્ જેમાં ટૂંકામાં ઘણો અર્થ સમાયો હોય તે સૂત્ર.

રીતિનું લક્ષણ વામન ગુણવિશિષ્ટ પદરચના આપે છે. 'विशिष्टा पदरचना रीतिः' ! 'विशेषो गुणात्मा' વૈદર્ભી, ગૌડી, અને પાઞ્ચાલી એવા ત્રણ રીતિના પ્રકાર છે. વિદર્ભ, ગૌડ, અને પાઞ્ચાલ દેશના કવિઓને પ્રિય હોવાથી અનુક્રમે રીતિનાં નામ વૈદર્ભી, ગૌડી, અને પાઞ્ચાલી પડયાં છે.

આનન્દવર્ધન ( ધ્વનિકાર )ના અભિપ્રાય પ્રમાણે ધ્વનિ એ કાવ્યનો આત્મા છે.

રસગંગાધરકાર જગન્નાથ ચમત્કારિક અર્થ પ્રતિપાદન કરનાર શબ્દને કાવ્ય કહે છે. रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्.

કાવ્યનાં ઉપરનાં લક્ષણો સરખાવતાં માલમ પડશે કે જગન્નાથ શબ્દને કાવ્ય કહે છે. મમ્મટ શબ્દ અને અર્થ ઉભયને કાવ્ય કહે છે. મમ્મટનું લક્ષણ વધારે સારું છે. શબ્દ અને અર્થ બંને ચમત્કૃતિ ઉત્પન્ન કરે છે, મશ્કરી ન થાય એવું કાવ્ય બનાવવામાં ચમત્કારિક શબ્દ અને અર્થ બંનેની જરૂર છે, અને 'કાવ્ય સાંભળ્યું,' 'કાવ્ય બોલાયું,' અને 'કાવ્ય સમજાયું' એમ કાવ્યપદને લગતો વ્યવહાર શબ્દ અને અર્થ બંનેને લગતો છે, માટે લક્ષણમાં શબ્દ અને અર્થ બંને પદ મૂકવાં જોઈએ. એકલું શબ્દ પદ મૂકવું યોગ્ય નથી. ભામહ પણ બંનેને કાવ્ય કહે છે.

शब्दार्थौ सहितौ काव्यं गद्यं पद्यं च तद् द्विधा ।

'रसात्मकं वाक्यं काव्यम्' એ વિશ્વનાથનું લક્ષણ જેમાં રસ ન હોય પણ રસાભાસ હોય એવાં કાવ્યને લાગુ ન પડે. મમ્મટનું લક્ષણ વિસ્તીર્ણ અને ઉત્તમ છે. પ્રબલદોષરહિત, ગુણયુક્ત, સામાન્ય રીતે અલંકારયુક્ત અને ક્વચિત્ સ્ફુટ અલંકારરહિત શબ્દાર્થ તે કાવ્ય. ગુણયુક્ત પદથી રસનો સંગ્રહ થાય છે. કેમકે રસ કાવ્યનો આત્મા છે. ગુણ આત્માના ધર્મ છે, અને ધર્મ ધર્મી વગર રહી શકે નહિ.

અંગ્રેજીમાં કાવ્યનું એક લક્ષણ નીચે પ્રમાણે છેઃ—

Poetry is the overflow of powerful feelings.

એટલે જેમાં પ્રબળ મનોભાવ ઊભરાઈ જાય તે કાવ્ય.

આ ઉપરથી જણાશે કે કાવ્ય રચવું સહેલું નથી, તેમજ તેની ખૂબી સમજવી એ પણ સહૃદયનું કામ છે, રસિકનું છે, નીરસનું નથી.

કાવ્ય રચવું કઠણ છે એ જેમ સંસ્કૃત વિદ્વાનોએ પ્રતિપાદન કર્યું છે તેમજ તેમણે કાવ્યની મહત્તા પણ તેવીજ દર્શાવી છે. મમ્મટ કહે છે કે:

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परनिर्वृतये कान्तासंमिततयोपदेशयुजे ॥

કાવ્ય રચવાથી કવિને યશ પ્રાપ્ત થાય છે, દ્રવ્ય મળે છે, કાવ્ય પઢનાર સહૃદયને વ્યવહારનું જ્ઞાન થાય છે, કવિના અકલ્યાણનો નાશ થાય છે, એકદમ કવિને તેમજ પઢનાર સહૃદયને પરમ આનંદ થાય છે, અને સહૃદયને કાન્તા તરફથી મધુરતાથી ઉપદેશ મળે તેમ કાવ્યથી ઉપદેશ મળે છે.

શાસ્ત્ર તેમજ શબ્દને વિદ્વાનોએ ત્રણ પ્રકારનાં કહ્યાં છે, પ્રભુસંમિત, મિત્રસંમિત, અને કાન્તાસંમિત. વેદવાક્ય પ્રભુસંમિત એટલે પ્રભુતુલ્ય કહેવાય છે. જેમ પ્રભુ વાણીમાત્રથી પુરૂષને અમુક કાર્યમાં પ્રવર્તાવે છે, અમુક કાર્યથી પાછો ફેરવે છે, અને તેમ ન કરે તો દંડે છે, તેમજ વેદવાક્ય પણ પુરૂષને અમુક વિધિ કરવા પ્રવર્તાવે છે કે તેમ કરતાં પાછો ફેરવે છે. વેદનાં મંત્રો ભણવામાં ભૂલ કરવાથી પણ વિઘ્ન આવે તો વેદવિધિ અનુસરવામાં ભૂલ થવાથી અનિષ્ટ થાય એમાં શી નવાઈ!

शब्दप्रधानं वेदाख्यं प्रभुसंमितमुच्यते ।
ईषत्पाठान्यथापाठे प्रत्यवायस्य दर्शनात् ॥

વેદશાસ્ત્રમાં શબ્દ પ્રધાન છે; કેમકે એમાં લગાર પણ ફેરફાર થઈ શકતો નથી. એ પ્રભુસંમિત છે; કેમકે પ્રભુની આજ્ઞાની પેઠે એની આજ્ઞા લોપાતી નથી.

ઇતિહાસાદિ શાસ્ત્ર મિત્રસંમિત કહેવાય છે. તેઓ મિત્રની પેઠે સન્માર્ગ દર્શાવે છે. એમાં સત્પુરૂષની સ્તુતિ અને અસત્પુરૂષની નિંદા હોય છે તેથી એમાં અર્થ પ્રધાન છે.

इतिहासादिकं शास्त्रं मित्रसंमितमुच्यते ।
अस्यार्थवादरूपत्वात् कथ्यतेऽर्थप्रधानता ॥

કાવ્યશાસ્ત્ર આ બેથી જુદી રીતેજ ઉપદેશ કરે છે. જેમ કાન્તા કટાક્ષથી, મંદ હાસ્યથી, અને એવા બીજા હાવભાવથી કે મધુર ભાષણથી પુરૂષને રંજન કરી તેની પાસે પોતાનું ધાર્યું દૂરની સૂચનાથીજ કરાવે છે, તેમ કાવ્યશાસ્ત્ર પણ શબ્દ અને અર્થ બંનેમાં રહેલી વ્યંજનાવૃત્તિથી સહૃદયના હૃદયને આલ્હાદ પમાડી ચમત્કાર ઉત્પન્ન કરી રામાદિની પેઠે વર્તવું, રાવણાદિની પેઠે નહિ એમ સૂચવી પુરૂષને કર્ત્તવ્યમાં પ્રવર્તાવે છે અને અકર્ત્તવ્યથી તેને પાછો ફેરવે છે, માટે કાવ્ય કાન્તાસંમિત કહેવાય છે. એમાં શબ્દ અને અર્થ બંને ગૌણ છે અને વ્યંજનાવૃત્તિ કે ધ્વનિ પ્રધાન છે.

ध्वनिप्रधानं काव्यं तु कान्तासंमितमीरितम् ।
शब्दार्थौ गुणतां नीत्वा व्यञ्जनप्रवणं यतः ॥

ઉપદેશ પણ મધુરતાથી આપ્યો હોય તોજ રૂચે છે, માટે સર્વ શાસ્ત્રોમાં કાવ્યશાસ્ત્ર શ્રેષ્ઠ છે એમ આલંકારિકો કહે છે.

स्वादुकाव्यरसोन्मिश्रं वाक्यार्थमुपभुञ्जते ।
प्रथमालीढमधवः पिबन्ति कटुभेषजम् ॥

જેમ પ્રથમ મધ ચટાડ્યું હોય તો છોકરું કડવું ઔષધ પી શકે છે, તેમ મધુર કાવ્યરસથી ભરેલા વાક્યાર્થમાં કડવો ઉપદેશ હોય તો પણ પુરૂષ ગ્રહણ કરી શકે છે.

આ પ્રમાણે મમ્મટ કાવ્યનું મહત્ત્વ વર્ણવે છે. પ્રાચીન આલંકારિક ભામહ પણ કહે છે કે

धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।
करोति कीर्त्तिं प्रीतिं च साधुकाव्यनिषेवणम् ॥

સત્કાવ્ય રચવાથી કે શ્રવણ કરવાથી ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચાર પુરૂષાર્થ પ્રાપ્ત થાય છે, કળામાં પ્રવીણ થવાય છે, પ્રેમ ઉત્પન્ન થાય છે, અને કીર્ત્તિ મળે છે.

વિદ્યાધર વગેરે બીજા કવિ પણ એવાજ લાભ વર્ણવે છે.

હવે કાવ્યના સ્વરૂપ તથા મહત્ત્વનો અને તેને રચવા અને શ્રવણ કરવાથી થતા લાભનો કંઈક ખ્યાલ વાંચનારના મનમાં આવ્યો હશે. કાવ્ય કરવું એ હાલ કેટલાક સમજે છે તેમ સહેલું નથી. સારું કાવ્ય રચાય તોજ રચવું, નહિકર કાવ્ય કરવુંજ નહિ. ભામહ કહે છે કે

नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥

કાવ્ય ન બનાવવાથી અધર્મ, વ્યાધિ, કે દંડ થતો નથી, પણ કુકવિ થવાથી, અર્થાત્ કુકાવ્ય રચવાથી, સાક્ષાત્ મૃત્યુ થાય છે એમ વિદ્વાનો કહે છે.

કવિતાના અભ્યાસથી સર્વ શાસ્ત્ર અને કળાનું જ્ઞાન થાય છે. ભામહ કહે છે કે

अधनस्येव दातृत्वं क्लीबस्येवास्त्रकौशलम् ।
अज्ञस्येव प्रगल्भत्वमकवेः शास्त्रवेदनम् ॥

જેમ ગરીબ દાતાર થઈ શકે નહિ, નપુંસક પુરૂષમાં હથિયાર વાપરવાની હોશિયારી હોય નહિ, અજ્ઞાનમાં બોલવાની બહાદુરી હોય નહિ, તેમ કવિ ન હોય તે શાસ્ત્ર જાણી શકે નહિ. વિદ્યાધર પણ કહે છે કે

तत् किंचिन्न विलोक्यते न किल यत् काव्यात् समुन्मीलति ।

એટલે કાવ્યમાંથી જેનું જ્ઞાન થતું નથી એવું છેજ નહિ.

આ ઉપરથી કવિ લોકવ્યવહારમાં કુશળ હોવો જોઈએ એ તો સ્પષ્ટ છે. તેમજ એ પણ સમજાયું હશે કે માત્ર વાણીના આડંબરને કવિતા કહેવાય નહિ. નીચેના શ્લોકમાં પણ બહુ સારી રીતે કાવ્યસ્વરૂપ વર્ણવ્યું છેઃ—

शाणोत्कीर्णमिवोज्ज्वलद्युति पदं वन्धेऽर्धनारीश्वर-
श्लाघालङ्घनजाङ्घिको दिवि लतोद्भिन्नेव चार्थोद्गतिः ।
किंचित्पीडितचन्द्रमण्डलगलत्पीयूषहृद्यो रसः
तत् किंचित् कविकर्म मर्म न पुनर्वाग्डिण्डिमाडम्बरः ॥

સરાણે ચઢાવેલું રત્ન ઊજળું પ્રકાશે છે તેમ જેમાં શબ્દ દીપે છે અને ચમત્કૃતિજનક છે, અર્ધું અંગ શિવ અને અર્ધું પાર્વતી એવી અર્ધનારીશ્વરની રચના કરતાં પણ જેમાં શબ્દરચના વિશેષ સ્તુતિપાત્ર છે, જેમાં અર્થ દિવ્યલતા જે વીજળી તેથી પણ વિશેષ સ્ફુરે છે, લગારેક ચૂર્ણ કરેલા ચન્દ્રમંડળમાંથી નીકળતા અમૃતના રસ જેવો જેમાં રસ આલ્હાદજનક છે, એવું જે અવર્ણનીય કવિકર્મ, અર્થાત્ કાવ્ય, એ અતિગૂઢ છે, એક માર્મિક વિષય છે, રહસ્ય છે; માત્ર વાણીરૂપી પડઘમનો આડંબર એ કંઈ કાવ્ય નથી. એ તો માત્ર કર્ણકોલાહલ છે.

# પંચાંગ.

## ઇસ્વી સંન ૧૯૦૨, સંવત ૧૯૫૮—૬૦.

| તારીખ. | જાન્યુઆરી. | | ફેબ્રુઆરી. | | માર્ચ. | | એપ્રિલ. | | મે. | | જૂન. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પોસ—માહ. | | માહ—ફાગણ. | | ફાગણ—ચૈત્ર. | | ચૈત્ર—વૈશાખ. | | વૈશાખ—જેઠ. | | જેઠ—આષાઢ. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૩ | ગુ. | ૪ | ર. | ૨ | ર. | ૪ | બુ. | ૪ | શુ. | ૬ | સો. |
| ૨ | ૩ | શુ. | ૫ | સો. | ૩ | સો. | ૫ | ગુ. | ૫ | શ. | ૭ | મં. |
| ૩ | ૪ | શ. | ૬ | મ. | ૪ | મં. | ૬ | શુ. | ૬ | ર. | ૮ | બુ. |
| ૪ | ૫ | ર. | ૭ | બુ. | ૫ | બુ. | ૭ | શ. | ૮ | સો. | ૯ | ગુ. |
| ૫ | ૬ | સો. | ૮ | ગુ. | ૬ | ગુ. | ૮ | ર. | ૯ | મં. | ૧૦ | શુ. |
| ૬ | ૭ | મં. | ૯ | શુ. | ૭ | શુ. | ૯ | સો. | ૧૦ | બુ. | ૧૧ | શ. |
| ૭ | ૮ | બુ. | ૧૦ | શ. | ૮ | શ. | ૧૦ | મં. | ૧૧ | ગુ. | ૧૨ | ર. |
| ૮ | ૯ | ગુ. | ૧૧ | ર. | ૧૦ | ર. | ૧૧ | બુ | ૧૨ | શુ. | ૧૩ | સો. |
| ૯ | ૧૧ | શુ. | ૧૨ | સો. | ૧૧ | સો. | ૧૨ | ગુ. | ૧૩ | શ. | ૧૪ | મં. |
| ૧૦ | ૧૨ | શ. | ૧૩ | મં. | ૧૨ | મં. | ૧૩ | શુ. | ૧૪ | ર. | ૧૫ | બુ. |
| ૧૧ | ૧૩ | ર. | ૧૪ | બુ. | ૧૩ | બુ. | ૧૫ | શ. | ૧૫ | સો. | ૧ | ગુ. |
| ૧૨ | ૧૪ | સો. | ૧ | ગુ. | ૧૪ | ગુ. | ૧ | ર. | ૧ | મં. | ૨ | શુ. |
| ૧૩ | ૧૫ | મ. | ૨ | શુ. | ૧૫ | શુ. | ૨ | સો. | ૨ | બુ. | ૩ | શ. |
| ૧૪ | ૧ | બુ. | ૩ | શ. | ૧ | શ. | ૩ | મં. | ૩ | ગુ. | ૪ | ર. |
| ૧૫ | ૨ | ગુ. | ૪ | ર. | ૨ | ર. | ૪ | બુ. | ૪ | શુ. | ૫ | સો. |
| ૧૬ | ૩ | શુ. | ૫ | સો. | ૩ | સો. | ૪ | ગુ. | ૫ | શ. | ૬ | મં. |
| ૧૭ | ૪ | શ. | ૬ | મં. | ૪ | મં. | ૫ | શુ. | ૬ | ર. | ૭ | બુ. |
| ૧૮ | ૫ | ર. | ૭ | બુ. | ૫ | બુ. | ૬ | શ. | ૭ | સો. | ૮ | ગુ. |
| ૧૯ | ૬ | સો. | ૮ | ગુ. | ૬ | ગુ. | ૭ | ર. | ૮ | મં. | ૯ | શુ. |
| ૨૦ | ૭ | મં. | ૯ | શુ. | ૭ | શુ. | ૮ | સો. | ૮ | બુ. | ૧૦ | શ. |
| ૨૧ | ૮ | બુ. | ૧૦ | શ. | ૮ | શ. | ૯ | મં. | ૯ | ગુ. | ૧૧ | ર. |
| ૨૨ | ૯ | ગુ. | ૧૦ | ર. | ૯ | ર. | ૧૦ | બુ. | ૧૦ | શુ. | ૧૨ | સો. |
| ૨૩ | ૧૦ | શુ. | ૧૧ | સો. | ૧૦ | સો. | ૧૧ | ગુ. | ૧૧ | શ. | ૧૩ | મં. |
| ૨૪ | ૧૧ | શ. | ૧૨ | મં. | ૧૧ | મં. | ૧૨ | શુ. | ૧૨ | ર. | ૧૪ | બુ. |
| ૨૫ | ૧૨ | ર | ૧૩ | બુ. | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૧૩ | સો. | ૩૦ | ગુ. |
| ૨૬ | ૧૩ | સો. | ૧૪ | ગુ. | ૧૩ | ગુ. | ૧૪ | ર. | ૩૦ | મં. | ૧ | શુ. |
| ૨૭ | ૧૪ | મં. | ૩૦ | શુ. | ૧૪ | શુ. | ૩૦ | સો. | ૧ | બુ. | ૨ | શ. |
| ૨૮ | ૩૦ | બુ. | ૧ | શ. | ૧૪ | શ. | ૧ | મં. | ૨ | ગુ. | ૪ | ર. |
| ૨૯ | ૧ | ગુ. | | | ૩૦ | ર. | ૨ | બુ. | ૩ | શુ. | ૫ | સો. |
| ૩૦ | ૨ | શુ. | | | ૧ | સો. | ૩ | ગુ. | ૪ | શ. | ૬ | મં. |

| તારીખ. | જુલાઈ. | | ઑગસ્ટ. | | સપ્ટેમ્બર. | | ઑક્ટોબર. | | નવેમ્બર. | | ડિસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | આષાઢ-શ્રાવણ | | શ્રાવણ-ભાદરવો. | | ભાદરવો-આસો. | | આસો-કાર્તિક. | | કાર્તિક-માગશર. | | માગશર-પોસ. | |
| | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર |
| ૧ | ૭ | બુ. | ૯ | શ. | ૧૦ | મ. | ૧૦ | ગુ. | ૧૧ | ર. | ૧૨ | મં. |
| ૨ | ૮ | ગુ. | ૧૦ | ર. | ૧૧ | બુ. | ૧૧ | શુ. | ૧૨ | સો | ૧૩ | બું. |
| ૩ | ૯ | શુ. | ૧૧ | સો. | ૧૨ | ગુ. | ૧૨ | શ. | ૧૩ | મં. | ૧૪ | ગુ. |
| ૪ | ૧૦ | શ. | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૩ | ર. | ૧૪ | બુ. | ૧૫ | શુ. |
| ૫ | ૧૧ | ર. | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૧૪ | સો. | ૧૫ | ગુ. | ૧ | શ. |
| ૬ | ૧૨ | સો. | ૧૩ | ગુ. | ૧૫ | ર. | ૧૫ | મં. | ૧ | શુ. | ૨ | ર. |
| ૭ | ૧૩ | મં. | ૧૪ | શુ. | ૧ | સો. | ૧ | બુ. | ૨ | શ. | ૩ | સો. |
| ૮ | ૧૪ | બુ. | ૧૫ | શ. | ૨ | મં. | ૨ | ગુ. | ૩ | ર. | ૪ | મં. |
| ૯ | ૧૫ | ગુ. | ૧ | ર. | ૨ | બુ. | ૩ | શુ. | ૫ | સો. | ૫ | બુ. |
| ૧૦ | ૧ | શુ. | ૨ | સો. | ૩ | ગુ. | ૪ | શ. | ૬ | મં. | ૬ | ગુ. |
| ૧૧ | ૨ | શ. | ૩ | મં. | ૪ | શુ. | ૫ | ર. | ૭ | બુ. | ૭ | શુ. |
| ૧૨ | ૩ | ર. | ૪ | બુ. | ૫ | શ. | ૬ | સો. | ૮ | ગુ. | ૯ | શ. |
| ૧૩ | ૪ | સો. | ૫ | ગુ. | ૭ | ર. | ૭ | મં. | ૯ | શુ. | ૧૦ | ર. |
| ૧૪ | ૫ | મં. | ૬ | શુ. | ૮ | સો. | ૮ | બુ. | ૧૦ | શ. | ૧૧ | સો. |
| ૧૫ | ૫ | બુ. | ૭ | શ. | ૯ | મં. | ૯ | ગુ | ૧૧ | ર. | ૧૨ | મં. |
| ૧૬ | ૬ | ગુ. | ૮ | ર. | ૧૦ | બુ. | ૧૧ | શુ. | ૧૨ | સો. | ૧૩ | બું. |
| ૧૭ | ૭ | શુ. | ૯ | સો. | ૧૧ | ગુ. | ૧૨ | શ. | ૧૩ | મ. | ૧૪ | ગુ. |
| ૧૮ | ૮ | શ. | ૧૦ | મં. | ૧૨ | શુ. | ૧૩ | ર. | ૧૪ | બુ. | ૩૦ | શુ. |
| ૧૯ | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૩ | શ. | ૧૪ | સો. | ૩૦ | ગુ. | ૧ | શ. |
| ૨૦ | ૧૧ | સો. | ૧૨ | ગુ. | ૧૪ | ર. | ૧૦ | મં. | ૧ | શુ. | ૨ | ર. |
| ૨૧ | ૧૨ | મ. | ૧૩ | શુ. | ૩૦ | સો. | ૧ | બુ. | ૨ | શ. | ૩ | સો. |
| ૨૨ | ૧૩ | બુ. | ૩૦ | શ. | ૧ | મં. | ૨ | ગુ. | ૩ | ર. | ૩ | મં. |
| ૨૩ | ૧૪ | ગુ. | ૧ | ર. | ૨ | બુ. | ૩ | શુ. | ૪ | સો. | ૪ | બુ |
| ૨૪ | ૩૦ | શુ. | ૨ | સો. | ૪ | ગુ. | ૪ | શ. | ૫ | મં. | ૫ | ગુ. |
| ૨૫ | ૧ | શ. | ૩ | મં. | ૫ | શુ. | ૫ | ર. | ૬ | બુ. | ૬ | શુ. |
| ૨૬ | ૨ | ર. | ૪ | બુ. | ૬ | શ. | ૬ | સો. | ૭ | ગુ. | ૭ | શ. |
| ૨૭ | ૩ | સો. | ૫ | ગુ. | ૬ | ર. | ૭ | મં. | ૮ | શુ. | ૮ | ર. |
| ૨૮ | ૪ | મં. | ૬ | શુ. | ૭ | સો. | ૮ | બુ. | ૯ | શ. | ૯ | સો. |
| ૨૯ | ૫ | બુ. | ૭ | શ. | ૮ | મં. | ૯ | ગુ. | ૧૦ | ર. | ૧૦ | મં. |
| ૩૦ | ૬ | ગુ. | ૮ | ર. | ૯ | બુ. | ૧૦ | શુ. | ૧૧ | સો. | ૧૧ | બુ. |
| ૩૧ | ૮ | શુ. | ૯ | સો. | | | ૧૦ | શ. | | | ૧૨ | ગુ. |

# जापानमां केळवणीनो प्रचार.

ગયાં ત્રીસ વરસમાં જાપાન સુધારાની બાબતમાં કેટલું બધું આગળ વધ્યું છે તે દરેક વાંચનારને ખબર હશે. એ બધા સુધારાનું મૂળ સંગીન કેળવણીની પદ્ધતિ છે. રાજ્યતંત્રીઓના અધિકાર નીચે દસ ખાતાં છે તે-માંનું એક કેળવણીખાતું છે. એ ખાતું ત્રણ મુખ્ય અધિકારીઓ, કેટલાક સુપ્રસિદ્ધ વિદ્વાનો, અને એક પ્રધાન ચલાવે છે. પ્રધાનને એ મંડળનો પ્ર-મુખ નીમવામાં આવે છે. એના હાથ નીચે ચાર ઉપમંત્રિ, સાત સલા-હકારો, અને નવ ઇન્સ્પેકટરો હોય છે. ઊંચા પ્રકારની કેળવણી એટલે કૉલેજોમાં અપાતી કેળવણી એક મંડળીના અધિકાર નીચે છે. એ મંડળીમાં ૪૮ વિદ્વાનો હોય છે. શાળાઓનું આરોગ્ય તપાસનારું એક બીજું મંડળ હોય છે, તેમાં આઠ ગૃહસ્થો હોય છે. ઉપર ત્રણ મુખ્ય અધિકારીઓ કહ્યા તે નીચે મુજબ વહિવટ કરે છેઃ—

**અ. ખાસ કેળવણીનો અધિકારી.** એને વિદ્યાની પ્રાપ્તિ સૂચવનારી પદવી (ડિગ્રી) આપવાની તેમજ વિદ્યાર્થીઓને વિદ્યા સંપાદન કરવા માટે પર-દેશ મોકલવાની સત્તા હોય છે. યુનિવર્સિટિયો, હાઈસ્કૂલો, ખાસ સ્કૂલો, પુસ્તકા-લયો, સંગ્રહસ્થાનો, ખગોળ અને વાયુચક્રશાસ્ત્રનાં વેધસ્થળો, ભૂસ્તરવિદ્યા અ-ને ધરતીકંપ વિષે શોધ ચલાવનારી શાખાઓ, ટોકિયોનું મહાવિદ્યાલય, અને વિદ્યાના વિષયમાં શોધ કરનારું મંડળ એ સર્વે આ અધિકારીની સત્તા નીચે છે.

**આ. સામાન્ય કેળવણીનો અધિકારી.** એને ટ્રેનિંગ સ્કૂલો, મા-ધ્યમિક સ્કૂલો, સાધારણ સ્કૂલો, કિન્ડર્ગાર્ટન સ્કૂલો, ઊંચી સ્ત્રીશાળાઓ, આં-ધળાં ને મુંગાંની શાળાઓ, કેળવણીનાં સંગ્રહસ્થાનો, અને સાધારણ કેળવ-ણીનાં મંડળો ઉપર અધિકાર હોય છે.

**ઇ. યાન્ત્રિક કેળવણીનો અધિકારી.** એને શિલ્પશાળાઓ, ખે-તીની શાળાઓ, ઔદ્યોગિક શાળાઓ, દરિયાઈ વ્યાપારની કેળવણીની શાળા-ઓ, યાન્ત્રિક કેળવણીની શાળાઓ, અને શિલ્પશાળાના શિક્ષકોને કેળવના-રી ટ્રેનિંગ સ્કૂલો ઉપર સત્તા હોય છે.

જાપાનમાં હાલ કેવો અભ્યાસક્રમ ચાલે છે તેનો કંઈક ખ્યાલ નીચે લખેલી હકીકતપરથી મળશેઃ—

જાપાનમાં સાત કિન્ડરગાર્ટન શાળાઓ છે, પણ ત્યાં તવંગર લોકોનાં છોકરાંનેજ કેળવણી મળે છે. સાધારણ પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ ચાર વરસનો છે. આ શાળામાં અભ્યાસ થઈ રહ્યાપછી ઊંચી પ્રાથમિક શાળામાં દાખલ થવાય છે. ત્યાંનો અભ્યાસ બે વરસ પહોંચે છે. આ ઊંચી પ્રાથમિક શાળાઓ બે પ્રકારની છેઃ માધ્યમિક શાળા માટે તૈયાર કરનારી, અને પ્રાથમિક કેળવણીજ જેમને લેવી હોય અને આગળ અભ્યાસ ન કરવો હોય તેમને માટેની. પહેલીમાં અભ્યાસક્રમ બે વરસનો છે અને બીજીમાં ચાર વરસનો છે. આશરે લગણ પ્રાથમિક કેળવણી ફરજીઆત છે અને છોકરાંની ઉમ્મર ૬ થી ૧૪ વર્ષ સુધીની હોય છે. આટલી પણ કેળવણી છોકરાંને આપી ન શકે એવાં ગરીબ માબાપોને મદદ કરવાને જાપાનમાં ખાસ મંડળીઓ હોય છે. એ મંડળી એવાં છોકરાંનો કેળવણીનો ખરચ આપે છે. પ્રાથમિક શાળાની ફરજીઆત કેળવણી પૂરી થયા પછી તરતજ માધ્યમિક શાળા (અભ્યાસક્રમ પાંચ વરસનો ), સ્ત્રીઓ માટે ઊંચી શાળા ( અભ્યાસક્રમ ચાર વરસનો), અને ટ્રેનિંગ સ્કૂલો ( જ્યાં છોકરાઓનો અભ્યાસક્રમ ચાર વરસનો અને છોકરીઓનો ત્રણ વરસનો હોય છે) ની કેળવણી શરૂ થાય છે. અમુક ઉમ્મર સુધી છોકરા અને છોકરીને સાથે કેળવણી અપાય છે, અને ત્યારપછી તેમને માટે જુદી જુદી શાળાઓ હોય છે. ઊંચા પ્રકારની કેળવણીમાં નીચેની શાળાઓનો સમાવેશ થાય છેઃ યુનિવર્સિટિની કેળવણી માટે તૈયાર કરનારી હાઈ સ્કૂલો ( અભ્યાસક્રમ ૩ વરસનો), જેમને આગળ અભ્યાસ ન કરવો હોય તેમને માટેની હાઈ સ્કૂલો ( ૪ વરસના અભ્યાસક્રમ વાળી ), ઊંચા પ્રકારની ટ્રેનિંગ સ્કૂલો (છોકરાનો અભ્યાસક્રમ ૪ અને છોકરીઓનો ૩ વરસનો), અને સ્ત્રીઓ માટે કૉલેજો. આ પછી યુનિવર્સિટિ કૉલેજોમાં ત્રણ ચાર વરસ અભ્યાસ કરી ફતેહમંદ થાય તેને કાયદા, સાહિત્ય, કે વિદ્યાના વિષયમાં 'ગ્રૅજ્યુએટ'ની પદવી મળે છે. જાપાનમાં ગ્રૅજ્યુએટને 'ગકુશિ' કહે છે. યુનિવર્સિટિ હૉલમાં ઉપરાંત પાંચ વરસ અભ્યાસ કરવાથી 'ગકુશિ 'ને ' હકુશિ 'ની અતિમાન્ય પદવી મળે છે. આ પદવી મુંબઈની યુનિવર્સિટિની એમ. એ. ને મળતી છે. એ પદવી પ્રાપ્ત કરતા પહેલાં યુનિવર્સિટિના અધિકારીઓ નીમે તે વિષયપર પ્રબન્ધ રચવો પડે છે.

આ પ્રમાણે જાપાનમાં પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ ૪ વરસનો,

માધ્યમિક શાળાનો ૫ વરસનો, અને હાઈસ્કૂલોનો ૩ કે ૪ વરસનો હોય છે. આ સ્કૂલોમાં નીચે લખેલા વિષયો શિખવાય છેઃ—

નીતિના પાઠો
જાપાનીસ અને ચાઇનીસ ભાષાઓ
પરભાષાઓ
ખેતી
ભૂગોળ
ઇતિહાસ
ગણિતશાસ્ત્ર (અંકગણિત, અક્ષરગણિત, ભૂમિતિ, અને ત્રિકોણમિતિ)
પ્રાણિવિજ્ઞાન
વનસ્પતિવિજ્ઞાન
પદાર્થવિજ્ઞાન
રસાયણશાસ્ત્ર
જાપાનીસ અને ચાઇનીસ લેખનકળા
ચિત્રકામ (ડ્રૉઇંગ)
ગાયન
દેશીહિસાબ
કસરતશાસ્ત્ર

ટોકિયોની યુનિવર્સિટિમાં ૬ કૉલેજો છે, તેમાંની ખેતીની કૉલેજ સિવાયની બધી એકજ વાડામાં છે. આખી યુનિવર્સિટિનો એક પ્રમુખ છે અને દરેક કૉલેજપર એક ડિરેક્ટર છે. કૉલેજોમાં એક કાયદાની કૉલેજ, બીજી વૈદકશાસ્ત્રની કૉલેજ, ત્રીજી ઇજનેરી કૉલેજ, ચોથી સાહિત્યકૉલેજ, પાંચમી વિદ્યાકૉલેજ, અને છઠ્ઠી ખેતીની કૉલેજ છે. એમાંની પહેલી બેનો અભ્યાસક્રમ ચાર વરસનો અને બાકીનીનો ત્રણ વરસનો છે.

જાપાનમાં બે યુનિવર્સિટિ છે, એક ટોકિયોની અને બીજી કાયોટોની. બંને શિખવવાનું અને પરીક્ષા લેવાનું કામ કરે છે. પહેલીમાં આસરે ૩૦૦ અને બીજીમાં ૧૮૦ પ્રૉફેસરો છે. યુનિવર્સિટિમાં સાહિત્ય, કાયદા, વૈદકશાસ્ત્ર, ઇજનેરી કળા, અને વિદ્યાપર દેખરેખ રાખી વ્યવસ્થા કરનારી મંડ-

ળીએ છે. પ્રૉફેસરો ઘણે ભાગે જાપાનીઓ છે, અને તેઓએ પોતાના વિષયોમાં જર્મની, ફ્રાન્સ, ઑસ્ટ્રિયા, કે અમેરિકામાં અભ્યાસ કરી ઊંચી પદવી મેળવેલી હોય છે. કેટલાક પ્રૉફેસરો યુરોપીઅન અને અમેરિકનો પણ હોય છે. પણ બધા પ્રૉફેસરો જુવાન, ચપળ, આગળ જતાં અતિકુશળ નીવડે એવાજ રાખવામાં આવે છે. આ પ્રૉફેસરોનો વાર્ષિક પગાર ૨૦૦૦ થી ૬૦૦૦ યેન* હોય છે. કેળવણી ઘણે ભાગે જાપાનીસ ભાષામાંજ અપાય છે. માત્ર યુરોપીઅન પ્રૉફેસરો સ્વભાષામાં આપે છે. વિદ્યાર્થીઓને ફ્રેન્ચ કે જર્મન શીખવું પડે છે. અભ્યાસ પૂરો કરી પરીક્ષા પાસ થાય. એટલે તેમને સરકારી કે ખાનગી (વેપારોની વખારમાં કે કારખાનામાં) નોકરી મળે છે. શરૂઆતમાં તેમને ૧૦૦૦ યેન વાર્ષિક પગાર મળે છે. નોકરોની સંખ્યા જોઈએ તે કરતાં ઓછી છે, તેથી જાપાનમાં ગ્રૅજ્યુએટ કવચિતજ નોકરી વગરનો રખડતો માલમ પડે છે. માત્ર 'ગકુશિ' નામની એકજ ડિગ્રી છે. જે કોઈ વિદ્યાના કે સાહિત્યના વિષયપર નવીન સંશોધન દર્શાવનારો પ્રબન્ધ રચે છે તેને 'હકુશિ' નામની ડૉક્ટરની ઊંચામાં ઊંચી ડિગ્રી આપવામાં આવે છે. ટોકિયો યુનિવર્સિટિમાં આસરે ૮૦૦ અને કાયોટોની યુનિવર્સિટિમાં ૪૦૦ શિષ્યો છે. એ બધા શહેરમાં રહે છે અને ભાષણ સાંભળવાજ યુનિવર્સિટિમાં જાય છે.

હિંદુસ્તાનના વિદ્યાર્થીઓને માટે જાપાનમાં ખાસ ગોઠવણ છે. તેમના લાભને માટે અંગ્રેજી ભાષામાં ભાષણો અપાય છે, અને ત્યાંની યાન્ત્રિક (ટેકનિકલ) કૉલેજોમાં પાસ થાય તે હિંદુસ્તાનના વિદ્યાર્થીઓને જાપાનના વિદ્યાર્થીઓના જેટલાજ હક મળે છે. ઇગ્લંડ કે બીજા દેશ કરતાં જાપાનમાં હિંદુસ્તાનના વિદ્યાર્થીઓને વધારે સગવડ છે.

માસિક ફી આસરે ૬ યેન એટલે ૧૦ રૂપિયા છે. ખાધાખરચ આસરે અંદિને ૨૫થી ૩૦ રૂપિયા સુધી થાય છે, પુસ્તકો અને લૂગડાંલત્તાંનો માસિક ખરચ આસરે ૧૦ રૂપિયા થાય છે. હિંદુસ્તાનના શિષ્યોને રસોઇઓ રાખવો પડે તો તેનો માસિક ખરચ ૧૫ કે ૨૦ રૂપિયા બેસે છે. યુનિવર્સિટિના અધિકાર નીચે પાંચ હાઈસ્કૂલો છે, તે ટોકિયો, કાગોશિમા(?), કુમેમોટો, સેન્ડાઈ, અને કનઝવામાં છે. આ શાળાઓ વિદ્યાર્થીઓને યુનિવર્સિટિ

---

* ૧ યેન=૧૦ રૂપિયા.

માટે તેમજ સરકારી નોકરીની પરીક્ષા માટે તૈયાર કરે છે. દરેકમાં આસરે ૧૦૦૦ શિષ્યો છે. ફી ૪ યેન છે અને અભ્યાસક્રમ ત્રણ વરસનો છે. ૧૮ વરસની ઉમ્મરના છોકરાને દાખલ કરવામાં આવે છે. નિશાળ છોડયા પછી તેમને આસરે ૫૦ યેનના માસિક પગારની નોકરી મળે છે. આ હાઇ સ્કૂલો ઉપરાંત દેશના બધા ભાગોમાં શિલ્પશાળાઓ (ટેકનિકલ સ્કૂલો) અને ઔદ્યોગિક શાળાઓ હોય છે. દરેક મુખ્ય શહેરમાં બે હાઈ સ્કૂલો અને બે ઔદ્યોગિક શાળાઓ હોય છે, ત્યાં તે શહેરના ઉદ્યોગની ખાસ કેળવણી અપાય છે. ટોકિયોમાં દરેક કળા અને હુન્નરને લગતી કેળવણી આપવામાં આવે છે, અને ત્યાંની શિક્ષણપદ્ધતિ યુરોપની પદ્ધતિ કરતા કોઈ પણ રીતે ઉતરતી નથી.

સ્ત્રીઓ માટે જાપાનમાં પ્રથમ યુનિવર્સિટિ મિ. નરૂસના પારમાર્થિક પરિશ્રમથી થઈ છે. તેણે અમેરિકામા જઈ ત્યાં સ્ત્રીઓને કેવું શિક્ષણ અપાય છે તે જોયું. જાપાન પાછો આવ્યા પછી તેણે લોકોનાં મનપર સ્ત્રીકેળવણીની અગત્ય ઠસાવી અને જૂના વિરૂદ્ધ વિચારો તમનાં મનમાંથી કાઢી નાંખ્યા. તેણે દ્રવ્યવાન માણસોને સમજાવી સ્ત્રીઓને માટે યુનિવર્સિટિ સ્થાપવા મોટું ફંડ એકઠું કર્યું.

સ્ત્રીઓની યુનિવર્સિટિની વ્યવસ્થાપક મંડળમાં ૪૬ સમાસદો છે તેમાં કેટલીક સ્ત્રીઓ પણ છે. અભ્યાસક્રમમાં ત્રણ વિષયો છેઃ (૧) ગૃહવ્યવસ્થાશાસ્ત્ર, (૨) જાપાનીસ સાહિત્ય, અને (૩) અંગ્રેજી સાહિત્ય. દરેક વિષયમાં અઠવાડિયે ૨૧ કલાકનો અભ્યાસ આવશ્યક છે અને સાત કલાકનો અભ્યાસ ઐચ્છિક છે. સ્કૂલનું કામ સવારે દરરોજ રવિવાર સિવાય ૮થી ૧૨ વાગતા સુધી અને કેટલાક વર્ગને બપોરે ૧ વાગતાથી ૪ વાગતા સુધી ચાલે છે. પહેલા વિષયની બાબતમાં ઘણો વખત ગૃહવ્યવસ્થાની આનુભવિક કેળવણી આપવામાં જાય છે. નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અને બાળકની પ્રકૃતિનો અભ્યાસ આવશ્યક છે, અને ચિત્રકામ, ગાયનકળા, અને શિક્ષણપદ્ધતિનો અભ્યાસ ઐચ્છિક છે.

તુર્કસ્તાન, આફ્રિકા, ઇરાન, અને ચીનમાં સ્ત્રીકેળવણીપર પૂરતું લક્ષ અપાતું નથી, તેથી ત્યાં વિદ્યાવૃદ્ધિ થતી નથી. જાપાનમાં સ્ત્રીકેળવણીપર યોગ્ય ધ્યાન અપાય છે તેથી દરેક પ્રકારે દેશની ચડતી થાય છે.

---

# સામાન્ય જ્ઞાન.

## સૂર્યોદયાન્તરમાપક ઘડિયાળ.

દુનિયામાં જુદી જુદી જગાએ સૂર્યોદય કેટલા વખતને અંતરે થાય છે તે છોકરાંને સમજાવવાને એક જાડા (પત્તાંના) કાગળનો ઘડિયાળના આકારનો નમુનો નીચે મુજબ બનાવી શકાશે:—

નમુનો બનાવવાને જોઈતી વસ્તુઓ—જાડો પત્તાંનો કાગળ, કાતર, અને સોયો.

અ. જાડા કાગળમાંથી બે ગોળ પત્તાં કાપી કાઢવાં. તેમાંનું એક બીજાથી મોટું રાખવું. નાનું ૯ ઇંચ વ્યાસનું અને મોટું ૧૮ ઇંચ વ્યાસનું રાખવું.

બ. નાના પત્તાને મોટા ઉપર એવી રીતે મૂકવું કે બંને સમકેંદ્ર થાય.

ક. નાના પત્તાના પરિઘના ૨૪ સરખા ભાગ કરવા, અને ઘડિયાળના કાંટા ફરે છે તેથી ઉલટી દિશામાં ૧થી ૧૨સુધી અને ફરી ૧થી ૧૨સુધી એમ આંકડા માંડવા. ઘડિયાળના કાંટા ફરે છે તે દિશામાં પ્રથમ ૬નો અંક આવે ત્યાં આગળ **સવાર**, ૧૨ આગળ **અધ્યરાત્રિ**, ફરીથી ૬ નો અંક આવે ત્યાં આગળ **સાંજ**, અને ૧૨ આગળ **બપોર** એ મુજબ લખવું.

ડ. મોટા પત્તાનો પરિઘ સૂર્યની ગતિનો માર્ગ દર્શાવે છે. આ પરિઘના ૨૪ સરખા ભાગ કરી ઘડિયાળના ચંદામાં જ્યાં ૧૨ નો અંક હોય છે તે સ્થળે ૦ થી શરૂ કરી ૧૫, ૩૦, ૪૫, એમ પંદર પંદરને અંતરે બંને બાજુએ ૧૮૦ સુધી આંકડા મૂકવા આ અંકો પૃથ્વીના ગોળા ઉપરના રેખાંશ દર્શાવે છે. આ પત્તામાં જમણી બાજુને પશ્ચિમ બાજુ ગણવી અને ડાબીને પૂર્વ ગણવી. હવે આપણે લંડનનું ૦ રેખાંશ લઈએ છીએ તો લંડનની પશ્ચિમે પંદર પંદર રેખાંશને અંતરે આવેલી મુખ્ય જગાઓ જમણી બાજુના આંકડા આગળ અનુક્રમે મૂકવી, અને પૂર્વ તરફની ડાબી બાજુએ મૂકવી. એકજ રેખાંશ ઉપર આવેલી જગાઓનું દિનમાન સરખુંજ હોય છે માટે ઘણી પ્રખ્યાત જગા હોય તેજ માંડવી. મોટા પત્તા ઉપરના રેખાંશ-

ના ૨૪ ભાગો નાના પત્તા ઉપરના કલાક બનાવનાર ૨૪ ભાગો સાથે અનુક્રમે લીટીઓથી જોડવા.

ઈ. આ બંને પત્તાંના કેંદ્રમાં કાણું પાડી તે સોયામાં ભેરવવાં, એવી રીતે કે તે ફેરવવાં હોય ત્યારે ફરે.

હવે જો નાના પત્તાનો ૧૨ (**બપોર**)નો અંક ૦ રેખાંશની સામે આવે એવી રીતે પત્તાં રાખ્યાં હોય તો છોકરાં જોઈને કહી શકશે કે લંડનમાં બપોર હોય ત્યારે કલકત્તામાં તે દિવસની સાંજ, ન્યુઓરલીન્સમાં તે દિવસની સવાર, અને ન્યુઝીલંડમાં મધ્યરાત્રિ હોવી જોઈએ. હવે આપણે નાનું પત્તું ફેરવી તેનો ૬ (**સવાર**)નો અંક ૦ રેખાંશની સામે આવે તેવી રીતે રાખીશું તો છોકરાં જોઈને કહી શકશે કે લંડનમાં સવાર હોય તે વખતે કલકત્તામાં બપોર, ન્યુઓરલીન્સમાં મધ્યરાત્રિ, અને ન્યુઝીલંડમાં સંધ્યાકાળ હોવી જોઈએ. આવી રીતે બે આપેલી જગાના સૂર્યોદયનું અંતર માગ્યું હોય તો પૃથ્વીના ગોળા ઉપરથી તે જગાના પૂર્વ અથવા પશ્ચિમ રેખાંશ જાણી લઈ નાના પત્તાનો ૬ (**સવાર**)નો અંક બેમાંની એક જગાના રેખાંશ સામે આવે એવી રીતે નાનું પત્તું ગોઠવવું, એટલે બીજી જગાએ સૂર્યોદય કેટલા કલાક પહેલાં થઈ ગયો છે અથવા કેટલા કલાક પછી થશે તે સમજાશે.

આવો નમુનો દરેક નિશાળમાં બનાવી રાખવામાં આવશે તો તે ઘણો ઉપયોગી થઈ પડશે.



# ગણિત.

## પૂરક સરવાળાની રીતથી બાદબાકી.

શાળાપત્ર પુસ્તક ૪૧ને ૨૭૧મે પાને બાદબાકી કેવી રીતે શિખવવી તેની સમજણ આપતાં છેવટે "ત્યારપછી બીજી રીતો ( દાખલા તરીકે પૂરક સરવાળો ) કરી જોવાશે " એમ જણાવ્યું છે. પણ પૂરક સરવાળાની રીત સમજાવી નથી માટે તે અત્રે આપી છે:—

### ૧લું પગથિયું.

છોકરાંને સળીઓ, મણકા, વગેરેની મદદથી ૧+૩=૪, ૨+૫=૭, ૫+૪=૯, વગેરે સાદી સંખ્યાઓના દશક ન આવે એવા સરવાળા આવડે એટલે શિક્ષકે તેમને '૧ લખોટામાં કેટલા ઉમેરીએ તો ૪ થાય?' '૨ માં કેટલા ઉમેરીએ તો ૭ થાય ?' '૫ માં કેટલા ઉમેરીએ તો ૯ થાય ?' વગેરે સવાલ પૂછવા. થોડો મહાવરો થયાપછી આ સવાલના જવાબ તેઓ ઝડપથી આપી શકશે. ત્યારપછી તેજ સવાલો જુદા રૂપમાં પૂછી શકાશે; જેમકે તમારા બેમાંના એકની પાસે ૧ લખોટો હોય અને બીજાની પાસે ૪ હોય તો બીજાની પાસે કેટલા વધારે હશે અથવા તમારા બેના લખોટાની સંખ્યામાં કેટલો તફાવત હશે ? ........વગેરે. લખોટાયંત્ર આગળ છોકરાંને દસ વીસ આવા સવાલ પૂછવાથી તેઓ સમજશે કે બે સંખ્યાનો તફાવત એટલે તેમાંની નાની સંખ્યામાં જે સંખ્યા ઉમેરવાથી મોટી સંખ્યા આવે તે સંખ્યા. એક બે દાખલાથી આ વધારે સ્પષ્ટ થશે:—

**બાદબાકી**—૫-૩=૨, અથવા પાંચ લખોટામાંથી ૩ લખોટા લઈએ તો કેટલા બાકી રહે ? જ. ૨

**પૂરક સરવાળો**—૩ લખોટામાં કેટલા ઉમેરીએ તો ૫ થાય? જ. ૨

**બાદબાકી**—૯-૫=૪, અથવા ૯ લખોટામાંથી ૫ લઈએ તો કેટલા બાકી રહે? જ. ૪

**પૂરક સરવાળો**—૫ લખોટામાં કેટલા ઉમેરીએ તો ૯ થાય? જ. ૪

ઉપર મુજબ દસ અંદરની સાદી સંખ્યાઓની બાદબાકી પૂરક સરવાળાની રીતથી બાળવર્ગમાં શિખવી શકાશે.

### ૨જું પગથિયું.

૧લા પગથિયામાં બાદબાકી એ સરવાળાનું એક અંગ છે એમ છોકરાં

સમજશે, એટલે હવે તેજ રીતે પહેલા ધોરણમાં દસ ઉપરની સંખ્યાઓની બાદબાકી શિખવી શકાશે. પ્રથમ એવી સંખ્યાઓ લેવી કે મોટી સંખ્યાના, એકમ અને દશક નાની સંખ્યાના એકમ અને દશકથી વધારે હોય; દાખલા તરીકે

બાદબાકી—૨૮-૧૬=૧૨, અથવા ૨૮ લખોટામાંથી ૧૬ લખોટા લઈએ તો બાકી કેટલા રહે? જ. ૧૨

પૂરક સરવાળો—૧૬ લખોટામાં કેટલા ઉમેરીએ તો ૨૮ થાય? જ. ૧૨

પૂરક સરવાળાની રીતે આ દાખલામાં મોટી સંખ્યામાં એકમ ૮ છે અને નાની સંખ્યામાં એકમ ૬ છે તો ૬ લખોટામાં ૨ લખોટા ઉમેરીએ તો ૮ થાય, માટે જવાબમાં ૨ એકમ આવશે. મોટી સંખ્યામાં દશક ૨ છે અને નાની સંખ્યામાં દશક એક છે, તો ૧ દશક લખોટામાં બીજા ૧ દશક ઉમેરીએ ત્યારે ૨ દશક થાય માટે જવાબમાં ૧ દશક આવશે. આ રીતે જવાબ ૧ દશક અને બે એકમ એટલે ૧૨ લખોટા આવશે. આવી રીતના થોડા દાખલા કરાવ્યા પછી સો અંદરની ગમે તે સંખ્યાઓ લઈ દાખલા શિખવી શકાશે; દાખલા તરીકે

બાદબાકી—૬૬-૨૯=૩૭, અથવા ૬૬ લખોટામાંથી ૨૯ લઈએ તો કેટલા બાકી રહે? જ. ૩૭

પૂરક સરવાળો—૨૯ લખોટામાં કેટલા ઉમેરીએ તો ૬૬ થાય? જ. ૩૭

પૂરક સરવાળાની રીતે આ દાખલામાં મોટી સંખ્યામાં એકમ ૬ છે અને નાની સંખ્યામાં ૯ છે, તો ૯માં કોઈ પણ સંખ્યા ઉમેરવાથી ૬ થશે નહિ, પણ ૬ જેનો એકમ હોય એવી દશકવાળી સંખ્યા થશે, માટે તેવી સંખ્યા લેવી. આવી ઓછામાં ઓછી સંખ્યા ૧૬ છે, જેમાં દશક ૧ છે ને એકમ ૬ છે. હવે ૯ માં ૭ ઉમેરવાથી ૧૬ થાય છે, માટે જવાબમાં, એકમની જગાએ ૭ આવશે. હવે દશક લેતાં મોટી સંખ્યામાં ૬ દશક છે અને નાની સંખ્યામાં ૨ દશક છે. પણ ઉપર એકમમાં આપણે ૬ને બદલે ૧૬ લીધા હતા તે વખતે ૧ દશક વધારે લીધો હતો, તો તે દશક મોટી સંખ્યાના દશકમાંથી ઓછો થશે; એટલે મોટી સંખ્યામાં ૫ દશક રહેશે, અને નાની સંખ્યામાં ૨ દશક છે, તો ૨ દશકમાં ૩ દશક ઉમેરવાથી ૫

દશક થાય છે માટે ૩ દશક જવાબમાં આવશે. આવી રીતે જવાબમાં ૩ દ-શક અને ૭ એકમ એટલે ૩૭ લખેલા આવશે.

મણકા, કચૂકા, વગેરેની દશકની પોટલીઓ બાંધીને આવા દાખલા ૧લા ધોરણમાં શિખવી શકાશે. ઉપર બે જાતના દાખલા બતાવ્યા છે તેમાં બીજી જાતના દાખલા ૧લા ધોરણમાં ભારે પડે તો તે બીજા ધોરણમાં શરૂઆતમાં શિખવવા.

## ૩જું પગથિયું.

ઉપર મુજબ છોકરાંને ૧૦૦ની અંદરની સંખ્યાઓની બાદબાકી આ-વડે એટલે બીજા પગથિયામાં જણાવ્યા પ્રમાણેજ ૧૦૦ ઉપરની અને ૧૦૦૦ અંદરની સંખ્યાઓની બાદબાકી શિખવવી. ૧લા તથા ૨જા પગથિયામાં આપણે મણકા, કચૂકા, લખોટા, વગેરેની મદદથી હિસાબ કર-તા, પણ સો ઉપરની સંખ્યામાં તેમ કરવું મુશ્કેલ પડશે અને હવે છો-કરાં આ હિસાબોનું તાત્પર્ય સમજ્યાં હશે, માટે વસ્તુઓની મદદ સિવાય દાખલા કરવામાં આવશે તો વાંધો નથી. આ પ્રમાણે હજારની અંદરની સં-ખ્યાઓની બાદબાકી પૂરક સરવાળાની રીતથી શિખવ્યા પછી એક રકમમાં-થી ત્રણ ચાર રકમો તેવીજ રીતે બાદ કરવાનું શિખવી શકાશે; દાખ-લા તરીકે

**બાદબાકી.**

```
 ૪૭૫
 ───
 ૩૫
 ૪૪
 ૬૯
 ૧૦૨
 ───
જ. ૨૨૫
```

**પૂરક સરવાળો.**

૩૫, ૪૪, ૬૯, ૧૦૨ એ રકમોમાં કયી સં-ખ્યા ઉમેરીએ તો ૪૭૫ થાય? જ. ૨૨૫

પૂરક સરવાળાની રીતે આ દાખલામાં મોટી સંખ્યા (૪૭૫) માં એ-કમ ૫ છે અને નાની સંખ્યા (૩૫, ૪૪, ૬૯, ૧૦૨)માં એકમોનો સરવાળો ૨૦ છે, તો ૨૦ માં કોઈ સંખ્યા ઉમેરવાથી ૫ એકમ આવશે નહિ, પણ ૫ એકમવાળી ઓછામાં ઓછી સંખ્યા ૨૫ આવશે, જેમાં ૨ દશક અને ૫ એકમ છે. તો મોટી સંખ્યાના ૨૫ એકમ લઈએ ત્યારે

નાની સંખ્યાઓના ૨૦ એકમમાં ૫ ઉમેરવાથી ૨૫ થાય છે, માટે જવાબમાં એકમની જગાએ ૫ આવશે. ત્યારપછી દશક લેતાં મોટી સંખ્યામાં ૭ દશક છે તેમાંના ૨ દશક એકમની ગણતરીમાં લઈ લીધા છે, માટે ૫ દશક બાકી છે; અને નાની સંખ્યાઓના દશકોનો સરવાળો ૧૩ છે. હવે ૧૩ દશકમાં દશકની કોઈ સંખ્યા ઉમેરવાથી ૫ દશક થશે નહિ, પણ ૫ છેડે આવે એવી ઓછામાં ઓછી સંખ્યા ૧૫ દશક થશે, જેમાં ૧૦ દશક એટલે એક શતક અને ૫ દશક છે. તો મોટી સખ્યાના ૧૫ દશક લઈએ ત્યારે નાની સંખ્યાના ૧૩ દશકમાં ૨ દશક ઉમેરવાથી ૧૫ દશક થશે, માટે જવાબમાં દશકની જગાએ ૨ આવશે. હવે મોટી સંખ્યામાં શતકની જગાએ ૪ છે તે-માંથી દશકની ગણતરીમાં એક શતક લઈ લીધો છે અને ૩ શતક બાકી છે; અને નાની સંખ્યાઓમાં માત્ર એક શતક છે, તો ૧ શતકમાં બે શતક ઉમે-રવાથી ૩ શતક થાય છે, માટે જવાબમાં શતકની જગાએ ૨ આવશે. આવી રીતે જવાબમાં ૨ શતક, ૨ દશક, અને પાંચ એકમ એટલે ૨૨૫ આવશે.

સરવાળા પૂરા આવડ્યા પછી બાદબાકી નહિ શરૂ કરતાં આવી રીતે સરવાળા અને બાદબાકી સાથે સાથે ચાલશે. ૧લા અને ૨જા પગથિયામાં વસ્તુઓની મદદથી હિસાબ શિખવાશે એટલે તે બાળકોના મગજમાં બરાબર ઠસશે. વળી તેમને આ રીતે દાખલા કરાવવાથી સમજ પડશે અને તેઓ કં-ટાળ્યા વિના કામ કરશે.

---

# બાળડ્રિલ.

(આગુ પુસ્તક ૪૧ના પૃષ્ઠ ૩૯૫ થી.)

## ડમ્બેલ્સની ડ્રિલ.

### રમત ૨૭.

ડમ્બેલ્સની ડ્રિલની પહેલી રમત બાળકોને બરાબર આવડે ત્યારપછી તેઓને નીચે આપેલી બીજી રમત શિખવવી. શિક્ષકે પહેલી રમત શરૂ કરતી વેળા જેમ પોતે મોટે અવાજે "તૈયાર થાઓ" બોલી છોકરાંનું લક્ષ પોતાના તરફ ખેંચ્યું હતું, તેજ પ્રમાણે આ બીજી રમત શરૂ કરતી વખતે કરવું. શિક્ષક "તૈયાર થાઓ" એ શબ્દ બોલે એટલે બાળકોએ એક સીધી લીટીમાં ઉભા રહી પોતાના પગની પાનીઓ એક બીજા સાથે અડકાડી પ-

ગનાં અંગુઠા ૪૫ અંશને ખૂણે રાખી, ઊભા રહેવું. ડમ્બેલ્સની દરેક રમતની શરૂઆતમાં આજ પ્રથમની આજ્ઞા છે માટે બાળકોએ આ કૃતિ ઘણી ઝડપથી અને કંઈ પણ ભૂલ વગર કરવી.

એ પ્રમાણે બાળકો ઊભાં રહે ત્યારપછી નીચે પ્રમાણે આજ્ઞાઓ આપી કૃતિઓ કરાવવી. ડમ્બેલ્સની વહેંચણી કરવાની રીત પહેલી રમતમાં આપી છે તે મુજબ બધી રમતોમાં કરવાની છે તે યાદ રાખવું.

| આજ્ઞા. | કૃતિ. |
|---|---|
| એક. | ડમ્બેલ પકડેલો જમણો હાથ ખભા સાથે કાટખૂણો કરે તેવી રીતે રાખી આગળ સીધો લંબાવવો, હાથેલી આકાશ તરફ રાખવી, અને આંખ જમણી તરફ રાખવી. |
| બે. | ખભા સાથે કાટખૂણે રાખેલો જમણો હાથ કોણી સાથે કાટખૂણો કરે એવી સ્થિતિમાં લાવવો. આંખની સ્થિતિ તેની તેજ રાખવી. |
| ત્રણ. | ફરીથી જમણા હાથને ખભા સાથે કાટખૂણો થાય તેવી રીતે સીધો લંબાવવો. |
| ચાર. | ઉપરની સ્થિતિમાંથી જમણા હાથને જમણી બાજુના પાસાની સાથે કાટખૂણો થાય તેની રીતે સીધો રાખી લંબાવવો. આંખ સીધી રાખવી. |

એ રીતે જમણા હાથની ડ્રિલ બરાબર અને વગર ભૂલે આવડે ત્યારપછી તેજ આજ્ઞાઓ આપી તેજ પ્રમાણે ડાબે હાથે કૃતિઓ કરાવવી.

વળી બંને હાથની પૃથક્ પૃથક્ ડ્રિલ આવડયા પછી બેઉ હાથે તેજ આજ્ઞાઓ આપી તેની તેજ કૃતિઓ કરાવવી.

ત્યારપછી બાળકોએ પોતાની મેળે આજ્ઞાઓ સાથે બોલી એ કૃતિઓ કરવી. છેવટે બધાં બાળકોએ નીચેનું બાળગીત સાથે બોલી આ બીજી રમતની કૃતિઓ કરવી. આ પ્રમાણે તેમને વગર ભૂલે આવડે ત્યારેજ બીજી રમત બરાબર આવડી એમ સમજવું.

બાળગીત.

એક કહેતામાં આગે હાથ,
બેએ લાવો કોણી સાથ;
ત્રણે બો પહેલાંની પેઠ,
ચારે પાછા બાજુ ઠેઠ.

# शिक्षकोनी त्रिमासिक स्पर्धा.

ત્રિમાસિક સ્પર્ધામાં ઉત્તર લખી મોકલનાર શિક્ષકોને ગયા ઑક્ટોબરના અંકમાં સૂચના આપવામાં આવી હતી કે તેમણે ઉત્તરમાં પોતાનું નામ નહિ જણાવતાં એક કહેવત કે શ્લોક લખવો, અને એક છૂટાયદા કાર્ડમાં તેજ કહેવત લખી પોતાનું નામ ઠામ જણાવવું. છતાં ગઈ સ્પર્ધામાં કેટલાકે જુદા કાર્ડમાં પોતાનું નામ ઠામ જણાવ્યું નથી. તેથી તેમને વિનતિ કરવાની કે તેમણે ૧૫ દિવસની અંદર માગ્યા મુજબ લખી મોકલવું. આ હકીકત આવ્યા પછી ગઈ સ્પર્ધાનું પરિણામ બહાર પાડવામાં આવશે. હવેથી ઉત્તર લખી મોકલનાર એવી ભૂલ કરશે નહિ એવી આશા છે.

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવાઃ—

**પ્રશ્ન ૧ લો**—પાણી વિષે ધોરણવાર ચઢતા ક્રમમાં પાઠ આપવાની ટૂંકી નોંધ કાઢો. ઇનામ રૂ. ૨)

**પ્રશ્ન ૨ જો**—૨ જા ધોરણનાં બાળકોને બહાર નિરીક્ષણ માટે તેડી જઈ કઈ કઈ બાબતોનું ભાન કરાવી શકાશે? ઇનામ રૂ. ૧)

**પ્રશ્ન ૩ જો**—ગરમ હવા સુસ્ત અને નિર્બળ બનાવે છે અને ઠંડી હવા ચપળ તથા મજબૂત બનાવે છે, એ હકીકત દુનિયાના જુદા જુદા લોકોનો મુકાબલો કરી સિદ્ધ કરો. આ કારણને લીધે કેલેક્ટ અંશે જે જે દેશોની ચઢતી કે પડતી થઈ હોય તે જણાવો. ઇનામ રૂ. ૨)

**ટીપ**—સ્પર્ધાના નિયમ માટે એપ્રિલ સને ૧૯૦૩ ના શાળાપત્રમાં જોવા, ૨૦મી ફેબ્રુઆરી સુધી નહિ આવેલા ઉત્તરો લક્ષમાં લેવાશે નહિ.

# केळवणखातानी खबरो.

## જાહેરખબર.

(ઈ. નં. ૫૭૦૭, તા. ૧૩–૧૨–૦૨)

આથી ખબર આપવામાં આવે છે કે ગોમતીપુર તાલુકે દસક્રોઈ જિલ્લે અમદાવાદની લોકલબોર્ડ સ્કૂલના ૪થા આસિસ્ટંટ મણીશંકર જીવરામ દવેએ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થવા માટે જોઈએ તે કરતાં વધારે ઉમ્મર થઈ જવાથી પોતાને સને ૧૮૯૮ ની સાલમાં મળેલા પબ્લિક સર્વિસ સર્ટિફિકેટમાં ઉમ્મર છેકી ઓછી લખી છે એમ ટ્રેનિંગ કૉલેજના સત્તાધારીઓને માલમ પડવાથી, અને સદરહુ આસિસ્ટંટ આ કરવામાં પોતાની બદદાનત નથી એ બાબતનો સંતોષકારક પૂરાવો નહિ લાવી શકવાથી તેને કેળવણીખાતામાંથી બરતરફ કરવામાં આવ્યો છે.

અમદાવાદ.

C. Mayne,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. ભા.

તના સુરમા વાપરી જોતાં મને આપ સાહેબ તરફથી આવેલો સુરમો સર્વો ત્તમ માલુમ પડ્યો છે. જામનગર. હૉસપીટલ તારીખ ૧૩-૯-૯૫. વીનંતી **નરસિંહ ત્રીકમજી મહેતા.** એલ. એમ. એન્ડ. એસ. જામનગર હો. હા. સર્જનના સલામ તા. ૫—૮—૯૯ બુધવાર જુનાગઢ.

**શેઠ અસમાલજી અમીજી**—તમારો મોતીનો સુરમો મેં વાપર્યો છે, અને આંખમાં નાખવાથી તે ઘણીજ ઠંડક આપે છે. તેનો નિરંતર ઉ પયોગ કરવાથી આંખમાં થતા ઘણા ભયંકર રોગો અટકવા સંભવ છે એવો મ્હારો અભિપ્રાય છે.. તમારા સુરમાની બનાવટ ઘણી સારી છે એ ટલુંજ નહીં પણ તેની અસર અને ઉમદાપણાના પ્રમાણમાં કીંમત પણ ઘણી સરતી હોવાથી દરેક માણસ તેનો ઉપયોગ કરી શકે એમ છે એ વધારે વખાણવા લાયક છે. બાકી તો તમારી દુકાનના માન અને મરતબો અને તેમાં થતી દરેક ઉમદીવસ્તુની જથાબંધ ખરીદી એજ સર્ટીફીકેટ છે. એજં.

**મેડીકલ ઓફીસર જુનાગઢ.** **નરોતમદાસ ઈંદ્રજી વૈશ્નવ.**
એમ. બી. બી. એસ. (ડરહામ).

જામનગરના સુપ્રસિદ્ધ મરહુમ રાજવૈદ્ય ઝંડુભટજી તરફથી મળેલ નીચેનું સરટીફીકેટ. નંબર ૨૧. જામનગર જીવીતવર્ધક મંડળીની ઓફીસ.

**બોરા અસમાલજી મુલાં અમીજી અત્તરવાળા**—ને આ સર્ટી ફીકેટ લખી આપવામાં આવે છે કે તમો મોતીનો સુરમો જે બનાવો છો તે બનાવટ તમારી વંશપરંપરાથી ચાલતી આવે છે, તે બાબત અમો સારી રીતે જાણીએ છીએ. આ સુરમો ઘણોજ ઉમદા છે, તેમ તેના તમારા લ ખવા મુજબ ગુણ છે. એ સુરમાનાં જેટલાં વખાણ કરૂં તેટલાં થોડાં છે. આંખનાં દરદને માટે તમારો સુરમો સારો છે. તમારો સુરમો જે આંખના દરદી વાપરશે તો તેને ફાયદો થયાવિના રહેશે નહિ. એમ અમને ખાત્રી થઈ છે. એ સુરમો વાપરવા બીજાઓને ભલામણ કરૂં છું. હાલ એજ. મીતિ સં ૧૯૫૨ ના બીજા જેઠ વદ ૧૩ બુધવાર તા. ૮-૭-૯૬ ઇસ્વી. લી. ઝંડુ **વીઠલજી દા. શંકરપ્રસાદ વિ. ઝંડુ**

---

---



---

## સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટરતરફ મોકલવું. નોટપેડ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

"શાળાખાતાના" ડેપ્યુટી અને ઍસિસ્ટંટ ડેપ્યુટી સાહેબો તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. ... સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારી લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમાં છપાવવી તેનો આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડ... તો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની ... તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મનીઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બા... તના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો. ... સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી પોસ્ટેજ માફ. છૂટક નકલનો પોસ્ટેજ સાથે અઢી આના. પદરનો પગાર નાર દસ રૂપીઆસુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કોલરોને ટપાલ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર પેજપાને રૂ. ૧ થી ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં ... થશે નહિ.

### જાહેરખબરો છાપવાના ભાવ.

રૂ. ... લીટી. તો પ્રથમ પૂરો ચાર્જ અને તે
૧... ... ... ... ... ૩ છીના અગીઆર માસ લગી
૨... ... ... ... ... ૮ ગણો ચાર્જ પડશે. બાર
૩... ... ... ... ...૧૫ ઓછી મુદત હશે તો પહેલે
એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણેજ. દિને પૂરો ચાર્જ અને પછી
બાર માસ લગી લાગલાગટ હશે એક અર્ધો ચાર્જ લેવાશે.

### હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦ અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦ તે ઉપરનાને માટે અમને લ...

# स्त्री शिक्षण परीक्षा.

નિશાળ છોડયા પછી સ્ત્રીઓને પોતાનો અભ્યાસ વધારવાને ઉત્તેજન મળે, અને સ્ત્રીઉપયોગી જ્ઞાનની સ્ત્રીઓમાં વૃદ્ધિ થાય એ હેતુથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ "સ્ત્રી શિક્ષણ પરીક્ષા" લેવાની કરેલી યોજનાના નિયમો ગયા વર્ષના જુલાઇ માસના "બુદ્ધિપ્રકાશ" ના મુખ પૃષ્ઠ ૩–૪ ઉપર પ્રસિદ્ધ કરેલા છે. તે પરીક્ષા અમદાવાદમા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના નમરશેઠ પ્રેમાભાઇ હીમાભાઇ હૉલમાં તા. ૨૭ માહે ફેબ્રુઆરી સને ૧૯૦૩ ને શુક્રવારને રોજ બપોર પછી બે વાગતેથી શરૂ થશે. માટે જે સન્નારીઓની ઇચ્છા આ પરીક્ષા આપવાની હોય તેમણે નીચે સહી કરનારને તા. ૧૨ મી ફેબ્રુઆરી સુધીમાં નીચેની હકીકત જણાવવું. પરીક્ષામાં પાસ થનાર સર્વેને સર્ટીફીકેટ આપવામાં આવશે, તથા ઊંચે નંબરે પાસ થનારને ઠરાવેલાં ઇનામો પણ આપવામાં આવશે.

૧. પોતાનું નામ, બાપનું નામ તથા (પરણી હોય તો) ધણીનું નામ.
૨. જાત.
૩. ઉમ્મર.
૪. કયા ગામથી પરીક્ષા આપવા આવવાનું છે ?
૫. કયા ધોરણમાં પરીક્ષા આપવાની છે ?
૬. શાળા કયારે છોડી છે, અથવા કઇ સ્કૂલમાં શિક્ષક છે ?
૭. અંગ્રેજી અભ્યાસ કર્યો છે કે નહિ, ને કર્યો છે તો કેટલો ?
૮. ઉપરની માહિતી સાથે પોતાના બાપ કે વાલીનું સર્ટીફીકેટ એવી મતલબનું કે, ઉમેદવાર શાળામાં જતી કે ગઇ નથી તથા તે પરીક્ષા આપે તેમાં તેમની સંમતિ છે. (બાપ કે વાલી ન હોય તો કોઇ પ્રતિષ્ઠિત ગૃહસ્થનું સર્ટીફીકેટ મોકલવું.)

આ પરીક્ષા માટે નીચેનાં પુસ્તકો મુકરર કરવામાં આવ્યાં છે, અને તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફીસમાં નીચે પ્રમાણેની કિંમતથી મળે છેઃ—

| પુસ્તકનું નામ. | કિંમત. |
|---|---|
| ૧. ગૃહવ્યવસ્થા અને આરોગ્યવિદ્યા. | ૦–૧૦–૦ |
| ૨. અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય. | ૧—૦–૦ |
| ૩. છોકરાંઓની આરોગ્યતા. | ૦—૬–૦ |
| ૪. શિક્ષા વચન. | ૦—૧–૦ |
| ૫. આરોગ્યતા અને સ્વચ્છતા. | ૦–૧૦–૦ |
| ૬. અકસ્માત વખતે મદદ અને ઇલાજ. | ૦—૪–૦ |
| ૭. માંદાની માવજત. | ૦—૨–૦ |

અમદાવાદ.
તા. ૨૧–૧–૧૯૦૩.

લાલશંકર ઉમીઆશંકર,
ઓનરરી સેક્રટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી

# લેખનકળા કોપી બુકો.

## ગુજરાતી અને બાળબોધ ૭ નમ્બર.

### કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઈલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.

કેળવણી ખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાડી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ ક્રમની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં તે ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડી છે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપી બુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમની અનુભવી વિચારને ટેકો મળવા અહિં મૂકવી વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પેઇ (કાપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઉંચાં ટકાઉ વાપરેલાં છે,

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતનો અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે. તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં 'બાળકોપિહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાડે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે અમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, એ હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બે લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઉંચા ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણું ઉપયાગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે. જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકદ્દાઇ લઇ લોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની [illegible] લેખનકળા કોપીબુકની ઓફીસ—કાલબાદેવી રોડ નં. ૨૦૪ મુમ્બઇ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૨મું. ફેબ્રુઆરી ૧૯૦૩. અંક ૨જો.

## માસ.

ગયા મહિનાની ૧લી તારીખે દિલ્હી ખાતે ભારે દબદબાથી ભરેલા દરબારમાં આપણા નેકનામદાર માયાળુ શહેનશાહ શ્રી૭મા એડ્વર્ડ રાજાના રાજ્યાભિષેકની ક્રિયાની પૂર્ણાહુતિ કરવામાં આવી હતી. નામદાર વાઇસરૉય લૉર્ડ કર્ઝન સાહેબે પ્રથમ શહેનશાહનો ઢંઢેરો તથા પેગામ વાંચી બતાવી લંબાણથી છટાદાર ભાષણ કર્યું હતું. ત્યારબાદ તેમણે તથા નામદાર ડ્યુક ઑવ્ કૉનૉટે રાજારાણાઓની મુલાકાત લીધી હતી. છેવટે નામદાર શહેનશાહનો જય તથા દીર્ઘાયુષ્ય ઇચ્છી દરબાર વિસર્જન થયું હતું.

એ શુભ દિવસે હિંદુસ્તાનમાં બધે સ્થળે જાહેર તહેવાર પાળવામાં આવ્યો હતો, મોટાં શહેરો તથા કસ્બાઓમાં મુખ્ય રાજ્યાધિકારીએ નામદાર શહેનશાહનો ઢંઢેરો વાંચી બતાવ્યો હતો, નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓને મીઠાઈ વહેંચી હતી, તથા રાત્રે રોશની કરી દારૂખાનું ફોડ્યું હતું. નાનાં ગામડાંમાં મુખીતલાટીઓએ પાનસોપારીના મેળાવડા કર્યા હતા, અને ગામલોકે ઉઘરાણું કરી નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓને જમાડ્યા હતા અથવા મીઠાઈ વહેંચી હતી. દેશી રાજ્યોમાં પણ ઘણી ધામધુમ કરવામાં આવી હતી. સર્વેએ પ્રભુપ્રાર્થના કરી નામદાર શહેનશાહ ૭મા એડ્વર્ડ રાજાનો જય તથા દીર્ઘાયુષ્ય માગ્યાં હતાં.

શહેનશાહનો ઢંઢેરો તથા પેગામ અમે આ અંકને છેડે આપ્યા છે.

---

દિલ્હી દરબારને લગતું દેશી હુન્નર અને કારીગરીની ચીજોનું પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા નામદાર વાઇસરૉય લૉર્ડ કર્ઝન સાહેબે રાજ્યાભિષેકના શુભ દિવસની અગાઉ તા. ૩૦મી ડિસેમ્બરે કરી હતી. આ પ્રસં-

ગે નામદાર વાઇસરૉયે એક છટાદાર ભાષણમાં પ્રદર્શનનો હેતુ જણાવ્યો હતો, અને રાજારાણાઓ, અમીરઉમરાવો, તથા દેશના ધનાઢ્ય ગૃહસ્થોને દેશી કારીગરીને ઉત્તેજન આપી દેશને આબાદ કરવાની સલાહ આપી હતી. નામદાર વાઇસરૉયે નીચે આપેલી મતલબનું ભાષણ કર્યું હતું:—

"આ પ્રદર્શનમાં હિંદનો પ્રાચીન ઉદ્યોગ અને પ્રાચીન મહત્તા દેખાડનારી માત્ર પુરાતન કારીગરીની વસ્તુઓ મૂકવામાં આવી છે; હિંદની બહારની કારીગરીની અથવા પાશ્ચાત્ય પદાર્થોના જેવીજ બનાવી દીધેલી વસ્તુઓ મૂકવામાં આવી નથી......આથી દેશપરદેશના સર્વે લોકો જાણશે કે હિંદની કારીગરી બીજા દેશમાંથી આવેલી નથી પણ અત્રેજ ઉદ્ભવેલી છે; અદ્યાપિ પણ દેશમાં એવા કારીગરો છે કે જે પોતાની મેળે નવી વસ્તુઓ તથા નવા ઘાટો શોધી તથા બનાવી શકે છે; અને હિંદના લોકોને ઘરના રાચરચીલા તથા શૃંગારના સામાનને માટે મુંબઇ અને કલકત્તાનાં બજારોમાંથી જર્મનિ, ઑસ્ટ્રિયા, ફ્રાન્સ, ઇંગ્લંડ, જાપાન, અમેરિકા, વગેરે દેશોમાં બનતી ચીજો લાવવાની જરૂર નથી, પણ અત્રેજ શહેરોમાં અને ગામોમાં અનેક પ્રકારની તેવીજ વસ્તુઓ બને છે......હાલમાં પાશ્ચાત્ય રીતભાત દેશમાં પ્રવર્તતી જાય છે તેથી લોકો અહિંની વસ્તુઓને સ્થળે પરદેશી વસ્તુઓનો ઉપયોગ કરે છે, અને એમ ધારે છે કે હિંદમાં એવી ચીજો બની શકતી નથી; પણ આ પ્રદર્શનમાં મૂકેલી ચીજો જોઇને હિંદના અનેક વિભાગોમાંથી આવેલા રાજારાણાઓ અને ગૃહસ્થોની ખાતરી થશે કે આ દેશમાં કારીગરી તો અલૌકિક છે, પરંતુ તેને ઉત્તેજન નહિ મળવાથી તે દિવસે દિવસે પડતી દશામાં આવતી જાય છે......આથી દેશી કારીગરીને ઉત્તેજન આપવાની હું સઘળા રાજારાણાઓને તથા દેશના ધનાઢ્ય ગૃહસ્થોને, સલાહ આપું છું. મારી ઇચ્છા એવી છે કે હવેથી રાજારાણાઓ તથા લોકો બનો શકે ત્યાંસુધી પરદેશી વસ્તુઓનો ઉપયોગ કરશે નહિ, અને આ પ્રમાણે દેશી કારીગરીને ઉત્તેજન આપી લોકોની સ્થિતિ સુધારી દેશને આબાદ કરશે..."

---

ગયા ડિસેમ્બર માસમાં અમદાવાદમાં ૧૮મી નૅશનલ કૉન્ગ્રેસનો મેળાવડો થયો હતો. ગયા વર્ષથી એ મેળાવડાની સાથે હિંદુસ્તાનના હુનરો અને કારીગરીની ચીજોનું પ્રદર્શન ભરવામાં આવે છે. એવું પ્રદર્શન પહેલ કલકત્તે ભરવા-

માં આવ્યું હતું, અને હેણુ અમદાવાદમાં થયું હતું. એ પ્રદર્શન ખુલ્લું મૂકવાનો મોટો સમારંભ થયો હતો, અને તેની ક્રિયા મહારાજા ગાયકવાડ સરકાર શ્રીમંત સયાજીરાવે એક ઉત્તમ ભાષણ આપી કીધી હતી. આ પ્રદર્શનને ઉત્તર વિભાગના કમિશનર સાહેબ મી. લેલી તરફથી ઘણી પુષ્ટિ મળી હતી. એ પ્રદર્શનમાં વડોદરા રાજ્યમાંથી, કાઠિયાવાડનાં દેશી રાજ્યો, પોરબંદર, ભાવનગર, જામનગર, વગેરેમાંથી, અને બંગાળા, પંજાબ, ત્રાવણકોર વગેરે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાંથી ભિન્ન ભિન્ન કારીગરીના તરેહવાર નમુનાઓ મૂકવામાં આવ્યા હતા. એ ચીજોનું વર્ણન વર્તમાનપત્રોમાં વિગતવાર આવી ગયું છે, એટલે અત્રે એ વિષે કહેવાની જરૂર નથી. એમાં કચ્છમાં કોરેલો એક હાથી, આમલીનાં પાંદડાંનું પત્રાવળ, ત્રિચિનોપોલીની એક સ્ત્રીએ બરૂ અને લાકડાના પોચા ભાગનો માત્ર નખ કે ઘણાજ બારીક ઓજારવડે બનાવેલો ત્રિચિનોપોલીનો કિલ્લો, દક્ષિણ અને પોરબંદરથી આવેલાં કેળ અને કેવડાના રેશાનાં બનાવેલાં ધોતીઆં, મુંબઈથી આવેલી એક ખુરશી જેમાં બેસતાંજ આગળ પાછળની નળીઓમાંથી ફુઆરા છુટતા હતા, દોલતપુર હાઈસ્કૂલના ડ્રૉઈંગ માસ્તરે મોકલેલો એક કાર્ડ જેમાં ૧૨૦૦ લીટીઓ લખેલી સૂક્ષ્મદર્શક યંત્રવડે દેખી શકાય—આવી અને બીજી અનેક ચીજોપરથી દેશી કારીગરીને યોગ્ય ઉત્તેજન મળે તો કેટલે સુધી પહોંચી શકે તે સહજ જણાતું હતું. પ્રદર્શનના મંડપની બહાર ભાનુતાપ નામનું યંત્ર મૂકવામાં આવ્યું હતું. એમાં એવી યોજના કરી હતી કે સૂર્યનાં કિરણો એક સ્થળે એકઠાં થવાથી તેના તાપવડે રસોઈ કરી શકાય. એ યંત્રમાં ભજીઆં વગેરે રસોઈ થતા પણ હતી. એ યંત્ર પોરબંદર રાજ્ય તરફથી મૂકવામાં આવ્યું હતું. એનો શોધક વાયવ્ય પ્રાંતમાં અલમોરાનો વતની જોશી શ્રીકૃષ્ણ છે. આવાં પ્રદર્શનો થવાથી દેશી કળાને ઉત્તેજન મળે છે અને પ્રેક્ષકોને પણ અનેક પ્રકારની કેળવણી મળે છે એ નિર્વિવાદ છે, માટે કૉન્ગ્રેસનું પ્રદર્શન ભરવાનું કામ ખરેખર દેશને કલ્યાણકારક અને સ્તુત્ય છે.

---

મિ. પિ. બિ. જોશી નામના ગૃહસ્થે મુંબઈનો ઇતિહાસ એક નાના પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યો છે, તેપરથી કેટલીક એ શહેરને લગતી અગાઉની જૂની બાબતો જાણવામાં આવે છે. ગ્રીક વિદ્વાન ટૉલેમિ જેને અપિઆકા

કહે છે તે અને અશોકના લેખોમાં જે અપરાન્તક માલમ પડે છે તે બંને શબ્દો એકજ પ્રાંત દર્શાવે છે અને તે પ્રાંત તે કોંકણ છે. નાશિકના એક શિલાલેખપરથી એમ જણાય છે કે ઉત્તર કોંકણપર ઇસ્વી સનના બીજા સૈકામાં શતવાહન નામની જાતનું રાજ્ય હતું. કેટલાંક વર્ષ પછી ત્યાં મૌર્ય જાતની સત્તા થઈ અને તેમને હરાવી છઠ્ઠા સૈકામાં ચાલુક્ય લોકો પ્રબળ થયા. પછી સિલહર નામની દ્રાવિડિયન જાતે ૮૧૦ની સાલમાં ચાલુક્ય લોકોની સત્તા તોડી. ઇ. સ. ૧૨૬૦માં દેવગિરિના યાદવોએ સિલહર લોકો પાસેથી રાજ્ય લઈ લીધું અને સુબાઓ મોકલી રાજ્ય ચલાવ્યું. જ્યારે અલ્લાઉદ્દીન ખિલજીએ દેવગિરિપર હુમલો કર્યો ત્યારે ત્યાંના રાજાના એક પુત્ર ભીમદેવને સહીસલામતી માટે કોંકણ મોકલવામાં આવ્યો અને એ ભીમદેવે મુંબઈ વસાવ્યું. ભીમદેવના સમય સુધી ઉત્તર કોંકણની રાજધાની પુરી હતી, અને એ પુરી તેજ એલિફન્ટાનો ટાપુ. એલિફન્ટામાં જે ઉત્તમ શિલાનું કોતરકામ ને પુતળાં જોવામાં આવે છે તે સિલહર લોકોની સત્તાનાં સ્મારક ચિહ્નો છે. મુંબઈની પાસે માહિમ છે તે ભીમદેવે વસાવ્યું. એ ટાપુના સૌંદર્ય અને રમણીયતાથી એ એટલો બધો આશ્ચર્ય પામ્યો કે ત્યાં તેણે રાજમહેલ અને થોડાં બીજાં મકાનો બંધાવવાનો હુકમ કર્યો, અને કેટલાંક ઝાડો, મુખ્યત્વે નાળીએરીનાં ઝાડો, રોપાવ્યાં. આજ સમયના ઇતિહાસપરથી મુંબઈના કેટલાક ભાગોનાં નામોનું મૂળ જડી આવે છે. ભીમદેવે મુંબઈ સ્થાપ્યા પછી તરતજ અગ્નિ નામના લોકો ત્યાં વસ્યા. કદાચ અગ્નિપાડા નામના મુંબઈના ભાગનું નામ એ લોકોપરથી પડ્યું હોય. વળી અગ્નિ લોકોના બે ઉપવિભાગો, ઠાકર અને ભોઈનાં નામપરથી ઠાકોરવાડી અને ભોઈવાડો એ નામ પડેલાં જણાય છે. પરેલને માટે એવું માલમ પડે છે કે ત્યાં પરભુ લોકો વસ્યા અને તેઓએ એક દેવાલય બાંધ્યું તેમાં મહાદેવનું લિંગ એની મેળે પ્રગટ થયું. દક્ષિણમાં પરલીમાં પણ એવું જ્યોતિર્લિંગ છે તે ઉપરથી પરેલના જ્યોતિર્લિંગનું નામ પરલી વૈદ્યનાથ મહાદેવ પડ્યું અને ગામનું નામ પરેલ પડ્યું.

---

ઇંગ્લંડમાં એક ઇન્સ્પેક્ટરે એક નિશાળ તપાસી કેટલીક સૂચના કરી છે તે અગત્યની હોવાથી અત્રે આપી છેઃ—

'શિક્ષકે અઠવાડીઆમાં ભૂગોળ, પદાર્થપાઠ, અને ઇતિહાસના વિષયોમાં માત્ર એકજ પાઠ આપવો, અને ત્યારપછીના અઠવાડીઆમાં તેણે કંઈ નવું શિખવવું નહિ, પરંતુ એ વિષયોપર ગયા અઠવાડીઆમાં જે કંઈ શિખવવામાં આવ્યું હોય તે બધું ફરી જવા વર્ગના કેટલાક વિદ્યાર્થીઓને કહેવું. પુનરાવર્તન કરી જવાની આ ઉત્તમ રીત છે. આમાં શિક્ષકને ઘણી થોડી મહેનત પડે છે અને વિદ્યાર્થીને ઘણો લાભ થાય છે. મારા અભિપ્રાય પ્રમાણે શાળાઓમાં શિક્ષકો જાતે ઘણું કામ કરે છે અને વિદ્યાર્થી પાસે બહુ થોડું કરાવે છે. આથી જે શિખવાય છે તે વિદ્યાર્થીના મનમાં ઘણી લાંબી વાર રહેતું નથી અને મન જેવી રીતે કેળવાવું જોઇએ તેવી રીતે કેળવાતું નથી. આ તો ખરી વાત છે કે આમ કરવાથી શિક્ષકને ગયા અઠવાડીઆમાં જે કંઈ શિક્ષણ આપ્યું હશે તેમાંનું કેટલુંક ફરી આપવું પડશે, પરંતુ પોતે જે શિક્ષણ આપ્યું તેમાંનું કેટલું વિદ્યાર્થીઓનાં મનપર ઠસ્યું છે અને કેટલું તેઓ સંઘરી શક્યા છે તે માલમ પડી આવશે.'

ઇન્સ્પેક્ટર સાહેબની આ ટીકાના સંબંધમાં અમારો શિક્ષક તરીકેનો અનુભવ નીચે પ્રમાણે છે:—

કોઈ પણ વિષયમાં નવું શિક્ષણ આપતા પહેલાં એ વિષયનું જે શિક્ષણ ગઈ વખતે આપ્યું હોય તે વિદ્યાર્થીઓનાં મનપર કેટલું ઠસ્યું છે તે જોઈ જવાની જરૂર છે. આથી નવું શિક્ષણ શરૂ કરતા પહેલાં પંદર કે વીસ મિનિટ જે કંઈ ગઈ વખતે શિખવ્યું હોય તેપર પ્રશ્ન કરવામાં ગાળવી. એ પ્રશ્નો જુદા જુદા શિષ્યોને પૂછવા. એ પ્રશ્નોનો ઉત્તર કોઈ પણ વિદ્યાર્થી તરફથી મળવોજ જોઈએ. શિષ્યનાં મનમાં એમ હોવું જોઈએ કે શિખવી ગયેલા વિષયના સંબંધમાં થયેલા પ્રશ્નનો ઉત્તર નહિ આવડે તો શિક્ષક ઘણીજ અપ્રીતિ દર્શાવ્યા વિના રહેનાર નથી. શિક્ષકની અપ્રીતિ ન થાય પણ ઘણીજ પ્રીતિ રહે એવી લાગણી શિષ્યવર્ગનાં મનમાં અવશ્ય રહેવી જોઈએ, અને એવી લાગણી ઉત્પન્ન કરવી એ શિક્ષકનું કામ છે. આ પ્રમાણે કોઈ પણ વિષયપર નવું શિક્ષણ આરંભતા પહેલાં પંદરેક મિનિટ થઈ ગયેલાનું પુનરાવર્તન કરવામાં ગાળવામાં આવશે તો તેથી અનેક લાભ થશે. વિદ્યાર્થીઓને શિક્ષકના શિક્ષણપર એકચિત્તે ધ્યાન આપવાની જરૂર પડશે, તેમજ બીજે દિવસે વર્ગમાં આવતા પહેલાં આગલા દિવસના પાઠનું પુ-

કરાં નિશાળ છોડે તે વખતે તેમને ઇગ્લંડના ઇતિહાસમાં હૅનોવેરિયન સમયનું પરિપક્વ જ્ઞાન હોય અને પાછલા સમયનું નહિ જેવું જ્ઞાન હોય એમ ન થવું જોઇએ. તેમજ અમેરિકાની ભૂગોળ સારી રીતે આવડતી હોય અને પોતાના દેશની ભૂગોળ ભૂલી ગયા હોય એમ પણ ન થવું જોઇએ.'

આનો અર્થ એવો છે કે ઉપલું ધોરણ શિખવનાર શિક્ષકે માત્ર પોતાના ધોરણના વિષયોજ શિખવવા એટલુંજ નહિ, પરંતુ પાછલાં ધોરણોમાં જે શીખ્યા હોય તેનું પુનરાવર્તન કરાવી પાકું કરાવવું. આ વાત શિક્ષકો ઘણીવાર ધ્યાનમાં રાખતા નથી એમ અમારા અનુભવપરથી કહી શકીએ છીએ. હાઈસ્કૂલમાં સાતમા ધોરણમાં સંસ્કૃત કે ઇતિહાસ શિખવતી વખતે અમે ઘણી વાર જોયું છે કે શિષ્યવર્ગને છઠ્ઠા ધોરણમાં જે શીખ્યા હોય તેનું કંઈક જ્ઞાન હોય છે, પરંતુ પાછલાં ધોરણોમાં જે શીખ્યા હોય છે તે તેઓ છેક વીસરી ગયા હોય છે. આનું પરિણામ એ થાય છે કે વિષયો મૂળથી શિખવવા પડે છે. માટે શિક્ષકોનો ધર્મ છે કે તેમણે વિદ્યાર્થીઓ પાછલાં ધોરણોમાં જે શીખ્યા હોય તેનું વારંવાર પુનરાવર્તન કરતા રહેવું.

ઇન્સ્પેક્ટરની ચોથી સૂચના નીચે પ્રમાણે છેઃ—

'જે પદાર્થપાઠો આપ્યા હોય, જે નમુના વાપર્યા હોય, જ્યાં જ્યાં છોકરાંને ફરવા લઈ જવામાં આવ્યાં હોય, અને પદાર્થપાઠપર જે નિબંધ લખાવ્યા હોય તે બધાંની હકીકત ટૂંકાણમાં શિષ્યવર્ગનો અભ્યાસક્રમ જે પુસ્તકમાં નોંધાતો હોય તેમાં તારીખ સાથે નોંધી રાખવી. પદાર્થો વગેરે જોવાને છોકરાંને બહાર લઈ જયા કરવાં અને બહાર લઈ ગયાની તારીખની નોંધ વખતપત્રકમાં નીચે લખવી. શિક્ષકો કઈ દિશાએ છોકરાંને ફરવા તેડી ગયા છે તેની ખબર કાળા પાટિયાપર લખવી કે છોકરાં બહાર ગયાં હોય તે વખતે શાળામાં કોઈ આવનારને તેઓ ત્યાં શું કરે છે તે જોવા કઈ દિશાએ તેમની પાછળ જવું તે ખબર પડે.'

વળી એજ વિષયપર બીજા ઇન્સ્પેક્ટરની સૂચના એવી છે કે કાળા પાટીઆપર વિષયને લગતી જે નોંધ શિક્ષક કરે તે વિદ્યાર્થીઓએ નોટબુકમાં ઉતારી લેવી; કેમકે એ નોંધ તેમની સ્મરણશક્તિને ઘણી અગત્યની થઈ પડશે.

અભ્યાસક્રમના સંબંધમાં એજ્યુકેશન ઇન્સ્પેક્ટરની બીજી સૂચના એવી છે કે ધોરણનો તમામ અભ્યાસક્રમ પૂરો કરવા શિક્ષક બંધાયલો નથી. એ અભ્યાસક્રમ તો ઘણામાં ઘણાં વર્ષમાં કેટલો અભ્યાસ કરાવી શકાય તે બતાવવા માટે છે. પણ માંદગી કે બીજા કોઈ કારણને લીધે અભ્યાસક્રમ પૂરો ન પણ થઈ શકે. એવે વખતે ગમે તેમ તે પૂરો કરી અધુરું જ્ઞાન આપવાને બદલે થોડો અભ્યાસક્રમ અધુરો રહે તો ફીકર નહિ, પણ જેટલો કરવો તેટલો પરિપૂર્ણ શિખવવા તરફજ શિક્ષકની નજર રહેવી જોઈએ. ધોરણમાં મકી કરેલો અભ્યાસક્રમ શિખવી રહ્યા પછી વખત મળે તો વિશેષ જ્ઞાન ન આપવું એવો કંઈ અભ્યાસક્રમ નક્કી કરનારાઓનો ઉદ્દેશ નથી. તેમનો ઉદ્દેશ તો એટલોજ છે કે સાધારણ રીતે આટલો અભ્યાસક્રમ થવો જોઈએ; પછી ઓછો વત્તો થાય તેની ફીકર નહિ. પણ જે કંઈ શિખવવું તે પરિપૂર્ણ શિખવવું એ તો હમેશ યાદ રાખવું જોઈએ.

---

પંજાબની કેળવણીનો સને ૧૯૦૦-૧૯૦૧ નો વાર્ષિક રિપોર્ટ બહાર પડ્યો છે, તેમાં મુખ્ય જાણવા લાયક બાબતો નીચે મુજબ છેઃ—

| | | |
|---|---|---|
| વસ્તી | મરદ | ૧, ૨૦, ००, ०००. |
| | સ્ત્રીઓ | ૧, ००, ०८, ०००. |

શાળામાં ભણતા છોકરા ૨, ૩૫, ०००.
,, ભણતી છોકરીઓ ૨૩, ०००.

કૉલેજની કેળવણી—

૭ પહેલા વર્ગની કૉલેજો.

૫ બીજા વર્ગની કૉલેજો.

૧૧૫૨ શિષ્ય.

બીજા વર્ગની કેળવણી—

યુનિવર્સિટિની પ્રવેશક પરીક્ષામાં ૧૮૫૧ વિદ્યાર્થીઓ બેઠા હતા તેમાંથી ૧૧૫૭ પાસ થયા.

૧૦૯ હાઈસ્કૂલો છે, તેમાં ૩માં દેશી ભાષાનું જ્ઞાન આપવામાં આવે છે.

માધ્યમિક કેળવણી—

વિદ્યાર્થીઓની સંખ્યા ૧,૦૫,૩૧૭ હતી. ૫૪૧ ગામડી શાળાઓને સરકાર તરફથી મદદ મળે છે, પરંતુ સરકારની મદદ છતાં પણ એવી શાળાઓ દિવસે દિવસે ઓછી થતી જાય છે.

યુરોપીઅનોની કેળવણી—

યુરોપીઅનોને માટે ૩૫ શાળા છે ને તેમાં વિદ્યાર્થીની સંખ્યા ૨,૩૪૧ હતી.

મુસલમાનોની કેળવણી—

એ વર્ષમાં ૨૫ બી. એ. અને ૨ બી. ઓ. એલ. થયા. પ્રવેશક પરીક્ષામાં પાસ થયલા ૧૦ ઉત્તમ વિદ્યાર્થીઓમાં ૫ મુસલમાન છે.

યાન્ત્રિક કળાને લગતી કેળવણી—

મેયોના કળાભવનમાં ૩૦૪ વિદ્યાર્થીઓ છે, તેમાં ૧૪૪ મુસલમાન અને ૧૦૯ હિંદુ છે.

બોર્ડિંગ હાઉસ ૩૨૩ છે, તેમાં ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ રહેતા હતા.

શિક્ષકોની કેળવણી—

બીજા વર્ગની શાળાનાં શિક્ષકો માટે લાહોરમાં ટ્રેનિંગ કૉલેજ છે, તેમાં ૬૬ વિદ્યાર્થીઓ હતા. પ્રાથમિક શાળાના શિક્ષકો માટેની નૉર્મલ સ્કૂલમાં ૨૫૬ વિદ્યાર્થીઓ હતા. છોકરાઓની નિશાળોમાં ૬,૭૮૬ શિક્ષકો છે તેમાં ૪,૫૧૮ સર્ટિફિકેટ મેળવેલા છે.

---

સ્ત્રીકેળવણીની બાબતમાં ત્રાવણકોર આગળ વધેલું જણાય છે. લોકો તેમજ મહારાજાઓ જૂના વિચારોને વળગી રહેનારા છે, તોપણ મહારાજાઓ કેળવણીને સારૂં ઉત્તેજન આપતા રહે છે. હિંદુસ્તાનનાં બીજાં સ્થળોમાં છોકરીઓ જેટલી ઉમ્મર સુધી નિશાળે ભણી શકે છે તેના કરતાં ત્રાવણકોરમાં ત્યાંના રિવાજને લીધે વધારે વર્ષ સુધી નિશાળે શિક્ષણ લઈ શકે છે. આથી સ્ત્રીકેળવણી ઘણી આગળ વધી છે. માત્ર ત્રિવેન્દ્રમમાંજ સ્ત્રીઓને માટે બે કૉલેજો છે, તેમાં મદ્રાસ યુનિવર્સિટિની એફ. એ. પરીક્ષાના અભ્યાસક્રમ જેટલું શિખવવામાં આવે છે.

---

'સ્કૂલ જર્નલ' નામના અમેરિકાના ચોપાનીઆમાં નીતિની અને ધર્મની કેળવણી વિષે વિચારો દર્શાવ્યા છે તેનો સાર નીચે પ્રમાણે છે:—

દરેક માણસે પોતાની જીંદગી સારી રીતે નિર્ગમન કરવી હોય તો તેને નીતિના નિયમમાં મૂકવાની જરૂર છે. નીતિની કેળવણી વિનાની કેળવણી સંપૂર્ણ કહી શકાયજ નહિ. આપણે આપણા શિક્ષકોને ધર્મ સંબંધી કેળવણી આપવાનો આગ્રહ કરી શકીએ નહિ; પરંતુ નીતિબળ મોટું છે અને એથી જીંદગી દોરવાવી જોઈએ એ વાત તેઓએ ભૂલવી નહિ એવો આગ્રહ કરી શકીએ.

ધર્મનું મૂળ નીતિ છે. માણસ ધર્મિષ્ઠ ન હોય ને નીતિમાન્ હોઈ શકે, પણ નીતિમાન્ ન હોય તો ધર્મિષ્ઠ હોઈ શકેજ નહિ. શાળામાં નીતિનું શિક્ષણ આપવું એટલે વિદ્યાર્થીઓને ખરું કે વાજબી શું અને ખોટું કે ગેરવાજબી શું તે શિખવવું, હમેશ વાજબી રીતે વર્તવાથી શા લાભ થાય છે તે સમજાવવા, અને પ્રમાણિકપણું શખવું, એકલપેટાપણું દૂર કરવું, વડીલોને અને અધિકારીઓને યોગ્ય માન આપવું, સામાઓના અભિપ્રાય તેમજ હક વિરૂદ્ધ હોય તોપણ તે તરફ માનની દૃષ્ટિથી જોવું, સારી ચાલચલગત, સારી રીતભાત, સભ્યતા (જે બીજા વખાણવા લાયક ગુણોનું હમેશ બાહ્ય સ્વરૂપ છે), સારા ગ્રંથકારોના ઉત્તમ ગ્રંથો વાંચવા તરફ પ્રેમ, પવિત્ર વિચાર, ઉદાર કૃત્ય, તથા ઈશ્વર, કુદરત, અને તેની સૃષ્ટિ, પ્રાણી, પક્ષી, પુષ્પ પ્રત્યે ભક્તિ અને પ્રેમભાવ—આ ગુણો આવે એવી કેળવણી આપવી.

આથી આગળ વધવું એ જોખમભરેલું છે. શાળાઓમાં ધર્મની કેળવણી આપી શકાય નહિ; કેમકે દેશમાં અનેક પંથો હોવાથી દ્વેષ અને વરભાવ ઉત્પન્ન થયા વિના રહે નહિ. જેટલા પંથો હોય તે બધાની જુદી જુદી શાળાઓ થાય; કેમકે શિક્ષકનો જેવો પંથ હોય તેવીજ તે કેળવણી આપે.

અમેરિકામાં પણ આ પ્રમાણે ધર્મની કેળવણી આપવામાં આટલી બધી હરકત છે, તો આપણા દેશમાં સરકાર ધર્મ સંબંધી કેળવણી નથી આપતી એ ઘણુંજ ડહાપણભરેલું છે એ નિર્વિવાદ છે.

---

"યૂથ્સ કમ્પૅનિયન" નામના ચોપાનીઆમાં કેવી રીતે વાંચવું તે વિષે.

એક વિદ્વાને કેટલીક ચાગસની સૂચના આપી છે તે દરેક વિદ્યાર્થીએ ધ્યાનમાં રાખવા લાયક છે.

કેવી રીતે વાંચવું—જે ચોપડી વાંચો તેમાંથી કંઈ પણ યાદ રાખવાનો પ્રયાસ કરો. જે પુસ્તક વાંચવા લાયક છે તો તે સ્મરણ કરવા લાયક પણ છે. કોઈપણ માણસ જેટલું વાંચે તેટલું બધું યાદ રાખી શકે નહિ, પણ જે બાબતપર તેને પ્રેમ હોય તે બાબત જેટલી તેની શક્તિ હોય તેના પ્રમાણમાંજ તે યાદ રાખી શકે. પણ દરેક માણસે જે પુસ્તક તે વાંચે તેમાંથી કંઈપણ ગ્રહણ કરવું જોઈએ, અને પોતાના આગલા જ્ઞાનમાં કંઈ પણ વધારો કરવો જોઈએ. નહિતર આંખને તસ્દી આપવાનું કારણ શું છે ? એમ નકામી આંખને તસ્દી આપવા કરતાં તો મેદાનમાં સુઈ આકાશ તરફ દૃષ્ટિ ફેરવી ઈશ્વરનો મહિમા નિહાળવાથી વધારે લાભ છે.

હવે કોઈપણ સારો ગ્રન્થ શી રીતે યાદ રાખવો એ વિષે વિચાર કરવાનો છે. મનુષ્ય જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ તેની સ્મરણશક્તિ નબળી પડતી જાય છે; તેમજ મનુષ્ય જે ધંધે વળગેલો હોય છે તેને લગતા દરરોજના કામમાં તેનું મન રોકાય છે તેને લીધે તે ધંધાથી બીજા કોઈ વિષયને લગતી બાબત સ્મરણશક્તિમાં સહેલથી રહી શકતી નથી. આથી કોઈ પણ સારું પુસ્તક વાંચી તેમાંથી સાર ગ્રહણ કરવાનો ઉત્તમ માર્ગ એ છે કે પુસ્તકમાં જે કંઈ રસિક અને સ્મરણ રાખવા યોગ્ય માલમ પડે તેની નોંધ કરી લેવી. આમ કરવામાં વખત જશે તેમજ શ્રમ પણ પડશે; પણ કાળક્ષય કે શ્રમ નિરર્થક જશે નહિ; કેમકે પુસ્તકમાં ગ્રહણ કરવા લાયક શું છે તે શોધી કાઢવું અને તેના મુખ્ય વિચારોને સંક્ષેપમાં લખવા એ પણ એક મનને કસરત છે, અને એથી પુસ્તકનો સાર સહેલાઈથી યાદ રહી જાય છે. પછી નોંધપુસ્તક ખોવાઈ જાય તોપણ વાંચેલું સ્મરણસ્થાનમાંથી જતું રહેતું નથી.

વળી ચોપડી આપણી પોતાનીજ હોય તો આરંભમાં કે છેવટે એક બે કોરાં પાનાં હોય છે તેમાં ટૂંકી નોંધ કરવી, તેમજ નોંધની સાથે જરૂર હોય ત્યાં પુસ્તકને જે પાને અગત્યની બાબતો હોય તે પાનું પણ લખવું. જો કોરાં પાનાં ન હોય તો પૂંઠા સાથે બે ત્રણ કોરાં પાનાં ચોઢાડવાં.

યૂરોપના એક વિદ્વાન્ વિષે એમ સાંભળવામાં આવ્યું છે કે જે સારાં પુસ્તકો તે વાંચે છે તેમાંના ઉત્તમ વિચારો તે સરખા કદની કાગળની છબરકીઓ ઉપર લખી રાખે છે; અને એ છબરકીઓ સરખાજ કદની પેટીઓમાં મૂકે છે. આ તેના પુસ્તકાલયનો એક ભાગ છે અને એમાં તેણે જે અસંખ્ય ગ્રંથો વાંચ્યા છે તેમાંના ઉત્કૃષ્ટ વિચારો સંઘરી રાખ્યા છે.

---

'ટીચર્સ એઇડ' નામના ઇંગ્લંડના માસિક ચોપાનીઆમાં હરિ બ્રિએટ્ટ નામના વિદ્વાનના 'મ્હોંએ કરવું' એ વિષે કેટલાક વિચારો છે તે જાણવા લાયક ધારી તેનો સાર નીચે આપ્યો છેઃ—

'મ્હોંએ કરીને શીખવું એ ન શીખ્યા બરાબર છે' આ વાક્ય શાળાઓમાં અક્ષરશઃ સમજી તે પ્રમાણે પદ્ધતિ યોજાવાનો ભય રહે છે. જૂની પેઢીઓમાં જ્ઞાન મેળવવાની પદ્ધતિનો નાશ થયો તેની સાથે છોકરાંને કેળવવાની ઘણી જૂની હિતકારક પદ્ધતિઓ પણ નાશ પામ્યા જેવી છે, અને મ્હોંએ કરી શીખવાની કિમતી માનસિક કેળવણી પણ નાશ થવાના સમીપ જોખમમાં છે.

જીંદગી લગણ પહોંચે એવી કેળવણીરૂપી ઇમારત નાખવાનું સ્થાન મૂળ શાળાઓ છે. જ્યારે છોકરૂં શાળા છોડે ત્યારે એ ઇમારતનું કામ એટલું બધું વધેલું હોવું જોઈએ કે છોકરૂં પોતાના પ્રયાસથી તે ઇમારત પૂરી કરી શકે. તેટલા માટે છોકરાં શાળા છોડી ધંધે વળગે ત્યારે સંગ્રાહક અને પરિપૂર્ણ સ્મરણશક્તિથી વધારે સારૂં તેમની પાસે બીજું કંઈ સાધન નથી.

સર્વથી સારી રીતે કેળવનાર કુદરતે છોકરાંને એવું મન બક્ષ્યું છે કે જેપર સહેલથી અસર થઈ શકે છે. વળી બાલ્યાવસ્થામાં એટલે જ્યારે છોકરાં શાળાઓમાં શીખતાં હોય તે વખતે છોકરાંનાં મન જેમ વાળીએ તેમ વળી શકે એવાં હોય છે, અને એ સમયે મનની બધી શક્તિઓ, અને મુખ્યત્વે સ્મરણશક્તિપર આબેહુબ છાપ પડે છે ને તે ઘણો વખત રહે છે.

તેટલા માટે જ્યારે છોકરાં શાળામાં હોય ત્યારે તેમની સ્મરણશક્તિ બરાબર કેળવાય ને તેમાં સારો સંગ્રહ થાય તેની શિક્ષકે બરાબર સંભાળ

લેવી એ તેનું કામ છે. કેમકે જ્યારે તેઓ બુદ્ધિપૂર્વક સ્મરણશક્ત ઉપ- રવા જેવાં થાય ત્યારે તેમને અગાઉ કેળવેલી સ્મરણશક્તિ કામ લાગે.

મ્હોંએ કરી શીખવું એ મુખ્યત્વે નીચલાં ધોરણોમાં અને બાળવર્ગમાં ઘણુંજ અવશ્યનું છે. એ સમયમાં વિચારનો સંગ્રહ કરવામાં સ્મરણશક્તિ ઘણી બળવાન્ છે. મોટી ઉમ્મરે બુદ્ધિ કેળવાવાથી જે બાબતો અને શબ્દો યાદ રાખવાં કષ્ટરૂપ થઈ પડે તેવી બાબતો અને શબ્દો યાદ રાખવાં એ ઉછરતાં બાળકની કદી પણ તૃપ્ત ન થાય એવી સ્મરણશક્તિને બોજારૂપ થઈ પડતું નથી.

છોકરાં છેક બાળક હોય ત્યારે તેમના સંબંધમાં મ્હોંએ કરી શીખવું અને પોપટીઆ જ્ઞાન મેળવવું એ બે વચ્ચે તફાવત કરવો અઘરો છે; પણ જેમ જેમ છોકરાં મોટાં થાય તેમતેમ કંઈ પણ મ્હોંએ કરતા પહેલાં તેનો બરાબર અર્થ સમજવો જરૂરનો છે. માત્ર શબ્દોજ મ્હોંએ કરવા ને કંઈ સ- મજવું નહિ એનુંજ નામ પોપટીઉં જ્ઞાન. મ્હોંએ કરી શીખવાથી શીખના- રના મનમાં જ્ઞાન અમુક શબ્દના સ્વરૂપમાં પ્રવેશ કરે છે. પોપટીઉં જ્ઞાન મેળવવાનું જારી રહે તો ઘણીજ હાનિ થાય છે; પણ મ્હોંએ કરી શીખ- વાથી વિચારો મનમાં ઘણીવાર વધારે સારી રીતે ઠસવામાં મદદ મળે છે.

આગળ જતાં કોઈ દિવસે અર્થ સમજવાને શક્તિમાન્ થશે એમ સ- મજી કોઈપણ બાળક પાસે તેને સમજાય નહિ એવાં વાક્યો ગોખાવવાં નહિ. આતો મનપર અસહ્ય બોજો મૂકયા જેવું છે અને મન પોતાનું કામ બરા- બર કરવા અશક્ત થાય છે. છોકરાંની ઉમ્મર અને વિષયની સરળતા બરા- બર વિચારમાં લેવાં જોઈએ. વળી સમજ્યા વગર મ્હોંએ કરવાથી મનને, ઘણોજ પરિશ્રમ અને કંટાળો લાગે છે. માટે જેવી રીતે કોઈ ડાહ્યો વૈદ આગળ જતાં છોકરાંને ફાયદો થશે એમ સમજી તેમનાથી પાચન ન કરી શકાય એવો ખોરાક તેમને ખવડાવશે નહિ, તેવીજ રીતે કોઈપણ ડાહ્યો શિક્ષક આગળ જતાં કામ લાગશે એમ સમજી બાળકોના સ્મરણસ્થાનમાં ઠાંસી ઠાંસીને ન સમજાયેલા શબ્દો ભરી મૂકવાનો પ્રયાસ કરવો નહિ.

સમજીને મ્હોંએ કરવું નીચેની બાબતમાં ખાસ ઉપયોગી છેઃ—

(૧) ગ્રંથકારો અને વક્તાઓનાં ભાષણો ને ભાષણો, જેમાં વિચારો ઉત્તમ ભાષામાં દર્શાવેલા હોય છે.

(૨) સંક્ષિપ્ત રૂપમાં એકઠી કરેલી હકીકતો; જેમકે દોહા, નિયમો, અને વ્યાખ્યા.

(૩) જ્યારે હકીકતનું જ્ઞાન આબેહુબ આપવામાં આવ્યું હોય અને તેમાંની મુખ્ય બાબતો યાદ રાખવાની જરૂર હોય ત્યારે એવી હકીકતનો સાર.

( નોંધ-કાળા પાટીઆપર કીધેલી નોંધો યાદ રાખો. )

આ ઉપરથી એમ માલમ પડશે કે સમજીને મ્હોંએ કરવાની રીત ઘણી અગત્યની અને ઉપયોગી છે. ઉત્તમ શબ્દરત્નમાં દર્શાવેલા વિચારો સ્મરણસ્થાનમાં રાખવાથી જ્યારે કામ પડે છે ત્યારે આપણી સેવામાં તૈયાર હોય છે અને નવરાશને વખતે મનન કરવામાં અતિલાભકારક થઈ પડે છે. આથી છોકરાં પાસે એક જાતનું પુસ્તકાલય થાય છે કે જે તેમની પાસેથી કોઈ હરણ કરી શકતું નથી, જે ખોવાઈ જતું નથી, અને જે આખી જીંદગીમાં એને ઘણુંજ સહાયભૂત થઈ પડે છે. આની સાથે વળી છોકરાં પાસે નવા શબ્દોનો સારો સંગ્રહ એકઠો થાય છે. આ કારણને લીધે શિક્ષકે છોકરાંમાં આ પ્રમાણે સમજીને મ્હોંએ રાખવાની શક્તિ કેળવવાપર ઘણું ધ્યાન આપવું જોઈએ.

---

લોઢા અને પોલાદનાં કારખાનાં હિંદુસ્થાનમાં કાઢવા મિ. જમશેદજી ટાટાએ યોજના કરી છે. મધ્યપ્રાંતમાં કોસિસપુરમાં ઉત્તમ પ્રકારનું પોલાદ નીકળી શકે એમ છે. લોઢા અને કોયલાની ખાણો પણ મધ્યપ્રાંતમાં છે. વળી હિંદુસ્થાનમાં મજૂરી બીજા દેશો કરતાં ઘણી થોડી પડે છે. રૂનાં કારખાનાં તથા ઉદ્યોગના ઇતિહાસપરથી જણાય છે કે હિંદુસ્તાનના લોકોમાં સાહસિક વૃત્તિની ન્યૂનતા નથી. માટે મિ. ટાટાની યોજનાને જો સરકાર તરફથી આરંભમાં પુષ્ટિ મળશે તો હિંદુસ્થાનની સ્થિતિ થોડા વખતમાં બદલાઈ જવાનો સંભવ છે. વળી મિ. ટાટા રેશમનો વણાટ પણ હિંદુસ્થાનમાં વધે તેને માટે સંશોધન અને પ્રયાસ કરે છે. ચીન અને જાપાનમાં માત્ર રેશમના કીડાની એકજ જાત છે ત્યારે મ્હૈસૂરમાં પાંચ જાત છે એમ તપાસ કરતાં મિ. ટાટાને માલમ પડ્યું છે. મ્હૈસૂરમાં જે રેશમ નીકળે

છે. તેમાંની ખામી કેવી રીતે દૂર થાય કે તેનું વેચાણ વધે તેના સંબંધમાં સંશોધન કરવા બે પ્રવીણ જાપાનના વિદ્વાનોનો અભિપ્રાય લેવામાં આવે છે; અને હાલ જે મ્હૈસૂરથી રેશમના નમુના મોકલવામાં આવ્યા છે તેનાં ઇંગ્લંડ, અમેરિકા, જાપાન, અને ફ્રાન્સમાં સારાં વખાણ થયાં છે. મ્હૈસૂરમાં શેતુરનાં વૃક્ષની પુષ્કળ ઉપજ છે અને રેશમના કીડાની પણ ઉત્પત્તિ સારી છે તેથી આગળ જતાં મ્હૈસૂર રેશમ ઉત્પન્ન કરનારા દેશો તરીકે દુનીઆમાં વખણાતા દેશોમાંનો એક થશે. મિ. ટાટા જેવા કળાકુશળ, સાહસિક, અને ઉદાર વૃત્તિવાળા ઘણા પુરૂષો હિંદુસ્થાનમાં હોય તો હિંદુસ્થાનની દશા બદલાયા વિના રહે નહિ.

---

# परचूरण सूचनाओ.

**મ્હોંનું ગણિત**—દરેક ધોરણમાં ગણિતનો કોઈ પણ નિયમ સમજાવ્યા પછી તે નિયમનો ઉપયોગ આવે એવા કેટલાક સહેલા દાખલા છોકરાં પાસે મોઢે ગણાવવા. નિયમ શિખવ્યા પછી ત્યાંને ત્યાં એવા દાખલા બનાવીને પૂછવાની શિક્ષકમાં શક્તિ ન હોય તો તેણે ઘેરથી તૈયાર થઈને આવવું. છોકરાંને આવા મ્હોંના દાખલા આવડે એટલે શિક્ષકે સમજવું કે તેઓ નિયમ બરાબર સમજ્યાં છે, અને ત્યારપછીજ તેણે અઘરા દાખલા સ્લેટ કે કાગળપર લખાવવા. આવી રીતે મ્હોંના ગણિતને સ્લેટના ગણિત સાથે નિકટ સંબંધ છે; મ્હોંનું ગણિત તે સ્લેટના ગણિતનું શરૂઆતનું પગથિયું છે. સ્લેટના ગણિતની આવી રીતે મ્હોંના ગણિતથી શરૂઆત કરવાથી વર્ગનાં બધાં છોકરાંના મગજમાં ગણિતનો દરેક નિયમ બરાબર ઠસે છે, તેમને ઝડપથી તેમજ ચોકસપણે કામ કરવાની ટેવ પડે છે. જે છોકરાં મ્હોંના દાખલામાં ટેવાયાં હોય તે સ્લેટના દાખલા વધારે ઝડપથી અને ભૂલ વિના કરી શકે છે. મ્હોંના દાખલાથી છોકરાંને એકાગ્ર ચિત્ત રાખવાની ટેવ પડે છે, તેથી તેઓમાં મોટી સંખ્યાઓ ધ્યાનમાં રાખવાની શક્તિ વધે છે, અને સરવાળા બાદબાકીમાં સ્હેજ ભૂલ થઈ દાખલા ખોટા પડવાનો સંભવ રહેતો નથી. એક નિયમના વધારે દાખલા થઈ શકે છે તેથી છોકરાંને દા-

ખલ્લામાં ઘણો મહાવરો થાય છે. એક નિયમના જુદા જુદા રૂપમાં ઘણા દાખલા પૂછવાથી છોકરાંની વિચારશક્તિ પણ કેળવાય છે. આ સંબંધમાં એક શિક્ષક લખે છે કે "મેં આવી રીતે મ્હોંના ગણિતથી સ્લેટના ગણિતની શરૂઆત કરવા માંડી ત્યારથી મારા વર્ગનાં છોકરાં પહેલાં કરતાં ત્રણ ગણા દાખલા એક કલાકમાં કરી શકે છે, અને તેમાંનો ક્વચિતજ કોઈ હિસાબ ઘણાં છોકરાંનો ખોટો પડે છે; તેથી મારે બોર્ડપર ઘણા થોડા દાખલા સમજાવવા પડે છે અને હું ઝડપથી આગળ વધી શકું છું. આ પ્રમાણે પહેલાં હું બાર મહિનામાં જેટલા દાખલા કરી શકતો તેટલા ચાર પાંચ મહિનામાં ઓછી મહેનતે અને વધારે સારી રીતે કરી શકું છું, અને તેથી ગણિતનાં વિષયમાં વધારે ઊંડો ઊતરી શકું છું. છોકરાંનો ગણિતનો વિષય ઘણો પાકો થાય છે, એટલુંજ નહિ, પણ તેઓને ચોકસ કામ કરવાની તથા એકાગ્ર ચિત્ત રાખવાની ટેવ પડે છે, અને તેમની વિચારશક્તિ કેળવાય છે તેથી તેઓ બીજા વિષયોમાં પણ સારા નિવડે છે."

**ઇતિહાસ ભૂગોળ**—મહિનામાં એક વખત છોકરાંને અમુક ભાગમાંથી કેટલાક સવાલો ઘેરથી કાઢી લાવી વર્ગમાં માંહેમાંહે પૂછવાની રજા આપવી. છોકરાંને આગળથી સૂચના આપવી કે જેમને સવાલ પૂછવામાં આવશે તેમનો જવાબ ખોટો પડશે તો તેમને સવાલ પૂછનારની નીચે જવું પડશે. આથી છોકરાં પોતાના સાથીઓને હરાવવાની ઇચ્છાથી અઘરા સવાલ કાઢવા માટે તેમજ બીજાં છોકરાંના સવાલના જવાબ આપવાને શક્તિમાન થવા માટે બહુ બારીકાઈથી તે ભાગ વાંચી જાય છે તેથી તે બહુ પાકો થાય છે. બધાં છોકરાઓ આવા સવાલથી તૈયાર થઈને આવે તે માટે શિક્ષકે દરેક છોકરાંને સવાલ પૂછવાની તક આપવી જોઈએ.

**વાચન**—એક ઇન્સ્પેક્ટર લખે છે કે ધોરણોમાં વાચન માટે ફક્ત એક એક ચોપડી રાખવાનો ઠગવ પસંદ કરવા જેવો નથી. એક ચોપડીના પાઠ એક કે બે વખત વાંચવામાં આવે ત્યારપછી તે ફરીથી વંચાવવાની જરૂર નથી. ભાષાનું સારુ જ્ઞાન થવાને જેમ બને તેમ વધારે ચોપડીઓ વંચાવવી જોઈએ. વળી તે એમ લખે છે કે છોકરાંને વાંચતી વખતે આંગળી મૂકી એક એક શબ્દ વાંચવાની ટેવ શિક્ષકે પડવા દેવી નહિ; તેમની એકી-

વખતે એકજ શબ્દપર નજર નહિ ચડતાં બે કે વધારે શબ્દોપર પડવી જોઈએ. આંગળી મૂકીને વાંચવાથી છોકરાં અટકી અટકીને વાંચે છે, સરળતાથી વાંચી શકતાં નથી. આ જાતનું વાચન બિલકુલ શોભતું નથી.

ગણિત—એક ઇન્સ્પેક્ટર લખે છે કે કોઈ વર્ગમાં ગણિતની ચોપડી છોકરાં પાસે ખરીદાવવી નહિ. શિક્ષકે પણ ગણિતની ચોપડીમાં આપેલા નિયમોજ વાંચવા, અને દરેક નિયમના સાધારણ ઉપયોગમાં વપરાતી ચીજોના સંબંધમાં કેટલાક સહેલા તથા ભારે દાખલા ઘેરથી બનાવી લાવી છોકરાં પાસે વર્ગમાં કરાવવા. આ પ્રમાણે કરવાથી શિક્ષકની પાસે પોતાનું ઇલાયદું ગણિતનું પુસ્તક થશે. તે જાતે દાખલા બનાવશે એટલે તે ક્રમમાં લઈ શકશે; તેમજ વસ્તુઓના સંબંધમાં દાખલા બનાવેલા હોવાથી છોકરાંને લૂખા લાગશે નહિ.

કવિતાનો મુખપાઠ—એક ઇન્સ્પેક્ટર લખે છે કે છોકરાંને મોઢે કરવાની કવિતા એવી હોવી જોઈએ કે જેમાં તેમને રસ પડે અને જે તેઓ અંગચેષ્ટા સાથે રાગ કાઢીને બોલી શકે. આવી કવિતા શરૂઆતથી શીખવામાં આવે તો છોકરાંનો કાવ્યપર પ્રેમ ઉત્પન્ન થાય છે. ધોરણોમાં અમુક લીટીઓ મોઢે કરવાનું બતાવ્યું છે તેથી શિક્ષકે એમ નહિ સમજવું કે પહેલેથી ક્રમમાં એટલી લીટીઓ મોઢે કરાવવી જોઈએ. તેણે આપણી ચોપડીમાંથી રસિક કવિતા પસંદ કરવી જોઈએ.

વર્ગમાં શાંતિ - પાઠ ચાલતો હોય તે વખતે વર્ગમાં બધાં છોકરાં શાંતપણે ધ્યાન આપે એવી વ્યવસ્થા રાખવાનો શ્રેષ્ઠ ઉપાય એ છે કે છોકરાં જરા પણ ધ્યાન ન આપતાં કે અવાજ કરતાં માલમ પડે એટલે એકદમ શિક્ષકે અટકવું. પરંતુ તે વખતે ગુસ્સો કરવો કે કંઈ કહેવું નહિ; માત્ર ચૂપ રહેવું. આથી છોકરાંની નજર તેના તરફ ખેંચાશે. છોકરાંનું ધ્યાન પોતાની તરફ ખેંચાય કે તરત તેણે આગળ શિખવવાનું શરૂ કરવું, અને પ્રથમનું વાક્ય રસિક બનાવવું. આ પ્રમાણે કરવાથી છોકરાંને શિક્ષા કરવી પડતી નથી અને વર્ગનું કામ શાંતપણે ચાલે છે. શિક્ષા કરવાથી પાઠમાં તૂટ પડે છે, વખત જાય છે, અને છોકરાં સુધરતાં નથી.

# निरीक्षागमन.

જર્મનિની નિશાળોમાં દરેક શિક્ષક પોતાના વર્ગનાં છોકરાંને નિશાળ બહાર નિરીક્ષા માટે લઈ જાય એવી મુખ્ય શિક્ષક નિશાળના વખતપત્રકમાં ગોઠવણ રાખે છે. વખતપત્રકમાં નીમેલ વખતે મુસાફરીએ નીકળી પડવાને શિક્ષક છોકરાંને અગાઉથી મુસાફરીના વિષયની ટૂંકી માહિતી આપી સાહિત્યો સાથે તૈયાર કરે છે. દૂર જવાનું હોય તો શિક્ષક પાણી તથા ચવાણાની ગોઠવણ રાખે છે. મુસાફરીમાં જે જે બાબતોનું છોકરાંને અવલોકન કરાવવાનું હોય તે તે બાબતોની શિક્ષક ટૂંકી નોંધ તૈયાર કરી જરૂર પડે તો તે સંબંધી માહિતી મેળવી રાખે છે, તેથી તે જુદી જુદી બાબતોનું ક્રમમાં છોકરાં પાસે અવલોકન કરાવી શકે છે. વળી કેટલીક બાબતો પ્રત્યક્ષ બતાવી શકાય તેવી ન હોય પણ તેમનો સંબંધ જોડી ખ્યાલ કરાવી શકાય તેમ હોય તો તેવી બાબતોની શિક્ષક અગાઉથી માહિતી મેળવી તેપર વિચાર કરી રાખે છે અને બનતા લગી પોતાની મુસાફરી સફળ કરવાનો પ્રયત્ન કરે છે. જર્મન નિશાળોની કેટલીક મુસાફરીઓનું વર્ણન આ પત્રમાં આગળ આવી ગયું છે તે ઉપરથી શિક્ષકો કેવી રીતે છોકરાંને બહાર લઈ જાય છે અને ત્યાં અમુક પાઠમાં આવવાની બીનાનું કેવી રીતે ભાન અથવા ખ્યાલ કરાવે છે, અને મુસાફરીમાંથી આવ્યા પછી પાઠના વિષયનો જોયેલી બાબતો સાથે કેવી રીતે સંબંધ જોડે છે તે સમજાશે. (જુઓ શાળાપત્ર પુસ્તક ૩૮ પૃષ્ઠ ૩૭૧, પુ. ૩૯ પૃષ્ઠ ૨૪૧, પુ. ૪૦ પૃષ્ઠ ૩૫૬.) આવી મુસાફરીઓથી છોકરાંને તેમજ નિશાળને ઘણા પ્રકારના લાભ થાય છે તેમાંના કેટલાક નીચે જણાવ્યા છે:—

૧. સંબંધપૂર્વક હકીકતો છોકરાંના મગજમાં બરાબર ઠસે છે તેથી યાદ રાખવી સહેલી પડે છે, અને લાંબી મુદત સુધી ભૂલાતી નથી. પાઠમાં રસ પડે છે તેથી છોકરાં બરાબર ધ્યાન આપે છે અને શિક્ષકને ઝાઝી માથાકૂટ પડતી નથી.

૨. શિક્ષકો અને છોકરાં વચ્ચેનો સંબંધ સુધરે છે. છોકરાંને શિક્ષકોનો અયોગ્ય ડર કે તેમના પ્રત્યે સંકોચ રહેતો નથી, તેથી તેઓ નિશાળે ખુશી-

થી આવે છે અને પોતાને કોઈ બાબતની સમજ ન પડતી હોય તો તે શિક્ષકને છૂટથી પૂછે છે. શિક્ષકો છોકરાંને બરાબર ઓળખી શકે છે. કયો વધારે બુદ્ધિમાન ને ચાલાક છે, કયો વધારે જડ કે સુસ્ત છે, અમુક છોકરાંનું કયા કામ તરફ વલણ છે; વગેરે શિક્ષક જાણી શકે છે, અને તે મુજબ તે છોકરાંને યોગ્ય માર્ગે દોરવાને શક્તિમાન થાય છે.

૩. છોકરાંને અવલોકન કરવાની, મુકાબલો કરી ભેદાભેદ સમજવાની, અને કલ્પના કરવાની ટેવ પડે છે. આ ટેવો આગળ જતાં ઘણી ઉપયોગી થઈ પડે છે. તેઓ કોઈ દિવસ રસ્તે આંખો મીચીને ચાલતા નથી, તેથી તેમના સામાન્ય જ્ઞાનમાં ઘણો વધારો થાય છે. તેઓને મુકાબલો તથા કલ્પના કરવાની ટેવ પડેલી હોવાથી દરેક બાબતમાં તેમની બુદ્ધિ વિશેષ દોડે છે. આ પ્રમાણે દુનિયામાં વ્યવહારની બાબતમાં તેમજ ધંધારોજગારમાં તેઓ ઘણા સારા નીવડે છે. આમાંના કેટલાક તો આગળ જતાં કોઈ વિષયમાં ઊંડા ઉતરી નવી શોધો કરવાને શક્તિમાન થાય છે.

૪. દરરોજ નિશાળમાં ગોંધી મૂકવા કરતાં આ પ્રમાણે બહાર લઈ જવાથી છોકરાંના શરીરને કસરત મળે છે અને તેઓ મજબુત થાય છે.

૫. છોકરાંને બહાર ફરવાનો તથા જુદી જુદી બાબતો જોવાનો બહુ શોખ હોય છે, તેથી તેમને આમાં ખુબ ગમત પડે છે. તેઓ નિશાળે ખુશી થઈને આવે છે, તેથી હાજરીમાં પણ સુધારો થાય છે.

આવી મુસાફરીઓથી જર્મન બાળકો તથા નિશાળોને ઉપર જણાવ્યા તેવા ઘણા લાભ થયા છે એમ માલુમ પડવાથી ઇંગ્લંડ અને અમેરિકાની નિશાળોએ તેમનું અનુકરણ કર્યું છે અને હિંદુસ્થાનમાં પણ હીલચાલ થઈ છે. આપણાં નવાં ધોરણોમાં ભૂગોળ તથા ઇતિહાસના વિષયોમાં તેમજ પદાર્થપાઠો અને વિદ્યાના પાઠોમાં બાળકોને બહાર લઈ જઈ વસ્તુઓનું પ્રત્યક્ષ ભાન કરાવવાનું કે સંબંધ જોડી ખ્યાલ આપવાનું ઠરાવ્યું છે, અને “ શિક્ષકો માટે તૈયાર કરેલી સૂચનાઓ ” માં તે કામ કેવી રીતે કરવું તે જુદા જુદા વિષયોના સંબંધમાં બતાવ્યું છે. આ બધું એક સ્થળે ધોરણવાર ચોખ્ખી રીતે બતાવવા માટે, તથા દરેક ધોરણને મહિનામાં કેટલા દિવસ કેટલો કેટલો વખત બહાર લઈ જવાથી આ કામ સંપૂર્ણ રીતે થઈ શકશે તે બતાવવા માટે નીચે નોંધ આપી છે તે ઉપયોગી થઈ પડશેઃ—

## બાળવર્ગ.

આ વર્ગનાં છોકરાંને મહિનામાં એક કે બે વખત અડધો અડધો ક્લાક શિક્ષકે સંભાળથી લઈ જવાં. વધારેમાં વધારે પંદર છોકરાંને એકીવખતે લઈ જવાં. જો વર્ગમાં વધારે છોકરાં હોય તો થોડાંને પહેલી વખત અને બાકીનાંને બીજી વખત લઈ જવાં. ગામની ભાગોળથી વધારે દૂર તેમને લઈ જવાં નહિ. આ બાળકોને ગામમાં આવેલાં મુખ્ય મુખ્ય મકાનોનું, તથા ગામમાં અને ગામની ભાગોળે ઊગેલાં મુખ્ય મુખ્ય ઝાડોનું, અને નિશાળના કે કોઈ ગૃહસ્થના બાગમાં ઊગેલા મુખ્ય મુખ્ય છોડવાનું ઓળખાણ કરાવવું. વળી મૂળીઆં, થડ, ડાળાં, વગેરે ઝાડના ભાગોની સમજણ પાડવી.

## ધોરણ ૧લું.

આ વર્ગનાં છોકરાંને મહિનામાં બે વખત પોણો પોણો કલાક બહાર લઈ જવાં. તેમને ગામની ભાગોળે અથવા નજીકનાં ખેતરોમાં લઈ જવાં. એકીવખતે પંદર છોકરાંને લઈ જવાં. ખેતરોમાં લઈ જઈ તેમને જુદી જુદી જાતનાં ઝાડો તથા જુદી જુદી મોસમમાં થતાં અનાજ તથા શાકભાજીના મુખ્ય મુખ્ય છોડ તથા મુખ્ય મુખ્ય ફળ ફૂલો ઓળખાવવાં. ઝાડો તથા છોડવા વચ્ચે તફાવત સમજાવવો. મુખ્ય મુખ્ય ઝાડો તથા છોડવાનો કદ, આકાર, પાંદડાં, ફૂલ, ફળ, વગેરે બાબતોમાં મુકાબલો કરાવવો. ગામની ભાગોળે જે જગાએથી ગામના લોકો માટી ખોદી લાવતા હોય ત્યાં છોકરાંને લઈ જવાં, અને માટી તથા રેતી વચ્ચે તફાવત સમજાવવો. કુંભારે લોકો માટીનાં નળીઆં તથા ઇંટા કેવી રીતે બનાવે છે તે કુંભારવાડે તથા ઈંટવાડે લઈ જઈ બતાવવું. ગામની અંદર લઈ જઈ શેરીઓ કે ખડકીઓ બતાવી તેનું ઓળખાણ કરાવવું.

## ધોરણ ૨જું.

આ વર્ગનાં છોકરાંને સીમમાં અથવા ભાગોળે નદી કે તળાવપર લઈ જવાં. મહિનામાં ત્રણ વખત તેમને એક એક કલાક બહાર લઈ જવાં, અને એકીવખતે વધારેમાં વધારે વીસ છોકરાં લઈ જવાં. જુદી જુદી મોસમમ તેમને સીમમાં અનાજની વાવણી તથા કાપણી વખતે લઈ જવાં,

અને જુદી જુદી મોસમમાં થતાં બધી જાતનાં અનાજનું ઓળખાણ, ક- રાવવું; ખેતીનાં ઓજારોનું ભાન કરાવવું તથા ઉપયોગ સમજાવવો; બળદ ખેતીના કામમાં કેવા ઉપયોગી છે તે બતાવવું. જુદી જુદી જાતનાં ઝા- ડો તથા છોડવાના મુકાબલામાં ઊંડા ઊતરવું. વરસાદ આવ્યા પછી ગામ- માં છોકરાંને લઈ જઈ પાણીના વહેવા ઉપરથી જમીન ક્યાં ઊંચી, ક્યાં નીચી, ક્યાં સપાટ, અને ક્યાં ઢાળવાળી છે તેની સમજણ પાડવી, અને ત્યારપછી વહેળા કે નદીપર લઈ જઈ પ્રવાહની દિશા ઉપરથી જમીનના પૃષ્ઠના ઊંચાણ નીચાણનો ખ્યાલ કરાવવો. ગામની ભાગોળે નદી ન હોય પણ નાનો વહેળો હોય તો તે બતાવી તે ઉપરથી નદીનો ખ્યાલ આપવો. જો વહેળો પણ ન હોય તો વર્ષાઋતુમાં વહેતા પાણીનો પ્રવાહ બતાવી ન- દીનો ખ્યાલ આપવો. વળી ગામની ભાગોળે તળાવ હોય તો ત્યાં તેડી જઈ તળાવની રચના સમજાવવી. જો તળાવ ન હોય તો વર્ષાઋતુમાં ગામની ભાગોળે ભરાઈ રહેતાં ખાબોચિયાં ઉપરથી તળાવનો ખ્યાલ આપવો. નદીને કિનારે પાણીનાં ખાબોચિયાં ભરાઈ રહેલાં હોય છે ને ઉપરથી પણ તળા- વનો ખ્યાલ આપી શકાશે. ગામમાં જુદી જુદી જાતની માટી થતી હોય તો તે બતાવવા છોકરાંને લઈ જવાં. મુસાફરીએ જતાં રસ્તામાં શિક્ષકે છોકરાંને જુદી જુદી જગાઓ કે વસ્તુઓ એક બીજાથી કયી દિશાએ છે તે પૂછવું, અને તેમના અંતરની અટકળ કરાવવી અને બની શકે તો તે મપાવવાં.

## ધોરણ ૩જું.

આ વર્ગનાં છોકરાંને દર અઠવાડિયે એક વખત એક કલાક બહાર લઈ જવાં. એકીવખતે ૨૦થી વધારે છોકરાંને લઈ જવાં નહિ. તેમને વધારેમાં વધારે એક માઇલ દૂર લઈ જવાશે. જુદી જુદી મોસમોમાં તેમને ખેતરોમાં લઈ જઈને ત્યાં ચાલતું કામ બતાવવું, અને વાવવાની, નીંદવાની, લણવાની, કણસલાંમાંથી દાણા છૂટા પાડવાની, વગેરે ક્રિયાઓ સમજાવવી. કયી જમીનમાં ખરીફ અને રવી બંને પાક થાય છે અને કયી જમીનમાં માત્ર ખરીફ પાક થાય છે તે બતાવી કારણ સાથે સમજણ પાડવી. ઝાડોનાં પાંદડાં ખરવા માંડે તે વખતે તેમને તે બતાવી પાનખર ઋતુનું ભાન ક- રાવવું. વળી વસંત ઋતુમાં ઝાડપર પાંદડાં ફૂટી મોર આવે તે વખતને અનુ-

સરીને બતાવવું. નદી કે તળાવનો કંઇ સુકાઇ ગયેલો ભાગ હોય ત્યાં લઈ જઈ તેમને ભૂશિર, ઉપસાગર, અખાત, દ્વીપ, દ્વીપકલ્પ, વગેરેનો ખ્યાલ આપવો. ગામની નજીક કોઈ ઊંચી ટેકરી હોય તો તે ઉપરથી ડુંગરનો ખ્યાલ આપવો. વર્ષાઋતુમાં ગામનું વધારાનું પાણી નદીમાં જાય છે તે બતાવી નદીનું વધારાનું પણી દરિયામાં જાય છે તેનો ખ્યાલ આપવો. વરસાદનું પાણી વહેવાથી જમીનમાં ખાડા પડે છે તે બતાવી નદીની નજીક આવેલાં કોતરોની સમજણ પાડવી. ગામમાં ચોરો, કચેરી, કે પોલીસનું થાણું હોય ત્યાં લઈ જઈ રાજ્યવહિવટનું સાદું જ્ઞાન આપવું.

## ધોરણ ૪થું.

આ વર્ગનાં છોકરાંને દર અઠવાડિયે એક વખત દોઢ કલાક બહાર લઈ જવાં. એકીવખતે વીસ છોકરાંને લઈ જવાશે. તેમને વધારેમાં વધારે દોઢ માઈલ દૂર લઇ જવાં. તેમને મહિનામાં એક વખત સીમમાં લઈ જઈ ત્યાં જુદી જુદી જાતની જમીન બતાવી તેમાં કયો પાક થાય છે તે પ્રત્યક્ષ બતાવી કારણ સાથે સમજણ પાડવી. કપાસના છોડ બતાવી તે ઉપર થયેલાં કાલાં લઈ તેમાંનું રૂ તથા કપાસિયા બતાવવા. શેરડીનું ખેતર નજીકમાં હોય તે ત્યાં લઈ જઈ કોલામાં કેવી રીતે શેરડી પીલાઈ ગોળ બને છે તે બતાવવું. ગામની સીમમાં કયો પાક વધારે થાય છે તે બતાવવું, તથા તે વધારાના પાકની લોકો શી વ્યવસ્થા કરતા હશે તે સમજાવી ત્યાં નહિ થતો પાક ક્યાંથી આવતો હશે તેનું અનુમાન કરાવવું. શાકભાજીની વાડીમાં લઈ જઈ તમામ શાકભાજીનું ઓળખાણ કરાવવું. જુદાં જુદાં ઝાડ તથા છોડવાનાં પાંદડાંના આકાર તથા ફળફૂલના આકાર, રંગ, વગેરેનો મુકાબલો કરાવવો. રસ્તામાં જોવામાં આવતાં પશુપક્ષીઓનું ઓળખાણ કરાવવું. ગામમાં છોકરાંને તેડી જઈ કપાસ લોઢવાનો ચરખો બતાવવો, તથા રૂ પીંજવાની પીંજણી તથા ક્રિયા પીંજનારને ત્યાં જઈ બતાવવી, અને કોઈ રાંડીરાંડ રેંટિયો કાંતતી હોય ત્યાં લઈ જઈ રૂમાંથી સુતર કેવી રીતે બને છે તે બતાવવું. મોટાં શહેરોમાં રૂની મિલોમાં લઈ જઈ લોઢવાની, પીંજવાની, તથા કાંતવાની ક્રિયાઓ બતાવવી. ગામની નજીક ટેકરાની તળેટીમાં ઝરણ ફૂટી પાણી વહેતું હોય ત્યાં લઈ જઈ મોટા પહાડોમાંથી નદીઓ ઉત્પન્ન થાય છે તેનો ખ્યાલ આપવો.

ગામની નજીક ભીનારું તથા ખારવાળી જમીનમાં ઊસ ફૂટતો હોય તે બતાવી ખારા પાણીમાંથી મીઠાની ઉત્પત્તિ સમજાવવી. ગામના ચોરામાં તલાટી મહેસૂલ ઉઘરાવતો હોય, પોલીસથાણામાં ગુન્હાની તપાસ ચાલતી હોય, અને ચોરા કે કચેરીમાં પોલીસપટેલ કે માજીસ્ટ્રેટ નાના મુકરદમાના ફેંસલા આપતા હોય તે બતાવી હાલની રાજ્યપદ્ધતિ તથા સર્વોપરી સત્તાનો ખ્યાલ આપી આગના વખતમાં આપણા દેશમાં દેશી રાજાનું રાજ્ય હતું અને તેમના વખતમાં રાજ્યપદ્ધતિ અમુક પ્રકારની હતી તે સમજાવી શકાશે. છોકરાંને જે કાળનો ઇતિહાસ ચાલતો હોય તે કાળનું ભાન કરાવે તેવાં ખંડેરો, કે ઐતિહાસિક સ્થળો, ગામની નજીક હોય તો ત્યાં છોકરાંને લઈ જવાં, અને તે વખતની લોકસ્થિતિ, કારીગરી, વૈભવ, વગેરેનો કંઈ ખ્યાલ આપી શકાય તેમ હોય તો આપવો.

## ધોરણ ૫મું.

આ વર્ગનાં છોકરાંને દર અઠવાડિયે એક વખત બે કલાક બહાર લઈ જવાં. એકીવખતે વીસ છોકરાં લઈ જવાશે. તેમને વધારેમાં વધારે અઢી માઈલ દૂર લઈ જવાં. તેમને દર મહિને એક વખત ખેતરોમાં લઈ જઈ પડતર જમીન બતાવી તે પડતર રહેવાનું કારણ સમજાવવું; જુદા જુદા જમીનના કકડા બતાવી કયી વધારે અને કયી ઓછી ફળદ્રુપ છે તે કારણ સાથે સમજાવવું; ખેતરોમાં નાખવામાં આવતાં જુદી જુદી જાતનાં ખાતરો બતાવવાં અને દરેકનો ઉપયોગ સમજાવવો. ઝાડોપર વહેલાં અને વધારે ફળ કેમ આવે તેની ખેડુતોને પૂછી માહિતી મેળવવી. બાગમાં કે શાકભાજીની વાડીમાં લઈ જઈ જુદા જુદા કયારા કેવી રીતે બનાવે છે અને તેમાં ખાતર કેવી રીતે પૂરે છે તે, તથા છોડવા અને ઝાડવાંને કૂવામાંથી પાણી કાઢી કેવી રીતે પાય છે તે બતાવવું. ગામની નજીકના ડુંગરામાં લઈ જઈ ત્યાંની જમીન બધી પડતર હોય છે, ઝાડી પુષ્કળ ઊગે છે, તથા તેમાં જંગલી જનાવરોનાં રહેઠાણ હોય છે તે પ્રત્યક્ષ બતાવવું. ગામની નજીક બીડ હોય તો ત્યાં લઈ જઈ બધે ખડ ઘસલી ઊગે છે તે બતાવવું. ગામમાં વણકરનાં ઘર હોય તો ત્યાં લઈ જઈ તેઓ સાળપર લૂગડાં કેવી રીતે વણે છે તે બતાવવું. ચામડીઆના કુંડાર લઈ જઈ ચામડાં કેવી રીતે કેળવાય છે

તે બતાવવું. શહેરોમાં છોકરાંને વણાટનાં દેશી કારખાનાં તથા મિલોમાં લઈ જવાશે. છોકરાંને ઊંચી ટેકરી કે ઊંચા મકાનની ટોચે લઈ જઈ ગામની આસપાસનો ઊંચાણ નીચાણનો દેખાવ કારણ સાથે સમજાવવો. ગામની નદી કે તળાવમાં નાનું હોડકું હોય તો તે ઉપરથી વહાણનો ખ્યાલ આપવો, અને તેવડે દરિયાપારના મુલકો સાથે ચાલતા વ્યવહારનો ખ્યાલ આપવો. ગામની નજીક દરિયો હોય તો ત્યાં લઈ જઈ આ બધું પ્રત્યક્ષ બતાવવું. ગામની નજીક કે બે ત્રણ માઈલને છેટે રેલવે સ્ટેશન હોય તો ત્યાં લઈ જઈ આગગાડીની રચના, વરાળથી થતું કામ, સ્ટેશનનો દેખાવ તથા ત્યાં ચાલતું કામ, વગેરે બતાવવું. આ ધોરણમાં જે કાળનો ઇતિહાસ ચાલતો હોય તે વખતનાં ખંડેરો, ઐતિહાસિક સ્થળો, વગેરે ગામની નજીક હોય તો તે બતાવી તે કાળના લોકોની સ્થિતિ, વૈભવ, કારીગરી, વગેરેનો ખ્યાલ કરાવવો.

## ધોરણ ૬ઠું ને ૭મું.

આ બંને વર્ગનાં છોકરાંને એકીવખતે સાથે લઈ જવાશે. તેમને દર અઠવાડિયે એક વખત બે કે જરૂર પડે તો વધારે કલાક બહાર લઈ જવાં. નિશાળ બહારના વખતમાં પણ જરૂર પડે તો લઈ જવાં. તેમને અઠવાડિયામાં એક વખત સીમ કે જંગલમાં લઈ જવાં, અને ત્યાં જમીન, વનસ્પતિ, કે પ્રાણીઓ સંબંધી જે જે નવું બતાવવા જેવું લાગે તે બતાવવું. જુદી જુદી જાતના જંગલી છોડવા દવા વગેરેના ઉપયોગમાં આવતા હોય તે બતાવવા કંઈ નવાઈનાં ઝાડ જોવામાં આવે તો તે બતાવવાં; કોઈ જંગલી પ્રાણી સંબંધી માહિતી મેળવવાની હોય તો તે કામ કરવું. (જર્મનિની એક શાળામાં મરમોટ પ્રાણીની તપાસને માટે કેવી રીતે છોકરાંને મુસાફરીએ લઈ જવામાં આવ્યાં હતાં તે આગળ આવી ગયું છે. જુઓ શાળાપત્ર પુસ્તક ૪૦ પૃષ્ઠ ૩૫૬.) વર્ષાઋતુમાં ગામની નદીમાં રેલ આવી હોય કે તળાવમાં પાણી ભરાયું હોય તે જોવા લઈ જવાં. રેલનું પાણી આસપાસના પ્રદેશનો કચરો ઘસડી લાવી કાંઠાની જમીન ફળદ્રુપ કરે છે તે રેલ ઊતરી ગયા પછી છોકરાંને લઈ જઈ બતાવવું. શિયાળામાં વધારે ટાઢ પડવાથી હિમ પડ્યું હોય તો તેથી ખેતરોમાં પાકને નુકસાન લાગ્યું હોય તે ત્યાં લઈ જઈ બતાવવું. વળી ખેતરો-

ત્યાંના લોકો પ્રત્યે હું અતિપ્રેમની લાગણી ધરાવું છું, અને મારા વંશ તથા ગાદી પ્રત્યે તેઓ ખરા દિલથી વફાદાર છે તે હું જાણું છું. પાછલાં થોડાં વરસમાં તેમની રાજ્યભક્તિના કેટલાક દાખલા મને મળ્યા છે, અને મારા હિંદી લશ્કરે મારી શહેનશાહતની લડાઈઓ તથા ફતેહમાં ઘણી સારી સેવા બજાવી છે."

"મારો વહાલો છોકરો પ્રિન્સ ઑવ્ વેલ્સ અને તેમનાં બાનુ હિંદનો મુલક જુએ એવી મારી સતત ધારણા છે, અને તેઓ પણ હિંદની મુલાકાત લેવાને તેટલાંજ આતુર છે; અને મને સંપૂર્ણ આશા છે કે થોડા વખતમાં તેઓ જાતે હિંદથી વાકેફ થવાને શક્તિમાન થશે"

"આ અગત્યના પ્રસંગે બની શક્યું હોત તો મારી આવવાની ઘણી ખુશી હતી. તોપણ મેં મારા વહાલા ભાઈ ડયુક ઑવ્ કૉનૉટ જે હિંદમાં એટલા બધા પ્રસિદ્ધ છે તેમને મારા રાજ્યાધિરોહણના ઉત્સવને પ્રસંગે મારા કુટુંબના પ્રતિનિધિ તરીકે મોકલ્યા છે."

"મારાં પૂજ્ય માતુશ્રી હિંદનાં શહેનશાહ મરહુમ મહારાણી વિકટોરિયાની ગાદી મને મળી ત્યારથી જે દયાળુ અને ન્યાયી રાજ્યનીતિથી તેમણે પોતાની હિંદી પ્રજાની આટલી બધી આશ્ચર્યજનક ભક્તિ અને પ્રીતિ મેળવી હતી તેનીજ રાજ્યનીતિ અક્ષત ચાલુ રાખવાની મારી ધારણા છે. હિંદના મારા સઘળા રક્ષિત રાજાઓને તથા સઘળી પ્રજાને હું એકવાર ફરીથી ખાતરી આપું છું કે હું તેમની સ્વતંત્રતા જાળવીશ, તેમના હકો અને દરજ્જાને માન આપીશ, તેમની જે પ્રકારે ચડતી થાય તે બાબતોમાં હું ઉલટથી લક્ષ આપીશ, અને તેમના ભલાને માટે કાળજી રાખીશ. આ સઘળી લાગણીઓમાં મારા અમલની ઉમદા નેમ સમાયેલી છે, અને તે સર્વશક્તિમાન પરમેશ્વરની કૃપાથી અમલમાં મૂકાયાથી મારી હિંદી શહેનશાહતની આબાદી વધતી જશે અને હિંદી પ્રજાના સુખમાં વધારો થશે.

## રાજ્યાભિષેક ગીત.

### રાગ ભેરવી.

ખુશીં ખુશી ને ધન દીન આજનો ખુશીં ખુશી ને ધન દીન આજનો,
રાજ્યાભિષેક મા'રાજનો ખુશીં ખુશી ને ધન દીન આજનો. ટેક૦
કૉનૉટના ડ્યુક, લૉર્ડ કરઝન સાથ હિંદી રાજનો,
દીલ્હી તણા દરબારમાં પ્રીતે મળી મોટા જનો; ખુશી૦
શિરતાજ ધારણ આજ કરશે હિંદ કેરા ભૂપતિ,
જે ચક્રવર્ત્તિ સાતમા એડ્વર્ડ મનહર મૂરતિ. ખુશી૦ ૧
રાજન છે અતિમાન્ય ને નિપુણ ભૂવન ભારથી,
ધરેજો સદા જગની ગતિ જગના પતિ થઈ મા'રથી; ખુશી૦
તે અચળ રાખો લક્ષ્મીવર સૌ મંત્રિયંત્ર સ્વતંત્ર છે,
અતિદિવ્ય કાન્તિ શાન્ત જેનો રાજ્યતંત્ર પવિત્ર છે. ખુશી૦ ૨
વળી બુદ્ધિ રિદ્ધિ સિદ્ધિ જેને હાથ જોડી છે ખડી,
તે ધર્મમૂર્ત્તિ સૌમ્યસૂરતિ નિરખીએ હર હર ઘડી; ખુશી૦
છે કીર્ત્તિ ઉજ્વળ સર્વદા સુખ ભોગવો જગમાં રહી,
તમ પુત્ર પૌત્ર સુમિત્ર સાથે ઝેર વેર તજી સહી. ખુશી૦ ૩
સૌ ખંડ ખંડ અખંડ જામો પ્રેમ નવલા નાથનો,
કરીં પુષ્પવૃષ્ટિ ને વદો સૌ વિજય સઘળા સાથનો; ખુશી૦
તારીખ નવ આગસ્ટની શનિવાર પુરણ હર્ષમાં,
ઉત્સવ થયો ઈંગ્લાંડમાં શત ઓગણી બે વર્ષમાં. ખુશી૦ ૪
પણ ભરતખંડે જાન્યુઆરી પે'લી ને ગુરૂવારનો,
શત ઓગણી ત્રણ સાલ રૂડો દીન તો તે'વારનો; ખુશી૦
ઉછરંગ અંગ ન માય આન ગવાય આપણ દેશમાં,
જોવા મળ્યા છે મેદની મેળાવડે આવેશમાં. ખુશી૦ ૫
મા'રાજ કેસર હિંદ તખ્ત—નશીન શાણા ભૂપતિ,
આરોગ્ય વર્ષ સહસ્ર એને અમર રાખો શ્રીપતિ; ખુશી૦
એ સજ્જનો સુખ માગજો રાજન્નની જય જય ભણી,
પ્રભુ પાસ દ્વિ કર જોડીને હરખાય મનથી તો મણી. ખુશી૦ ૬

## રાજ્યાભિષેકને દિવસે વહેંચાયેલાં ઇનામો.

રાજ્યાભિષેક મહોત્સવ પ્રસંગે નીચે લખેલે ઠેકાણે મેળાવડા થઈ ઇનામ વહેંચવામાં આવ્યાં હતાં.

**મેત્રાલ.** મે. ઠાકોર સાહેબ ગુલાબસિંહજી હરિસિંગજીએ નિશાળના છોકરાઓને જમાડ્યા. સ્કૂલ કમિટીના મેમ્બરોએ તથા સદ્‌ગૃહસ્થોએ મળી રૂ. ૮)નું ઇનામ વહેંચ્યું.

**સંજેલી.** મે. જપ્તીદાર સાહેબે છોકરાઓને જમાડ્યા તથા રૂ ૬–૧૭–૩ નું ઇનામ વહેંચ્યું.

**બોરૂ.** પટેલ કાળીદાસ આદરભાઈ, પટેલ પથીભાઈ ગંભીરસિંગ, તથા માનભાઈ તથા ગામલોકે મળી છોકરાઓને જમાડ્યા.

**હીરાપુર**—મે. મહારાજાશ્રી જોરાવરસિંહજીએ રૂ. ૫–૮–૦ ખરચી છોકરાંઓને જમાડ્યા, તથા ઠાકોરશ્રી નાહારસિંગે રૂ. ૪–૮–૦. તથા બીજા ગૃહસ્થોએ રૂ. ૧–૮–૦ ઇનામ આપ્યું.

**અનગઢ.** મહેતાજી જીવરામ ખુશાલ રૂ. ૩–૦–૭, મગનલાલ જયચંદ રૂ. ૪–૧૨–૬, બીજા ગૃહસ્થો રૂ. ૪–૮–૦.

**કોઠમ્બા.** મે. દરબાર સાહેબે રૂ. ૫–૧૦–૦ ખરચી છોકરાઓને જમાડ્યા. બીજા ગૃહસ્થો રૂ. ૧–૧૪–૦.

**લુણાવાડા.** મે. મહારાજાધિરાજ સાહેબ રૂ. ૭૨–૧૧–૦, ગામ સદ્‌ગૃહસ્થો. રૂ. ૪૨–૦–૦.

**ઘોડાસર.** મે. કારભારી સાહેબે રૂ. ૧૧નું છોકરાઓને તથા રૂ. ૫–૦–૦. નું છોડીઓને ઇનામ વહેંચ્યું.

**ઝણોર.** મે. દરબાર સાહેબે રૂ. ૨૫)નું ઇનામ વહેંચ્યું.

**વડતાલ.** મહારાજ લક્ષ્મીપ્રસાદ તરફથી કોઠારી ગોવરધનભાઈએ રૂ. ૧૦, પાટીદાર સદ્‌ગૃહસ્થોએ રૂ. ૭–૦–૦, વાણીઆ સદ્‌ગૃહસ્થોએ રૂ. ૪–૦–૦, તથા બીજા વર્ગના સદ્‌ગૃહસ્થોએ રૂ. ૪–૦–૦ મળી રૂ. ૨૫નું ઇનામ વહેંચ્યું.

દીવેદ. ગામના સદ્‌ગૃહસ્થોએ છોકરાંને મીઠાઈ; છીંટ, તથા કાળીપરજના છોકરાઓને બદન આપ્યાં.

બરવાળા. મહાજને રૂ. ૨૪-૦-૦ તથા બીજા સદ્‌ગૃહસ્થોએ રૂ. ૫) મળી રૂ. ૨૯ નું ઇનામ વહેંચ્યું.

ઉલી. કુંભારીઆના મહીડા રાયસિંગજી વગેરેએ રૂ. ૩-૮-૦ નું ઇનામ વહેંચ્યું.

આબુરોડ રેલવે હાઈસ્કૂલ—શેઠ હોરમજજી સોરાબજી રૂ. ૫).

---

## રાજ્યાભિષેક પ્રસંગે મળેલા ખિતાબો.

ઑનરેબલ મિ. ઇ. જાઇલ્સ, મુંબઈ ઇલાકાના ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબને સી. આઈ. ઈ. (કમ્પૅનિયન ઑવ્ ધી ઇન્ડિયન્ ઍમ્પાયર)નો માનવંતો ખિતાબ મળ્યો છે.

મિ. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, અમદાવાદ વિભાગના માજી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબને રાવસાહેબનો ખિતાબ મળ્યો છે.

---

# केळवणीखातानी खबरो.

### જાહેરખબર.

( ઇ. નં. ૫૯૧૯, તા. ૨૪-૧૨-૧૯૦૨. )

આથી ખબર આપવામાં આવે છે કે મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબે પોતાના નં. ૭૫૯૦ તા. ૧૭-૧૨-૧૯૦૨થી સરકારે મંજૂર કરેલી નિશાળોમાં ચલાવવાની ચોપડીઓની યાદીમાંથી મિ. છગનલાલ લલ્લુભાઈ શાહકૃત દેશીનામું ( કિંમત દસ આના ) રદ કરી તેને બદલે સદ્‌રહુ ગૃહસ્થે સુધારીને બનાવેલી પાંચ આનાની કિંમતની દેશીનામાની ચોપડી દાખલ કરી છે. તેટલા માટે પ્રાથમિક નિશાળોના શિક્ષકોએ આ સુધારેલી દેશીનામાની ચોપડી, અથવા તો મિ. પ્રેમચંદ કરમચંદ

कृत ' देशीनामानी पद्धति ' ए नामनी चोपडी निशाळोमां चलाववा माटे मंजूर करवामां आवी छे ते वापरवी.

अमदावाद. C. Mayne,
आ. एज्युकेशनल इन्स्पेक्टर,
ता. १५-१२-०२. उ. भा.

---

# पुस्तकोनी पहोंच.

नीचेनां पुस्तको तेमना कर्त्ता तरफथी भेट आव्यां छे ते उपकार साथे स्वीकारवामां आवे छे.

१. शिक्षणपद्धतिनी पाठमाळा भा. १लो. किं. ०-३-०. कर्त्ता आणंदराव गणपतराव मोहिले, बीलीमोरा सर जमशेदजी जीजीभाईनी स्कूलना मास्तर.

२. बाळकसरत अथवा अंगबळ भा. २जो. कि. ०-२-० कर्त्ता गोपाळजी कल्याणजी देलवाडाकर.

३. अवलोकन पोथी. किं. ०-२-०. कर्त्ता जूनागढना रेवाशंकर प्रभुराम रावळ.

४. सद्गुणी हेमंत कुमारी. किं. ०-१२-० कर्त्ता कृष्णागौरी रावळ, हेडमिस्ट्रेस लुणावाडा.

५. गुजराती व्याकरण. किं. ०-१-६ कर्त्ता मोरबीना फुलचंद हीराचंद दोशी.

६. कांकडानी जेती. किं. ०-०-९ कर्त्ता करमसद निवासी पटेल.

७. अवलोकन पुस्तक १लुं, अंक ३ जो. कर्त्ता सुरतना एम. आर. ठाकोर.

८. बाळगीत. किं. ०-१-३ कर्त्ता मुंबईनी एम. सी. पंड्यानी कंपनी.

९ पदार्थपाठमाळा भाग १ लो. किं. ०-५-० कर्त्ता काशीराम प्राग जी उपाध्याय. बी. ए.

દસ્તક શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લંન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ **સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી** છે. દરેક બોકસમાં ડઝન-૬ કિમ્મત રૂ.૦॥. ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬। ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના રૂ. ૦।≈ વધારે લાગશે. **ભૂલી જતા નહિ.** અને પૈસા પહેલા મોકલવાથી ૧ થી ૬ બોકસના ખર્ચનો બે આના લાગશે.

નમુના

આદરજી કાવસજી માસ્તરજી

દસ્કત શિક્ષક કોપી બુકોની

સ્ટીલપેનોના

| નં.૧ને૨. | નં.૩. | નં.૪. | નં.૫એ. | નં.૫બી | નં.૬એ. | નં.૬બી | નં.૬ |
|---|---|---|---|---|---|---|---|

આદરજી કાવસજી માસ્તર. દસ્કત શિક્ષક કોપીબુકો તથા

સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ, **ધોબી તળાવ, મુમ્બઈ.**

---

**દેશીનામું**—સરકારે ટેકસ્ટબુક માટે અમારૂં **દેશીનામું** મંજુર કરેલું છે. જુઓ સન ૧૯૦૧ ના નવેંબર માસનું ગુજરાતશાળા પત્ર. હાલની પ્રત નવા ધોરણ પ્રમાણે સુધારેલીછે. તેની કીમત ૦-૫-૦, પોસ્ટેજ ૦-૧-૦, કમિશન ૧૦ પ્રતપર ૨૦ ટકા. ૨૫ અને તેથી વધારે પ્રત લેનારને ૨૫ ટકા. વેલ્યુપેબલ ખર્ચ લેનારને શિર.

**છગનલાલ લલ્લુભાઈ શાહ.**

**કિન્ડર ગાર્ડન ગ્રંથમાળા સંબંધી સરકારી હુકમ.**

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો પ્રમાણે કિન્ડર ગાર્ડન શિક્ષણ આપવા માટે; મે. ડિરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન સાહેબની મંજુરી અને ભલામણથી, નામદાર ગવર્નમેન્ટ સરકારે "કિન્ડર ગાર્ડન ભા. ૧-૨-૩ " તથા ' બાળ ખેલ ( સચિત્ર )' પુસ્તકો ' ટેક્સ્ટ બુક ' ( શાળોપયોગી પુસ્તકો તરીકે દરેક શાળાઓમાં વાપરવા માટે મંજુરી આપીછે.) એ ઉપરાંત ' કિંડર ગાર્ડન-બાળગ્રંથાવળી નં. ૧ થી ૨૦ સુધીમાં કેટલાંક પુસ્તકો ' શાળા શિક્ષકો ' માટે મંજુર કરવામાં આવ્યાં છે. મજકુર પુસ્તકો પચીશ રૂપિયાનાં ખરીદનારને વીસ ટકા કમિશન આપવામાં આવેછે.

કિન્ડર ગાર્ડન ગ્રંથમાળાને અનુસરતો સઘળો **વિલાયતી સામાન** ખાસ **જર્મની** અને અમેરિકાથી આવેલોછે. તેમાં **વીશ બક્ષિસોનો** જથ્થાબંધ સામાન કીફાયત ભાવે મળશે—

૧૫૫ ફનસવાડી મુંબઇ  
જાન્યુઆરી, ૧૯૦૩.

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.  
કિન્ડર ગાર્ડન રફીનો શિક્ષક તથા ગ્રંથકર્તા

---

**નવા સાતમા ધોરણ માટે પુસ્તકો. ૧. રામાયણ, મહાભારત અને ઇલિયડના સારનું મૂળસહિત સ્પષ્ટીકરણ.** મુંબઇ ઇલાકાના મે. ડિરેક્ટર સા. બ. ના લેટર નં. ૪૭૬૦ તા. ૨૫-૮-૦૨ થી મૂળ લેવાની મંજૂરી મેળવી નર્મગદ્યમાંથી શબ્દશઃ મૂળ લઇ છપાવ્યું છે. રૂ. ૦-૮-૦. ૨. **સટીકમામેરૂં તથા સુદામાચરિત્ર.** રૂ. ૦-૫-૦. ૩. **સટીકમામેરૂં તથા ઓખાહરણ.** રૂ. ૦-૫-૦. આ બન્ને **જામનગર, જુનાગઢ,** ગોંડળ અને **ભાવનગર** સ્ટેટોમાં ટેકસ્ટબુક તરીકે મંજૂર થયાછે. ૪ ડ્રિલ, રૂ. ૦-૨-૬. ખર્ચાતું પોસ્ટેજ જૂદું. **મંગળજી હરજીવન ઓઝા.** આસિ. માસ્તર કા. ત્રે. કૉલેજ રાજકોટ.

---

**ગણિતના હજાર દાખલા.**

આ પુસ્તકમાં વ્યાખ્યા, સંખ્યા, સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર. દ૯ભાજક, લઘુત્તમ સાધારણભાજ્ય, વર્ગ અને વર્ગમૂળ, ઘન અને ઘનમૂળ, ત્રિરાશી, પંચરાશી; ગુણોત્તર, સાદું વ્યાજ, ચક્રવૃદ્ધિ વ્યાજ, દિવાળી બાકી વ્યાજ, નફોતોટો, પ્રશ્નરાશી, મિશ્રરાશી, ગણિત અને ભૂમિતિ પ્રમાણ, શ્રેઢી માપકરણ, સર્વ પ્રકારની **રીતોના એકહજાર દાખલાઓ** છે. મહેતાજીઓ, વિદ્યાર્થીઓ, તથા ટ્રેનિંગકોલેજ અને હાઇસ્કૂલના વિદ્યાર્થીઓને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. કિંમત ૦-૧૨-૦. સામટી લેનારને સારૂં કમિશન આપવામાં આવશે, વધારે હકીકત માટે નીચેને શીરનામે લખવું:—

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફીસ—અમદાવાદ.

**રેવાશંકર અંબારામ ભટ્ટ.**

---

**અંકગણિતની સમજુતી.** કિમ્મત રૂ. ॥ પોસ્ટેજ સાથે. પાંચે દશ; દશે, પંદર; વીશે, વીસ; અને પચીશે, પચીસ ટકા કમિશન. વેલ્યુપેએબલ

[illegible] મારફત ઍ. અમદાવાદ.

---

## મુંબઈના નામદાર ગવર્નરના શબ્દો.



---



---

## જાહેર ખબર.

અંક ૩ જો. પુસ્તક ૪૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

માર્ચ ૧૯૦૩.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )


અમદાવાદ.

“ આર્યોદય ” પ્રિન્ટિંગ પ્રેસ.

---

તેની સરવે નકલો ખપી જવા છતાં દેશાવરથી ભારે માગણી થવાથી, આ વખતે તેમાં કેટલોક સુધારો વધારો કરી ફરી છપાવાથી. મૂળ કીમતમાં ઘટાડો કરી રૂ. ૪–૮–૦ ઉપરાંત ૭ આના ટપાલ ખર્ચ જાદે પડશે. જોઇએ તે ગ્રંથ વેલ્યુપેએબલથી ટપાલમાં તાકીદે મંગાવી લેજો. કારણકે હવે અમારી પાસે ઘણી નકલો છે નહિ. નોટપેડ પત્ર લેવામાં આવશે નહિ.

મુ૦ બોરસદ જીલ્લે ખેડા. ત્રીભોવનદાસ ગીરધરદાસ.

---

## લેખનકળા કોપી બુકો.

### ગુજરાતી અને બાળબોધ ૭ નમ્બર.

**કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઈલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણી ખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લેઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં તે ચ્યઢીઆતી થયાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડી છે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપી બુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક **સૂચનાઓ,** તેમના અનુભવી વિચારને ટેકો મળવા અહિં મૂકવી વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે,

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે. તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં 'બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ મૂંઝે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી' કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ, કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે. જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચે આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકશાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું-આત્મારામ અને દલાભાઇની કમ્પની ઠેકાણું લેખનકળા કોપીબુકની ઑફીસ—કાલબાદેવી રોડ નં. ૨૦૪ મુમ્બઇ.

આત્મારામ અને દલાભાઈની કમ્પની.

---

ભારે વખણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરની

## દસ્કત શિક્ષક કોપીબુકો.

**" કમીશનમાં વધારો " આઠ ભાગમા. " કમીશનમાં વધારો."**

કેળવણી ખાતાના હાલના તથા આગલા ઇન્સ્પેકટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેકટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુમ્બઈ તથા ગુજરાતના સર્વ જાહેર છાપાં તરફથી એકે અવાજે તારીફ કરતાં અતિ સન્તોષકારક ખાત્રી પત્રકો.

**મહેરબાન ડિરેકટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઈન્સ્પેકટર ઇ. જાઇલ્સ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને જ સઘળી મંજૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે, સારી સ્કુલો આવી સરસ કોપીબુકજ વાપરવાને મગરૂરી ધરાવશે.**

**☞ મુમ્બઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલ કમિટિના અનુભવી સદ્‌ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત શિક્ષક કોપીબુકોને જ સર્વ કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વ સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.**

# જાહેર ખબર.

લખનાર ગીરજાશંકર પ્રભાશંકર ત્રિવેદી.

મહેરબાન ડિરેક્ટર સાહેબના પત્ર ઉપરથી માલૂમ પડે છે, કે સરકારે હોપકૃત વ્યાકરણ છપાવવું બંધ કર્યુંછે. અને દેશાઇ અમીધર રણછોડજીનું વ્યાકરણ, તમામ પ્રાથમિક શાળાઓમાં ચલાવવા માટે મંજૂર કર્યુંછે. આ બાબતની નોટીસ તા. ૧૫ ડિસેમ્બર સને ૧૯૦૨ ને દિવસે મુંબઇ સરકાર તરફથી બહાર પડેલા ગવરમેન્ટ ગેઝેટમાં પ્રસિદ્ધ થઇ ચૂકીછે. આ વ્યાકરણ નવાં ધોરણ પ્રમાણે અને નવિન પદ્ધતિ પ્રમાણે ઘણીજ સરળ ભાષામાં લખેલું હોવાથી શિક્ષકોને અને વિદ્યાર્થીઓને એક ખરેખરી અગત્યની ખોટ પૂરી પડીછે. એટલે નવાં ધોરણ પ્રમાણે વ્યાકરણ શીખવાં કે શીખવવાની મુશ્કેલી તદન જતી રહીછે એમ કહીએ તોપણ ચાલે. આખા પુસ્તકની કીં. ૦—૫—૬. ભા. ૧ લો. ૦—૧—૩, ભા. ૨ જો ૦—૨—૬ ભા. ૩ જો ૦—૨—૩.

એમનીજ બનાવેલી અને સંખ્યા પ્રવેશથી થએલી જાણવાળી સંખ્યા-શિક્ષકની પેટીઓ હવે તૈયાર થઇછે. જેનું નામદાર હીંદુસ્તાનના ગવર્નર જનરલ સાહેબે તેમને પેટંટ આપેલું છે; અને તે મે. ડિરેક્ટર સાહેબના હુકમથી દરેક જીલ્લાના મે. ડેપ્યુટી સાહેબોએ નમુનાની માગણી કરીછે. આથી જુની ગોખણપટ્ટીની રીત નીકળી જઇને સંખ્યા લેખન, વાંચન, સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વસ્તુઓથી શીખવવાની રીત દાખલ થશે. આમાં જૂદા જૂદા ચળકતા રંગનાં સુશોભિત, લાકડાનાં ચકતાં હોવાથી, ઉપર બતાવેલા સંખ્યામાં તેના ઉપયોગ ઉપરાંત જૂદી જૂદી જાતની નગદાર અને શોભીતી આકૃતિઓ બનાવવામાં, તથા આંકડા અને અક્ષરો બનાવવામાં, પૂલ, મકાન, થાંભલા, વગેરે બનાવવામાં, તથા બાળાઓને ફૂલ

વિગેરે રમાડવામાં તેનો ઘણો સારો ઉપયોગ છે. અને તેથી નિશાળનું બીજું કેટલુંક ખર્ચ ઘટી જાયછે. દરેક શિક્ષકે અને છોકરા વાળું કોઇ પણ સારૂં કુટુંબ કે નિશાળ આ સંખ્યા–શિક્ષક વગર રહેશે નહિ.

કીં. એક પેટીના રૂ ૩–૦–૦ અને બાર પેટીની કીં. ૩૦–૦–૦

એજ પેટીને લગતી અને તમામ શિક્ષકોને માટે સરકારે મંજૂર કરેલી **સંખ્યા–પ્રવેશથી** દરેક મહેતાજી જાણીતા છે. અને સંખ્યા શિક્ષક હોકે નહો તોપણ સંખ્યાપ્રવેશના પુસ્તક વગર કોઇ પણ શિક્ષકને ચાલશે નહિ. કારણ કે નવાં ધોરણ પ્રમાણે પહેલા બે વરસના અભ્યાસને માટે આના સિવાય બીજું એકે પુસ્તક નથી. કીં. ૦–૨–૦.

સંખ્યા શિક્ષકની પેટીઓ તા. ૧ અકટોબરને દિવસે ગઈ સાલ ભરાએલી કાન્ફરન્સ વખતે સમજાવવામાં અને પસંદ કરવામાં આવી હતી. **સંખ્યા પ્રવેશમાં** તેનો ઉપયોગ બતાવવામાં આવ્યો છે, અને તે પ્રમાણે પહેલાં બે ધોરણોમાં શીખવવાનું છે. સંખ્યા સમજાવ્યા વગર ગોખાવી કે લખાવી જવાની નથી, અને આંકના કોઠાઓ મોઢે કરી જવાના નથી; **સંખ્યા–પ્રવેશ** વિષેનો હુકમ આગળ શાળાપત્રમાં નીકળી ચૂકેલો છે, અને બધા શિક્ષકો તે વાપરતા હશેજ; જેઓ હજી પણ રાહ જોતા હોય તેમણે તે પુસ્તક જોવું.

એમનાંજ બનાવેલાં **લેખાંનાં** પુસ્તકો જ્યારથી સરકારે ટેક્સ્ટ બુક તરીકે મંજૂર કર્યાં ત્યારથી લેખાંના શિક્ષણમાં કેટલો બધો સુધારો થઇ ગયો એ વાત દરેક શિક્ષક અને પરીક્ષક જાણેછે. આ ઉપરનાં પુસ્તકો અને સંખ્યા શિક્ષકની પેટીઓ એટલાજ બલકે તેથી પણ વધારે ઉપયોગનાં થઇ પડશે.

**આ બધાં પુસ્તકો અને પેટીઓનાં મુખ્ય એજંટ અમદાવાદ રીચીરોડ 'સરસ્વતી પુસ્તકાલય' એ નામની સરકારી નિશાળો ને માટે જોઇતાં તમામ પુસ્તકો વેચનારની પેઢીમાં; અને દરેક બુકસેલરની દુકાને મળેછે.**

વળા...

જ સર્વ કોપી...

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૨મું. માર્ચ ૧૯૦૩. અંક ૩જો.

## માસ.

**અભ્યાસમાં સફળ થવાની પદ્ધતિ**—'વિદ્યા પ્રાપ્ત કરવાનો કંઈ રાજમાર્ગ નથી' એવી એક અંગ્રેજીમાં કહેવત છે. એનો અર્થ એવો છે કે વિદ્યા પ્રાપ્ત કરવી એ કંઈ સહેલું કામ નથી. પણ અનુભવી પુરૂષોએ કેટલાક નિયમો પોતાના અનુભવપરથી બાંધ્યા છે તે અનુસરવામાં આવે તો સાધારણ બુદ્ધિવાળા પુરૂષને પણ ફળ પ્રાપ્ત થયા વિના રહે નહિ. કોઈ પણ શાસ્ત્રનું જ્ઞાન મેળવવામાં ફત્તેહ મેળવવી હોય તો અમુક નિયમ પ્રમાણે વર્ત્તવુંજ જોઈએ. એ નિયમો નીચે પ્રમાણે હોવા જોઈએઃ—

૧. કામનું વખતપત્રક તૈયાર કરવું.

નિયમિત રીતે કામ કરવાથી કામ ભારરૂપ થઈ પડતું નથી. જુદા જુદા વિષયોનો અભ્યાસ કરવા સારૂ વખતપત્રકમાં જુદો જુદો વખત નક્કી કરવો અને તે પ્રમાણે દરરોજ કામ કરવું. જો કોઈ કારણથી અમુક વિષયનો અભ્યાસ કરવો રહી જાય, તો તે અભ્યાસ બીજે દિવસે વધારે વખત રોકી કરી લેવો, પણ વખતપત્રકની વ્યવસ્થા તોડી નાંખવી નહિ.

ઘણા માણસોને અનિયમિત રીતે અભ્યાસ કરવાની ટેવ પડી હોય છે તેથી તેઓ નિષ્ફળ થાય છે. પરીક્ષા દૂર હોય છે ત્યારે બિલકુલ અભ્યાસ કરતા નથી, અથવા નહિ જેવો અભ્યાસ કરે છે, અને પરીક્ષા પાસે આવે છે ત્યારે અતિશય પરિશ્રમ લે છે. આથી તેઓ શરીરને હાનિ કરે છે અને તેમનું જ્ઞાન અપરિપક્વ હોવાને લીધે અસંપૂર્ણ રહે છે, તેથી તેઓ પરીક્ષામાં નાપાસ થાય છે. કદાચ પાસ થાય છે તો ઉપલે નંબરે પાસ થતા નથી, અને થોડા વખતમાં મગજમાં ઘણા વિચાર દાખલ કરે છે તેથી શારીરિક

તેમજ માનસિક શક્તિઓને નુકસાન પહોંચાડે છે. આવા અભ્યાસથી વિષયમાં રસ ઉત્પન્ન થતો નથી, અને તેથી જ્ઞાન અપૂર્ણ રહે છે. આવા પુરૂષો અભ્યાસનો હેતુ પરીક્ષા પાસ કરવી એજ સમજે છે, અને પરીક્ષા ઉત્તીર્ણ કરી એટલે પુસ્તકો ઊંચાં મૂકે છે; તેમને અભ્યાસ કંટાળો આપનાર થઈ પડે છે. પરીક્ષા પસાર કરી એટલે એક ગઢ જીત્યા એમ તેઓ સમજે છે અને એ પુસ્તકોનું જન્મારામાં મ્હોં પણ નહિ જોઈએ એવી પ્રતિજ્ઞા કરતા ન હોય તેમ વર્તે છે. પણ નિયમિત રીતે કામ કરવાથી કામમાં રસ લાગે છે અને થોડું થોડું કામ દરરોજ થવાથી ગમે એવું ભારે કામ પણ સુગમ થઈ જાય છે. અભ્યાસમાં પણ એજ નિયમ લાગુ પડે છે. નિયમિત રીતે અભ્યાસ કરવાથી જ્ઞાનપર પ્રેમ ઉત્પન્ન થાય છે અને ગમે તેવો સાધારણ બુદ્ધિવાળો શિષ્ય પણ અભ્યાસમાં સફળ થાય છે.

૨. વખતપત્રકમાં વિષયો યોગ્ય ક્રમમાં લેવા.

એકનો એક વિષય લાંબો વખત વાંચવાથી મન કંટાળી જાય છે. તેમજ અઘરા વિષયો લાગલગટ વાંચવાથી પણ મનને ઘણો પ્રયત્ન કરવો પડે છે. આથી વિષયો નીરસ લાગે છે અને મન તેમાં લીન થવું જોઈએ તેમ થતું નથી. એકાગ્ર ચિત્ત વગરનું વાચન ફળીભૂત થતું નથી. આ કારણથી વખતપત્રકમાં જુદા જુદા વિષયોની એવી વ્યવસ્થા કરવી કે મનને પરિશ્રમ પડે નહિ, વાંચવામાં રસ ઓછો ન થાય, અને અભ્યાસ સફળ થાય. અંકગણિતના દાખલા કર્યા પછી લાગલાજ અક્ષરગણિતના દાખલા કે ભૂમિતિના સિદ્ધાન્તો કરવા માંડીએ તો વિષય શુષ્ક લાગે છે, પરિશ્રમ વિશેષ પડે છે, અને ફળ ઓછું થાય છે. પણ ગણિત પછી કવિતા કે ભૂગોળનો વિષય રાખ્યો હોય અને પછી અઘરો વિષય મૂકી કર્યો હોય તો મનને આરામ મળે છે અને અભ્યાસમાં સુગમતા પડે છે. વળી કંઈ લખવાનું કામ કરવું હોય તો તે છેવટે રાખવાથી ઠીક પડે છે, કેમકે મન થાકી જાય છે તો વાંચવા કરતાં લખવાનું કામ સહેલથી થાય છે. તેમજ જે વિષય આપણને અઘરો લાગતો હોય તે પ્રથમજ કરી લેવાની લાભ છે, કેમકે પાછળથી મન શ્રાન્ત થવાથી બરાબર કામ કરતું નથી અને વિષય કાચો રહી જાય છે.

### ૩. વિષયોની ટૂંકી નોંધ કાઢવી.

કેટલાક વિષયોનો અભ્યાસ કરી રહ્યાં પછી પુનરાવર્તન કરવા સારૂ તેની ટૂંકી નોંધ કાઢવાથી ઘણો લાભ થાય છે. ઇતિહાસ, પદાર્થવિજ્ઞાન, વગેરે વિષયોમાં આ ઘણું ઉપયોગી છે. પરીક્ષા વખતે બધું પુસ્તક ફરી વાંચી જવાતું નથી, પણ આવી નોંધ જોઈ જવાથી આખો વિષય મન આગળ ખડો થાય છે. ઘણા વિષયોની આવી તૈયાર કરેલી નોંધ મળે છે, પણ તે વાપરવામાં કંઈ લાભ નથી, એટલુંજ નહિ, પણ ઉલટી હાનિ છે. જેમ બને તેમ મોટાં પુસ્તકો વાંચી પોતાની મેળે તેમાંથી નોંધ કાઢવી. આવી નોંધ જાતે કાઢવાથી મનને કસરત મળે છે અને વિષયનું જ્ઞાન બરાબર ઠસે છે. એ નોંધ જેમ બને તેમ ટૂંકી હોવી જોઈએ કે પુનરાવર્તન કરતી વખતે બધી જોઈ જવાય.

### ૪. તંદુરસ્તી સાચવવી.

કોઈ પણ કાર્યમાં સફળ થવા સારૂ પરિશ્રમ કરતી વખતે તંદુરસ્તીનો સારી પેઠે વિચાર કરવો. ઘણા માણસોએ ગજા ઉપરાંત અભ્યાસ કરવાથી શરીરને નુકસાન કર્યું છે. આવી રીતે પરિશ્રમ કરવાથી સર્વે પરીક્ષામાં પહેલે નંબરે કદાચ પાસ થવાય, તોપણ તંદુરસ્તીનો બગાડ થયા વિના રહેતો નથી, અને તંદુરસ્તી બગડે એટલે આખો જન્મારો ખરાબ થાય છે. વળી પરીક્ષા પાસ કરી સ્કૂલ કે કૉલેજ છોડી નોકરીએ વળગ્યા એટલે ભણવાનું પૂરું થયું એમ સમજવાનું નથી. ખરું જોઈએ તો ખરો અભ્યાસ ત્યારે પૂરો થવાને બદલે શરૂ થાય છે. સ્કૂલ ને કૉલેજનું કામ માત્ર વિદ્યાર્થીનાં મનની બધી શક્તિ બરાબર કેળવી તેમને જે વિષયનું જ્ઞાન મેળવવા ઇચ્છા થાય તે વિષયનું જ્ઞાન મેળવવા યોગ્ય કરવા, એજ છે. આ પ્રમાણે સહુથી ઉપલે નંબરે પાસ થવાથી જ્ઞાન મેળવવાની યોગ્યતા સહુથી વિશેષ આવી છે એજ સિદ્ધ થાય છે, એમ નથી સિદ્ધ થતું કે જ્ઞાન પ્રાપ્ત થઈ રહ્યું અને હવે કંઈ બાકી નથી; કેમકે જ્ઞાન તો અખૂટ છે, સમુદ્રનું પાણી ખૂટે તો જ્ઞાન ખૂટે. આ કારણથી ઉપલે નંબરે પાસ થવાનો પ્રયાસ કરવામાં તંદુરસ્તીને માટે બેદરકારી રાખવામાં આવે તો આખી જીંદગી ખરાબ થાય છે, આયુષ્ય ટૂંકું થાય છે, અને સ્કૂલ કે કૉલેજ

શિક્ષકોને શિષ્યના અજ્ઞાન માટે તેની મશ્કરી કરી તેને તેના મંડળમાં હલ-
કો પાડવાની કે મૂર્ખા, ગધેડા, એવાં કુવચન કહેવાની ટેવ હોય છે. એ
ઘણી ખોટી રીત છે. શિષ્યમાં દોષ હોય તો તે તેને દર્શાવવો, પણ તેમ
કરવામાં કંઈ કુવચન કહેવાની કે તેની મશ્કરી કરવાની જરૂર નથી. શાન્ત
પ્રકૃતિથી અને ગંભીરતાથી તેને તેની ભૂલ બતાવવાથી તેના મનપર સારી
અસર થાય છે. ૪. બાળસ્વભાવનો અભ્યાસ. વિદ્વાનો કહે છે કે દરેક સાત
વર્ષમાં શરીરનાં તત્ત્વમાં તદન ફેરફાર થઈ જાય છે. માનસિક તત્ત્વમાં પણ
એવોજ ફેરફાર થઈ જાય છે. જો કે આવો ફેરફાર શરીરનાં અને મનનાં
તત્ત્વોમાં થયાં કરે છે, તો પણ આપણને તેનું જ્ઞાન થતું નથી; અજા-
ણતાં એવા ફેરફાર થયાં કરે છે. આ પ્રમાણે શિષ્ય અને શિક્ષકનાં મા-
નસિક તત્ત્વમાં ઘણો ફેર હોય છે એ વાત શિક્ષકે ભૂલવાની નથી.
બાળસ્વભાવનું તેને સંપૂર્ણ જ્ઞાન હોવું જોઈએ. તનની અને મનની શક્તિ-
ઓ કેવી રીતે ખીલે છે તેની તેને પૂરી માહિતી હોવી જોઈએ. ઇન્દ્રિ-
યવિજ્ઞાન અને માનસશાસ્ત્રનાં મૂળતત્ત્વોનું તેને અવશ્ય જ્ઞાન હોવું જોઈ-
એ. તેમજ બાળકની આરોગ્યતા સાચવવા સારૂ શાળાની રચના કેવી
જોઈએ તથા તેમાં કેવાં કેવાં સાહિત્ય જોઈએ તેનું જ્ઞાન મેળવવા સારૂ
તેનામાં આરોગ્યશાસ્ત્રનું જ્ઞાન હોવું જોઈએ. ૫. જ્ઞાનસંપત્તિ. જે વિષય
શીખવવાનો હોય તેનું તેમજ શિક્ષણપદ્ધતિનું પરિપૂર્ણ જ્ઞાન તેનામાં હોવું
જોઈએ. તેણે કાળપરત્વે જ્ઞાનમાં વૃદ્ધિ થાય તેની સાથે પોતાના જ્ઞાનમાં
હમેશ વૃદ્ધિ કરતા રહેવું જોઈએ. સારા શિક્ષક થવું હોય તો હમેશ અ-
ભ્યાસક રહેવું જોઈએ. અમુક વિષયમાં હું પરિપૂર્ણ છું ને હવે મારે એ-
નો અભ્યાસ કરવાની જરૂર નથી એવું જે માને છે તે કદી ઉત્તમ શિક્ષક
નીવડતો નથી. જેનો અભ્યાસ હમેશ ચાલ્યાજ કરે છે તેજ શિક્ષક ઉત્તમ
છે. ઇન્દ્રિયવિજ્ઞાન, માનસશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, શિક્ષણશાસ્ત્ર, ઉત્તમ શિક્ષકોએ
મેળવેલા અનુભવ તથા તેમની જીંદગીનાં વૃત્તાન્ત જે પુસ્તકોમાં હોય એવાં
પુસ્તકો, અને શાળાવ્યવસ્થાનાં પુસ્તકો ઉપરાંત જે જે વિષયો તેને શિખવવા-
ના હોય તેને લગતાં ઉત્તમ પુસ્તકો શિક્ષકે હમેશ વાંચવાં જોઇએ. દરેક વિદ્વાન
શિક્ષકનું કામ કરી શકતો નથી, પણ દરેક શિક્ષકે વિદ્વાન થવું એટલે શિ-

ધાની વૃદ્ધિ કર્યા કરવી એ તેનો ધર્મ છે. આ પાંચ સાહિત્ય ઉપરાંત શિક્ષકમાં શિષ્યવર્ગને કાબુમાં રાખવાની શક્તિ, પોતાનાં વિચાર સ્પષ્ટ રીતે તેમજ શિષ્યના જ્ઞાનને યોગ્ય આપવામાં દર્શાવવાની સક્તિ, તેમજ પોતાનું શિક્ષણ શિષ્યના મનપર બરાબર ઠસાવવાની શક્તિ હોવી જોઈએ. આવા ઉત્તમ ગુણવાળો શિક્ષક હોય તે છતાં શિષ્ય શીખે નહિ તો તેમાં શિક્ષકનો દોષ નથી, શિષ્યનો દોષ છે. ભવભૂતિ કવિ કહે છે તે પ્રમાણે

वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे
न तु खलु तयोर्ज्ञाने शक्तिं करोत्यपहन्ति वा ।
भवति च पुनर्भूयान् भेदः फलं प्रति तद्यथा,
प्रभवति शुचिर्बिम्बोद्ग्राहे मणिर्न मृदां चयः ॥

(ગુરૂ પ્રાજ્ઞ શિષ્યને જેવી રીતે વિદ્યા શિખવે છે તેવીજ રીતે જડને પણ શિખવે છે. બંનેમાંથી કોઈમાં જ્ઞાનની શક્તિ ઉત્પન્ન કરતો નથી કે તેનો નાશ પણ કરતો નથી. પણ ફળના સંબંધમાં બે શિષ્ય વચ્ચે ઘણો ફેરફાર થાય છે તે જેવી રીતે પવિત્ર મણિ પ્રતિબિંબ ગ્રહણ કરવામાં શક્તિમાન્ થાય છે, પણ માટીનો સમૂહ થતો નથી તે પ્રમાણે છે.)

---

ઇગ્લંડના બોર્ડ ઑવ્ એજ્યુકેશને કેળવણીની બાબતમાં ખાસ સંશોધન અને રિપોર્ટ કરવા નીમેલા ડિરેક્ટર મિ. મિકેઅલ સૅડલરે સ્કૉટલંડની શિક્ષકસમાજમાં અમેરિકાનાં સંયુક્ત રાજ્ય (યુનાઇટેડ સ્ટેટ્સ)માં ચૌલતી કેળવણી વિષે નીચે પ્રમાણે અભિપ્રાય દર્શાવ્યો છેઃ—અમેરિકામાં અનેક પ્રકારની જાગૃતિ જોવામાં આવે છે, તેમાં કેળવણીની બાબતમાં જાગૃતિ એ એક છે. ત્યાં કેળવણીના પ્રચારમાં સ્કૉચ અથવા સ્કૉચ—આઇરિશ જાતના લોકો અગ્રેસર ભાગ લે છે. ત્યાંની કેળવણીમાં ચાર બાબત ખાસ વખાણવા લાયક છે. ૧. સુધારો ઘણો આગળ વધ્યો છે અને લોકોની કેળવણીપર ઘણી શ્રદ્ધા છે. ગરીબ તેમજ તવંગર લોકો કેળવણી માટે તન, મન, અને ધન અર્પવાને તૈયાર હોય છે. બૉસ્ટનની જાહેર પુસ્તકશાળામાં નીચેના શબ્દો કોતર્યા છેઃ—'પ્રજાની વ્યવસ્થા અને સ્વતંત્રતાનું કારણ કે-

ળવણી છે એમ પ્રજાસતાક રાજ્ય માને છે.' ૨. અમેરિકાના શિક્ષકો વિદ્યાર્થીઓનાં ખાસ લક્ષણો ખિલવવામાં કોઈ પણ જાતનો પ્રયાસ બાકી રાખતા નથી. અમેરિકાની કારખાનાં ચપળ કારીગરોની માગણી કરે છે ત્યારે અમેરિકાની શાળાઓ ચપળ બાળકો તૈયાર કરવાનો નિશ્ચય કરે છે. ત્યાંની શાળામાં સ્વતંત્રતા અને સમાનતા જોવામાં આવે છે. કેળવણીમાં સ્વતંત્ર વિચાર કે સૂચનાને ઉત્તેજન આપવામાં આવે છે. ૩ અમેરિકાના શિક્ષકો કેળવણી આપવાનાં નિરર્થક હોય તે કાઢી નાંખવાના હેતુથી અનેક તરેહના પ્રયોગો કર્યા જાય છે. તેઓ સમજે છે કે વ્યવહારમાં કામે લગાડેલી શાસ્ત્રીય શોધોએ દુનિયાની જીવનસ્થિતિમાં અતિશય ફેરફાર કર્યો છે, માટે અર્વાચીન સમયમાં ઉછરતી પ્રજા જીંદગીનાં કર્તવ્ય કરવા સમર્થ થાય એવી તેને કેળવણી આપવાનો ઉદ્દેશ રાખી વિષયની વ્યવસ્થા એવી યુક્તિથી કરવી જોઈએ કે તેમાંથી વગર જરૂરનું નીકળી જાય. આમ કરવાથી કેળવણીનો ખરચ ઓછો થાય છે અને જુદા ધંધા અને કામકાજ કરવા માટે જરૂરનું શાસ્ત્રીય જ્ઞાન લોકોને મળી શકે છે. ૪ ઘણા અમેરિકન વેપારીઓ સારી પેઠે સમજે છે કે શાળાઓ અને યુનિવર્સિટિઓમાં ભણેલા વિદ્યાર્થીઓ તેમના ધંધામાં ઘણા લાયક મદદગાર થઈ પડે છે. જો યુનિવર્સિટિની પરીક્ષાઓ ઉત્તીર્ણ થયેલા શિષ્યોમાં ગર્વિષ્ઠપણું ન આવ્યું હોય અને શાસ્ત્રીય જ્ઞાન મેળવ્યા પછી અનુભાવિક જ્ઞાન પ્રાપ્ત કરવાની તેમની ઇચ્છા હોય તથા તેમનામાં વિનય હોય તો એવા સુશિક્ષિત પુરુષોનો લાભ લઈ તેમને કારખાનાંમાં યોગ્ય પદવી આપવામાં ત્યાંના વેપારીઓ ચૂકતા નથી.

અમેરિકન લોકોની કેળવણીના ગુણો વખાણ્યા પછી મિ. સૅડલરે તેના દોષો વિષે વિવેચન કર્યું છે. કેટલાંક શહેરોમા મ્યુનિસિપાલિટિની ગેરવ્યવસ્થાને લીધે કેળવણીનો કારભાર બરાબર ચાલતો નથી: કેળવણી રસિક કરવાની ઇચ્છા એટલી બધી પ્રબળ છે કે તેમ કરવામાં કેટલાક વિષયના શિક્ષણથી મનને જે યોગ્ય કસરત મળવી જોઈએ તેવી મળે છે કે નહિ તે વિષે ભારે શક રહે છે. પ્યુરિટન લોકો અતિશય સખ્તાઈથી કંટાળી ઇંગ્લંડથી નાસી આવેલા હોવાથી તેઓ છોકરાંને વિશેષ છૂટ આપવાની ઇચ્છા રાખે છે. તેમનાં ખાસ લક્ષણોને બરાબર કેળવવામાં જોઈએ તેટલી છૂટ આપ-

વાંગી કેટલેક પ્રસંગે તેઓ તેમને અવિનયી બનાવે છે. તેમનામાં બીજો દોષ એ જોવામાં આવે છે કે તેમનું જ્ઞાન ઉપલકીઉં હોય છે, તેમના બોલવામાં અતિશયોક્તિ હોય છે, અને કાર્યમાં અસ્થિરતા હોય છે. વળી બીજી એક ખામી એ છે કે અમેરિકન લોકો વેપાર માટે અત્યુત્સુક હોય છે તેથી તેમની કેળવણીની પદ્ધતિ પણ તે માર્ગે વિશેષ દોરવાય છે.

---

સિંહલદ્વીપ (સીલોન)ના ડિરેકટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શને ત્યાંની કેળવણી વિષે વાર્ષિક રિપોર્ટ કર્યો છે તેમાં નીચેની મુખ્ય બાબતો છેઃ—

વસ્તી ૩૦,૦૦,૦૦૦. સરકારી તેમજ સરકાર તરફથી મદદ મળતી હોય એવી શાળામાં ભણતા છોકરાઓની સંખ્યા ૧,૩૩,૦૦૦ અને છોકરીઓની સંખ્યા ૫૦,૦૦૦. આ સંખ્યા નિશાળે જવાને લાયક ઉમ્મરવાળાંના સેંકડે ૨૫ ટકાને આસરે છે.

ઊંચા પ્રકારની માધ્યમિક (સેકન્ડરી) કેળવણી—

આને માટે એક રૉયલ કૉલેજ, ૩ સરકારી શાળા, અને ૧૫૪ સરકારની મદદથી ચાલતી શાળાઓ છે. રૉયલ કૉલેજમાં વિદ્યાર્થીની સંખ્યા ૩૧૩, ત્રણ સરકારી સ્કૂલોમાં ૫૦૦, અને બાકીની સ્કૂલોમાં ૨૦,૦૦૦ છે. લંડનની મૅટ્રિક્યુલેશનની પરીક્ષાના જેટલો અભ્યાસ કરાવવામાં આવે છે.

પ્રાથમિક કેળવણી—

આ વર્ષમાં ૭ મોટી પ્રાથમિક શાળામાં બધા વિષયોમાં પરીક્ષા લેવાની પદ્ધતિ કાઢી નાંખી તેને બદલે ઉપલક તપાસ કરવાની પદ્ધતિ દાખલ કરી છે. આનું પરિણામ લાભકારક આવ્યું છે. બાળવર્ગમાં પદાર્થપાઠના શિક્ષણને તેમજ ઉપલાં ધોરણોમાં ગણિતના શિક્ષણને આથી લાભ થયો છે. અગાઉ છોકરાંની માનસિક શક્તિ બરાબર કેળવાતી ન હતી. શિક્ષકો જે કહે તે સાંભળી મ્હોંએ કરવાની રીતી ચાલતી હતી. વિદ્યાર્થીઓ પ્રવર્તન વગર શિક્ષકો કહે તે માત્ર ગ્રહણ કર્યા કરતા હતા. હવે તેમને ચતુર પ્રશ્નો પૂછી જ્ઞાન આપવામાં આવે છે તેથી તેમના મનને કસરત મળે છે. શિક્ષકો સમજતા થયા છે કે અગાઉની પેઠે હવે આપણે પોપટીઉં જ્ઞાન આપીશું તે ચાલશે નહિ.

બાળવર્ગમાં પદાર્થપાઠ, આકાર અને રંગ વિષે પાઠો, અને યાદદાસ્ત ઉપરથી સાધારણ કુદરતી પદાર્થોનાં ચિત્રો શિખવવામાં આવે છે. અગાઉ સંખ્યા સમજણ પાડ્યા વગર મ્હોંએ કરાવી શિખવવામાં આવતી હતી તેમ હવે થતું નથી, પણ પદાર્થદ્વારા સમજણ આપી શિખવવામાં આવે છે. ગામડાના છોકરાને મુદત કાપવાના, ચક્રવર્તી વ્યાજના, અને એવા એવા દાખલાઓ જે કંઈ કામના નથી તેને બદલે માપકરણ શિખવવામાં આવે છે.

ઔદ્યોગિક કેળવણી—

૩૫ શાળાઓ અને ૧,૮૦૦ વિદ્યાર્થીઓ છે. કેળવણીનો ઉદ્દેશ ગરીબ છોકરાંને કોઈ પણ ધંધો શિખવવાનો છે. છોકરીઓને લુગડા સીવનાં, ગૂંથતાં, ગૂંથનાં, અને ફીત બનાવતાં શિખવે છે, અને છોકરાઓને દરજીનું, મોચીનું, સુથારનું, લુહારનું, છાપવાનું, ચોપડીઓ બાંધવાનું વગેરે કામ શિખવે છે. ડિરેક્ટર સાહેબ આ સંબંધમાં ટીકા કરતાં જણાવે છે કે સીવવાનું અને રાંધવાનું કામ નિશાળમાં ઘર જેવું શિખવાતું નથી. જ્ઞાતિના વિચારોને લીધે છોકરાઓને જે ધંધો કરવાની ઇચ્છા થાય તે પસંદ કરવાની છૂટ નથી. કેળવાયલા શિક્ષકો તેમજ ઇન્સ્પેક્ટરો ન મળવાથી પૈસાનો ઘણો બગાડ થાય છે. ધંધો શિખવતા પહેલાં યૂરોપમાં જેમ હાથ અને આંખને કેળવણી આપવામાં આવે છે તેવી કેળવણી આપવાની જરૂર છે; કેમકે એવી કેળવણી ઉપરજ ઔદ્યોગિક કેળવણીનો આધાર છે.

વ્યવસ્થા—આ સંબંધમાં ટીકા કરતાં ડિરેક્ટર સાહેબ લખે છે કે ઘણાખરા શિક્ષકો એમ સમજે છે કે પોતાના વર્ગમાં બંદોબસ્ત રાખ્યો એટલે વ્યવસ્થા સંબંધી પોતાનું કર્તવ્ય પૂરું થયું, બંદોબસ્ત કેવી રીતે રાખ્યો તેની તેઓ દરકાર રાખતા નથી. પણ તેઓએ જાણવું જોઈએ કે જે શાળામાં વિદ્યાર્થીઓ ગુરૂ પ્રત્યે પ્રેમ અને પૂજ્યભાવથી જુએ છે અને વ્યવસ્થિત રહેવું એ પોતાનો ધર્મ સમજે છે તેજ શાળા સુવ્યવસ્થિત છે.

૭મી નવેંબરે અલાહબાદ યુનિવર્સિટિની પરિષદ્ (કૉન્વોકેશન) મળી હતી તેમાં લેફ્ટેનન્ટ ગવર્નર અને યુનિવર્સિટિના ચૅન્સેલર અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા. તેમના ભાષણમાં સંસ્કૃત અને હિંદુસ્તાની વગેરે દેશી ભાષાઓના

અભ્યાસને લગતા તેમજ અનેકભાષાવિજ્ઞાનને લગતા વિચારો ધ્યાનમાં લેવા જેવાં હોવાથી નીચે આપ્યા છેઃ—

'જો બી. એ. થયા પછી વિશેષ અભ્યાસને માટે આપણે એક શાળા સ્થાપી શકીએ તો મારા વિચાર પ્રમાણે ત્યાં દેશી ભાષાઓનો અને તેની માતૃભાષા ગીર્વાણભાષાનો પરિપૂર્ણ અભ્યાસ થવો જોઇએ. જો અંગ્રેજી ભણેલાઓમાંથી દેશી ભાષાઓ અને સંસ્કૃત, અરેબિક, અને ફારસીનો અભ્યાસ જતો રહે તો ઘણું શોચનીય થાય; તેમજ આપણી દેશી ભાષાઓને બરાબર કેળવવામાં ન આવે તો તે પણ અપૂર્ણ રહે. સંસ્કૃત, અરેબિક, અને ફારસી ભાષાના જ્ઞાન વગર કોઈ પણ માણસ દેશમાં સર્વથી વિશેષ ફેલાયલી હિંદુસ્તાની ભાષાનું સારૂં જ્ઞાન મેળવી શકે નહિ, કે ભાષાને કેળવી તેમાં વૃદ્ધિ કરી શકે નહિ. અંગ્રેજી ભાષાની બાબતમાં પણ એમજ છે. એનું પણ ઘણું સારૂં જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો લૅટિન, ફ્રેંચ, અને જર્મન ભાષાનું કંઈક જ્ઞાન આવશ્યક છે. અનેકભાષાવિજ્ઞાનનું અધ્યયન પણ ઘણું રસિક છે અને જેની જન્મભાષા હિંદુસ્તાની હોય તેને અનેકભાષાવિજ્ઞાનના અભ્યાસથી ઘણો લાભ થયા વિના રહેશે નહિ. સંસ્કૃતમાંથી પ્રાકૃતદ્વારા હિંદુસ્તાની ભાષામાં શબ્દો શી રીતે આવ્યા છે તેનું જ્ઞાન તેને થશે, તેમજ સંસ્કૃતને ફારસી તથા લૅટિન ભાષા સાથે પણ તે સરખાવી શકશે.'

આ ઉપરથી માલમ પડશે કે દેશીભાષાનું શુદ્ધ જ્ઞાન મેળવવા તેમજ દેશીભાષાને સારી રીતે કેળવવા તથા તેમાં વૃદ્ધિ કરવા સંસ્કૃત ભાષાના જ્ઞાનની જરૂર છે અને એવા હેતુથીજ ટ્રેનિંગ કૉલેજોમાં સંસ્કૃતભાષા શિખવવામાં આવે છે.

---

# સૉક્રેટીસ અને તેની શિક્ષણપદ્ધતિ.

સૉક્રેટીસ એક ઍથન્સનો વિદ્વાન ફિલસુફ હતો. એની શિક્ષણપદ્ધતિ કેવી હતી તે જાણવું ઘણું અગત્યનું હોવાથી તે વિષે અહિં લખવામાં આવે છે.

*એ વિદ્વાન્ ઇ. સ. પૂર્વે ૪૦૦ વર્ષ પર થઈ ગયો. ઇ. સ. ૫.

૪૬૮માં તે જન્મ્યો હતો અને ઇ.સ. પૂ. ૩૯૯ માં મરણ પામ્યો. એના સમયમાં ઍથન્સની કેવી સ્થિતિ હતી તે પ્રથમ જાણવું જોઈએ. ત્યાં વેપાર ધમધોકાર ચાલતો હતો. ખાનગી મકાનો તો સાદાં હતાં, પરંતુ જાહેર મકાનો ઘણાં ભવ્ય અને રોનકદાર હતાં. પાસે બંદરમાં વેપારી માલની ખૂબ આવજા થતી હતી. પિરીઅસ જે હાલ લિઓને કહેવાય છે ત્યાં જવાના ટોળાવની બંને બાજુએ મોટી સામસામી દીવાલો હતી ત્યાં થઈને લડાઈને વખતે દરીઆમાં જઈ શકાતું હતું. શહેરમાં સર્વથી ઊંચાં મકાનો દેવાલયો હતાં. ઍથેને દેવી ઉપરથી ઍથન્સ નામ પડ્યું છે તે. દેવીના મંદિરનું નામ પાર્થેનન હતું; અને એ દેવાલયની પાસે જ્યુપિટર, ઓલિમ્પસ, અને એપૉલો દેવોનાં મંદિરો હતાં એ દેવાલયોનાં હાલનાં ખંડેર ઉપરથી પણ તે સમયની સ્થિતિનો ખ્યાલ જોનારના મનમાં સહજ આવે છે. આ પ્રમાણે ઍથન્સ તે સમયે મોટું શહેર હતું; પણ ટાયર કે સાયરેક્યૂસથી વ્યાપારને અર્થે કે એ શહેરની આબાદી જોવા માટે ૨,૩૦૦ વર્ષપર જે કોઈ જતું તેને માત્ર બહારની આબાદી જોવાથીજ શહેરનું મહત્ત્વ સમજાતું નહિ, કેમકે તેના ખરા ઉદયનું કારણ તો વિદ્યાસંપત્તિ હતી. ત્યાંના લોકોની સ્વતંત્રતા, ઉદ્યોગ, અને નવું નવું જ્ઞાન સંપાદન કરવા તરફ અભિરૂચિ એ તેનો અભ્યુદયનાં ખરાં કારણ હતાં સેંટ લ્યૂક કહે છે કે 'ત્યાંના લોકો કંઈ પણ નવું કહેવામાં કે સાંભળવામાંજ પોતાનો બધો સમય ગાળતા હતા' એનો અર્થ એમ ન સમજવો કે હાલ જેમ દુનિયાના જુદા જુદા દેશોના વર્તમાન જાણવા તરફ લોકોનો પ્રેમ છે તેમ ત્યાંના લોકો દેશદેશની નવી નવી ખબરો જાણવા ઉત્સુક હતા. તેઓ તો કોઈ પણ નવું સત્ય કે નવો સિદ્ધાન્ત, રાજ્યતંત્ર વિષે નવીન મત, શહેરી તરીકે સ્વકર્તવ્ય વિષે કંઈક અપૂર્વ વિચાર, તાબાનાં સંસ્થાનોના હક, કે કુટુંબ કે રાજ્યમાં બુદ્ધિનો શી રીતે ઉપયોગ કરવો તે વિષે જ્ઞાન મેળવવા ઘણાજ તત્પર રહેતા. તે સમયે છાપવાની કળાનું સંશોધન થયું ન હતું તેથી વર્તમાનપત્રો અને લોકોને અભિપ્રાય બાંધવાનાં સાધનો ન હતાં. વાદવિવાદ મ્હોંએ થતો હતો અને લોકસભામાં, બજારમાં, દેવળમાં, અને બીજે સ્થળે નીતિ કે રાજ્યતંત્રના કોઈ પણ વિષયપર તકરાર કરતાં લોકોનાં ટોળેટોળાં

જોવામાં આવતાં હતાં. પેરિક્લીસ નામના વિદ્વાન્ રાજ્યતંત્રી અને ભાષણકર્તાએ એક પ્રસંગે લડાઈમાં મરણ પામેલા યોદ્ધાઓને ભૂમિદાહ કરતી વખતે જે ભાષણ કર્યું હતું તેમાં તેણે નીચે પ્રમાણે કહ્યું હતું:—

'રાજ્યતંત્ર વિષે વિચાર ન કરી શકે તેને મૂર્ખ ગણનારી પ્રજા તે એથિનીઅન પ્રજાજ છે. રાજસભામાં જે વિષયની ચર્ચા કરવાની હોય તે વિષય વિષે એ પ્રજાના લોકો પ્રથમ વાદવિવાદ કરીને તૈયાર થાય છે. લડાઈ કરવી હોય તો તે કરવી વાજબી છે કે નહિ તેનો પ્રથમ તેઓ દીર્ઘ વિચાર કરે છે. વિચાર કર્યા વિના લડાઈમાં ઝંપલાવવાનું સાહસ કદી એ પ્રજા કરતી નથી. પણ લડાઈથી કેટલી હાનિ થવાનો સંભવ છે અને સુલેહના કેટલા લાભ છે તે જાણવા છતાં જ્યારે લડાઈમાં પડવુંજ પડે છે, ત્યારે તે શૌર્ય દર્શાવે છે. આ પૃથ્વીમાં ઘણા પ્રસિદ્ધ પુરૂષો થઈ ગયા છે ને તેમનાં શબો જમીનમાં દટાયાં છે, પણ આજે જે પુરૂષોનાં શબો દાટવામાં આવે છે તેના કરતાં વધારે ઉદાર મનના કે શૌર્યવાળા પુરૂષોનાં શબો કદી દટાયાં નહિ હોય; કારણ કે એ લોકો એક સ્વતંત્ર રાજ્યના બુદ્ધિમાન્ પુરૂષો છે.'

આ પ્રમાણે ઍથન્સ એક મોટું સરસ્વતીમંદિર હતું; પણ હાલ જેવી કેળવણી અપાય છે તેવી સામાન્ય એથિનીઅનને ભાગ્યેજ મળતી હતી. તેને લખતાં કે વાચતાં આવડતું ન હતું, પણ તે ભાષણકર્તાનાં ભાષણો સાંભળી શકતો હતો અને સમજતો હતો. વળી એકેડિમસના વૃક્ષમંડપમાં તત્ત્વજ્ઞાનીઓની આસપાસ જે જિજ્ઞાસુ ટોળું એકઠું થતું હતું તેમાં એ પણ ભેગો થતો હતો. ધનાઢ્ય લોકો સૉફોક્લીસ, એરિસ્ટોફેનીસ, અને એવા મોટા મોટા નાટકકારોનાં નાટ્યો લોકોને મફત ભજવી બતાવવામાં મદદ કરતા હતા, અને એવાં નાટકો જોવા લોકોની મેદિની ભરાતી હતી. મોટા મોટા ચિત્રકારો અને શિલ્પીઓનાં ચિત્રો અને કોતરકામો લોકો જોઈ શકતા હતા. હેક્ટર, યુલાઇસીસ, અને એવા શૂરાઓનાં પરાક્રમો કહી બતાવનારા ભાટચારણોનાં વીરરસ કાવ્યો તેઓ સ્થળે સ્થળે સાંભળી શકતા હતા. તેમને યુદ્ધની કળા રાજ્ય તરફથી શિખવવામાં આવતી હતી. આ પ્રમાણે તેમને દરેક વિષયની કેળવણી મળતી હતી. તેઓ સમજતા હતા કે એથન્સ શહેરનું નામ ઍથેને નામની જ્ઞાનદેવી પરથી પડ્યું છે, તેથી જ્ઞાન સંપાદન કરવું

એ તેમનું કર્તવ્ય છે. આથી રિક્ષસુરી એ ઘણા લોકોને વિનોદ જેવું હતું અને તેમાં પ્રવીણતા મેળવવી એ તેઓ પોતાનું કર્તવ્ય સમજતા હતા.

ફ્રિચ કહે છે કે હાલ કેળવણીની બીજી શાખાઓમાં ઘણો વધારો થયો છે તો પણ એક બાબતમાં હજી ઍથિનીઅન લોકો જેટલા આપણે વધ્યા નથી. શહેરીની ફરજ શી છે તે બાબતની કેળવણી, જાહેર બાબતો વિષે અભિપ્રાય દર્શાવવાની યોગ્યતા માટેની કેળવણી, જેવો પોતાનો અભિપ્રાય થયો હોય તેવો સમજાવવાની, અને બીજાના મતનું ખંડન કરી પોતાનો મત સમર્થન કરવાની કેળવણી જેવી ઍથિનીઅનોને મળતી હતી તેવી કેળવણી માટે હાલમાં શું સાધન છે? ઍથિનીઅન લોકોને શિક્ષકો સત્ય સિદ્ધાન્તો ગ્રહણ કરતાં તેમજ તે સ્પષ્ટ રીતે બીજાને સમજાવતાં અને તેમના મનપર ઠસાવતાં શિખવતા હતા તેવા શિક્ષકો હાલ ક્યાં છે? હાલ શિક્ષકો જ્ઞાન આપે છે, પણ તે જ્ઞાન બીજાના મનપર ઠસાવવાનું ક્યાં શિખવે છે? હું ધારું છું કે ઍથિનીઅન વિદ્વાનો તરફથી હજી આપણે આ એક બાબતમાં કેટલુંક શીખવાનું છે.

આવા ઉદ્યોગી, આબાદ, અને જિજ્ઞાસુ પુરૂષોથી પરિપૂર્ણ ઍથન્સ શહેરમાં ઉપર કહ્યા પ્રમાણે લગભગ ૨,૩૦૦ વર્ષ ઉપર સૉક્રેટીસ થઈ ગયો. એ શરીરે ટૂંકા કદનો, સ્થૂલ, અને કંઈક કદૂપો હતો, શહેરના એક ભાગમાંથી બીજા ભાગમાં ફરતો, બધા દરજ્જાના માણસો જોડે વાતચીત કરવામાં આનંદ માનતો, અને જેમ બને તેમ વધારે પુરૂષો સાથે ઓળખાણ કરવા ઇચ્છતો. ઍથન્સના લોકોને તે છેક અજાણ્યો ન હતો. તેઓ તેને સારી પેઠે ઓળખતા હતા. એનો બાપ શિલ્પી હતો. એણે અને જાતે લશ્કરમાં સિપાઈની નોકરી તેમજ રાજ્યમાં બીજી કેટલીક નોકરી સારી રીતે બજાવી હતી. ૪૦ વર્ષનો થયો ત્યાંસુધી તેની જીંદગીમાં, મોટા બનાવ બન્યા નહિ કે તેપરથી લોકોનું ધ્યાન તેનાપર ખેંચાય. પણ ૪૦ વર્ષની ઉમ્મરે પહોંચ્યા પછી તેણે ઍથેન્સના આગેવાન પુરૂષો સાથે વારંવાર અને ઉલ્કંઠાથી વિદ્વત્તાયુક્ત સંભાષણ કરવા માંડ્યું, તેથી લોકોની નજર તેનાપર ગઈ. જ્યાં કંઈ ભાષણ થતું હોય કે કંઈ જાહેર વાદવિવાદ થતો હોય ત્યાં સૉક્રેટીસ ગંદાં અને ચીથરીઆળ લુગડાં પહેરેલો ધ્યાનથી સાંભળતો

અવશ્ય જોવામાં આવતોજ. વિનય અને માનપૂર્વક તે ભાષણકર્ત્તાને ભાષણનો વિષય પૂછતો. સાધારણ રીતે ઐરીકરાઈથી જવાબ દેવામાં આવતો કે તેજ જવાબપર સૉક્રેટીસ બીજો પ્રશ્ન પૂછતો, અને એક પછી એક ઉત્તરે વિરૂદ્ધ હોય તો તે સર્વ સારી પેઠે યાદ રાખતો અને પ્રસ્તુત વિષયમાંથી લગાર પણ આડો જવા નહિ દઈ ભાષણકર્ત્તાને ગુંચવી નાખતો, એટલે શ્રોતાઓને સ્પષ્ટ જણાતું કે જે વિષયપર ભાષણકર્ત્તા ભાષણ કરે છે તે વિષયનો અર્થજ તે સમજતો નથી. આ પ્રમાણે સૉક્રેટીસ હમેશ જિજ્ઞાસુનુંજ સ્વરૂપ દર્શાવતો, કોઈ પણ પ્રસંગે જાતે કોઈ સિદ્ધાન્ત પ્રતિપાદન કરવા પ્રયાસ કરતો નહિ. બીજાની સાથે તેના મતની પરીક્ષા થાય એવું પ્રશ્નાત્મક સંભાષણ કરવામાંજ તે આનંદ માનતો; તથા સંભાષણનો હેતુ જિજ્ઞાસા હોય એમ દર્શાવતો અને એ જિજ્ઞાસા તૃપ્ત ન થાય તો આશ્ચર્ય પામેલો હોય એમ જણાવતો. એના મનમાં દૃઢ વિચાર બંધાયો હતો કે દુનીઆંમાં ઘણું જ્ઞાન દામ્ભિક અને ખોટું છે. સાધારણ વિષયોનું જ્ઞાન પણ લોકોને નિશ્ચિત હતું નહી, અને એ વિષે સામો માણસ પ્રશ્ન પૂછે તો તેમનું અજ્ઞાન ઢંકાઈ રહ્યું હોય છે તે બહાર નીકળી આવે છે. માણસો ખોટા સિદ્ધાન્તો બાંધે છે તેનું કારણ કે એ સિદ્ધાન્તોનાં જે આધારભૂત વાક્ય હોય છે તે પણ દૂષિત હોય છે. વાદવિવાદ કરવામાં તેઓ અપ્રમાણિક થાય છે કે તેમને વાદવિવાદ કરતાં આવડતો નથી તેથી તેઓ ખોટા સિદ્ધાન્તો બાંધે છે એમ નથી, પણ વિવાદના આરંભમાંજ જે વાક્યો તેઓ આપે છે તે પ્રમાણભૂત હતાં નથી: કેમકે તે આપતા પહેલાં તેમના સત્યાસત્ય વિષે પૂરૂં સંશોધન કરવામાં આવતું નથી. તે કહેતો કે આપણી ભૂલનું કારણ આપણું અજ્ઞાન છે. આપણું જ્ઞાન માપવાની, આપણામાં શક્તિ નથી. આપણે પરિપૂર્ણ શોધન કે પરીક્ષા કર્યા વિના ઘણા સિદ્ધાન્તો માની લીધેલા હોય છે અને એ દૂષિત સિદ્ધાન્તોને આધારે બીજા સિદ્ધાન્તો પ્રતિપાદન કરવા મથીએ છીએ તેથી તે પણ દૂષિત થાય એમાં શી નવાઈ? માટે સત્યનું સંશોધન કરવું હોય તો આપણા જ્ઞાનમાં જે કંઈ અપૂર્ણ કે દૂષિત હોય તે પ્રથમ દૂર કરવું એ આપણો ધર્મ છે.

સૉક્રેટીસે કોઈ ગ્રંથ રચ્યો નથી. એનાં શિષ્યો પ્લેટો અને ઝેનો-

કોને એનાં સંભાષણ સંઘરી પ્રસિદ્ધ કર્યાં છે, તેથી આપણને એના જ્ઞાન અને વિચારનો લાભ મળે છે. ઍથન્સના જુવાનીઆઓને તેણે નીતિભ્રષ્ટ કર્યા છે એવું તેનાપર તહોમત મૂકવામાં આવે છે તે બિલકુલ ખોટું છે એમ પ્રતિપાદન કરવા તેના શિષ્યોએ તેનું કેટલુંક સંભાષણ સંગ્રહી રાખી પ્રસિદ્ધ કર્યું છે. સામા માણસમાં કેટલું બધું અજ્ઞાન છે એમ સંભાષણથી ખાતરી કરી આપવાની તેનામાં કેવી શક્તિ હતી તે દર્શાવવા તેના સંભાષણનો નમુનો નીચે આપ્યો છે.

(અપૂર્ણ.)

---

# માનસશાસ્ત્ર.

**કેળવણી આપવામાં માનસશાસ્ત્રના જ્ઞાનની જરૂર**—કેળવણી એટલે મનની તમામ શક્તિની ખિલવણી. એ શક્તિઓ શી રીતે ખીલે છે એ જાણવું શિક્ષકને જરૂરનું છે; કેમકે કેળવણી આપવી એ તેનું કામ છે. શિક્ષકે બાળકની બુદ્ધિને કેળવવાની છે, ઇચ્છાને નિયમિત કરવાની છે, અને રાગ, દ્વેષ, વગેરે લાગણીઓને યોગ્ય માર્ગે દોરવવાની છે. આ પ્રમાણે શિક્ષકનું કામ મનને કેળવી પરિપૂર્ણ કળાએ પહોંચાડવાનું છે, માટે માનસશાસ્ત્રના જ્ઞાનની તેને જરૂર છે. હવે પ્રશ્ન એ ઊઠે છે કે ઘણા શિક્ષકો માનસશાસ્ત્ર શું છે તે પણ જાણતા નથી, તોપણ પોતાનું કર્તવ્ય ઘણી સારી રીતે કરે છે, તો માનસશાસ્ત્રના જ્ઞાનની શી જરૂર? આવાજ પૂર્વપક્ષો લોકો ઘણાં શાસ્ત્રોના સંબંધમાં ઊઠાવે છે અને હરકોઈ શાસ્ત્ર વિષે એવો વાંધો લઈ શકાય. કારીગરોને શાસ્ત્રીય જ્ઞાન હોતું નથી, તોપણ તેઓ પોતાનું કામ કર્યા જાય છે. ઘણા બારિસ્ટરોને ન્યાયશાસ્ત્રનું જ્ઞાન હોતું નથી, તોપણ ઘણી સારી દલીલથી તેઓ મુકદ્દમા ચલાવી પોતાનાં કામમાં ફતેહ મેળવે છે. કેટલાક ખેડુતો ખેતીના શાસ્ત્રીય જ્ઞાન સિવાય સારી રીતે ખેતી કરી શકે છે. કેટલાક હાડવૈદો શરીરશાસ્ત્રના જ્ઞાન વગર હાડકાં ચઢાવવાનું કામ ફત્તેહમંદ રીતે બજાવી શકે છે. સઘળા વેપારીઓ અને રાજ્યતંત્રીઓ અર્થશાસ્ત્ર જાણતા નથી, પરંતુ પોતપોતાનાં કામ કર્યા જાય છે. આ પ્રમાણે

હરકોઈ શાસ્ત્ર વિરુદ્ધ પૂર્વપક્ષ મૂકી શકાય. એનું સમાધાન એટલુંજ છે કે એજ માણસો જો શાસ્ત્રથી પરિચિત હોય તો હાલ જેવું કામ કરે છે તેથી વધારે સારી રીતે કરી શકે એમાં લેશ પણ સંશય નથી. જે શિક્ષકને માનસશાસ્ત્રનું જ્ઞાન નથી તેને બીજા માણસોની શિક્ષણપદ્ધતિ અનુસરવી પડે છે કે અનુભવથી પોતે મેળવેલા મનુષ્યસ્વભાવના સામાન્ય જ્ઞાનપર આધાર રાખવો પડે છે. પરાપૂર્વથી ચાલતી આવેલી રીતે તે પોતાનું કામ કર્યો જાય છે. પરંતુ એવા માણસો પોતાના વિષયમાં પૂર્ણ કળા ખિલવી શકશે નહિ. લાંબા વખતથી કામ કરવાની જે ધાટી કે શૈલી પડી ગઈ હોય તેજ ધાટીએ તેઓ ચાલ્યા જશે, પરંતુ નવો માર્ગ તેમનાથી ખોળી શકાશે નહિ. અભ્યસ્તમાર્ગથી લવમાત્ર પણ તેઓથી ફરી શકાશે નહિ, તેમજ પોતાનાં કે પારકાનાં કાર્યની પરીક્ષા કરી શકાશે નહિ. તેઓ સારા શિક્ષકોનું અનુકરણ કરતાં શીખ્યા હશે તો સારા શિક્ષકો નીવડશે અને નઠારા શિક્ષકોની નકલ કરતા હશે તો નઠારા થશે. તેઓ પોતાની પદ્ધતિના દોષો જોઈ શકશે નહિ તો સુધારવાના પ્રયત્ન ક્યાંથી કરી શકશે? તેટલા માટે શિક્ષકે માનસશાસ્ત્રનુ જ્ઞાન અવશ્ય મેળવવું જોઈએ..

**માનસશાસ્ત્રને શિક્ષણ સાથે સંબંધ**—સારા વૈદ થવા માટે જેમ શરીરના ભાગો અને તેના વ્યાપારોનું અધ્યયન કરવું જરૂરનું છે, તેમજ સારો શિક્ષક થવા સારૂ મનના વ્યાપારનું જ્ઞાન મેળવવું જરૂરનું છે. જેમ ડૉક્ટરને શરીરશાસ્ત્રનું જ્ઞાન આવશ્યક છે તેમ શિક્ષકને માનસશાસ્ત્રનુ જ્ઞાન આવશ્યક છે. ત્યારે હવે સવાલ એ ઊઠે છે કે સંપૂર્ણ માનસશાસ્ત્રી સારો શિક્ષક થાય કે નહિ? માનસશાસ્ત્રનો પાર પામેલો વિદ્વાન સારો શિક્ષક થશેજ એમ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ. કારણ કે માનસશાસ્ત્ર એક શાસ્ત્ર છે, અને શિક્ષણ બહુધા એક કળા છે. કળાનું જ્ઞાન ઘણે ભાગે અનુભવથીજ મેળવાય છે. માત્ર ક્રિકેટનાં પુસ્તકો વાંચીને કોઈ સારી રીતે ક્રિકેટ રમી શકતો નથી. વૈદકનાં પુસ્તકો વાંચવાથી વૈદ થવાતું નથી. તેમજ માત્ર માનસશાસ્ત્રના જ્ઞાનથી સારા શિક્ષક થવાતું નથી. તો પણ શાસ્ત્રીય નિયમો જાણ્યા વગર જે શિક્ષક એકજ શિક્ષણસરણિએ જતો હોય તે જે જે ભૂલો કરે તેવી ભૂલો શાસ્ત્ર જાણનાર કરતો નથી એ નિર્વિવાદ છે.

**માનસશાસ્ત્ર એટલે શું?**—હવે માનસશાસ્ત્રમાં કયા કયા વિષયોને સમાવેશ થાય છે તેનો આપણે વિચાર કરીએ. બીજા શાસ્ત્રોના પ્રયોગો કરવામાં કેટલેક પ્રસંગે ખરચ થાય છે, અને પ્રયોગો કરવાના પદાર્થો દૂરથી લાવવા પડે છે. વનસ્પતિવિજ્ઞાન, પ્રાણિવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, યન્ત્રશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, વગેરે શાસ્ત્રોના પ્રયોગો કરવામાં એજ પ્રમાણે થાય છે. પણ માનસશાસ્ત્રમાં આમાંનું કશું થતું નથી. તેમાં માત્ર મનના વ્યાપારોનોજ અભ્યાસ કરવાનો છે. તેને લગતી હકીકતો મેળવવામાં આપણને દ્રવ્યવ્યય થતો નથી કે બીજી કંઈ અડચણ પડતી નથી. એ હકીકતો આપણી પાસેજ છે. આપણે આપણા મનનો અભ્યાસ કરવાનો છે.

હવે આપણામાંના બધાને સાધારણ રીતે જે અનુભવ થાય છે તેનો એક દાખલો લઈએ. ધારો કે રસ્તે ચાલતાં આપણું ધ્યાન કોઈ દૂરથી આવતા પુરૂષ તરફ જાય છે. દૂર હોવાને લીધે આપણે તેને બરાબર દેખી શકતાં નથી. ત્યારે આપણે મનમાં વિચાર કરીએ છીએ કે આ દૂરથી આપણી તરફ આવે છે તે કોણ હશે. આથી જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે કે આ વખતે આ તરફ આવનાર કોણ હશે. જેમ જેમ તે પાસે આવતો જાય છે તેમ તેની મુખમુદ્રા અને પહેરવેશ વધારે ખુલ્લાં દેખાય છે. પણ હજી દૂર હોવાને લીધે આપણે તેને ઓળખી શકતા નથી, માત્ર કલ્પનાજ કરીએ છીએ કે ફલાણો હશે ચાલતાં ચાલતાં તે પાસે આવે છે કે તરતજ આપણે તેને ઓળખી કાઢીએ છીએ અને આપણો તેની સાથેનો બધો સંબંધ આપણને યાદ આવે છે. તેની સાથે જે કંઈ વિનોદ કર્યા હોય તે આપણને યાદ આવે છે. આ પ્રમાણે તે પુરૂષને જોઈને પ્રથમ તેને જાણવાની ઇચ્છા અને તેને ઓળખવાની ગુંચવણ મનમાં થઈ હતી તેને બદલે હવે પ્રીતિની લાગણી ઉત્પન્ન થાય છે. તે મિત્ર છે કે તેનો શી રીતે આવકાર કરવો તેની યોજનાઓ મનમાં રચાય છે. આવા અનુભવ ઘણી વખત દરેક માણસને થાય છે, ત્યારે તે આવા સવાલો પોતાના મનને પૂછે છેઃ આ પાસે આવે છે તે કોણ હશે? મારે એનો શી રીતે ઉપચાર કરવો? એને મળ્યા પછી શી રીતે એનો સત્કાર કરવો? આવા સવાલોને આપણા પોતાના મન વિષેના વિચાર, લાગણી, કે યોજના સાથે સંબંધ નથી, પણ જે પુરૂષને જો-

ઇએ છીએ, તેને વિષે જે વિચાર કરીએ છીએ, તેને માટે જે લાગણી થાય છે અને તેને વિષે જે યોજના કરીએ છીએ તે વિચાર, લાગણી, અને યોજના સાથે સંબંધ છે. આને પરલક્ષી વિચાર, પરલક્ષી લાગણી, અને પરલક્ષી યોજના કહે છે, અને આવા સાધારણ અનુભવના દર્શનને પરલક્ષી દર્શન કહે છે. અનુભવની દૃષ્ટિ આવી છે, પણ માનસશાસ્ત્રની જુદાજ પ્રકારની છે. ઉપલા દૃષ્ટાન્તનો વિચાર કરીશું તો માલમ પડશે કે પ્રથમ અમુક પદાર્થ ઉપર આપણું ધ્યાન આકર્ષાય છે અને પછી ખુશીથી ચોંટે છે, તે પદાર્થ કયો છે તે વિષે ઇન્દ્રિયોના ઉપયોગથી જ્ઞાન મેળવીએ છીએ, જ્યાંસુધી સ્પષ્ટ અભિજ્ઞાન (ઓળખાણ) થાય છે ત્યાંસુધી વિચાર કરીએ છીએ અને સ્મરણ કરીએ છીએ, તેને જોઇને સુખ કે દુખની લાગણી ઉત્પન્ન થાય છે, અને તેને વિષે યોજના કરીએ છીએ અને જે જે માર્ગો સુઝે છે તેમાંથી અમુક માર્ગ પસંદ કરીએ છીએ. આ પ્રમાણે માનસશાસ્ત્રને નીચેના વિષયો સાથે સંબંધ છે અને તેનું વિવેચન કરવાનું છેઃ—

ધ્યાન, જ્ઞાન, વિચાર, સ્મરણ, લાગણી, યોજના, અને પસંદગી.

(અપૂર્ણ.)

---

# न्यायशास्त्र.

(ચાલુ પુસ્તક ૪૧ પૃષ્ઠ ૩૮૨થી.)

**કળા એટલે શું?**—વિશિષ્ટ હકીકતો પરથી જેમાં સાર્વત્રિક નિયમો કાઢવામાં આવ્યા હોય એવું સાર્વત્રિક જ્ઞાન શાસ્ત્ર કહેવાય છે એ આપણે જોયું. એ સાર્વત્રિક જ્ઞાન વિશિષ્ટ બાબતોને લાગુ પાડવું તેનું નામ કળા. જેમ વિષયપરત્વે શાસ્ત્રના વિભાગ થાય છે અને જે જે વિષયને લગતું શાસ્ત્ર હોય છે તે તે વિષયપરથી તે શાસ્ત્રનું નામ પડે છે, તેમ જે જે વિષયના સંબંધની કળા હોય છે તે તે શાસ્ત્રની તે કળા કહેવાય છે. દાખલા તરીકે ઘણાં ઘણાં વૃક્ષોને લગતી હકીકતો જોવાથી વનસ્પતિશાસ્ત્ર રચાય છે, અને તેમાં એક એવો નિયમ છે કે બધાં વૃક્ષોને વસંતમાં કળી આવે છે. હવે કોઈ માણસ પુસ્તક વાંચે છે ને કહે છે કે મારે એક ઝાડ રોપવું છે. આ નિયમ પ્રમાણે તો પ્રથમ તેને વસંતમાં કળી આવવીજ

જોઈએ. જો ફળી ન આવે તો તે ઝાડ હોય નહિ, કંઈ બીજુંજ હોય. પણ આ બાબતમાં તેણે ઝાડ રોપવાના સર્વ નિયમો પાળવા જોઈએ. જેમ કોઈ કારીગર શરત પ્રમાણે કામ તૈયાર કરીને આપે છે તેમ તેણે પણ રોપવાના નિયમરૂપી બધી શરત બરાબર પાળવી જોઈએ. આ નિયમો પાળવાનેજ સાર્વત્રિક જ્ઞાન વિશિષ્ટ બાબેતોપર લાગુ પાડ્યું કહે છે. આજ કારણથી શાસ્ત્રના નિયમોને શરતો પણ કહે છે; કેમકે એ શરત પ્રમાણે વર્ત્યા વિના કોઈ પણ વિશિષ્ટ બાબત જે બનાવવી હોય તે બનાવી શકીએ નહિ, કે જે વિશિષ્ટ હકીકત તૈયાર હોય તે ખરી છે કે ખોટી તે કહી શકીએ નહિ. આ પ્રમાણે વિશિષ્ટ હકીકતો અને બાબતો ઉપરથી શારવી કાઢેલા સાર્વત્રિક નિયમોને આપણે શાસ્ત્ર કહીએ છીએ, અને જ્યારે એ સાર્વત્રિક નિયમો વિશિષ્ટ હકીકતોને લાગુ પાડીએ છીએ ત્યારે તેને આપણે કળા કહીએ છીએ. જે જે વિષયને લગતાં શાસ્ત્ર અને કળા હોય છે તે તે વિષયનાં શાસ્ત્રો અને કળા કહેવાય છે.

**ન્યાય શાસ્ત્ર પણ છે અને કળા પણ છે**—અગાઉ કહી ગયા તેમ આપણે પોતે અવલોકનકર્તા છીએ, તેમજ અવલોકન કરવાનો વિષય પણ છીએ. અર્થાત્ આપણે આપણા ભાવ અને વિચાર વિષે આન્તર ઇન્દ્રિયવડે મનન કરી શકીએ છીએ. જુદા જુદા વિચારોમાં શું સાદૃશ્ય (સરખાપણું) છે, શા નિયમો સમાયલા છે તે વિષે મનન કરીએ છીએ. આ કામ શાસ્ત્રનું છે. અને એના સંબંધમાં ન્યાય ન્યાયશાસ્ત્ર કહેવાય છે. વળી એ સાદૃશ્ય અને નિયમોને અમુક વિચારોને લાગુ પાડવા એ કળાનું કામ છે અને એ સંબંધમાં ન્યાય એ કળા કહેવાય છે.

હવે વિચાર એટલે શું અને તેના સંબંધમાં ન્યાય એ શાસ્ત્ર તેમજ કળા શી રીતે છે તેનો વિચાર કરીએ. 'વિચાર'માં શેનો શેનો સમાવેશ થાય છે તે પ્રથમ જુઓ. આપણે પ્રથમ પદાર્થોનો મુકાબલો કરીએ છીએ, પછી તેમાં જે સમાન ધર્મ (મળતા ગુણો) હોય તેનું તે પદાર્થોથી પૃથક્કરણ કરીએ છીએ. આને સમાનધર્મપૃથક્કરણ કહીએ છીએ. હવે એ સમાન ધર્મને માટે ધર્મી (જેમાં તે રહે છે તે) ની ક-

લ્પના કરીએ છીએ. પછી એ ધર્માદિ આખા વર્ગને લાગુ પડે એવું નામ (જાતિવાચક નામ) આપીએ છીએ. દાખલા તરીકે પ્રથમ સાસ્નાદિમાન્ (ગાયને ગળે જે ચામડું લબડે છે તે સાસ્ના; સાસ્નાદિમાન્ એટલે ગાય) પદાર્થો જોઈ મુકાબલો કરીએ છીએ. પછી તેમાંના મળતો ધર્મ સાસ્ના જુદો પાડીએ છીએ, એ ધર્મનો ધર્મી કલ્પીએ છીએ, ને તેને જાતિવાચક નામ 'ગાય' આપીએ છીએ. આ પ્રમાણે વિચારમાં મુકાબલો, સામાન્ય પૃથક્કરણ, સામાન્ય નિર્દેશ કે ધર્મિકલ્પના, અને જાતિવાચક નામ પાડવું એ બધાનો સમાવેશ થાય છે. વિચાર ઉક્ત હોય કે અનુક્ત હોય. આપણા મનમાં જે વિચાર થાય તે જો કહી બતાવીએ તો વિચાર ઉક્ત કહેવાય અને મનમાં રહેવા દઈએ અને કહીએ નહિ તો અનુક્ત કહેવાય. આપણી પાસે કોઈ કદ્રૂપો પુરુષ બેઠેલો હોય ને આપણે વિચાર કરીએ કે 'આ માણસ કદ્રૂપો છે', પણ એ વિચાર કહી ન બતાવીએ તો તે અનુક્ત કહેવાય. પણ આપણા મનમાં એવો વિચાર આવે કે 'આજે તાપ બહુ સખત છે', અને એ વિચાર આપણી પાસે બેઠેલા પુરુષને કહી બતાવીએ તો વિચાર ઉક્ત કહેવાય કે ટીકા કરી કહેવાય. આ ઉક્ત અને અનુક્ત વિચારો સાદા છે. પણ આપણા મનમાં સંયુક્ત વિચારો પણ આવી શકે. આપણે એમ તર્ક કરીએ કે 'સઘળી કાકડીઓ પિત્તકર્ત્તા છે, આ કાકડી છે, માટે એ પિત્તકર્ત્તા છે' અને એ વિચારો કહી બતાવીએ તો એને અનુમાન કહે છે. હવે એ તો સુસ્પષ્ટ છે કે કોઈ પણ પુરુષ અનેક પ્રકારની ટીકા અને અનુમાનો કરી શકે, અને એ બધાંને આપણે વિચારજ ગણીશું. આ ટીકા અને અનુમાનોમાંનાં કેટલાંક શુદ્ધ હોય અને કેટલાંક દૂષિત કે બાધિત હોય. શુદ્ધ ટીકા અને અનુમાનોને એકઠાં કરવાં, તેમનું સાદૃશ્ય (કંઈ કંઈ બાબતોમાં તેઓ સરખાં છે, કેમકે સરખાં ન હોય તો તેમનું નામ એકજ ક્યાંથી પડે) શોધી કાઢવું, અને સાદૃશ્યસૂચક બાબતો એકઠી કરી તેના નિયમો બનાવવા અને એમ કહેવું કે એ નિયમરૂપી શરત ઉપર શુદ્ધ ટીકા કે અનુમાનનો આધાર છે—આ બધો ન્યાયશાસ્ત્રનો વિષય છે. જેમ વનસ્પતિશાસ્ત્રી વૃક્ષોનું અવલોકન કરી વનસ્પતિશાસ્ત્રના નિયમો તારવી કાઢે છે, જેમ ખગોળવેત્તા ગ્રહોના અવલોકનથી ખગોળશાસ્ત્રના નિયમોનું સંશોધન કરે છે, તેમ નૈયાયિક, વિચાર, તેનાં ભિન્ન સ્વરૂપ—ટીકા, અનુમાન, વગેરે—નું મનન

ફરી નિયમો શોધી કાઢે છે. આ બધું કામ શાસ્ત્રનું છે. હવે કળા તરીકે ન્યાય શું કામ કરે છે તેનો વિચાર કરીએ. ન્યાયશાસ્ત્રની મદદવડે શુદ્ધ ટીકા કે અનુમાન કરવામાં આવે છે કે બીજાઓની ટીકા કે અનુમાન શુદ્ધ કે દૂષિત છે તેની પરીક્ષા કરવામાં આવે છે. આ બંને કામ કળાનું છે અને એ સંબંધમાં ન્યાયને કળા કહી શકાય. અમુક ટીકા કે અનુમાન શુદ્ધ છે કે દૂષિત છે તે તો ઘણી વખત સહજ સમજાય છે, પણ તે કયા નિયમોને અનુસરે છે કે તેમાં કયા નિયમોનો ભંગ થાય છે તે ન્યાય શીખ્યા વગર કહી શકાતું નથી, માટે ન્યાયને કળા કરતાં શાસ્ત્ર સાથે વધારે સંબંધ છે.

ન્યાય એ શાસ્ત્રોનું શાસ્ત્ર અને કળાની કળા છે, એટલે સર્વ શાસ્ત્ર અને સર્વ કળાને એની સાથે સંબંધ છે. દરેક શાસ્ત્ર અને દરેક કળામાં વિચારનું કામ પડે છે; કેમકે વિચાર વિના આપણાથી વિશિષ્ટ બાબતોપરથી સામાન્ય નિયમો તારવી કઢાય નહિ કે સામાન્ય નિયમો વિશિષ્ટ બાબતોને લાગુ પડાય નહિ.

હવે કોઈ એવો પ્રશ્ન ઊઠાવે કે અમુક ટીકા કે અનુમાન શુદ્ધ છે કે દૂષિત છે તે આપણે શી રીતે જાણીએ, તો તેનો જવાબ એટલોજ કે એ શિખવવું એ ન્યાયશાસ્ત્રનું કામ છે. એજ ન્યાયશાસ્ત્રનો વિષય છે. શુદ્ધ ટીકા કે શુદ્ધ અનુમાન કયા કયા નિયમોને અનુસરે છે એ ન્યાય શિખવે છે, ખરું જોઈએ તો અમુક ટીકા કે અનુમાન શુદ્ધ છે કે દૂષિત તે ઘણીવાર સ્વાભાવિક રીતે, બાહ્ય મદદવગર જાણીએ છીએ. ન્યાયનું નામ પણ જાણતા નથી એવા પુરુષો કેટલાક શુદ્ધ વિચારોને દૂષિત વિચારોથી જૂદા પાડી શકે છે, પણ નૈયાયિક કારણ સહિત અને વિચાર અને જ્ઞાનપૂર્વક એ કામ કરે છે. ધારો કે તમે કોઈને એવું કહેતાં સાંભળો કે 'ઊંડી નદી હમેશ છાછરી હોય છે' તો તમે તરતજ કહી શકશો કે એ ટીકા અશુદ્ધ છે. વળી કોઈ એવું અનુમાન કરે કે 'વિમાનની મુસાફરી જોખમભરેલી છે, હું આગગાડીમાં મુસાફરી કરું છું, માટે આગગાડીની મુસાફરી જોખમભરેલી છે' તો તમે એકદમ કહી શકશો કે એ અનુમાન દૂષિત છે. આવી દૂષિત ટીકા કે દૂષિત અનુમાન શોધી કાઢવામાં ન્યાયશાસ્ત્રના અ-

ભ્યાસની જરૂર નથી. આવે પ્રસંગે તો નૈયાયિક અને અનૈયાયિક વચ્ચે ફેર એટલોજ કે નૈયાયિક શાસ્ત્રના નિયમો જાણીને એવાં અનુમાનોને અને ટીકાને દૂષિત કહે છે અને અનૈયાયક નિયમો જાણ્યા વિના કહે છે. પણ બધાં દૂષિત અનુમાનો કે ટીકા કંઇ સરળ હોતાં નથી. તેઓમાંનાં ઘણાં ગુંચવણભરેલાં હોય છે અને તેમાં દોષ શો છે તે સ્વાભાવિક પ્રેરણાથી અને નિયમો જાણ્યા વિના કહી શકાતું નથી. એ કહેવા શક્તિમાન થવા સારૂ ન્યાયશાસ્ત્રનો અભ્યાસ આવશ્યક છે; કેમકે ન્યાયશાસ્ત્ર શુદ્ધ વિચારનાં સામાન્ય મૂળસ્વરૂપો એકઠાં કરે છે અન તેના નિયમો બનાવે છે, અને એ નિયમોની મદદથી આપણે આપણા પોતાના વિચારો શુદ્ધ બનાવતાં તેમજ બીજાના વિચારોની પરીક્ષા કરતાં શીખીએ છીએ.

(અધુરું.)

---

# અમેરિકામાં કેળવણી.

(મરહુમ વીરચંદ રાઘવજી ગાંધી.)

સને ૧૮૯૬ ના ઑગસ્ટ માસમાં હું અમેરિકા ગયો, તે વખતે મારો મુખ્ય હેતુ ત્યાંની ધર્મસભામાં જૈન ધર્મના પ્રતિનિધિ તરિકે એ ધર્મનાં તત્વો જાહેર કરવાનો હતો, અને જોકે તે કામ એ સભા ખલાસ થઈ એટલે પૂરૂં થયું કહેવાય, તોપણ એ દેશની કેળવણીની રીતિઓ, વેપારધંધાઓ, હુન્નરો, વગેરે ઘણીએક બાબતો મને જાણવા જેવી લાગી તેથી, અને ધર્મ સંબંધી મારૂં કામ આગળ ચલાવી શકાશે એ વિચારથી હું ત્યાં બે વરસ સુધી રહ્યો, જુદાં જુદાં શહેરોમાં મુસાફરી કરી ઘણા લોકોના સંબંધમાં આવ્યો, અને ઘણી ઘણી અગત્યની બાબતો મારા જાણવામાં આવી. બારિકાઈથી તપાસ કરનારને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં ત્રણ બાબતો બહુ મજબૂત અસર કરે છેઃ ત્યાંના લોકોની આગતાસ્વાગતા અને પરોણાગત, તેમની કેળવણી આપવાની રીતિ અને સાધનો, અને વેપારહુન્નરનો વધારો. આ સ્થળે માત્ર કેળવણીની રીતિઓ અને સાધનો ઉપર હું ટૂંક વિવેચન કરીશ.

નિશાળોમાં અને કૉલેજોમાં અમેરિકાના લોકોએ દાખલ કરેલી રીતિએ સમ્બન્ધી આપણે સારો કે ખરાબ મત આપીએ, પરંતુ આટલું તો ખરું છે કે તેમની "કૉમન સ્કૂલ સીસ્ટમ" એટલે ગરીબ અને તવંગર લોકોને મફત કેળવણી આપવાની રીતિ આપણે પસંદ કર્યા વિના રહીશું નહિ. પૈસાદાર તથા ગરીબનાં છોકરાં સાથે બેસી એકજ જાતની કેળવણી લે, પૈસાદારનાં છોકરાં પૈસાની મગરૂરી અને ખુમારી ભૂલી જાય અને ગરીબનાં છોકરાં પોતાનાં ભાઈ બ્હેન બરાબર છે એવું સમજવા લાગે, તેમજ ગરીબનાં છોકરાં અમે ગુલામ નથી પણ માણસજાતનો ઉમદા હક્ ભોગવવાને લાયક છીએ એમ સમજવા લાગે, એ સુધારાનું પહેલું અને અગત્યનું પગલું છે.

યુનાઇટેડ સ્ટેટ્સની કેળવણીની જુદી જુદી સંસ્થાઓનું વર્ણન કરતાં પાર આવે એમ નથી. એકલા ન્યુયોર્ક શહેરમાં ઘણી મૂળ કેળવણીની શાળાઓ, સ્ત્રીઓ માટે નૉર્મલ કૉલેજ, બચ્ચાંઓ માટે કિન્ડરગાર્ટન, હુન્નર શિખવવા માટે તથા કાયદા શિખવવા માટે સ્કૂલો, રાજકીય વિદ્યા શિખવા માટે કૉલેજો, અને તત્ત્વજ્ઞાન, સાયન્સ, વૈદક, ધંધાઓ, ધર્મજ્ઞાન, દંતવૈદ્યા, જાનવરી વૈદક, તાર અને ટપાલ કામ, ગાયનવિદ્યા, તથા બીજા હજાર જાતના હુન્નરો શિખવવા માટે શાળાઓ છે. નાટકનાં પાત્રો માટે પણ નિશાળો છે, તેમજ ભાષણ કરવાની છટા મેળવવા માટે મોટી મોટી કૉલેજો છે. કસરતશાળાઓ પારવિનાની છે. ઘોડે બેસતાં શિખવવા માટે પણ નિશાળો છે, તેને "રાઇડિંગ ઍકેડેમી" કહેવામાં આવે છે. આ બધી નિશાળોમાં કેવા પ્રકારની કેળવણી આપવામાં આવે છે તે ટૂંકામાં પણ બધું કહી શકાય નહિ, તેથી માત્ર નમુના તરીકે બે ચાર બાબતોનુંજ આ સ્થળે હું વર્ણન કરીશ.

બીજા બધા દેશોની માફક અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સમાં બે મુખ્ય "પાર્ટી" છે; જૂની અને નવી. જૂની પાર્ટીના લોકો બાપદાદાના વખતથી ચાલતી આવેલી રીતો પસંદ કરે છે અને કેળવણી આપવાની રીતમાં બિલકુલ ફેરફાર કરવા માગતા નથી એક વાર નક્કી કરેલા ધોરણો પ્રમાણે હમેશાં બાળકોને ગોખાવ્યા કરવું એ તેમની મતલબ છે. નવી પાર્ટી કેળવણીનો હેતુ શો છે તે ધ્યાનમાં લે છે, અને તે હેતુ હમેશાં નજર આગળ રાખી બા-

બાળકોને કેળવણી આપવા માગે છે. જૂની પાર્ટીના વિચાર-પ્રમાણે કેળવણીનો હેતુ જ્ઞાનનો અમુક જથો અને અમુક જાતની હુશિયારી મેળવવી એ છે, અને તે હેતુ અભ્યાસ કરવાની અમુક બાબતો બાળકને શિખવી અમુક જાતની પરીક્ષા પસાર કરાવવાથી તેમના વિચાર પ્રમાણે પાર પડે છે. નવી પાર્ટી આ હેતુ ભૂલભરેલો માને છે. તેઓ કહે છે કે કેળવણીનો ખરો હેતુ મનુષ્યનાં શરીર, મન, અને આત્મા સરખી રીતે ખિલવવાં એ છે, અને હુશિયારી તથા જ્ઞાન એ તો માત્ર સાધન છે. તેથી અમુક બાબતો જેમકે વાંચવું, લખવું, અંકગણિત, ભૂગોળ, ઇતિહાસ, વગેરે શિખવી જવાં એજ કાંઈ શિક્ષકની ફરજ નથી; પરંતુ બાળકોનું શરીર તેમજ મન અને આત્મા એવા વિષયોની મદદથી કેવી રીતે ખીલી નીકળે તે નિયમો જાણી એ નિયમો નિશાળમાં અમલમાં મૂકવા એ શિક્ષકની ફરજ છે. અમુક જાતનું જ્ઞાન આપવું એટલુંજ બસ નથી, પણ એ જ્ઞાન મેળવી તેનો દુનિયાદારીમાં કેવી રીતે ઉપયોગ કરવો, અને તે જ્ઞાનની મદદથી પોતાના કુટુંબ તરફની, લોકો તરફની, રાજ્ય તરફની, અને દુનિયા તથા પરમેશ્વર તરફની ફરજો કેવી રીતે અદા કરવી તે શિક્ષકે શિખવવું જોઈએ. નવી પાર્ટીના શિક્ષણ સંબંધી આ સામાન્ય વિચાર ઘણા ઉત્તમ અને લાભકારી લાગવાથી તે વિચારોને અનુસરીને હાલ અમેરિકામાં કેળવણી અપાય છે.

બાળ કેળવણીની બાબત લઈએ તો કિન્ડરગાર્ટન શિક્ષણ પૂરું થયા પછી બાળક શૈ. કેળવણીની શાળામાં જાય છે, ત્યાં તેને વાંચતાં લખતાં શિખવવાની શરૂઆત થાય છે. જૂની પાર્ટીના લોકો પહેલાં અક્ષરો શિખવે છે, પછી અક્ષરો જુદા જુદા એકઠા કરવાથી કેવા શબ્દો બને છે તે શિખવે છે, અને પછી વાક્ય શિખવે છે. નવી પાર્ટી આ રીત પસંદ કરતી નથી. જૂની પાર્ટીના વિચાર પ્રમાણે વાંચવું એટલે લખેલા અથવા છાપેલા શબ્દો ઊકેલતાં આવડવું; નવી પાર્ટીના વિચાર પ્રમાણે વાંચવું એટલે લખેલા અથવા છાપેલાં શબ્દો ઉપરથી વિચાર ઉત્પન્ન કરવા. તેથી તેઓ શરૂઆતમાં અક્ષર માત્ર શિખવતા નથી. અમુક અક્ષર લખ્યો તે ઉપરથી બાળકના મનમાં તેનો અર્થ બિલકુલ આવતો નથી; કારણકે એકલા અક્ષરમાં કંઈ અર્થ રહેલો નથી, માટે જે રીતથી વિચાર ઉત્પન્ન થાય તે રીત તેઓ પસંદ કરે છે. વિચાર ચાર રીતે ઉત્પન્ન થાય છેઃ (૧) એક ચીજને બીજી ચીજને

સંબંધમાં જોઈને, (૨) અગાઉથી જોયેલી ચીજોને યાદ દેવરાવીને અથવા તેનો વિચાર કરાવીને; (૩) એ ચીજોનું ચિત્ર બતાવીને, અને (૪) બોલેલી અથવા લખેલી ભાષાથી. નિશાળમાં દાખલ થતા પહેલાં ચીજો જોવાથી અથવા તે વિષે સાંભળવાથી બાળકોએ કેટલાક વિચાર એકઠા કરેલા હોય છે, એટલુંજ નહિ, પણ તે વિચાર મોઢેથી બરાબર શબ્દો બોલી બહાર જણાવે છે; અર્થાત્ અમુક હદસુધી બોલેલી ભાષાથી બાળક વિચાર કરતાં શીખેલું છે, માત્ર એજ બોલેલા શબ્દમાંથી ઉત્પન્ન થતા વિચારને લખેલા શબ્દો સાથે જોડી દેતાં શિખવવું એજ બાકી રહે છે. અમુક બોલેલા શબ્દો અથવા અક્ષરોથી બાળકના મનમાં વિચાર નજ આવી શકતા હોય તો તેવા અક્ષરો વા શબ્દો માત્ર વાંચતાં શિખવવાથી વાંચવાનો ખરો હેતુ–શબ્દોમાંથી વિચાર મેળવવાનો-બિલકુલ પાર પડતો નથી. બાળક ઘરમાં શબ્દો બોલતાં શીખે છે તે વખતે તે શબ્દ જુદા જુદા ભાગનો બનેલો છે તે તે જાણતું નથી, અને જુદા જુદા ભાગ તેની પાસે બોલાવવામાં આવે તોપણ તેના મનમાં કશા વિચાર ઉત્પન્ન થતા નથી. કુદરતી રીતે આખો શબ્દ એકદમ બોલતાં તે શીખે છે, અને એજ કુદરતની રીતે તેને લખેલા શબ્દ વંચાવી એજ વિચાર મેળવતાં શિખવવું જોઈએ, અને તેમાંથી ધીમે ધીમે જુદા જુદા અક્ષરોનું જ્ઞાન કરાવવું જોઈએ. નવી પાર્ટીની આ રીત ઘણીજ સ્વાભાવિક લાગવાથી દાખલ કરવામાં આવી છે.

બીજા વિષયોના સંબંધમાં પણ નવી પાર્ટીના વિચારો તેજ ધોરણ પર હોવાથી તે વિચારોને અનુસરીને શિક્ષણ અપાય છે.

નીતિની કેળવણીના સંબંધમાં જૂની પાર્ટીના લોકો એમ માને છે કે નિશાળમાં માત્ર અમુક ચીજો અને બાબતોનું જ્ઞાન આપી શકાય છે, નીતિની કેળવણી આપી શકાતી નથી. પરન્તુ એ વિચાર નવી પાર્ટી ભૂલભરેલો માને છે. અમુક શીખેલી બાબત સારી રીતે વાપરતાં આવડે એ નીતિ છે, અને તેનો ખોટો ઉપયોગ થાય એ અનીતિ છે. નીતિ અનીતિ એ માણસનું મન કઈ તરફ દોરાય છે, તે ઉપર આધાર રાખે છે. બાળકનું મન શરૂઆતમાં મજબૂત હોતું નથી, તેથી તેને કબજામાં રાખી સારી બાબત તરફ દોરવામાં ન આવે તો કુદરતી રીતે ખરાબ બાબત તરફ દોરાયેજ. હાથપગને જેવી જોઈએ તેની કસરત ઘરમાં અથવા નિશાળમાં ન મળે

તો જરૂર તેઓ રેલવેની ગાડીમાં જુદી જુદી જાતનાં નુકસાન અને તોફાન કર્યા કરશે. ઘરમાં અથવા નિશાળમાં નીતિભરેલા દેખાવો તરફ બાળકોની નજર નહિ ખેંચાય તો જરૂર અનીતિભરેલા દેખાવો તરફ દોરાશે. નિશાળમાં પોતાના સોબતીઓ સાથે માયાળુપણે વર્ત્તવાની બાળકને બહુ સારી તક મળે છે, એ તકનો લાભ લેવામાં નહિ આવે તો બાળક બેશક બગડી જશે. સભ્યતાથી વર્ત્તવું અથવા બોલવું તેને માટે નિશાળમાં દરરોજ તક મળે છે, તેનો લાભ લેવામાં ન આવે તો બાળક ગાળ દેતાં શીખશે. બાળકની ઇંદ્રિયો નકામી રહેતી નથી; સારું કામ કરવાનું તેમને નહિ મળે તો તે જરૂર ખરાબ કામ કરશે. ઉદાર અને સખી દિલના થવાની તક બાળકને પોતાના સોબતીઓ સાથે વખત કહાડતાં ઘણી મળે છે, એ તક બરાબર નહિ વાપરવામાં આવી તો તે સ્વાર્થી અને કંજૂસ થઈ જશે. અલબત કેટલાંક બાળકો જન્મથીજ ખરાબ હોય છે, પરન્તુ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે તેમની નઠારી ટેવ નઠારાં કામમાં બહાર આવે છે, અને તે નઠારાં કામો નિશાળમાં અપાતા શિક્ષણ મારફતે અટકાવી સારી ટેવ પાડી શકાય છે. આ ધોરણને અનુસરીને નવી પાર્ટી કેળવણી આપે છે.

યુનાઇટેડ સ્ટેટ્સની નિશાળોમાં હાથથી કરી શકાતા હુનરોનું સામાન્ય જ્ઞાન ઘણું કરીને આપવામાં આવે છે. વકીલ, બારિસ્ટર, વગેરેના ધંધા કરતાં હુન્નર અને વેપારમાં ઘણા માણસોની જરૂર હોય છે, અને તેથી હુન્નરનું અને વેપારમાં જોઈતી બાબતોનું જ્ઞાન ન મળે તો દેશની આબાદાની થવાને બદલે પડતી થાય છે. એજ હુન્નરનું જ્ઞાન ઘણા લોકોને હોય તો કંગાળીયતની બૂમો પડતી અટકે છે. ઘણા લોકોનો એવો મત હોય છે કે કારીગરોને માત્ર હુન્નરનું જ્ઞાન આપવું, તેમને ઊંચા જ્ઞાનની જરૂર નથી; અને ઊંચું જ્ઞાન ઉચ્ચ વર્ગના લોકોને આપવું, તેમને હુન્નરની જરૂર નથી. આ વિચાર જ્ઞાતિબંધનના વિચારમાંથી ઉત્પન્ન થએલા જણાય છે. માણસ અમુક જ્ઞાતિમાં જન્મ્યો માટે તેને તેના ધંધાપૂરતુંજ જ્ઞાન આપવું, બીજું જ્ઞાન આપવાની જરૂર નથી. આવા મતના લોકો મોટી ભૂલ કરે છે. તેઓ એમ સમજે છે કે વિદ્વાન્ બ્રાહ્મણનાં છોકરાં વિદ્વાન્ નીવડે છે, અને સુતારનાં છોકરાં સુતારના ધંધા સિવાય બીજું શીખી શકતાંજ નથી. સામાન્ય રીતે આટલું ખરું છે કે માણસમાં જન્મતી વખતે અમુક શક્તિઓ હોય છે,

તેમાંજ તે વધારો કરી શકે છે અને નવી શક્તિઓ તે પેદા કરી શકતો નથી. પરંતુ માણસ સુતારના કુટુંબમાં જન્મ્યો માટે તેનામાં સુતાર જેટલીજ શક્તિ છે, બીજી નથી એમ ધારવું એ ભૂલભરેલું છે. કેટલાંક માણસો સોના જેવાં, કેટલાંક રૂપા જેવાં, કેટલાંક પિતળ જેવાં, અને કેટલાંક લોઢા જેવાં હોય છે, પણ સોના જેવા માણસના છોકરા ઘણીવાર લોઢા જેવા હોય છે, અને લોઢા જેવા માણસના છોકરા ઘણી વાર સોના જેવા હોય છે. એવા ચાર ભાગ હમેશાં રહેવાના એ ખરી વાત છે, પણ સોના જેવાનો છોકરો સોના જેવોજ નીકળે એમ રહેતું નથી. સામાન્ય કેળવણી આપ્યા પછી માલુમ પડી આવે છે, કે છોકરો સોનું છે, રૂપું છે, પીતળ છે, કે લોઢું છે, અને તે પ્રમાણે વધારે કેળવણી આપવામાં આવે તો દરેક માણસ દુનિયામાં કામનો થઈ પડે. પરંતુ આપણા હિંદુસ્તાનમાં દરેક બી. એ. થયેલા કાંતો વકીલ થવા માગે છે અથવા શિક્ષક તરીકેની નોકરી શોધવા માગે છે, અને બંનેમાં નાસીપાસ થાય ત્યારે ન્યુસપેપરનો ધંધો લે છે. પોતાની લાયકી પ્રમાણે ધંધો નહિ લેતાં એકજ ધંધામાં હજારો લોકો દાખલ થવા માગે છે, અને તેથી દેશની ગરીબ હાલત થતી જાય છે. હુન્નરની કેળવણીને હલકી ગણવાથી આપણે પાયમાલીમાં આવી પડ્યા છીએ.

હુન્નર શીખવા માટે અમેરિકામાં સેંકડો નિશાળો છે. વિજળીની મદદથી કેટલું થઈ શકે છે તે આપણે જાણીએ છીએ. તેનું સારી રીતે ત્રણ વર્ષમાં જ્ઞાન મળી શકે એવી ઘણી નિશાળો અમેરિકામાં છે. વિદ્યાના જુદા જુદા વિષયો શિખવવા માટે ઘણી નિશાળો છે. આવી નિશાળોમાં કારીગર લોકોને કેળવણી આપવાથી તેઓ પોતાનો ધંધો વધારે આવડતથી કરી શકે છે, એટલુંજ નહિ, પણ નવી નવી શોધો કરે છે. દાખલા તરીકે જર્મનિના પ્રોફેસર રૂન્જેએ તસવીર પાડવાની વિદ્યામાં હમણાં નવી શોધ બહાર પાડી છે, એટલામાં તો એજ ધોરણ ઉપર અમેરિકાના કારીગરો નવા નવા પ્રયોગો કરવા મંડી પડ્યા છે, ને અસલ શોધ કરનારા પ્રોફેસરે જે શોધ કરી છે તે કરતાં તેઓએ વધારે અગત્યની બાબતો બહાર આણી છે.

આયતની શાળામાં, ભાષણની છટા શિખવવાની શાળામાં, અને એવી એવી બીજી ઘણી નિશાળોમાં આપવામાં આવતી કેળવણીની રીતનું વર્ણન બહુ રસીલું હોવા છતાં સ્થળસંકોચને લીધે અને આપી શકાયું નથી.

# વાળંગીત.*

## ઉર્દુ સ્કૂલો માટે.

( લખનાર ઉમેદઅલ્લી કરમઅલ્લી મુનશી.)

## ઇશ્વરસ્તુતિ.

### રાગ બિહાગ.

સદકે મેં તેરે જુલ્ફોં કે યક તારતાર કે—એ રાગ.

યા રબ તુ રહીમ તુ, પરવર દિગાર તુ,
યા સરવેર સરદાર તુ, પરવર દિગાર તુ. ટેક.
હમકો હિદાયત કીજીએ, બુરે કામોં સે ડરેં,
સત્તાર તુ કરતાર તુ, પરવર દિગાર તુ.
યા રબ તુ રહીમ તુ... ... ૧

બક્ષો હમારે જુરમકો, અઝ રહેમકી નઝર,
યા જલીલો જબ્બાર તુ, પરવર દિગાર તુ.
યા રબ તુ રહીમ તુ... ... ૨

વાસ્તે દેનં હમારે, હોવે દરાઝે ઉમ્ર,
યા માલિકે મુખ્તાર તુ, પરવર દિગાર તુ.
યા રબ તુ રહીમ તુ... ... ૩

---

* ૧. સવારમાં નિશાળનું કામ શરૂ થતા પહેલાં આ ગીત ગાવાનું છે. સર્વે વિદ્યાર્થીઓએ હારબંધ ઊભા રહી મુસલમાનોના રિવાજ પ્રમાણે જેમ દુવા માગતા હોય તેવી રીતે બંને હાથ જોડી ઘણાજ નમ્રતાથી આ ગીત ગાવું.

૨. અરબી ભાષાના ઘણા શબ્દોના ઉચ્ચારો ગુજરાતીમાં લખવાનું કામ અઘરું છે, પણ મુસલમાનોના છોકરાઓને આ શબ્દો જાણીતા છે માટે હરકત પડે તેમ નથી.

૩. ઇશ્વરસ્તુતિ વખતે ઘણી ગરબડ ન થાય અને જોઇતી ગંભીરતા જળવાય માટે પાંચ હુશીઆર વિદ્યાર્થીઓ મુકરર કરવા. તેઓ દરેક વખતે બબ્બે લીટીઓ બોલતાં જાય અને તેના જવાબમાં દરેક વખતે બધા છોકરાઓ પહેલીજ બે લીટીઓ બોલે.

અવ્વલ ભલા જહાનકા, પીછે હમારા લી,
યા કાદિરે સત્તાર તુ; પરવર દિગાર તુ.
યા રબ તુ રહીમ તુ... ... ૪
ઇલાહી શહનશાહકી, ઉમ્ર દરાઝ બાશ,
યા ખાલિકે ગફાર તુ, પરવર દિગાર તુ.
યા રબ તુ રહીમ તુ... ... ૫
ઉમેદઅલ્લી કો રહી, તેરે લુત્ફકી ઉમેદ,
યા રહીમો રહેમાન તુ, પરવર દિગાર તુ.
યા રબ તુ રહીમ તુ... ... ૬

---

# केळवणीखातानी खबरो.

## જાહેરખબર.

(ઇ. નં. ૬૯૨૨, તા. ૧૪-૨-૧૯૦૩.)

### સને ૧૯૦૩ની પબ્લિકસર્વિસ સાર્ટિફિકેટ પરીક્ષાઓ માટે પુસ્તકો.

### ઉત્તર ભાગ.

તા૦ ૨૦મી ડિસેમ્બર સને ૧૯૦૦ ના મુંબાઈ સરકારી ગઝેટના ૧ લા ભાગમાં પ્રસિદ્ધ કરેલા ધારાઓ મુજબ સને ૧૯૦૩ના સપ્ટેમ્બર માસમાં થવાની પરીક્ષાઓ માટે નીચેનાં પુસ્તકો ઠરાવવામાં આવ્યાં છે:—

### પરિશિષ્ટ अ.

### ૧લો દરજ્જો.

(૧) ઇંગ્રેજી—ગદ્ય—ગોલ્ડસ્મિથકૃત "વિકાર ઑવ્ વેકફીલ્ડ."
પદ્ય—શેકસપીઅરકૃત "મૅકબેથ."
(૨) ગુજરાતી—"બાળમિત્ર ભાગ ૧ લો."
(૨) ફ્રેન્ચ—સુવેસ્ત્રકૃત "ફિલોસૉફ સુ લે ત્વૉ"

### પરિશિષ્ટ ब.

### ૨જો દરજ્જો.

### યોજના ૧લી.

(૨) ઇંગ્રેજી—લૉર્ડ મેકૉલેકૃત "વૉરન હેસ્ટિંગ્સ" અથવા વૉશિંગ્ટન ઇર્વિંગકૃત "સ્કેચ બુક;" અને "પૅરેડાઈસ લૉસ્ટ" બુક ૨જીની ૧૦૦૦ લીટી.

(૩) ઉર્દુ —"બાગોબહાર," તર્જો દરવેશ:

યોજના ૨જી.

(૨) ઇંગ્રેજી—ખેલની વાંચનમાળામાંથી ડિક્નકૃત "લિટલ નેલ" પ્રથમનો અર્ધભાગ, અથવા શેક્સપીઅરમાંથી લૅમ્બકૃત વાર્તાઓ, પ્રથમનો અર્ધભાગ. પદ્ય—ગોલ્ડસ્મિથકૃત "લે ઑવ્ ધી લાસ્ટ મિન્સ્ટ્રલની ૧–૪૦૦ લીટીઓ.

(૩) ગુજરાતી—"નર્મ ગદ્ય" (૬ઠ્ઠી આવૃત્તિ ૧૮૯૪), પૃ ૧–૨૦૦.

ઉર્દુ —"આબેહયાત" અથવા મોલ્વી નઝીર અહમદકૃત "તોબેતન નસૂહ."

પરિશિષ્ટ ક.

૩જો દરજ્જો.

યોજના ૧લી.

(૨) ઇંગ્રેજી—ગદ્ય—"રૉબિન્સન ક્રુઝો" અથવા બનિયનકૃત "પિલ્ગ્રિમ્ઝ પ્રોગ્રેસ."

પદ્ય—સ્કૉટકૃત "માર્મિયન."

યોજના ૨જી.

(૨) ગુજરાતી—કેળવણીખાતાની "૭મી ચોપડી," ની ૧૩મી આવૃત્તિ. પ્રથમની ૩૦૦ લીટીનો મુખપાઠ અને સમજૂતિ.

ઉર્દુ —"આબે હયાત" અથવા "તોબેતન નસૂહ."

ટીપ—મુંબઈ પ્રાંત માટે જે મરાઠી પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે તેજ થાણા મધ્યસ્થળના ઉમેદવારો માટે ઠરાવવામાં આવ્યાં છે.

અમદાવાદ. } C. Mayne,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

જાહેરખબર.

ઈ. નં. ૬૬૯૨, તા. ૫–૨–૧૯૦૩.

આથી ખબર આપવામાં આવે છે કે મોજે સરગોઈ ઇલાકે મહિકાંઠાની સ. ગુ. નિશાળના મહેતાજી અમરતલાલ મૂળજીને, તેનું કામ સારું નહિ હોવાથી તથા સાત મહિના લગી વચમાં પગાર કમી કર્યા છતાં રજા સિવાય ગેરહાજર રહેવાથી, મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન

સાહેબના તા. ૨૧-૧-૦૩ના હુકમ નં. ૮૨૦૦થી કેળવણી ખાતામાંથી ખરતરફ કરવામાં આવ્યો છે.

C. Mayne,

આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ૦ ભા૦

---

# निशाळोनां इनामपत्रक.

( સને ૧૯૦૨ની સાલમાં વહેંચાયલાં ઇનામો. )

ખેડા વિભાગ—ઓડ. બાઈ રૈયા રૂ. ૫૦) **અલારસા.** પટેલ આશાભાઇ અજુભાઈ રૂ. ૨૨), બાવા પરસોતમ સરજુદાસ તથા બાઈ દિવાળી રૂ. ૩-૩-૦ **વહેરા.** પટેલ મોતીભાઈ દાજીભાઈ રૂ. ૧૫) **નડિયાદ બ્રાન્ચ નં. ૧.** મે૦ ખા૦ સા૦ જમનજી સાહેબ રૂ. ૫-૦-૦ **કઠલાલ મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળા.** હેડ મિસ્ટ્રેસ જતન તથા તેમના સ્વામી પેન્શનર હરિલાલ મનસુખ ૪૦-૦-૦, પીજના જોશી ગોવિંદભાઈ નથુભાઈ ૧૫-૦-૦, શિક્ષકમંડળ ૪-૦-૦, તલાટી ૪-૦-૦, પટેલ પુલાભાઇ દેશાઇભાઇ ૩-૧૨-૦ **આંત્રોલી.** પોલીસ પટેલ ચતુરભાઈ જેશંગભાઈ ૫-૦-૦ **હુણાદ્રા.** સ્કૂલ કમિટીના મેમ્બરો ૭-૮-૦ **ચકલાસી.** સ્કૂલ કમિટીના મેમ્બર નરોતમ જમનાદાસ ૩-૦-૦, છીદ્રા તાલુકે જંબુસરના મહેતાજી તુલસીભાઈ રામરાય ૩-૦-૦ **માતર મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળા.** પરી. જીવણલાલ પરભુદાસ ૧૪-૮-૦, બાઇ પારવતી ૪૫-૦-૦ **રધવાણજ.** સ્કૂલ કમિટીના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો ૫-૦-૦ **લવાલ.** ગામના આગેવાન લોકો ૭-૮-૦ **નાહાપાડ મુખ્યસ્કૂલ તથા કન્યાશાળા.** પેટલાદના મુળજી પદમાજી ૨૫-૦-૦ **વલાસણ.** ઇનામદાર હમીરભાઈ હરગોવિંદદાસ ૫-૮-૦ **કરમસદ.** પટેલ ગોરધનભાઈ દેશાઈભાઇ ૫-૦-૦ **મોગર.** ઠાકોરશ્રી ગુમાનસિંહજી સરદારસિંહજી તથા ઠાકોરશ્રી અમરસિંહજી અંદરસિંહજી ૧૦-૦-૦ **અડાસ.** સ્કૂલ કમિટીના મેમ્બરો ૫-૦-૦ **કાસર.** પોલીસપટેલ લલ્લુભાઈ લખાભાઈ ૪-૦-૦ **કુંજરાવ.** ગામના સદ્‌ગૃહસ્થો ૪-૦-૦ **રાસ કન્યાશાળા.** પેટલાદના આશાભાઈ ખુશાલભાઈ ૧૩-૦-૦ **બોદાલ.** પટેલ ભાઇલાલ તળસીભાઈ ૧૦-૦-૦ **દાવોલ.** શા. નાહાનચંદ તારાચંદ ૧૨-૦-૦, ઉધરાનદાર પટેલ શીવાભાઇ જેશંગભાઈ ૧૫-૦-૦ **પારેડા.** શા. નાથાભાઈ જીવચંદ ૧૪-૮-૦ **આંકલાવ.** સ્કૂલ કમિટીના મેમ્બર. પ્રેમરતનજી ખેમરતનજી ૪૨-૦-૦

---

મી. ગ્રીમ્સનું વ્યાકરણ નવાં ધોરણોને અનુસરીને લખાયેલું છે, તે ચાર પાંચ વરસથી અહીંની મ્યુનિસિપલ તેમજ બીજી નિશાળોમાં વાપરવામાં આવ્યું છે. તેમાં બતાવેલી પદ્ધતિ પ્રમાણે શીખવતાં મહેતાજીઓ અને આસિસ્ટંટ શિક્ષકોને ખાતરી થઈ ચુકી છે કે નાનાં છોકરાં રમતમાં સારી રીતે શીખી શકેછે; અને કોઈ પણ જાતનો શક મનમાં રહી જતો નથી. વિદ્યાર્થીઓ વગર શિક્ષકે શીખી શકે તેવી રીતે પાઠો તૈયાર કરી આપેલા છે. તોપણ શિક્ષકોએ નીચેની સૂચનાઓ ધ્યાનમાં રાખવી.

૧. પહેલાં એ વ્યાકરણના જથ્થો તમામ મહેતાજીએ પોતાની દેખરેખ નીચે શિક્ષકોની કમિટીમાં વંચાવવા અને હરકત પડતા શકો દૂર કરવા.

૨. આ સાલ ત્રીજા ધોરણમાં પહેલો ભાગ પૂરેપૂરો અને બારીકાઈથી શીખવવો.

૩. ચોથા અને પાંચમા ધોરણને પહેલો ભાગ વંચાવી જવો, અને તેની અંદર આપેલાં મનોયત્નોનો અભ્યાસ કરાવવો. આથી તેમનો વ્યાકરણનો પાયો બંધાશે, આ કામ એક મહિનાનું છે; પછી,

૪. ચોથા ધોરણને બીજો ભાગ પૂરો કરવાને અને આપેલાં મનોયત્નોનો અભ્યાસ કરાવવાને પૂરતો વખત મળશે; તેથી સાદી વાક્યપૃથક્કૃતિ અને સાદા પદચ્છેદનો પાયો મજબુત થશે; અને કર્તા, કર્મ, અને ક્રિયાના ટુંકા વધારાનો ખરેખરો ખ્યાલ તેમના મનમાં ઠસશે.

૫. પાંચમા ધોરણને માટે બીજા ભાગનો ચિતાર આપતાં અને તેનાં મનોયત્નોનો એકવાર અભ્યાસ કરાવતાં બે માસ લાગશે પછી ત્રીજા ભાગનો અભ્યાસ શરૂ કરાવવો. ત્રીજા ભાગનો અભ્યાસ શિક્ષકે પોતે બરાબર કરવો, કારણ કે ટ્રેનિંગ કૉલેજમાં પણ આજ સુધીના સ્કૉલરોમાંથી થોડાએજ માત્ર પાછળનાંજ વર્ષોમાં વાક્ય પૃથક્કરણ, મિશ્રવાક્યના પેટા વાક્યો, ક્રિયાપદના કાળો, અર્થ, ભેદ, શબ્દ સમૂહથી વાક્યના ભાગોના વધારા, સમાસ, વગેરેનું નામ સાંભળ્યું હોય તો હોય.

૬. છઠ્ઠા ધોરણને આ ત્રણ ભાગ, અને થોડી વ્યુત્પત્તિ આ વર્ષના અભ્યાસ માટે બસ થશે.

૭. પાઠ આપ્યા છે, તેજ પદ્ધતિ પ્રમાણે પાઠ આપવા. એક પાઠ એક દિવસે પૂરો કરવાની કાંઇ ખાસ જરૂર નથી.

૮. છેલ્લા પાઠોમાં તેમની ચાલતી ચોપડીઓમાંથી વાક્યો પસંદ કરીને મૂકેલાં છે; તેવાં વાક્યોના પ્રયકરણ અને પદચ્છેદ આપેલાં વાક્યોના નમૂના પ્રમાણે બરાબર કરાવવાં.

વ્યાકરણનો વિષય બિલકુલ નવિન પદ્ધતિ ઉપર શીખવવાનો હોવાથી, પહેલાં બધા શિક્ષકોને 'શું અને શી રીતે' શીખવવું તે વિષે બહુ ગુંચવાડો લાગતો હતો; પણ જ્યારથી આ વ્યાકરણ બહાર પડ્યું ત્યારથી વ્યાકરણનું શિક્ષણ ઉલટું સરળ થઈ પડ્યું છે.

ગોખાવી કાઢવાની રીતથી—આ વ્યાકરણ શીખવવાનું નથી. વ્યાખ્યાઓ આવડવા કરતાં, વસ્તુ સારી રીતે ઓળખે એ ઘણી અગત્યની બાબત છે. ૧૮૯૪ થી આજ સુધીનાં શાળાપત્રનો જે શિક્ષકોએ અભ્યાસ કર્યો હશે, તેને એ કાંઇ નવું લાગે તેવું નથી.

હોપ સાહેબનું વ્યાકરણ સરકારને હવે છપાવવાનો વિચાર નથી, અને આ વ્યાકરણ પ્રાથમિક શાળાઓને માટે મંજુર કર્યું છે, એ ખબર શિક્ષકોને ખાસ અગત્યની છે; કારણ કે હોપ સાહેબનું વ્યાકરણ બજારમાં મળતું નથી, તેમ બીજું કોઇ વ્યાકરણ મંજુર થયાની આજ સુધી શાળા પત્રમાં ખબર આવી નથી. એ અડચણને લીધે દરેક શીક્ષક વ્યાકરણ શીખવવાના ગુંચવાડામાં હતા.

લેખાંનાં પુસ્તકો પાંચ વરસથી શાળાઓમાં ચલાવવાને મંજુર થએલાં છે, અને ઘણું કરીને દરેક નિશાળમાં તે પદ્ધતિ પ્રમાણે શીખવાય છે; તોપણ કેટલેક ઠેકાણે તો હજી પણ જૂની પડી ગએલી રીત પ્રમાણે ગોખાવવાની રીત ચાલુજ છે, એવું સાંભળવામાં છે. નવાં ધોરણો એ પુસ્તકને અનુસરીને છે, અને એ પુસ્તકો પણ નવી આવૃત્તિમાં સુધરતાં જાય છે; માટે હવે એ પુસ્તકોના શિક્ષણની પદ્ધતિ 'નામની' નહિ, પણ 'ખરેખરી' થશે, એવો સંભવ છે.

ગીરજાશંકર ૧૨-૦-૦ ખ ) સરસ્વતી પુસ્તકાલય, રીચીરોડ,
દાવોલ. શા. નીહાલચંદ તા/
જેશંગભાઈ ૧૫-૦-૦ પાં ) અમદાવાદ.
લાવ. સ્કૂલ કમિટીના મેમ્બર. ...

આ કોપીબુકો માટે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ અમારી દરેક કોપી વાંચવાથી ખાત્રી થશે.

**દસ્કત શિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે; પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલ્વે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલ્વે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો, તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્તક શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને [illegible] સ્ટીલપેનો [illegible] છે. જે સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી છે., દરેક બોકસમાં ડઝન-૬ કિમ્મત રૂ.૦॥. ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬। ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના રૂ. ૦।- વધારે લાગશે. ભૂલી જતા નહિ. અને પૈસા પહેલા મોકલવાથી ૧ થી ૬ બોકસના ખર્ચના બે આના લાગશે.







આદરજી કાવસજી માસ્તર. દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ, ધોબી તળાવ, મુમ્બઈ.

---

દેશીનામું—સરકારે ટેક્સ્ટબુક માટે અમારૂં દેશીનામું મંજુર કરેલું છે. જુઓ સન ૧૯૦૧ ના નવેંબર માસનું ગુજરાતશાળા પત્ર. હાલની પ્રત નવાં ધોરણ પ્રમાણે સુધારેલીછે. તેની કીમત ૦-૫-૦, પોષ્ટેજ ૦-૧-૦, કમિશન ૧૦ પ્રતપર ૨૦ ટકા, ૨૫ અને તેથી વધારે પ્રત લેનાર ને ૨૫ ટકા. વેલ્યુપેબલ ખર્ચ લેનારને શિર.

છગનલાલ લલ્લુભાઈ શાહ.
દેશીનામાવાળા-વડોદરા.

---

કિન્ડર ગાર્ડન ગ્રંથમાળા સંબંધી સરકારી હુકમ.

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો પ્રમાણે કિન્ડર ગાર્ડન શિક્ષણ આપવા માટે; મ. ડિરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન સાહેબની મંજુરી અને ભલામણથી, નામદાર ગવર્નમેન્ટ સરકારે "કિન્ડર ગાર્ડન ભા. ૧-૨-૩ " તથા 'બાળ ખેલ ( સચિત્ર )' પુસ્તકો 'ટેક્સ્ટ

બુક ' ( શાળોપયોગી પુસ્તકો તરીકે દરેક શાળાઓમાં વાપરવા માટે મં-જુરી આપીછે.) એ ઉપરાંત ' કિન્ડર ગાર્ડન-બાળગ્રંથાવળી નં. ૧ થી ૨૦ સુધીમાં કેટલાંક પુસ્તકો ' શાળા શિક્ષકો ' માટે મંજુર કરવામાં આવ્યાં છે. મજકુર પુસ્તકો પચીશ રૂપિયાનાં ખરીદનારને વીસ ટકા ક-મિશન આપવામાં આવેછે.

કિન્ડર ગાર્ડન ગ્રંથમાળાને અનુસરતો સઘળો વિલાયતી સામાન ખાસ જર્મની અને અમેરિકાથી આવેલોછે. તેમાં વીશ બક્ષિસોનો જથ્થાબંધ સામાન કીફાયત ભાવે મળશે—

| | |
|---|---|
| ૧૫૫ ફનસવાડી મુંબઇ | ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર. |
| જાન્યુઆરી ૧૯૦૩. | કિન્ડર ગાર્ડન રીતીનો શિક્ષક તથા ગ્રંથકર્ત્તા |

---

નવા સાતમા ધોરણ માટે પુસ્તકો. ૧. રામાયણ, મહાભારત અને ઇલિયડના સારનું મૂળસહિત સ્પષ્ટીકરણ. મુંબઇ ઇલાકાના મે. ડિરેક્ટર સા. ઓ. ના લેટર નં. ૪૩૬૦ તા. ૨૫-૮-૦૨ થી મૂળ લેવાની મંજૂરી. મેળવી નર્મગદ્યમાંથી શબ્દશઃ મૂળ લઇ છપાવ્યું છે. રૂ. ૦-૮-૦. ૨. સટીકમામેરૂં તથા સુદામાચરિત્ર. રૂ. ૦-૫-૦. ૩. સટીકમામેરૂં તથા ઓખાહરણ. રૂ. ૦-૫-૦. આ બન્ને જામનગર, જુનાગઢ, ગોંડળ અને ભાવનગર સ્ટેટોમાં ટેક્સ્ટબુક તરીકે મંજૂર થયાછે. ૪ ટ્રિલ, રૂ. ૦-૨-૬. બધાંનું પોસ્ટેજ જૂદું. મંગળજી હરજીવન ઓઝા. આસિ. માસ્તર કા. મે. ટ્રે કૉલેજ રાજકોટ.

---

ગણિતના હજાર દાખલા.

આ પુસ્તકમાં વ્યાખ્યા, સંખ્યા, સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર. દઢભાજક, લઘુત્તમ સાધારણભાજ્ય, વર્ગ અને વર્ગમૂળ, ઘન અને ઘનમૂળ, ત્રિરાશી, પંચરાશી, ગુણોતર, સાદું વ્યાજ, ચક્રવૃદ્ધિ વ્યાજ, દિવાળી બાકી વ્યાજ, નફોતોટો, ઇષ્ટરાશી, મિશ્રરાશી, ગણિત અને ભૂમિતિ પ્રમાણ, શ્રેઢી માપકરણ, સર્વે પ્રકારની રીતોના એકહજાર દાખલાઓ છે. મહેતાજીઓ, વિદ્યાર્થીઓ, તથા ટ્રેનીંગકોલેજ અને હાઇસ્કૂલના વિદ્યાર્થીઓને આ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. કિંમત ૦-૧૨-૦ સામટી લેનારને સારૂં કમીશન આપવામાં આવશે. વધારે હકીકત માટે નીચેને શીરનામે લખવું:—

| | |
|---|---|
| ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફીસ—અમદાવાદ. | રેવાશંકર અંબારામ ભટ્ટ. |

---

અંકગણિતની સંજ્ઞાઓ. કિમ્મત રૂ. ૦ાા પોસ્ટેજ સાથે. પાંચે દશ દશ, પંદર; વીશે, વીસ; અને પચીશે, પચીસ ટકા કમિશન. વેલ્યુપેએબલ ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ. મુખ્ય ઑફ. અમદાવાદ.

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટરને મોકલવું પોસ્ટપેડ, કાગળ લેવામાં નહિ આવે સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછુ મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી લેવું

**શાળાખાતાના ડેપ્યુટી અને આસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવા જોઈએ.

મનીઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવુ તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામા આવશે નહિ

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છુટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆસુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કોલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ ૧ થી ૨ સુધી આપવામાં આવશે ચર્ચાપત્રનો કીમત સમજ થશે નહિ.

## જાહેરખબરો છાપવાના ભાવ.

રૂ. ... લીટી
૧... ... ... ... ... ૩
૨... ... ... ... ... ૮
૩... ... ... ... ...૧૫
એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણેજ.
બાર માસ લગી લાગલાગટ છપાવે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી પા ભાગનો ચાર્જ પડશે. બાર માસથી ઓછી મુદત હોય તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછી દરેક અર્ધો ચાર્જ લેવાશે

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ ૧૦-૦-૦, અને એક તોલા સુધીના ૧૨-૦-૦, તે ઉપરાન્તને માટે અમને લખવું

અંક ૪થો. પુસ્તક ૪૨મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

એપ્રિલ ૧૯૦૩.

## અનુક્રમણિકા.



(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ.
“આર્યોદય” પ્રિન્ટિંગ પ્રેસ.

---

| | | | |
|---|---|---|---|
| ૧૦ ડ્રૉઇંગ સ્લેટ પથ્થરની ,, (લાઈન દોરેલી) .... | ૦ | ૮ | ૦ |
| ૧૧ ,, કાર્ડબોર્ડવાળી .... .... | ૦ | ૩ | ૦ |
| ૧૨ ડ્રૉઇંગ પેન-કાળી નંગ ૧ ના .... .... | ૦ | ૧ | ૦ |
| ૧૩ ,, ૭ રંગની ડબી ૧ ના .... .... | ૦ | ૨ | ૦ |
| ૧૪ રબ્બર-નાનાંનો એક આનો-ફ્રેબલનાં મોટાં.... .... | ૦ | ૨ | ૬ |
| ૧૫ ફૂટપટી-ડ્રૉઇંગના ઉપયોગ માટે દરેકના .... .... | ૦ | ૨ | ૬ |
| ૧૬ ડ્રૉઇંગનાં પિકચરની કલર બૂક (રંગ પૂરવાની) .... | ૦ | ૨ | ૦ |
| ૧૭ બ્રશવર્ક કાર્ડ નં. (૮) પેકેટ ૧ ના .... .... | ૧ | ૦ | ૦ |
| ૧૮ ડ્રૉઇંગ કાર્ડ-નંગ (૧૨) પેકેટ ૧ ના .... .... | ૦ | ૧૨ | ૦ |
| ૧૮ ઇમ્બ્રોઇડરીંગ કાર્ડ (પશુ-પ્રાણી-પદાર્થ) (કાણાં પાડીને ભરવાના) | ૦ | ૮ | ૦ |
| ૧૯ રંગીન-ઇમ્બ્રોઇડરીંગ કાર્ડ પેકેટ ૧ ના .... .... | ૦ | ૧૨ | ૦ |
| ૨૦ ,, ,, મોટાં પિકચર કાર્ડ .... | ૧ | ૮ | ૦ |
| ૧૯ રંગ ઓળખાવનારાં-અખરખ પાનાં-પેકેટના .... | ૦ | ૧૨ | ૦ |
| ૨૦ ફીંગર લેઈંગ બોક્સ (રંગના નમુના બનાવવાનું) .... | ૨ | ૧૪ | ૦ |
| ૨૦ (A) રંગીન તરેહવાર નમુનાનાં નાનાં બોક્સના .... | ૦ | ૧૨ | ૦ |
| ૨૧ પેપર ફોલ્ડીંગ બોક્સ ૧ ના.... .... .... | ૨ | ૧૨ | ૦ |
| પેપર ફોલ્ડીંગ પેકેટ (૧) ના .... .... | ૦ | ૬ | ૦ |
| ,, સોનેરી રૂપેરી પેકેટના .... | ૦ | ૮ | ૦ |
| ૪ પેપર કટીંગ-બોક્સ ૧ ના.. .... .... | ૨ | ૪ | ૦ |
| ૫ ફૅન ફોલ્ડીંગ-પેપર પેકેટના . ... .... | ૦ | ૮ | ૦ |
| ૨૬ પેપર વીવીંગ (ગુંથણીના) પેકેટના .... .... | ૦ | ૮ | ૦ |
| ૨૭ ,, ફેનસી ,, .... .... | ૦ | ૧૨ | ૦ |
| ૨૮ પીકચર પેપર વીવીંગ-ફેનસી ,, .... .... | ૧ | ૦ | ૦ |
| ૨૯ બાસ્કેટ વર્કસ-સીલવર પ્લેટ બોક્સના .... .... | ૨ | ૦ | ૦ |
| ૩૦ ,, ગોલ્ડન . .... | ૨ | ૦ | ૦ |
| ૩૧ ફેનસી ,, ,, .. .... | ૨ | ૪ | ૦ |
| ૩૨ પેપર ગુંથવાની લોખંડની સળી. એકના.... .... | ૦ | ૨ | ૦ |
| ૩૩ વટાણાના આકારો કરવાના બોક્સના .. .. | ૧ | ૮ | ૦ |
| ૩૪ માટીના આકારો પાડવાની બુકના ... .... | ૦ | ૧૨ | ૦ |
| ૩૫ મણકાની સળી એકના ... ... | ૦ | ૪ | ૦ |
| ૩૬ જાપાનીસ સ્ટ્રૉ-વર્કસ બોક્સના .... | ૨ | ૦ | ૦ |
| ૩૭ પશુ-પ્રાણીઓના રંગીન કાર્ડ પેકેટના .. .... | ૦ | ૮ | ૦ |
| ૩૮ દેશ દેશના જુદા જુદા રંગીન કાર્ડ-પેકેટના .... | ૦ | ૮ | ૦ |
| ૩૯ પશુ પ્રાણી-રંગ, આકારોના નકશા ... ... | ૨ | ૦ | ૦ |
| ૪૦ ઘુઘરીવાળા મ્યુઝીકલ ડમ્બેલ દરેકના ... ... | ૦ | ૨ | ૦ |

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૨મું. એપ્રિલ ૧૯૦૩. અંક ૪થો.

## માસ.

ઇંગ્લંડના બોર્ડ ઑવ્ એજ્યુકેશનના રિપોર્ટના ૮ મા ગ્રન્થપરથી સ્વીડનની કેળવણીને લગતી કેટલીક જાણવા જેવી હકીકત અત્રે આપી છેઃ—

"સ્વીડનમાં કેળવણી બહુ વૃદ્ધિ પામી છે અને તેમાં પરદેશીને કેટલાંક ખાસ સ્વરૂપ માલમ પડે છે તે નીચે મુજબઃ—

૧. પ્રાથમિક કેળવણીમાં હસ્તકળાશિક્ષણને ઘણી અગત્યતા આપવામાં આવે છે.

૨. આખા સ્કૅન્ડિનેવીઆમાં લૅટિન ભાષા માધ્યમિક (સેકન્ડરિ) શાળામાં આરંભમાં શિખવવામાં આવતી નથી. વિદ્યાર્થીની ઉમ્મર ૧૫ કે ૧૬ વરસની થાય ત્યારેજ લૅટિન ભાષાનો અભ્યાસ શરૂ કરવા દેવામાં આવે છે.

૩. સરકારી અમલદારો શિક્ષણ બરાબર અપાય છે એવું પ્રમાણપત્ર આપે તોજ કેળવણીની બાબતમાં ખાનગી પ્રયત્નને મદદ કરવાનો પ્રચાર છે.

યૂરોપમાં રેફર્મેશન ( ધર્મસુધારો ) થયા પછી સ્વીડનમાં કેળવણી આપવાની હાલની પદ્ધતિનો પાયો રચાયો. ત્યાં લોકોમાં ધર્મ સંબંધી ઘણા પક્ષ કે મત નથી. બહુધા લોકો લ્યુથરના મતને અનુસરનારા એટલે પ્રૉટેસ્ટંટ છે. આ કારણથી અને ધર્મોપદેશકોના હાથમાં કેળવણીનો વહિવટ છે તેથી તેમાં ઘણો સુધારો થયો છે. વળી દેશમાં શહેરી વસ્તી કરતાં ગામડાંની વસ્તી ઘણી વધારે છે ( સને ૧૮૯૦ ના વસ્તીપત્રક પ્રમાણે શહેરી વસ્તી ૮ લાખને આશરે અને ગામડાંની વસ્તી ૪૦ લાખને આશરે છે ), તેથી કેળવણીની પદ્ધતિ શહેરીઓ કરતાં ગામડાંના માણસોની અપેક્ષાને વ-

ધારે અનુસરતી છે. છેક ૧૫૮૬ માં એક ધર્મ સંબંધી કાયદો પસાર થયો હતો કે બધાં છોકરાંને ધર્મની કેળવણી આપવી, વાંચતાં આવડે ત્યારે ધર્મની ક્રિયાનો ઉપદેશ કરવો અને અમુક દરજ્જા સગણ કેળવાય ત્યારેજ લગ્ન કરવા દેવું. સને ૧૮૪૨ માં ફરજીઆત કેળવણીનો કાયદો પસાર થયો ત્યાં લશ્કરી નોકરી માટેના ઉમેદવારોને પણ વાંચતાં આવડે છે. આ પ્રમાણે પ્રાથમિક કેળવણીની બાબતમાં ડેન્માર્ક અને જર્મનિના જેટલુંજ સ્વીડન આગળ વધ્યું છે.

પ્રાથમિક શાળામાં નીચેના વિષયો શિખવાય છેઃ—

| | |
|---|---|
| ૧ ધર્મશિક્ષણ. | ૮ ચિત્રકામ. |
| ૨ સ્વભાષા. | ૯ ગાયનકળા. |
| ૩ અંકગણિત. | ૧૦ કસરત. |
| ૪ ભૂમિતિ. | ૧૧ બાગકામ. |
| ૫ ભૂગોળ. | ૧૨ સ્લોઇડ (હસ્તકળાશિક્ષણ)—છોકરાઓ તેમજ છોકરીઓ માટે. |
| ૬ ઇતિહાસ. | |
| ૭ પદાર્થવિજ્ઞાન. | ૧૩ ગૃહવ્યવસ્થા—છોકરાઓ સાર. |

ટ્રેનિંગ કૉલેજો ૧૨ છે, ૭ મરદ શિક્ષકો માટે અને ૫ સ્ત્રી શિક્ષકો માટે. આ ટ્રેનિંગ કૉલેજો પ્રાથમિક શાળાની છે. એમાં ૧૬ વર્ષની ઉમ્મર પૂરી કરી હોય એવા વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે, અને અભ્યાસક્રમ ચાર વરસનો છે. જુદા જુદા વિષયો શિખવવા વખતપત્રકમાં નીચે પ્રમાણે વખતની વહેંચણી કરવામાં આવે છેઃ—

| | અભ્યાસના કુલ વખતના |
|---|---|
| સ્વીડિશ ભાષા | સેંકડે ૧૩·૮ કલાક. |
| ધર્મશિક્ષણ | સેંકડે ૧૩·૨ કલાક. |
| ગણિત | સેંકડે ૯·૨ કલાક. |
| ઇતિહાસ | સેંકડે ૯·૨ કલાક. |
| ભૂગોળ | સેંકડે ૯·૨ કલાક. |
| શિક્ષણશાસ્ત્રનાં મૂળતત્ત્વો અને શિક્ષણપદ્ધતિ | સેંકડે ૭·૯ કલાક. |

| | | |
|---|---|---|
| પદાર્થવિજ્ઞાન | સેંકડે | ૭.૨ કલાક. |
| કુથિતપાઠ. | સેંકડે | ૬.૬ કલાક. |
| લેખન | સેંકડે | ૨ કલાક. |
| ચિત્રકામ | સેંકડે | ૫.૯ કલાક. |
| ગાયનશાસ્ત્ર અને કળા | સેંકડે | ૭.૫ કલાક. |
| કસરત | સેંકડે | ૭.૯ કલાક. |
| સ્લોઇડ | સેંકડે | ૭.૨ કલાક. |
| બાગકામ | સેંકડે | ૨ કલાક. |

શિક્ષણ મફત આપવામાં આવે છે.

ઉપર લખેલા વિષયો અને તે શિખવવા માટે મુકરર કરેલા વખત ઉપરથી સ્વીડનની ટ્રેનીંગ કૉલેજોમાં કયા કયા વિષયો શિખવાય છે તથા તેમને કેવા ઉપયોગી ગણવામાં આવે છે તે સમજાશે.

શિક્ષકોએ કેળવણીના વિષયોની ચર્ચા કરવા માટે સમાજો સ્થાપી છે. તેમાંની એક મોટામાં મોટી સમાજમાં ૬,૦૦૦ શિક્ષકો છે.

પ્રાથમિક શાળામાં શિક્ષણ મફત આપવામાં આવે છે અને એ શાળાઓનો ખરચ લોકલબોર્ડ અને સરકાર ચલાવે છે. મકાન અને શિક્ષણસાહિત્યનો ખરચ, શિક્ષકોનો પગાર, તથા પેન્શન ફંડનો અમુક ભાગ લોકલબોર્ડને શિરે પડે છે; અને સરકાર પેન્શન ફંડમાં મદદ કરે છે તેમજ ટ્રેનીંગ કૉલેજોનો અને શાળાઓ ઉપર દેખરેખ રાખવાનો તમામ ખરચ આપે છે.

સ્ટૉકહોમની શાળામાં પાકશાસ્ત્રના શિક્ષણ વખતે છોકરીઓ જે ખોરાક રસોડામાં રાંધે છે તેમાંથી ગરીબ છોકરાંનું પોષણ થાય છે. ઘણીખરી વખત છોકરાંને એ ખોરાક મફત આપે છે અને કેટલીક વખત તેને માટે જૂજ ફી લેવામાં આવે છે.

થોડાંક વર્ષ થયાં ઘણાં મોટાં શહેરોના શિક્ષકોએ નાજુક અને માંદાં છોકરાંને ઉનાળાની રજામાં તબીઅત સુધારવા મોકલવા માટે સંસ્થાનો સ્થાપ્યાં છે. એ સંસ્થાનો જંગલમાં કે તળાવની સમીપ સ્થાપવામાં આવ્યાં છે, અને તેનો વહિવટ શિક્ષકોજ ચલાવે છે. નબળી છાતીવાળાં છોકરાંને પર્વત ઉપર સ્થાપેલાં સંસ્થાનોમાં મોકલવામાં આવે છે. આ રીત પહેલી સ્ટૉકહો-

મના શિક્ષકોએ સને ૧૮૮૪ માં દાખલ કરી, અને સને ૧૮૮૫થી ૯૮ સુધીમાં એ શહેર તરફથી ૩૨૨ સંસ્થાનો સ્થપાયાં, તથા ૭,૩૦૨ છોકરાં ત્યાં મોકલવામાં આવ્યાં. દરેક છોકરાને સરાસરી ૬૦ દિવસ રાખવામાં આવ્યું અને માથાદીઠ દરરોજનું સરાસરી ખરચ ૫૫ ઓર એટલે આશરે ૭ પેન્સ થયું. કેટલીક વેપારી સમાજો મજુરોનાં છોકરાં માટે એવાં સંસ્થાનો સ્થાપે છે અને નીભાવે છે.

ખાનગી ગૃહસ્થોએ ગરીબનાં છોકરાં માટે સને ૧૮૮૬ માં કારખાનાં સ્થાપ્યાં છે, તેમાં નિરાધાર છોકરાં તેમજ જેનાં માબાપો આખો દિવસ મજુરી કરવામાં રોકાયાં હોય છે તેવાં છોકરાં દાખલ કરવામાં આવે છે. આથી તેઓ નિશાળના વખતની બહાર શેરીઓમાં રખડતાં કે ભીખ માગતાં અટકે છે અને બાળપણથીજ તેમને કામ કરવા તરફ પ્રીતિ થાય છે. એ કારખાનાંમાં તેમને એવા ધંધા શિખવવામાં આવે છે કે તેઓ મોટાં થાય ત્યારે તેમાંથી પોષણ કરી શકે. તેમને કામ કરવા બદલ એક બે વાર મફત જમાડવામાં આવે છે. આ છોકરાં ૭ થી ૧૪ વરસની ઉમ્મરનાં હોય છે અને તેમને પ્રાથમિક શાળાના શિક્ષકોની ભલામણપરથી દાખલ કરવામાં આવે છે. આ કારખાનાંના ૧૪ વર્ષના અનુભવપરથી સમાજને તે કેવાં અગત્યનાં છે તે સ્પષ્ટ સમજાયું છે. સ્ટૉકહોમમાં એવાં ૧૨ કારખાનાં છે ને તેમાં ૧,૫૦૦ છોકરાં કેળવણી લે છે. બીજાં શહેરોમાં ૨૫ કારખાનાં છે. હસ્તકળાનું શિક્ષણ બાળક છોકરાં જલદી ગ્રહણ કરી શકે છે, એથી તેમની બુદ્ધિ અને અવલોકનશકિત કેળવાય છે અને શાળાના શિક્ષણને લાભ થાય છે. વળી ઉદ્યોગ કરવા તરફ પ્રેમ ઉત્પન્ન થવાથી ઘણાં છોકરાં મોટી વયે ધંધે વળગે છે અને દેશમાં અનીતિ અને ગુના અટકે છે.

સાધારણ પ્રાથમિક શાળામાં શિક્ષણ પૂરું લીધા પછી તે જારી રાખવાને ઉંચા પ્રકારની પ્રાથમિક શાળાઓ છે, તેમજ તેમાં વધારો કરવાને કૉલેજો કે હાઇસ્કૂલો છે. તેનો ઉદ્દેશ એવો છે કે નીચલા વર્ગના જુવાન મરદ અને સ્ત્રીઓને કેળવણી આપવી. ત્યાં તેમને ધંધાની કેળવણી આપવામાં આવે છે, તે ઉપરાંત શહેરી તરીકે તેમની ફરજ શી છે તે, તથા તેમના રાજકીય અને સામાજિક હક શા છે તે વિષે શિક્ષણ અપાય છે. આવી પહેલી કૉ-

ચેજ ડિવિઝનમાં સને ૧૮૬૮ માં સ્થપાઈ અને ત્યારપછીની કૉલેજોને તે નમુનારૂપ છે. હાલ એવી કૉલેજો ૨૮ છે. ૧૮ વરસની ઉમ્મર પૂરી કર્યા પછી એમાં વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. વળી તેમણે પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ પૂરો કર્યો છે અને તેમની ચાલચલગત સારી છે એવાં પ્રમાણપત્રો તેમને પૂરાં પાડવાં પડે છે. વિદ્યાર્થીઓની સરાસરી ઉમ્મર ૨૦ થી ૨૫ વર્ષ સુધીની છે.

સ્લોઈડ—હસ્તકળાશિક્ષણપદ્ધતિને સ્વીડનમાં સ્લોઈડ કહે છે, અને એ શિક્ષણ માટે એ દેશ ખાસ પ્રસિદ્ધ છે. ગયાં વીસ વરસથી સ્વીડનના વિદ્વાનો સમજ્યા છે કે માત્ર બુદ્ધિનીજ કેળવણી એ અધુરી કેળવણી છે અને તેની સાથે હસ્તકળાશિક્ષણથી શારીરિક કેળવણી આપવીજ જોઇએ. સ્વીડનની સ્લોઇડ પદ્ધતિ યુરોપના તેમજ અમેરિકાના ઘણા દેશોમાં દાખલ થઈ છે. એનો ઉદ્દેશ છોકરાંને કેળવી કારીગર બનાવવાનો નથી, પણ તેમના હાથ અને આંખને બરાબર કેળવવાનો અને ધ્યાન, ખંત, અને સ્વચ્છતાથી કામ કરતાં શિખવવાનો છે. કસરતની પેઠે હસ્તશિક્ષણ બુદ્ધિની કેળવણીથી પરિશ્રાન્ત થતા મગજને વિશ્રાન્તિ આપે છે અને કેવળ ગ્રન્થશિક્ષણથી મનને સંકુચિત થતું અટકાવે છે.

સ્લોઈડશિક્ષણથી વિદ્યાર્થીના કામનો બોજો બહુ વધતો નથી, અને તેઓમાં કાર્યકુશળતા આવે છે. ઘરકામમાં આવે એવા નાના નાના લાકડાના નમુના ઓજારો વડે બનાવતાં શિખવવામાં આવે છે. શિક્ષણનો હેતુ છોકરાંને જાતમહેનતથી કેળવણી આપવાનો તેમજ અવલોકનશક્તિ અને વિચારશક્તિ ખિલવવાનો છે, તેથી એ નમુનાઓ તેમની પાસેજ કરાવવામાં આવે છે અને તેમા શિક્ષકો તેમને મદદ કરતા નથી. ચિત્રકળાના જ્ઞાનનો સંબંધ સ્લોઇડશિક્ષણ સાથે જોડવામાં આવે છે. વિદ્યાર્થીઓ જે જે નમુના બનાવે છે તેનાં પ્રથમ ચિત્રો કઢાવવામાં આવે છે.

સને ૧૮૭૦ માં શાળાના અભ્યાસક્રમમાં સ્લોઇડશિક્ષણ દાખલ કરવામાં આવ્યું તેમાં સરકારનો હાથ ન હતો, પણ ખાનગી ગૃહસ્થોનુંજ સાહસ હતું. એજ સમયે સ્લોઇડશિક્ષણને માટે ઘણી ખાસ શાળાઓ પણ સ્થાપવામાં આવી. મ્યુનિસિપાલિટિ, ખેતીસમાજો, અને સરકાર તરફથી પણ એ શાળાઓને મદદ મળવા લાગી.

સને ૧૮૭૪ માં નાસ શહેરમાં શિક્ષકોને સ્લોઇડશિક્ષણની કેળવણી આપવા સરકાર તરફથી એક કૉલેજ સ્થાપવામાં આવી. પ્રથમ તેમાં શિક્ષકોને એક વરસ સુધી શિક્ષણ લેવું પડતું, પણ સને ૧૮૭૮ માં શિક્ષકોના અભ્યાસક્રમની મુદ્દત ટૂંકી કરવામાં આવી અને હાલ તેજ પદ્ધતિ ચાલે છે. ૭ ૭ અઠવાડીઆની એકેક ટર્મ કરવામાં આવી છે અને ઘણા વિદ્યાર્થીઓ એવી બે કે ત્રણ ટર્મ ભરે છે એટલે તેમનું શિક્ષણ પૂરું થાય છે. એ શિક્ષણમાં સ્લોઇડપદ્ધતિ તથા સ્લોઇડના ઇતિહાસના શિક્ષણનો તેમજ એ પદ્ધતિ પ્રમાણે નમુના કેવી રીતે બનાવવા તેનો સમાવેશ થાય છે. નાસમાં જે શિક્ષણ અપાય છે તેમાં લાકડાના નમુના કેવા બનાવવા તેજ શિખવવામાં આવે છે; કેમકે ૧૦ થી ૧૪ વરસ લગાની ઉમ્મરનાં છોકરાંને લાકડાંના નમુના શિખવવા અનુકૂળ પડે છે. બીજી કેટલીક શાળામાં ધાતુના અને કાગળના નમુના કરતાં તેમજ લાકડાનું કોતરકામ પણ શિખવે છે. ૧૦ થી ૧૪ વરસ લગીની ઉમ્મરનાં છોકરાંને સ્લોઇડ શિખવવામાં આવે છે.

નાસમાં ઊનાળામાં ઘણા શિક્ષકો પરદેશથી સ્લોઇડ શીખવા આવે છે. સને ૧૮૭૫ થી ૧૮૯૯ સુધીમાં ૩,૦૭૨ શિક્ષકો એ શાળામાં ભણ્યા, તેમાં ૨,૩૦૨ સ્વીડનના, ૫૮ નૉર્વેના, ૨૯૬ ઇંગ્લંડના, ૫૯ અમેરિકાના, અને ૨૩ જર્મનિના હતા. શિક્ષણ મફત આપવામાં આવે છે.

---

સને ૧૮૯૭-૯૮ થી સને ૧૯૦૧-૨ સુધીનાં પાંચ વરસનાં મુંબઈ ઇલાકાની કેળવણી વિષે ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના રિપોર્ટ ઉપરથી કેટલીક જાણવા લાયક હકીકત નીચે આપી છેઃ—

મુંબઈ ઇલાકાના જુદા જુદા વિભાગોમાં કેળવણી લેનારાં છોકરાંની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| | સને ૧૮૯૬-૯૭ સેંકડે | સને ૧૯૦૧-૦૨ સેંકડે |
|---|---|---|
| મુંબઈ ઇલાકો | ૧૬.૬ | ૧૬.૭ |
| મધ્ય વિભાગ | ૧૩.૯ | ૧૬.૬ |
| ઉત્તર વિભાગ | ૧૮.૩ | ૧૯.૮ |
| કાઠિયાવાડ | ૨૦.૪ | ૨૩.૮ |

| | | |
|---|---|---|
| દક્ષિણ વિભાગ | ૧૭·૧ | ૧૩·૨ |
| સિંધ | ૧૪·૪ | ૧૪·૪ |

આ ગણતરીમાં એક બાબત વિચારમાં લેવાની છે. એ વર્ષોમાં મરકીને લીધે ઘણી શાળાએ બંધ હતી, એટલે જુદી જુદી શાળાઓમાંથી મોકલવામાં આવેલા આંકડાઓ કેળવણી લેનારાં છોકરાંની ખરી સંખ્યા દર્શાવતા નથી, પણ વર્ષના છેલ્લા મહિનામાં હાજર છોકરાંની સંખ્યા દર્શાવે છે.

મુંબઈ ઇલાકાના ઉપર દર્શાવેલા એકંદર આંકડામાં છોકરા અને છોકરીઓની સંખ્યા બતાવનારા આંકડા નીચે મુજબ છેઃ—

| | સને ૧૮૯૬–૯૭ સેંકડે | સને ૧૯૦૧–૦૨ સેંકડે |
|---|---|---|
| છોકરા | ૨૮·૨૯ | ૨૭·૯ |
| છોકરી | ૪·૧૯ | ૫·૦૨ |

માધ્યમિક (સેકન્ડરિ) કેળવણી લેનારાં છોકરાંની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| | સને ૧૮૯૬–૯૭ સેંકડે | સને ૧૯૦૧–૦૨ સેંકડે |
|---|---|---|
| મુંબઈ ઇલાકો | ૧·૪ | ૧·૯ |
| મધ્ય વિભાગ | ૧ | ૨·૬ |
| ઉત્તર વિભાગ | ૧·૬ | ૨·૨ |
| કાઠિયાવાડ | ૨·૭ | ૩·૧ |
| દક્ષિણ વિભાગ | ૧·૬ | ૧·૩ |
| સિંધ | ·૪ | ૧ |

પ્રાથમિક કેળવણી લેનારા છોકરાઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| | સને ૧૮૯૬–૯૭ સેંકડે | સને ૧૯૦૧–૦૨ સેંકડે |
|---|---|---|
| મુંબઈ ઇલાકો | ૨૩·૮ | ૨૨·૫ |
| મધ્ય વિભાગ | ૨૦·૪ | ૨૨ |
| ઉત્તર વિભાગ | ૨૫·૫ | ૨૫·૮ |

| | | |
|---|---|---|
| કાઠિયાવાડ | ૨૭·૮ | ૩૧·૧ |
| દક્ષિણ વિભાગ | ૨૬·૩ | ૧૯·૬ |
| સિંધ | ૧૯ | ૧૭·૯ |

કેળવણી લેનારી છોકરીઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| | સને ૧૮૯૬-૯૭ સેંકડે | સને ૧૯૦૧-૦૨ સેંકડે |
|---|---|---|
| મુંબઈ ઇલાકો | ૩·૬ | ૪·૩ |
| મધ્ય વિભાગ | ૨·૭ | ૪·૪ |
| ઉત્તર વિભાગ | ૪·૬ | ૫.૯ |
| કાઠિયાવાડ | ૩·૮ | ૫·૯ |
| દક્ષિણ વિભાગ | ૩·૩ | ૩ |
| સિંધ | ૪·૪ | ૩·૭ |

જુદી જુદી જાતની શાળાઓમાં દરેક વિદ્યાર્થી દીઠ કેળવણીનો ખરચ નીચે પ્રમાણે થાય છેઃ—

સને ૧૯૦૧—૨

| | પ્રોવિન્શિયલ રેવેન્યુ | લોકલ કે મ્યુનિસિપલ | ખાનગી ફંડ | કુલ ખરચ. |
|---|---|---|---|---|
| કૉલેજો—આર્ટસની | ૬૮·૬ | ૭·૮ | ૧૧૧·૪ | ૧૮૭·૮ |
| કૉલેજો—પ્રોફેશનલ (દાક્તરી—ઇજનેરી ધંધા શિખવનારી) | ૭૨.૧ | ૦ | ૧૨૪·૯ | ૧૯૭ |
| માધ્યમિક શાળાઓ | ૮·૭ | ·૯ | ૩૨ | ૪૧·૬ |
| પ્રાથમિક શાળાઓ | ૧·૬ | ૨·૨ | ૨·૮ | ૬·૬ |
| ટ્રેનિંગ સ્કૂલો | ૧૧૧·૯ | ૪૩·૩ | ૫૨·૩ | ૨૦૭·૫ |
| યાન્ત્રિક (ટેક્નિકલ) અને ઔદ્યોગિક (ઇન્ડસ્ટ્રિયલ) શાળાઓ. | ૬૬ | ૧૨·૯ | ૫૨·૮ | ૧૦૧·૭ |

ડિરેક્ટર સાહેબ કહે છે કે પ્રાથમિક શાળાનાં ધોરણોમાં-છેલ્લાં પાંચ વર્ષમાં સુધારો કરવામાં આવ્યો છે. નવાં ધોરણોમાં કિન્ડરગાર્ટન ઉદ્યોગો, પદાર્થપાઠ, ડ્રિલ, કસરત, ગાયન, માપકરણું, ખેતી અને વિદ્યા (સાયન્સ)નાં મૂળતત્ત્વો, ચિત્રકળા (ડ્રૉઇંગ), અને હસ્તકળાશિક્ષણ (મૅન્યુઅલ ટ્રેનિંગ) દાખલ કરવામાં આવ્યાં છે. અવલોકનશક્તિ કેળવીને તથા હાથ અને આંખની શક્તિઓને ખીલવીને છોકરાંને શિક્ષણ આપવું અને કેવળ ગ્રંથના શિક્ષણને બદલે વ્યાવહારિક દાખલા આપી સમજાવવાની પદ્ધતિ દાખલ કરવી એજ નવાં ધોરણોનો ઉદ્દેશ છે.

કસરત અને નીતિની કેળવણી વિષે ડિરેક્ટર સાહેબ નીચે પ્રમાણે અભિપ્રાય દર્શાવે છેઃ—

'દરેક દેશના લોકોમાં ખાસ દોષો હોય છે. મારા વિચાર પ્રમાણે હિંદુસ્થાનના લોકોના ખાસ દોષ અવકાશના વખતમાં શરીર કે મનને ફાયદાકારક ઉદ્યોગનો અભાવમાંથી ઉત્પન્ન થાય છે. જ્યારે કૉલેજના વિદ્યાર્થીઓને કૉલેજમાંથી છૂટી ટેનિસ કે ક્રિકેટ રમવાની કે નદીપર હલેસાં મારવાની કસરત કરવા હોડી શોધવાની સ્પર્ધા કરતા જોઉં છું ત્યારે મને લાગે છે કે તેઓ વખતનો ખોટો ઉપયોગ કરતા નથી.'

'સ્કૂલો કે કૉલેજોમાં નીતિનું શિક્ષણ પ્રત્યક્ષ રીતે આપવામાં આવતું નથી. આના અભિપ્રાય પ્રમાણે મુકરર કરેલા પુસ્તકથી નીતિશિક્ષણ આપવાનો પ્રયાસ કરવો નકામો છે. શાળાઓમાં અને બોર્ડિંગોમાં જે વ્યવસ્થા રાખવામાં આવે છે, ક્રીડાસ્થળોમાં જે બોધ મળે છે, સારાં પુસ્તકોથી અજાણતાં જે લાભ મળે છે, અને સર્વથી વિશેષ, શિક્ષકોના વર્તન અને દાખલાથી જે ઉપદેશ મળે છે તે સર્વેપર અત્યાર સુધી સરકારે વિશ્વાસ રાખ્યો છે ને તે વિશ્વાસની અસર સારી થઈ છે, માટે પુસ્તકદ્વારા શિક્ષણ આપવા કરતાં એજ પદ્ધતિપર ભરોસો રાખવો એ ઠીક છે.'

---

ગયા મહિનાના 'પ્રૅક્ટિકલ ટીચર' નામના લંડનના માસિક ચોપાનીઆમાં કૅનેડામાં ચાલતા હસ્તકળાના શિક્ષણ વિષે કેટલીક હકીકત જાણવા જેવી હોવાથી નીચે આપી છેઃ—

કેળવણી એટલે મનમાં માત્ર હકીકતો એકઠી કરવી અને જ્ઞાનનો સંગ્રહ કરવો એવો જૂનો ભૂલભરેલો વિચાર લોકોમાંથી જવા માંડ્યો છે, અને હવે લોકો કેળવણીનું ખરું સ્વરૂપ સમજતા થયા છે. શાળામાં એવી કેળવણી અપાવી જોઈએ કે તેથી શાળા છોડ્યા પછી વિદ્યાર્થીઓ જાતમહેનતથી જીંદગીનાં તમામ કર્ત્તવ્યો કરવાને યોગ્ય થાય. કૅનેડામાં કેળવણીના આ ખરા સ્વરૂપનું ભાન થયું ત્યારથી હસ્તકળાના શિક્ષણનો પાયો રચયો. ત્યાં એ શિક્ષણનો સ્થાપનાર ખેની ખાતાનો કમિશનર પ્રૉફેસર જેમ્સ રૉબર્ટસન હતો. ઇંગ્લંડ અને બીજા દેશોમાં હસ્તકળાશિક્ષણ કેવી રીતે અપાય છે ને તેથી શા લાભ થાય છે તે એણે જોયું હતું, અને એને ખાતરી થઈ હતી કે જો કૅનેડામાં હસ્તકળાશિક્ષણ અને તેની પદ્ધતિઓ દાખલ કરવામાં આવશે તો લાભ થયા વિના રહેશે નહિ. પોતાના મનમાં જે વિચાર દૃઢ થયા હતા તેની લોકોને ખાતરી કરી આપવા ઓટાવામાં તેણે પોતાની વાર્ષિક આવકનો થોડો ભાગ એક હસ્તકળાશિક્ષણની શાળા સ્થાપવા તેમજ નીભાવવા પાછળ ખરચ્યો, અને પોતાના મિત્રોને પણ એજ પ્રમાણે વર્તવાની સલાહ આપી. આ પ્રમાણે તેણે તથા તેના મિત્રોએ હસ્તકળાશિક્ષણની શાળાની અગત્યતા સરકારના તેમજ લોકોના મનપર ઠસાવી; અને ત્યાંના ગવર્નર સર વિલિયમ મૅક્ડોનલ્ડની પાસે જઈ તેણે એ શિક્ષણના લાભની એવી તો ખાતરી કરી આપી કે તેણે દરેક પ્રાંતમાં ત્રણ વરસ સુધી એક હસ્તકળાશિક્ષણશાળા સ્થાપવા તેમજ તેનો ખરચ પૂરો પાડવાનું વચન આપ્યું. એને માટે જે ફંડ કાઢવામાં આવ્યું તે 'મૅક્ડોનલ્ડ સ્લોઇડ સ્કૂલ ફંડ' કહેવાયું; કેમકે પ્રૉફેસર રૉબર્ટસનનો એવો અભિપ્રાય હતો કે સ્વીડનમાં નાસ શહેરની શાળામાં જે સ્લોઈડ પદ્ધતિ ચાલતી હતી તે પદ્ધતિને અનુસરતી પદ્ધતિ સ્થાપવી. આ શાળાઓ એટલી બધી લોકપ્રિય થઈ કે એવી ઘણી શાળાઓ સ્થાપવાની જરૂર પડી, અને હાલ કૅનેડામાં ૪૦થી પણ વધારે હસ્તકળાશિક્ષણશાળા છે, અને શિક્ષકો ઇંગ્લંડથી બોલાવવા પડ્યા છે. સામાન્ય રીતે આવી શાળાઓ પ્રાંતોના મધ્ય ભાગોમાં જુદીજ રાખવામાં આવી છે; પરંતુ મોટાં શહેરોમાં એવી શાળાઓ જુદી રાખવાને બદલે એ શિક્ષણ બીજા વિષયની સાથે શાળાનાજ એક ઓરડામાં આપવાની જરૂર જણાવા માંડી છે. હસ્તકળાશિક્ષણશાળાનાં મકાન સામાન્ય શિ-

ક્ષણશાળાનાં મકાનોથી પ્રાંતના મધ્ય ભાગોમાં જુદાં રાખવાથી ઘણા ગેરફાયદા થાય છે. ફાયદો માત્ર એકજ છે તે એ કે સરકારને દરેક શાળામાં હસ્તકળાશિક્ષણનો વર્ગ જુદો રાખવાથી જેટલો ખરચ થાય તેના કરતાં પ્રાંતોના મધ્યભાગોમાં એ શિક્ષણની શાળાઓ રાખવાથી ખરચ ઓછો થાય છે. પરંતુ ગેરફાયદા ઘણાજ છે. હસ્તકળાશિક્ષણને માટે વિદ્યાર્થીઓને સામાન્ય શાળામાંથી જુદી શાળામાં જવું પડે છે, તેથી તેમના મનમાં એવો વિચાર ઉત્પન્ન થાય છે કે હસ્તકળાના શિક્ષણને સામાન્ય શિક્ષણ સાથે સંબંધ નથી અથવા છે તો નહિ જેવો છે. વળી હસ્તકળાનો શિક્ષક વિદ્યાર્થીઓના સંબંધમાં અઠવાડીઆમાં અર્ધો દિવસજ આવે છે, તેથી તે તેમનાં લક્ષણ અને સ્વભાવની પરીક્ષા કરી શકતો નથી અને એવી પરીક્ષા વગર શિક્ષણ પરિપૂર્ણ ફળદાયક થઈ શકતું નથી.

હસ્તકળાશિક્ષણનાં મકાનો ઘણાં સારાં બાંધવામાં આવ્યાં છે. એ બાબતમાં કૅનેડા ઇંગ્લંડથી ઘણું ચઢીઆતું છે. ઇંગ્લંડમાં શાળાનાં મકાનોની ભવ્યતાપર જોઈએ તેટલું ધ્યાન આપવામાં આવતું નથી. લીડસ સિવાય ઘણે ભાગે દેકાણે હસ્તકળાનું શિક્ષણ આપવાના ખંડ દેખાવમાં ઘણાજ કઢંગા અને કોઠાર જેવા લાગે છે. કૅનેડામાં કેળવણીખાતાના અધિકારીઓ એમ માને છે કે આસપાસની સ્થિતિ અને દેખાવથી માણસનાં મનપર ઘણી અસર થાય છે, અને તેમનું માનવું વાજબી છે. જો હસ્તકળાશિક્ષણનાં મકાન ભવ્ય હોય તો તેથી વિદ્યાર્થી ભવ્યતા વિષે ઉંચો વિચાર બાંધે છે અને તેના કામનું પરિણામ સંતોષકારક આવે છે. આ કારણથી કૅનેડામાં હસ્તકળાશિક્ષણના ખંડો ઘણા પ્રકાશિત અને આકર્ષક અને વિષયને લગતાં હથીઆર વગેરે સાહિત્યોનાં ચિત્રોથી સુશોભિત બનાવવામાં આવ્યા છે. લાકડાના નમુના તથા શિયાળા અને ઉનાળામાં ઝાડની સ્થિતિ દર્શાવનારાં ચિત્રો પુષ્કળ રખાય છે. શાળામાં જે જે નમુના બનાવાય છે તે સર્વે શિક્ષણખંડમાં મોટાં ચિત્રોથી દેખાડવામાં આવે છે. દીવાલપર ચોઢવાના સાધારણ કાગળપર ચાક વડે એવાં ચિત્રો કઢાવાય છે તેથી થોડે ખરચે ઘણી સારી અસર થાય છે. દરેક હથીઆરના જુદા જુદા ભાગો નામ સાથે ચીતરાય છે. આવા દેખાવથી છોકરાઓને ઘણી જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે.

હસ્તકળાશિક્ષણનું કામ શરૂ થયા પછી થોડા વખતમાં એમ માલૂમ પડયું કે આગળ જતાં શિક્ષકની ખોટને લીધે શાળા વૃદ્ધિ પામી શકશે નહિ. આવા વિચારથી બે પ્રાંતોમાં ટ્રેનિંગ સ્કૂલો સ્થાપવામાં આવી. ઑન્ટેરિયો અને નોવાસ્કોશિયામાં ઓટાવા અને ટ્રુરો શહેરમાં એ સ્કૂલો ઉઘાડી. એમાં ૭ મહિના શિક્ષણ લેવું પડતું અને તેને માટે કેળવણીખાતા તરફથી બનતી મદદ કરવામાં આવતી. એ ટ્રેનિંગસ્કૂલોમાં સારા વિદ્યાર્થીઓ દાખલ કરવા માટે ઑન્ટેરિયોનો ડિરેકટર બે અઠવાડીઆં સુધી પ્રાંતના જુદા જુદા ભાગોમાં ફરતો ને ઉમેદવારોની પરીક્ષા કરતો. આવી રીતે સારા વિદ્યાર્થીઓ પસંદ કરી તેમને સારૂં શિક્ષણ આપવાથી તેઓ સારા શિક્ષક નીવડના. આ પ્રમાણે ઓટાવામાં ૧૫ અને ટ્રુરોમાં ૯ શિક્ષક તૈયાર થયા.

ઇંગ્લંડ કરતાં કૅનેડામાં શિક્ષક અને શિષ્ય વચ્ચેનો સંબંધ જુદી તરેહનો છે. શિષ્યવર્ગને કૅનેડામાં વિશેષ છૂટ આપવામાં આવે છે, તેથી શિક્ષક જે કંઈ શિખવે તે પ્રમાણભૂત ગણતા પહેલાં પોતાની ખાતરી માટે તેને ભિન્નભિન્ન પ્રશ્નો પૂછતાં શિષ્યો ખંચાતા નથી. આથી તેમને ઊંડો વિચાર કરવાની ટેવ પડે છે અને ખાતરી કર્યા વિના કોઈનું પણ કહેવું માનવું નહિ એમ તેઓ સમજતા થાય છે.

---

પરિશ્રમથી વિદ્યાર્થીનાં મન અને શરીરપર કેવી અસર થાય છે તેનું પરિશોધન કરવામાં હાલ ઘણા શરીરશાસ્ત્રીઓ રોકાયલા છે. નિદ્રાથી શ્રમ દૂર થાય છે, માટે જુદી જુદી ઉમ્મરનાં છોકરાંને કેટલી નિદ્રા આવશ્યક છે તે તપાસવા એક કમિશન સ્વીડનમાં નીમાયું છે, તેનો અભિપ્રાય નીચે મુજબ છેઃ—

| | |
|---|---|
| ૪ વર્ષનાં છોકરાં માટે... ... ... ... ... | ૧૨ કલાક. |
| ૭ વર્ષનાં છોકરાં માટે... ... ... ... ... | ૧૧ કલાક. |
| ૯ વર્ષનાં છોકરાં માટે... ... ... ... ... | ૧૦ કલાક. |
| ૧૨ થી ૧૪ વર્ષનાં છોકરાં માટે ... ... ... | ૯–૧૦ કલાક. |
| ૧૪ થી ૨૧ વર્ષનાં છોકરાં માટે... ... ... | ૮–૯ કલાક. |

ઇંગ્લંડમાં એક જૂની કહેવત ચાલે છે તે પ્રમાણે મરદને ૬ કલાક, સ્ત્રીને ૭ કલાક, અને મૂર્ખને ૮ કલાક ઊંઘ જોઈએ.

---

રશિયન વિદ્વાન્ ટોલ્સ્ટોયને એક સંબંધીએ પ્રશ્ન પૂછ્યો કે 'બાળકને કેળવવાનો ઉત્તમ માર્ગ કયો ?' ટોલ્સ્ટોયે પોતાના મુખ્ય વિચારો એક લાંબા પત્રમાં દર્શાવ્યા. તેણે કહ્યું, 'છોકરાંને જેમ બને તેમ થોડું શિખવો. બાળકને ઘણું ભણતરના અજ્ઞાનપણાથી જેટલું ભય છે તેથી વિશેષ તેના અપૂર્ણ અને ઉપલકીઆ જ્ઞાનથી છે.' 'ત્યારે શું બાળકોએ આળસુ રહેવું જોઈએ ?' એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે તેને પૂછવામાં આવ્યો, તેના જવાબમાં કહ્યું કે 'ના, પણ દુનીઆના ઉદ્યોગમાં ભાગ લીધા વગર તેની કોઈ પણ ઇચ્છા તૃપ્ત થશે એવો વિચાર તેમના મનમાં કદી પણ આવવા ન દેવો. બાળપણથીજ જાતમહેનતપર આધાર રાખવાની અને ઘરના તમામ જરૂરી કામ કરવાની ટેવ પાડવી. બાળકો નકલ કરી શીખે છે, તેથી ઘરનાં તેમજ સમાજનાં કામ માબાપોએ સારી રીતે કરી બતાવી તેમનાં મ્હોં આગળ સારો નમુનો મૂકવો. આપ ન કરીએ અને દરેક સાધારણ ગૃહકાર્ય કે સમાજકાર્યમાં ચાકરની મદદ લઈએ તો બાળકને પણ બીજાપર આધાર રાખવાની ટેવ પડે છે.'

---

આપણું લખાણુ હમેશાં સ્પષ્ટ અને સહેલથી વાંચી શકાય એવું હોવું જોઈએ. જો આપણા અક્ષર સારા ન હોય અને આપણું લખાણ બીજાને ઉકલતું ન હોય તો આપણી શિખામણ બીજાનાં મનપર કંઈ અસર કરશે નહિ. આ વિષે એક દાખલો ઇંગ્લંડની શાળામાં હસવા લાયક બન્યો છે, તે નીચે પ્રમાણે છેઃ—

વેસેક્સ પરગણાની એક શાળાના ઇન્સ્પેક્ટરે હમેશ પ્રમાણે મ્હોંની અને લિખિત પરીક્ષા કરી તેનો રિપોર્ટ શાળાના હેડમાસ્તરને મોકલ્યો. ઇન્સ્પેક્ટર સાહેબે રિપોર્ટ જાતે લખ્યો હતો. તેમના અક્ષર એવા ખરાબ હતા કે હેડમાસ્તરને તે બિલકુલ ઉકલ્યા નહિ. તેણે પોતાની સ્ત્રીને રિપોર્ટ બતાવ્યો, પણ તેનાથી પણ વંચાયો નહિ. આથી હેડમાસ્તરે તે રિપોર્ટ પોતાના આસિસ્ટંટને બતાવ્યો અને મહામુશીબતે બધાએ એકઠા થઈ ઘણોખરો ભાગ બેસાડ્યો. પરંતુ એક વાક્ય તો કોઈથી બેઠું નહિ, તેથી ઇન્સ્પેક્ટર સાહેબને તે સ્પષ્ટ લખી મોકલવા વિનતિ કરવામાં આવી. તેમણે તે ફરી લખી મોકલ્યું. તે વાક્ય નીચે મુજબ હતુંઃ—'પહેલા વર્ગના અક્ષર વધારે સ્પષ્ટ હોત તો સારું.'

# સૉક્રેટીસ અને તેની શિક્ષણપદ્ધતિ.

( ચાલુ પૃષ્ઠ ૮૦ થી. )

એરિસ્ટોનો પુત્ર ગ્લૉકો માત્ર વીસ વર્ષનો હતો, તોપણ ઍથન્સના પ્રજાસત્તાક રાજ્યમાં પ્રધાનપદ મેળવી રાજ્યતંત્ર ચલાવવાની તેનામાં એટલી બધી ઉત્કંઠા હતી કે જ્યાં ત્યાં એ વિષયપર તે ભાષણ આપતો. આમ પોતે ઉપહાસને પાત્ર થતો તે અટકાવવાની તેનાં કોઈ સગાં કે સ્નેહીમાં શક્તિ ન હતી. પ્લેટોનો મિત્ર હોવાથી સૉક્રેટીસ તેને ચહાતો હતો, તેથી છેવટે તેણે એની અયોગ્ય ઇચ્છા દૂર કરવાનું માથે લીધું અને તેમાં તે ફતેહ પામ્યો. ગ્લૉકોને મળ્યો એટલે સૉક્રેટીસે તેની સાથે નીચે પ્રમાણે સંભાષણ કર્યું:—

સૉક્રેટીસ—પ્રિય ગ્લૉકો, તમારી ઇચ્છા પ્રજાસત્તાક રાજ્યમાં પ્રધાનપદ મેળવવાની છે. ખરું કેની ?

ગ્લૉકો—હા, એમજ છે.

સૉક્રેટીસ—ખરેખર, એ ઘણી સારી ઇચ્છા છે. પ્રધાનપદ પ્રાપ્ત થશે એટલે તમે તમારી મરજી મુજબ વર્તી શકશો, તમારાં સગાંસ્નેહીઓનું ભલું કરી શકશો, સમગ્ર પ્રજાનું કલ્યાણ કરી શકશો, અને તમારી કીર્ત્તિ સ્વદેશમાં તેમજ પરદેશમાં ફેલાવી શકશો.

આ પ્રમાણે સૉક્રેટીસે તેની કલ્પનાશક્તિને પ્રોત્સાહિત કરી અને પોતે જે કંઈ કહે તે તરફ તેનો પ્રેમ ઉત્પન્ન કર્યો. પછી તેને પૂછ્યું–

'પણ આ પ્રમાણે દેશમાં માન પ્રાપ્ત કરવા ઇચ્છો છો તો દેશની કોઈ પણ ઉપયોગી સેવા બજાવવા પણ ઇચ્છતાજ હશો; કેમકે દેશનું હિત કર્યા વગર તો સન્માન મેળવી શકાયજ નહિ. ત્યારે મારા મિત્ર, પ્રથમ તમે દેશની કઈ સેવા બજાવવા ઇચ્છો છો તે તો કહો.'

ગ્લૉકોને શો જવાબ દેવો તે સૂઝ્યું નહિ તેથી તે કંઈ બોલ્યો નહિ. એટલે સૉક્રેટીસે કહ્યું, 'હું ધારું છું કે પ્રથમ તમે દેશનું દ્રવ્ય વધારવા ઇચ્છશો; કેમકે આપણે આપણા કુટુંબનું કલ્યાણ કરવું હોય તો પ્રથમ તેની દ્રવ્યસંપત્તિ વધારવી જોઇએ.

ગ્લૉકો—ખરેખર મારી એજ ઇચ્છા છે.

સૉક્રેટીસ—પણ એમ કરવું હોય તો દેશની આવક વધારવી જોઈએ.

ગ્લૉકો—હા, બરાબર છે.

સૉક્રેટીસ—ત્યારે પ્રિય મિત્ર, પ્રથમ તો મને કહો કે દેશની આવક કેટલી છે અને કયે કયે માર્ગે પ્રાપ્ત થાય છે. મને તો ખાતરી છે કે તમે એ બાબતનું સારૂં સંશોધન કર્યુંજ હશે, કે જે માર્ગથી ઉપજ થવી જોઈએ તેટલી ન થતી હોય ત્યાં ઉપાયો યોજવામાં આવે.

ગ્લૉકો—હું પ્રતિજ્ઞા કરૂં છું કે એ બાબતનો મેં કદી વિચાર કર્યો નથી.

સૉક્રેટીસ—વારૂ, ત્યારે એ પ્રજાસત્તાક રાજ્યનો વાર્ષિક ખરચ કેટલો છે તે મને કહો; કેમકે હું ધારૂં છું કે તમારો વિચાર નકામો ખરચ ઓછો કરવાનો હોવોજ જોઈએ.

ગ્લૉકો—એ બાબત પણ મેં કંઈ વિચાર કર્યો નથી.

સૉક્રેટીસ—ત્યારે આપણે રાજ્યની સંપત્તિ વધારવાનો વિચાર હાલ દૂર રાખવો જોઈએ; કેમકે જ્યાંસુધી ખરચની અને આવકની આપણને માહીતી નથી ત્યાંસુધી આપણે સંપત્તિ શી રીતે વધારી શકીએ?

ગ્લૉકો—તોપણ રાજ્યની સંપત્તિ તો શત્રુનાં રાજ્યો લૂટીને વધારી શકાય.

સૉક્રેટીસ—બેશક, પણ એમ ક્યારે થાય કે જ્યારે આપણા રાજ્યની શક્તિ પરરાજ્ય કરતાં વિશેષ હોય ત્યારે; કેમકે આપણામાં શક્તિ ન હોય તે પરરાજ્યનું દ્રવ્ય લૂટવા પ્રયાસ કરીએ તો આપણું હોય તે પણ ખોઈ બેસીએ, માટે પરરાજ્યપર હુમલો કરવા પહેલાં આપણે આપણા રાજ્યનું સેનાબળ તેમજ પરરાજ્યનું સેનાબળ કેટલું છે તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું જોઈએ.

ગ્લૉકો—આપનું કહેવું વાજબી છે.

સૉક્રેટીસ—ત્યારે આપણું જમીનનું અને દરીઆઈ લશ્કર કેટલું છે અને શત્રુનું કેટલું છે તે કૃપા કરી કહો.

ગ્લૉકો—એ બેમાંનું એકે હું એકદમ તમને કહી શકતો નથી.

સૉક્રેટીસ—કદાચ તમારી પાસે લખી રાખ્યું હશે. એમ હોય તો તમે વાંચશો તે હું ખુશીથી સાંભળીશ.

ગ્લૉકો—ના, એમ પણ નહિ બને. મેં એ સંબંધી હજી કંઈ ગણતરી કરી નથી.

સૉક્રેટીસ—ત્યારે મને લાગે છે કે આપણે ટૂંકા વખતમાં પરરાજ્ય સાથે લડાઈ કરી શકીશું નહિ; કેમકે તમારે પ્રધાનપદ મેળવી ઘણી બાબતોનો વિચાર કરવાનો છે; તેમાં પ્રથમજ એ બાબતનો વિચાર થઈ શકશે નહિ. પણ મારી ખાતરી છે કે તમે આપણા કિનારાનું રક્ષણ કરવા કેટલું લશ્કર જોઈશે અને ક્યાં ક્યાં ને કેટલું કેટલું લશ્કર ગોઠવવું પડશે તેનો તો વિચાર કીધોજ હશે; કેમકે જેટલા લશ્કરની જરૂર હોય તેટલું રખાય અને બાકીનાને રજા અપાય.

ગ્લૉકો—મારો તો એવો અભિપ્રાય છે કે બધા લશ્કરને રજા આપવી; કેમકે દેશનું સંરક્ષણ કરવાને બદલે તેઓ માત્ર દેશમાંજ લૂટફાટ કરે છે.

સૉક્રેટીસ—ત્યારે આપણા દેશપર શત્રુ ચઢી આવે તો શી રીતે આપણો બચાવ કરવો? આપણા સિપાઈઓ દેશનું રક્ષણ કરવાને બદલે લૂટફાટ કરે છે એવી ખબર તમને કોણે આપી? એ બાબતની તમે જાતે તપાસ કરી છે?

ગ્લૉકો—ના, પણ મને એ બાબતનો ઘણો શક છે.

સૉક્રેટીસ—ત્યારે આપણે અટકળપર આધાર ન રાખતાં એ બાબતનું પૂરેપૂરું જ્ઞાન મેળવી ખાતરી કર્યા પછી સેનેટમાં એ વિષે ચર્ચા કરવી.

ગ્લૉકો—કદાચ એજ ઉત્તમ માર્ગ થઈ પડશે.

સૉક્રેટીસ—આપણી રૂપાની ખાણોની સ્થિતિ અગાઉ ઘણી સારી હતી તે હાલ બગડતી જાય છે, તેનું કારણ શોધવા તમે ઘણી વાર તેની મુલાકાત લીધી હશે?

ગ્લૉકો—ના, હું તો એકે વાર ત્યાં ગયો નથી.

આ પ્રમાણે ઘણા વિષયો વિષે પ્રશ્નો પૂછી સૉક્રેટીસે ગ્લૉકોની ખાતરી કરી આપી કે રાજ્યતંત્રીને ઘણી બાબતોના પૂર્ણ જ્ઞાનની જરૂર છે. છેવટે તેણે ગ્લૉકોને કહ્યું કે 'તમારે પ્રજાની પ્રીતિ ને સન્માન બીજા સર્વ કરતાં વિશેષ મેળવવાં હોય તો જે કામ માથે લેવા ઇચ્છતા હો તે વિષે તમારું જ્ઞાન બીજા સર્વ કરતાં વધારે હોવુંજ જોઈએ. આમ થયા પછી તમારો વિચાર આપણા રાજ્યમાં પ્રધાનપદ મેળવવાનો હશે કે તરતજ તમને ફત્તેહ મળ્યા વિના રહેશેજ નહિ, એવી મારી ખાતરી છે.'

સૉક્રેટીસનું ગૉર્જિયસ સાથેનું સંભાષણ પણ સુપ્રસિદ્ધ છે. ગૉર્જિયસ

વક્તૃત્વશક્તિના લાભ વિષે ભાષણ કરતો હતો, તેની સાથે સૉક્રેટીસે એક પ્રસંગે નીચે પ્રમાણે સંભાષણ કર્યું:—

સૉક્રેટીસ—વક્તૃત્વ એટલે શું?

ગૉર્જિયસ—કેમ, એ તો એક મોટું શાસ્ત્ર છે.

સૉક્રેટીસ—પણ શેનું શાસ્ત્ર છે?

ગૉર્જિયસ—શબ્દોનું.

સૉક્રેટીસ—પણ કયા શબ્દોનું? વૈદ્ય રોગીને જે શબ્દો કહે તેનું એ શાસ્ત્ર ખરું કે નહિ?

ગૉર્જિયસ—ના, બેશક નહિ.

સૉક્રેટીસ—ત્યારે વક્તૃત્વને બધા શબ્દો સાથે સંબંધ નથી.

ગૉર્જિયસ—બેશક, નહિ.

સૉક્રેટીસ—તોપણ તેથી માણસમાં બોલવાની શક્તિ આવે છે.

ગૉર્જિયસ—અલબત, એજ એ શાસ્ત્રનો ઉદ્દેશ છે.

સૉક્રેટીસ—ત્યારે એ શાસ્ત્રનો ઉદ્દેશ જે વિષયપર બોલવામાં આવે છે તે વિષયપર વિચાર કરતાં શિખવવાનો છે કે નહિ?

ગૉર્જિયસ—બેશક, છેજ.

સૉક્રેટીસ—પણ વૈદકશાસ્ત્રનો ઉદ્દેશ તો શિષ્યને રોગીને લગતી બાબતો વિષે બોલતાં ને વિચાર કરતાં શિખવવાનો છે. ત્યારે વૈદકશાસ્ત્ર એ વક્તૃત્વશાસ્ત્ર છે કે નહિ?

ગૉર્જિયસ—ના, ના.

આ પ્રમાણે જે જે શાસ્ત્રમાં બોલવાની અને વિચારવાની જરૂર પડે છે તે સર્વ શાસ્ત્રો વિષે અનુક્રમે સૉક્રેટીસે ગૉર્જિયસને પૂછ્યું ને તેની પાસે કબુલ કરાવ્યું કે વક્તૃત્વશાસ્ત્ર એ બધાથી જુદું છે. છેવટે ગૉર્જિયસે એમ કહ્યું કે વક્તૃત્વશાસ્ત્રનો ઉદ્દેશ શ્રોતાજનને સમજાવી આપણે તેમની પાસે જે કરાવવું હોય તે કરાવવાનો છે. બધાં રાજ્યકાર્યોમાં વક્તૃત્વશક્તિવાળો-જ પોતાનું કાર્ય સાધી શકે છે. સાધારણ માણસ કરતાં સારો વક્તા લોકમંડળ પર વધારે અસર કરી શકે છે તથા તેમનાં મનપર વધારે સત્તા મેળવી શકે છે. પછી સૉક્રેટીસે તેને પૂછ્યું, 'ધારો કે વહાણ બાંધવાના વિ-

પથનો વિચાર કરવાનો છે તો વક્તાની સલાહ લેવી કે વહાણુ બાંધનારની?' આવા આવા પ્રશ્નો પૂછી સૉક્રેટીસે ગૉર્જિયસને કહ્યું કે 'તમારી કળાથી લોકોને સમજાવી શકાય છે, પણ જ્ઞાન આપી શકાતું નથી, માટે એ કળા અજ્ઞાન અને વિચારશૂન્ય પુરૂષોને કામની છે.' આ ઉપરથી ગૉર્જિયસ યુક્તિ કરી ફરી ગયો ને કહ્યું કે 'મારી મતલબ એવી છે કે મોટી મોટી બાબતો જેવી કે રાજસભાને લગતી, સદ્ગુણ ને દુર્ગુણને લગતી, ન્યાય અને અન્યાયને લગતી વગેરે વિષે લોકોને સમજાવવા અને આપણું ધાર્યું તેમની પાસે કરાવવું. એ વક્તૃત્વશાસ્ત્રનો ઉદ્દેશ છે.' આ ઉપરથી સૉક્રેટીસે થોડાક પ્રશ્ન પૂછી તેની પાસે કબુલ કરાવ્યું કે જો એવો ઉદ્દેશ હોય તો વક્તાઓમાં એ મહાન્ વિષયો વિષે સાધારણ માણસો કરતાં વિશેષ જ્ઞાન હોવું જોઈએ, તેમજ તેમના કરતાં તેઓ વધારે ધર્મિષ્ઠ અને સદ્ગુણી હોવા જોઈએ. આ વાત ગૉર્જિયસને રૂચી નહિ, પણ તેને કબુલ કરવું પડ્યું કે વક્તાનો ધંધો આવાં શબ્દયુદ્ધ કરવાનોજ છે અને એવા યુદ્ધમાં તે માત થયો છે. જો કોઈ પુરૂષ અભિમાની હોય તો સૉક્રેટીસ સાથે આવાં શબ્દયુદ્ધમાં કદી ઊતરવું નહિ એવો નિશ્ચય કરે; પણ નમ્ર હોય તો તેને ખાતરી થયા વિના રહે નહિ કે પોતાનું જ્ઞાન કેવું અપૂર્ણ છે.

જ્યાંસુધી માણસ અજ્ઞાન હોય છે અને પોતે અજ્ઞાન છે એમ ન જાણતો હોવાથી પોતાના અજ્ઞાનથી સંતુષ્ટ હોય છે ત્યાંસુધી તે જ્ઞાન પ્રાપ્ત કરી શકતો નથી. જ્યારે પોતે અજ્ઞાન છે એમ તેને જ્ઞાન થાય છે અને તેથી મનમાં પોતાના અજ્ઞાનને માટે શરમ ઉત્પન્ન થાય છે ત્યારેજ તે જ્ઞાન સંપાદન કરી શકે છે. આ પ્રમાણે કોઈ પણ વિષયના જ્ઞાનના સંબંધમાં મનની ત્રણ સ્થિતિ પાડી શકાય: ૧. કેવળ અજ્ઞાનની સ્થિતિ, જે સ્થિતિમાં માણસને પોતાના અજ્ઞાનનું ભાન નથી, ૨. જેમાં અજ્ઞાનની સમજણ પડે છે અને તેથી શરમ લાગે છે એવી અજ્ઞાનની સ્થિતિ, ૩. જ્ઞાન મેળવ્યા પછીની માનસિક સ્થિતિ. જ્યાંસુધી મનુષ્યનું મન બીજી સ્થિતિમાં આવતું નથી ત્યાં સુધી તે ખરું જ્ઞાન પ્રાપ્ત કરી શકતું નથી. સૉક્રેટીસની પ્રશ્નપદ્ધતિનો હેતુ મનુષ્યના મનને ઉપરની ત્રણ સ્થિતિમાંની બીજી સ્થિતિમાં મૂકવાનો હતો; કેમકે જ્યાંસુધી તે સ્થિતિમાં મન આવ્યું નથી ત્યાંસુધી તે ત્રીજી

સ્થિતિમાં આવી શકતું નથી. જો કે સૉક્રેટીસની પ્રશ્નપદ્ધતિથી મનુષ્યને કંઈ નવા સિદ્ધાંતનું જ્ઞાન પ્રાપ્ત થતું ન હતું, માત્ર પોતાના અજ્ઞાનનુંજ ભાન થતું હતું અને તેથી તે સંતુષ્ટ થતો ન હતો, તોપણ સૉક્રેટીસ એમ સમજતો કે મનુષ્યને પોતાનું જ્ઞાન કેવું અપૂર્ણ, અપરિપક્વ, અને દૂષિત છે તેની બરાબર સમજણ પાડ્યા વગર તે જ્ઞાન પ્રાપ્ત કરી શકેજ નહિ. એમ કરવાથી તે પ્રજા પ્રત્યે પોતાની ફરજ બજાવતો.

વળી સૉક્રેટીસનું કહેવું એમ હતું કે માણસો વિવાદ કરતા પહેલાં શબ્દના અર્થનો નિશ્ચય કરતા નથી અને બરાબર સમજતા નથી. વિવાદમાં એકનો એક શબ્દ જુદા જુદા અર્થમાં વાપરવાથી તે ગુંચવાઈ જાય છે. અર્થ સ્પષ્ટ સમજ્યા પછી શબ્દો વાપરવાની ટેવ નાનપણથી પાડવી જોઈએ. એ કામ શિક્ષકનું છે: જ્યારે બાળકો નવાં વાક્યો બનાવી તે શબ્દ વાપરી શકે ત્યારેજ તેઓ તેનો અર્થ સમજ્યા એમ શિક્ષકે જાણવું.

**સૉક્રેટીસની પ્રશ્નપદ્ધતિનો શાળાની શિક્ષણપદ્ધતિ સાથે સંબંધ—**

બાળકોને પ્રશ્ન પૂછી શિખવવાના ૪ હેતુ હોઈ શકે:-

૧. તેને કેટલું જ્ઞાન છે તે જાણવું; કેમકે તે જાણ્યા વિના વિશેષ જ્ઞાન આપી શકાય નહિ.

૨. તેના સમજવામાં કેટલું ભૂલભરેલું છે અને તેને શું શું અઘરું લાગે છે તે શોધી કાઢવું.

૩. તેના મનને ચપળ કરી શિક્ષક જે કહેતો હોય તેમાં લીન કરવું.

૪. પોતાનું શિક્ષણ કેટલે દરજ્જે સફળ થયું છે તે જાણવું.

સૉક્રેટીસના પ્રશ્નનો હેતુ લોકોમાં કેટલું અજ્ઞાન છે તેનું ભાન કરાવવાનો હતો. વિવાદમાં તેઓ જે શબ્દો વાપરતા હતા તે શબ્દોનું પણ તેમનું જ્ઞાન કેવું અપરિપૂર્ણ અને અનિશ્ચિત હતું તે તેઓને પ્રશ્ન પૂછી જણાવવું એવો સૉક્રેટીસનો આશય હતો. શિક્ષકનો પ્રશ્ન પૂછવાનો હેતુ વિદ્યાર્થિને અજ્ઞાનનું ભાન કરાવી તેને હલકા પાડવાનો નથી; પરંતુ તેમને નિશ્ચિત અને પરિપૂર્ણ જ્ઞાન આપવાનો તેમજ કંઈપણ બાબત બીજાઓના કહેવા ઉપરથીજ માની ન લેવાની, પરંતુ તે વિષે બારીક તપાસ કરી તેમાં શું સત્ય છે તે શોધી કાઢવાની ટેવ પાડવાનો છે. બંને પદ્ધતિમાં જ્ઞાનની અપૂર્ણતા અને અનિશ્ચિતતા દૂર કરવાનો હેતુ સામાન્ય છે, માટે સૉક્રેટીસ

જેવા વિદ્વાન્ તત્ત્વજ્ઞાનીની પદ્ધતિ જાણવી જરૂરની છે. શુદ્ધ વિચાર કરતાં અને તેને અસંદિગ્ધ અને સરળ ભાષામાં દર્શાવતાં શિખવવું એ સૉક્રેટીસની ધારણા હતી, અને એજ ધારણા શિક્ષકની પણ હોવી જોઈએ. ફ્રિચ કહે છે કે 'સાધારણ બુદ્ધિવાળા અંગ્રેજોને ગંભીર વિષયો ઉપર ગુંચવાયા વગર શુદ્ધ અને અસંકીર્ણ વિચારો કરતાં અને સરળ ભાષામાં દર્શાવતાં અઘરું પડે છે તેનું કારણ એ છે કે શિક્ષણમાં સંભાષણપદ્ધતિનો જોઈએ તેટલો ઉપયોગ કરવામાં આવતો નથી. અમુક વિષય વિષે વિદ્યાર્થી શું જાણે છે તે તેને તેના પોતાના શબ્દોમાં કહેવડાવવાની પદ્ધતિનો પ્રયોગ જોઈએ તેટલો થતો નથી; તેમજ અમુક બાબત વિષે તેનો જે અભિપ્રાય હોય તે પ્રતિપાદન કરાવવાનું શિક્ષણ જોઈએ એટલું આપવામાં આવતું નથી.' સૉક્રેટીસની પદ્ધતિ વ્યાકરણ, વિદ્યા, કે ગણિતના વિષયોને બહુ લાગુ ન પાડી શકાય, પણ ઇતિહાસમાં કોઈ મહાન્ પુરૂષનું જીવનચરિત શિખવવામાં કે અર્થશાસ્ત્રની કેટલીક સહેલી બાબતો જેવી કે કામની વહેંચણ, કર, મુસારો, દ્રવ્ય, મૂડી વગેરેનું જ્ઞાન આપવામાં સારી રીતે લાગુ પાડી શકાય.

સૉક્રેટીસે કોઈ નવો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો નથી કે નવો પંથ સ્થાપ્યો નથી, પણ સ્થાપિત સિદ્ધાંતો કેવા ભૂલભરેલા હતા અને લોકોનું જ્ઞાન કેવું અપૂર્ણ અને અનિશ્ચિત હતું તે તેણે દર્શાવ્યું છે. તે કોઈ પણ પક્ષમાં ભળતો ન હતો અને સર્વ પક્ષના કેટલાક વિચારો અને સિદ્ધાંતો ભૂલભરેલા છે એમ દર્શાવતો, તેથી ઍથીનિયન લોકોની તેનાપર અપ્રીતિ થઈ. ઍનિટસ, મેલિટસ, અને લિકને તેના ઉપર બે તહોમત મૂક્યાં: એક તો એ કે લોકમાં ચાલતા મતને તે માનતો નથી, અને બીજું એ કે જુવાનીઆઓને શંકાશીલ બનાવી બગાડે છે. ૫૫૦ સભાસદોથી બનેલી જ્યુરીના સમક્ષ તેનું કામ ચાલ્યું, અને પાંચ વધુ મતે તેને ગુનેગાર ઠેરવ્યો તથા મોતની શિક્ષા કરી. સૉક્રેટીસે પોતાનો બચાવ કરવામાં જાહેર ભાષણકર્તાઓની કોઈ પણ યુક્તિનો પ્રયોગ કર્યો નહિ, પણ શાન્ત રીતે કહ્યું કે 'મેં જે પ્રશ્નપૂછી લોકોને પોતાના અજ્ઞાનનું ભાન કરાવવાનું કામ માથે લીધું છે તે ઇશ્વરપ્રેરણાથી માથે લીધું છે અને મારે એ મારું કર્તવ્ય કરતાં અટકવું એવી શરતે હું મોતની શિક્ષા માફ કરાવવા ઇચ્છતો નથી.' સૂર્ય અસ્ત પામે એટલે ઝેરનો પ્યાલો આપવામાં આવે તે તેણે પીવો એવો તેની શિક્ષાનો ઠરાવ

હતો. તેને ગુનેગાર ઠેરવી કેદખાનામાં નાંખ્યો તે દિવસ અને મરણને માટે નિર્મેલા દિવસની વચ્ચે તેના કેટલાક મિત્રોએ કેદખાનામાંથી તેને નસાડવાની યુક્તિઓ રચી અને ક્રાઇટોએ તેની પાસે જઈ તે યુક્તિ દર્શાવી. આ ઉપરથી સૉક્રેટીસે પોતાની રીત પ્રમાણે શાંત રીતે દેશના કાયદાના સંબંધમાં પ્રજાની કેવી ફરજ છે તે વિષે તેને પ્રશ્ન કર્યા, અને તેને ખાતરી કરી આપી કે જે સત્ય અને ન્યાયને માટે તેણે ૮૦ વર્ષ સુધી લોકોને ઉપદેશ કર્યો હતો તેનું પોતે ઉલ્લંઘન કરવું યોગ્ય નથી. ઝેર પીવાને સમયે તેની પાસે તેના મિત્રોનું ટોળું ભેગું થયું હતું, તે બધા મિત્રો તેની સાથે સંભાષણ કરતાં ગદ્ગદિત થઈ ગયા, પણ તેણે હમેશની શાંતિ છોડી નહિ. સર્વાસ્ત સમય પાસે આવ્યો એટલે દરોગો એના ઓરડામાં આવ્યો અને કહ્યું, 'હું માત્ર સરકારના હુકમથી તમને ઝેરનો પ્યાલો પીવાનું ફરમાવવા આવ્યો છું. તમારા જેવા નમ્ર અને શિષ્ટ પુરુષ મેં જોયા નથી. મારે કહેવું પડે છે તેમાં મારો દોષ નથી તે તમે જોશો.' એમ કહી તે રડતો રડતો ચાલ્યો ગયો. સૉક્રેટીસે પોતાના મિત્રો પાસે બેઠા હતા તેમની તરફ ફરીને કહ્યું, 'આ દરોગો કેવો માયાળુ છે. એ મારે માટે કેવા ઉદાર ચિત્તથી રૂદન કરે છે.. ઝેરનો પ્યાલો તૈયાર છે?' તેના એક મિત્રે કહ્યું, 'હું ધારું છું કે સૉક્રેટીસ, હજી સૂર્ય બરાબર અસ્ત પામ્યો નથી. ઘણા માણસોએ વાળુ કર્યા પછી રાત્રે આવો પ્યાલો પીધો છે એમ મેં સાંભળ્યું છે.' સૉક્રેટીસે કહ્યું, 'તમે કહો છો તેમને તેમ કરવાને કારણ હશે, પણ મારે એમ ન કરવાનાં કારણ છે. હું ધારું છું કે વિલંબ કર્યાથી જીંદગી મને બહુ વહાલી છે એવું લોકોમાં મારું હાસ્ય થશે; એ સિવાય બીજો કંઈ લાભ થવાનો નથી. હવે હું તમને છેલ્લી સલામ કરીને તમારું કલ્યાણ ઇચ્છું છું. આપણે આપણે રસ્તે પડીએ છીએ. તમે જીવો છો અને હું મરણ પામું છું. પણ એ બે માર્ગમાં કયો ઉત્તમ છે તે આપણામાંના કોઈથી કહી શકાય એમ નથી.'

આ પ્રમાણે મહાન્ સૉક્રેટીસની પ્રાચીન વાર્તા પૂરી થાય છે. એ ઇતિહાસ પ્રાચીન અને અપરિચિત છે તો પણ એમાંથી નીતિનું શિક્ષણ સર્વ કાળે અને સર્વ દેશમાં મળે છે. સૉક્રેટીસનું ઘણું શિક્ષણ હાલ નકામું થઈ પડ્યું છે. પરંતુ એણે જે દોષો જોયા હતા તેવા દોષો બધા જમાનામાં જોવામાં આવશે. તેને ઘણા વિદ્વાનો સૂક્ષ્મ પરીક્ષા કર્યા વિના અમુક મત અ-

હણ કરનારા માલમ પડયા. જો તેઓએ બારીક તપાસ કરી હોત તો તેમનેજ ઘણું શંકા પડતું માલમ પડયા વિના રહેત નહિ. સમજ્યા વગર ગ્રહણ કરેલા મતો, પરીક્ષા કર્યા વિના કબુલ કરેલા પરસિદ્ધાન્તો, અર્થ વિનાના શબ્દો, અને પ્રમાણ વગર દુરાગ્રહથી પકડી રાખેલા અભિપ્રાયોપર સૉક્રેટીસ સંભાષણપદ્ધતિથી અતિશય ટીકા કરતો. આ દોષો સર્વ જમાનામાં માલમ પડ્યા વિના રહેવાના નથી, તેથી સૉક્રેટીસની પદ્ધતિ સર્વ જમાનામાં અત્યુપયોગી થઈ પડે તેવી છે.

---

# પદાર્થપાઠો.

## રંગ.

### બાળવર્ગ.

આ વર્ગમાં શિક્ષકે બાળકોને મુખ્ય રંગોનું ભાન કરાવવું. રાતા રંગનું ભાન કરાવવાની રીત નીચે નમુના દાખલ આપી છે તે મુજબ બધા રંગોનું ભાન કરાવી શકાશેઃ—

શિક્ષકે ભોંયપર રૂમાલ પાથરી તેપર રંગનાં પત્તાંનો ઢગલો કરવો. પછી તેમાંથી રાતા રંગનું પત્તું લઈ કેટલાંક છોકરાંને તેવાં પત્તાં ખોળી કાઢવા કહેવું. છોકરાં ખોળી કાઢે એટલે કોઈએ ભૂલ કરી હોય તો તે બીજાં છોકરાં પાસે સુધરાવવી. ત્યારપછી બીજા રંગનાં પત્તાં બતાવી તે હમણાં બતાવ્યું હતું તેને મળતાં છે કે કેમ તે પૂછવું. આ પ્રમાણે કેટલીક મહાવરો કરાવવાથી છોકરાંની નજર અમુક રંગના પત્તાપર ચોંટશે, અને તે રંગની છાપ તેના મગજપર પડશે. ત્યારપછી શિક્ષકે તે રંગનું નામ આપવું, અને 'આ પત્તું લાલ રંગનું છે' એમ બધાં છોકરાં પાસે મોટેથી બોલાવવું. પછી લાલ રંગનાં પત્તાં એક પછી એક ઢગલામાંથી લઈ જુદાં જુદાં છોકરાંને પૂછવું, 'આનો રંગ કેવો છે?' કોઈ છોકરું ભૂલ કરે તો બીજાને તે ભૂલ સુધારવા કહેવું. છોકરાં પાસે પૂર્ણ વાકયમાં જવાબ લેવા. જ્યાંસુધી તે પૂર્ણ વાકયમાં જવાબ આપી શકે નહિ ત્યાંસુધી શિક્ષકે જાતે સુધરાવતા જવું અથવા બીજાં છોકરાંને સુધારવા કહેવું. ત્યારપછી છોકરાં પાસે લા-

લ રંગની વસ્તુઓ હોય અથવા શિક્ષકે વર્ગમાં લાવી મૂકી હોય તો તે એક પછી એક બતાવી તેનો રંગ કેવો છે તે પૂછવું. ત્યારપછી છોકરાંએ ઘેર લાલ રંગની વસ્તુઓ જોઈ હોય તે ગણાવી જવા કેટલાંકને કહેવું; અથવા લાલ વસ્તુઓનાં એક પછી એક નામ લઈ તેનો રંગ કેવો છે તે પૂછી જવું. છેવટે નીચેના સવાલો પૂછી પુનરાવર્ત્તન કરવું:—

(લાલ પત્તું લઈ) આ પત્તાનો રંગ કેવો છે?
તમારી પાસે લાલ રંગની કઈ કઈ વસ્તુઓ છે?
તમે ઘેર કઈ કઈ લાલ રંગની વસ્તુઓ જુઓ છો?
કંકુ, ઇંટ, પાણીની ગોળી, વગેરેનો રંગ કેવો છે?

ટીપ—૧. આ વર્ગમાં કાળા, ધોળા, રાતા, પીળા, અને લીલા રંગનું ભાન કરાવી શકાશે.

૨. આ વર્ગમાં કોઈ પાઠ વીસ કે પચીસ મિનિટથી વધારે વખત ચાલવો ન જોઈએ. વધારે વખત ચાલવાથી બાળકો કંટાળે છે અને ધ્યાન આપતાં નથી, તેથી વધારાનું શિક્ષણ ફળદાયી નીવડતું નથી. ઉપર મુજબ કોઈ રંગનું ભાન એક પાઠમાં ન કરાવી શકાય તો સંબંધ જાળવીને બધી હકીકત બે પાઠમાં શિખવવી, અને દરેક પાઠને છેડે પુનરાવર્ત્તન કરવું.

૩. જો નિશાળમાં કિન્ડરગાર્ટનની ૧લી બક્ષિસની પેટીઓ આપેલી હોય તો પત્તાંને બદલે દડાથી રંગોનું ભાન કરાવી શકાશે.

૪. **લાલ** રંગનું ભાન કરાવતી વખતે પાણીની ગોળી, સળગતા કોયલા, તપાવેલું લોઢું, મરઘાની કલગી તથા ઝુલ, કરેણના તથા જાસુસનાં ફૂલ, ઇંટ, પાકાં બોર, કંકુ, વર્ગના કેટલાક છોકરાની લાલ રંગની ટોપીઓ, લાલ કાગળ, લાલ પૂંઠાની ચોપડી, વગેરે વસ્તુઓ તરફ, **ધોળા** રંગનું ભાન કરાવતી વખતે ધોળા કાગળ, ચોપડીનાં પાનાં, ધોળાં લૂગડાં-ધોતિયાં વગેરે, રૂપું, કલાઈ, ચૂનો, ચાક, રૂ, બગલું, વગેરે તરફ, **કાળા** રંગનું ભાન કરાવતી વખતે કોયલા, કાળા રંગની ટોપીઓ તથા ડગલીઓ, લેંસ, કાગડો, દેવચકલી, સમડી, બાવળનું થડ, કાજળ, વેગણ, કાળું પાટિયું, શાહીની ચીજો, ચોપડીનું કાળું પૂંઠું, વગેરે તરફ, **પીળો** રંગનું ભાન કરાવતી વખતે

હળદર, પાકી કેરી, પાકાં લીંબુ તથા કેળાં, પીળા કાગળ; પાકાં પાંદડાં, પીળી માટી, કાંગર, વગેરે તરફ, અને લીલા રંગનું ભાન કરાવતી વખતે આકડાનાં પાંદડાં, કાચી કેરી, કાચાં બોર, કાચાં જામફળ, કાચું લીંબુ, કાચી રાયણ, કાચુ દાડમ, પોપટ, મોરનાં પીંછાં, લીલા રંગની ટોપીઓ, વગેરે તરફ છોકરાંનું લક્ષ ખેંચવું અને તેમાંની બને તેટલી વસ્તુઓ વર્ગમાં લાવી રાખવી.

---

## ૧લું ધોરણ.

આ વર્ગમાં વાદળી, જાંબુઓ, તથા નારંગી એ રંગોનું ઉપર બાળવર્ગમાં જણાવ્યા મુજબ ભાન કરાવવું. પછી મૂળ રંગો ઉપરથી બનતા મિશ્ર રંગો કરી બતાવવાઃ—

શિક્ષકે બજારમાંથી લાલ, પીળો, અને વાદળી એ ત્રણ રંગના ભૂકા આણી મેજપર મૂકવા, અને તે કયા કયા રંગના ભૂકા છે તે છોકરાંને પૂછી જવું. પછી પ્યાલામાં પાણી લઈ એક છોકરાને બોલાવી લાલ રંગના પડીકામાંથી એક ચમચો રંગ લઈ પાણીમાં નાખવા કહેવું. છોકરાંને પૂછવું કે 'આ કયો રંગ નાખવામાં આવ્યો?' ત્યારપછી એક બીજા છોકરાને બોલાવી પીળા રંગના પડીકામાંથી એક ચમચો લઈ તેજ પ્યાલામાં નાખવા કહેવું. છોકરાંને પૂછવું કે 'આ કયો રંગ નાખવામાં આવ્યો?' 'પહેલાં આમાં કયો રંગ નાખ્યો હતો?' 'આ પ્યાલામાં કયા બે રંગ એકઠા થયા?' ત્યારપછી બીજા કોઈ છોકરાને બોલાવી એક દાતણવતી પ્યાલામાંનું પાણી હલાવવા કહેવું. હવે છોકરાંને પૂછવું કે, 'આ કયો રંગ થયો?' છોકરાંને પહેલાં નારંગી રંગનું ભાન કરાવ્યું છે એટલે 'આ નારંગી રંગ બન્યો' એમ તેઓ જવાબ આપી શકશે. 'ત્યારે આપણે નારંગી રંગ બનાવવાને કયા કયા રંગો એકઠા કર્યા?' 'શી રીતે એકઠા કર્યા?' 'નારંગી રંગની કયી કયી વસ્તુઓ તમે જોઈ છે?' વગેરે સવાલ પૂછવા. ત્યારપછી આ પ્રયોગ બે ચાર વખત છોકરાઓ પાસે ફરીથી કરાવવો. છેવટે નીચે મુજબ પ્રશ્ન પૂછીને પુનરાવર્તન કરવુંઃ—

આ પ્યાલામાં આપણે કયા કયા રંગ નાખ્યા?

એ બે રંગ એકઠા થવાથી કયો રંગ બન્યો?

નારંગી રંગ કયા બે રંગ એકઠા કરવાથી બન્યો?

આ પ્રમાણે બીજા બે પાઠોમાં લાલ તથા વાદળી રંગ એકઠા કરાવી જાંબુઓ રંગ બનાવી બતાવવો, અને પીળો તથા વાદળી એકઠા કરાવી લીલો રંગ બનાવી બતાવવો.

ત્યારપછી કયા રંગોને મૂળ રંગ કહે છે અને શાથી, તથા કયા રંગોને મિશ્ર રંગ કહે છે અને શાથી તે સમજાવવું:—

શિક્ષકે પ્રથમ નીચેના સવાલ પૂછવા:—

'આ મેજ ઉપર આપણે પ્રથમ કયા કયા રંગ લાવીને મૂકયા હતા?' 'તેમાંથી કયા કયા નવા રંગ બનાવ્યા હતા?' 'નારંગી રંગ કયા રંગો એકઠા કરીને બનાવ્યો હતો?' 'લીલો રંગ કયા રંગ એકઠા કરીને બનાવ્યો હતો?' 'જાંબુઓ રંગ કયા રંગ એકઠા કરીને બનાવ્યો હતો?' 'દરેક નવો રંગ બનાવવાને કેટલા રંગ એકઠા કરવા પડયા હતા?' વગેરે.

છોકરાં પાછલા પાઠોમાં શીખી ગયાં છે તેથી આ સવાલોના જવાબ આપી શકશે. ત્યારપછી શિક્ષકે નવા રંગોને મિશ્ર રંગ નામ આપવું. પછી પૂછવું કે 'આપણે કયા રંગોને મિશ્ર રંગો એવું નામ આપ્યું?' 'નારંગી (મિશ્ર) રંગ કયા બે રંગ એકઠા કરવાથી બને છે?' 'જાંબુઓ (મિશ્ર) રંગ કયા બે રંગો એકઠા કરવાથી બને છે?' 'લીલો (મિશ્ર) રંગ કયા બે રંગો એકઠા કરવાથી બને છે?' 'જે રંગોને આપણે મિશ્ર રંગો નામ આપ્યું તે કેટલા કેટલા રંગ એકઠા કરવાથી બને છે?' 'બધા મિશ્રરંગ બનાવવાને આપણે કયા રંગો તૈયાર રાખવા પડે છે?' 'ટેબલપર તૈયાર રાખેલા રંગોમાંથી આપણે જે નવા રંગો બનાવ્યા, તેને શું નામ આપ્યું?' વગેરે.

ત્યારપછી શિક્ષકે મેજપરના ત્રણ રંગો અને નવા બનાવેલા ત્રણ મિશ્ર રંગોમાંના બબ્બે કે વધારે એકઠા કરી છોકરાંને બતાવવું કે એવા મિશ્રણથી અસલનો મેજપરનો કોઈ રંગ બનતો નથી. આથી આપણે મેજપરના રંગોને મૂળ રંગ કહીએ છીએ. મૂળ રંગો એટલે જે બીજા કોઈના મિશ્રણથી બનતા નથી, પણ જેના મિશ્રણથી બીજા રંગો બને છે. મિશ્ર રંગો એટલે મૂળ રંગોમાંના બે રંગ એકઠા કરવાથી જે નવા રંગ બને છે તે. છેવટે નીચેના પ્રશ્નો પૂછી પુનરાવર્તન કરવું:—

મૂળ રંગ કયા કયા?
મિશ્ર રંગ કયા કયા?
લાલ, પીળો, ને વાદળી એ રંગોને મૂળ રંગ કેમ કહ્યા?
લીલો, જાંબુઓ, અને નારંગી એ રંગોને મિશ્ર રંગ કેમ કહ્યા?
કેટલા મૂળ રંગ મેળવવાથી મિશ્ર રંગ બને છે?

**ટીપ**—૧. આ વર્ગમાં કોઈ પાઠ અડધા કલાકથી વધારે વખત ચાલવો ન જોઈએ કોઈ પાઠ અડધા કલાકથી વધારે વખત ચાલે તેમ હોય તો સંબંધ જાળવીને તેના બે ભાગ કરવા, અને દરેક પાઠને છેડે પુનરાવર્તન કરવું.

૨. શિક્ષકે મૂળ રંગો એકઠા કરી નવા રંગો બનાવવાના પ્રયોગો છોકરાં પાસે કરાવવા. તેમ કરવાથી પાઠની હકીકત તેમના મગજમાં બરાબર ઠસે છે.

૩. શિક્ષકે ધીરજથી કામ લેવું; પૂર્ણ વાક્યોમાં જવાબ લેવા અને છોકરાં ભૂલો કરે તે સુધારવતા જવું. મૂળ રંગોનાં નામ પાટિયાપર લખવાં અને તેમાંથી મિશ્ર રંગ બનતા જાય તેમ નીચે મુજબ મોટે અક્ષરે પાટિયાપર લખતા જવું:—

| | |
|---|---|
| લાલ<br>પીળો<br>વાદળી | મૂળ રંગ. |
| લાલ + પીળો = નારંગી<br>પીળો + વાદળી = લીલો<br>લાલ + વાદળી = જાંબુઓ | મિશ્ર રંગ. |

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

ઑક્ટોબર સને ૧૯૦૨ની ત્રિમાસિકનું પરિણામ નીચે મુજબ છે:—

**પ્રશ્ન ૧લો**—આ પ્રશ્નના ઉત્તર ૧૦ જણ તરફથી મળ્યા હતા, તેમાંથી જીવાભાઈ દેશાઈભાઈ પટેલ, ઉતેલીઆ તા. ધોળકાના મહેતાજીને રૂ. ૨)નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૨જો**—આ પ્રશ્નના ઉત્તર ૮ જણ તરફથી મળ્યા હતા, તેમાંથી જીવાભાઈ દેશાઈભાઈ પટેલ, ઉતેલીઆ તા. ધોળકાના મહેતાજીને રૂ. ૧)નું ઇનામ આપવામાં આવ્યું છે.

પ્રશ્ન ૩જો—આ પ્રશ્નના ઉત્તર ૪ જણ તરફથી મળ્યા હતા, તેમાંથી ગણપતરામ અંબાશંકર, ગાંગડ તા. ધોળકાના મહેતાજીને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

---

ગઈ ત્રિમાસિકનું પરિણામ નીચે મુજબ છેઃ—

પ્રશ્ન ૧લો—આ પ્રશ્નના ઉત્તર ૧૬ જણ તરફથી મળ્યા હતા, તેમાંથી જયચંદ બેચર ઝવેરી, સ્પેશ્યલ પ્રવેશક ક્લાસ માસ્તર જુનાગઢ, ને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

પ્રશ્ન ૨જો—આ પ્રશ્નના ઉત્તર ૧૫ જણ તરફથી મળ્યા હતા, તેમાંથી ભગવાનજી દેવજી પંડયા, રાણાખીરસરા તા. પોરબંદરના મહેતાજીને રૂ. ૧) નું ઇનામ આપવામાં આવ્યું છે.

પ્રશ્ન ૩જો—આ પ્રશ્નના ઉત્તર ૧૨ જણ તરફથી મળ્યા હતા, તેમાંથી નીછાભાઈ ભવાનીશંકર ભટ, વટાર તા. પારડી જિલ્લે સુરતના મહેતાજીને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

---

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવાઃ —

(૧) તમારા ગામમાં અથવા આજુબાજુનાં ગામોમાં પ્લેગનો ઉપદ્રવ ચાલતો હોય તો તમારી નિશાળની સહીસલામતીને માટે શા શા ઉપાય યોજશો, તથા ગામના લોકોના ભલાની ખાતર શું શું કરી શકશો? ઇનામ રૂ. ૨)

(૨) બાળવર્ગના ચોથા વિષયમાં જણવ્યા મુજબ બે રસિક વાર્તાઓ લખો. ઇનામ રૂ. ૧)

(૩) કન્યાશાળાના પાંચમા ધોરણમાં સોયકામનો અભ્યાસ કયા ક્રમમાં ચલાવશો? (આ સવાલ માત્ર સ્ત્રીશિક્ષકોને માટે છે.) ઇનામ રૂ. ૨)

ટીપ—સ્પર્ધાના નિયમો માહે એપ્રિલ સને ૧૮૯૭ તથા માહે ઑક્ટોબર સને ૧૯૦૨ના શાળાપત્રમાં જોવા. તા. ૨૦મી મે પછી આવેલા ઉત્તર લક્ષમાં લેવાશે નહિ.

---

# કેળવણીખાતાની ખબરો.

## સરકારી ઠરાવ.

સિવિલ સાર્વિસ રેગ્યુલેશન્સની ૫૭૧મી કલમમાં પેન્શનની રકમ નક્કી કરવાને નોકરીનાં છેલ્લાં પાંચ વર્ષના પગારની સરાસરી લેવાનું ઠરાવ્યું છે તે મુદત ઘટાડીને ત્રણ વર્ષની રાખવા સંબંધીઃ—

હિંદ સરકારના મહેસુલ અને વ્યાપાર ખાતા તરફથી પેન્શન અને ગ્રેચ્યુટિના સબંધમાં હિંદના સ્ટેટ સેક્રેટરીને મોકલેલો પત્ર નં. ૨૭૧ તા. ૭–૮–૦૨.

૧. સિવિલ સર્વિસ રેગ્યુલેશન્સની ૫૭૧મી કલમમાં પેન્શનની રકમ નક્કી કરવાને નોકરીનાં છેલ્લાં પાંચ વર્ષના પગારની સરાસરી લેવાનું ઠરાવ્યું છે તે મુદત ઘટાડી ત્રણ વર્ષની રાખવાની અમે ભલામણ કરીએ છીએ તે આપ ધ્યાનમાં લેશો.

૨. ૧૬૨૮ અમલદારોની અરજ ધ્યાનમાં લઈ અમે આ ભલામણ કરી છે. આ અમલદારો ઘણે ભાગે સરકારી ઓફિસોમાં કલાર્કની જગાએ છે, અને સિવિલ સર્વિસ રેગ્યુલેશન્સના ૪થા ભાગમાં આપેલા પેન્શન સંબંધી સામાન્ય ધારાઓ તેમને લાગુ પડે છે. તેઓ પોતાની અરજમાં પેન્શન નક્કી કરવા માટેની મુદત સમૂળગી કાઢી નાખવાની કે તે ઘટાડી બહુ તો એક વર્ષની રાખવાની માગણી કરે છે આ બધી અરજીઓની મતલબ એક સરખી હોવાથી તેમાંની એક આ સાથે મોકલી છે.

૩. સને ૧૮૧૯ના પેન્શનના ધારાઓમાં નોકરીનાં છેલ્લાં ત્રણ વર્ષના પગારની સરાસરી ઉપર પેન્શનની રકમ નક્કી કરવાનું હતું. સને ૧૮૭૧ના પેન્શનના ધારાઓમાં આ મુદત વધારીને પાંચ વર્ષની રાખવામાં આવી હતી, અને ત્યારપછી જો કે આ મુદત ઘટાડવાને એક કરતાં વધારે વખત માગણી કરવામાં આવી હતી છતાં તેની તે મુદત આજસુધી કાયમ રહી છે.

૪. કરારથી નહિ બંધાયલા કેટલાક અમલદારો તરફથી આવેલી રજા અને પેન્શનના ધારામાં સુધારો કરવાની અરજીઓ હિંદ સરકારના મહેસુલ ખાતાના શેરા નં. ૧૭૫, તા. ૩૧–૮–૧૮૯૫ થી સ્ટેટ સેક્રેટરીને રવાના કરવામાં આવી હતી, તેમાં એક માગણી એ હતી કે પેન્શન નક્કી કરવામાં

નોકરીનાં છેલ્લાં પાંચ વર્ષ ગણતરીમાં લેવાય છે તે ઘટાડીને ત્રણ વર્ષની મુદત ગણતરીમાં લેવી. તુમાર મોકલી આપતાં હિંદ સરકારે આ અરજીપર જુદું ધ્યાન આપ્યું નહોતું, તેમજ સ્ટેટ સેક્રેટરીએ તે તુમારનો છેવટનો નિકાલ કર્યો ત્યારે પણ તે અરજીપર જુદું ધ્યાન આપ્યું નહિ. ફરીથી ઈ. સ. ૧૮૭૯માં હિંદ સરકારે પોતાના તા. ૨૭મી નવેમ્બરના કાગળ નં. ૩૮૯ થી ભલામણ કરી હતી કે ઈંગ્રેજોને લાગુ પડતા પેન્શનના ધારા સિવિલ સર્વિસના દેશી નોકરોને પણ લાગુ પડવા જોઈએ, અને હવે પછી તે કરારથી નહિ બંધાયલા નોકરોને પણ સામાન્ય રીતે લાગુ પડવા જોઈએ. ઈંગ્રેજોને લગતા ધારા લાગુ પાડવામાં પેન્શન નક્કી કરવા માટે પાંચ વર્ષની મુદતને બદલે ત્રણ વર્ષની મુદત રાખવાની બાબત આવતી હતી. સ્ટેટ સેક્રેટરીએ આ ભલામણ પૂરી મંજૂર રાખી નહિ, પણ દેશી સિવિલિયનોને માટે જે પેન્શનના ધારા તેમણે મંજૂર રાખ્યા તેમાં પેન્શનની રકમ છેલ્લાં ત્રણ વર્ષના પગારની સરાસરી ઉપર નક્કી કરવાનું ઠરાવ્યું. ત્રીજી અને છેલ્લી વખત આ બાબત ઇ. સ. ૧૮૮૬ માં સ્ટેટ સેક્રેટરી આગળ રજુ થઈ. ઇ. સ. ૧૮૮૩ ની સાલની અરજીઓ જે હિંદ સરકારના તા. ૨૧–૮–૧૮૮૬ ના શેરા નં. ૨૫૪ થી સ્ટેટ સેક્રેટરીને મોકલી આપવામાં આવી તેમાં એક માગણી એ હતી કે ત્રણ વર્ષના પગારની સરાસરી ઉપર પેન્શનની રકમ નક્કી થવી જોઈએ. આ માગણી મંજુર રાખવા હિંદ સરકારે ભલામણ કરી નહિ અને સ્ટેટ સેક્રેટરીએ તે મંજૂર રાખી નહિ.

૫. આ વખત અરજદારો માગણીમાં બહુ આગળ વધ્યા છે. તેઓ પહેલાંની અરજીઓની માફક પાંચ વર્ષની મુદત ઘટાડીને ત્રણ વર્ષની રાખવા માગતા નથી, પણ આ મુદત સમૂળગી કાઢી નાખવા (એટલે પેન્શન ઉપર જતા અવલ જે પગાર હોય તે ઉપર પેન્શનની રકમ નક્કી કરવા) અથવા તો તે મુદત ઘટાડીને એક વર્ષની રાખવા અરજ કરે છે.

પેન્શન ઉપર જતા અવલ જે પગાર મળતો હોય તે ઉપર પેન્શન નક્કી કરવાની અથવા તો પાંચ વર્ષની મુદત ઘટાડીને એક વર્ષની રાખવાની અરજને અમે ટેકો આપતા નથી, તોપણ ધ્યાન દઈ વિચાર કરતાં એવા નિર્ણય ઉપર આવીએ છીએ કે હાલના ધારાઓમાં જણાવેલી

૫ વર્ષની મુદત ઘણી લાંબી છે. કોઈ નોકરને પોતાની નોકરીમાં વધારેમાં વધારે પગાર મળે તે તેણે બજાવેલી સરકારી નોકરીની ખરેખરી તુલના છે, અને પગારમાં એકાએક વધારો થયો હોય તેને લીધે થતી અસર ઓછી કરવા માટે પેન્શનની રકમ નક્કી કરવા નોકરીના છેલ્લા વર્ષ કરતાં વધારે મુદત લેવી એ વાજબી છે, તોપણ પાંચ વર્ષની લાંબી મુદત રાખવી એ અમે ઠીક ધારતા નથી. જે માણસોનો પગાર મુદત પ્રમાણે વધતો જતો હોય તેના સબંધમાં પાંચ વર્ષની લાંબી મુદત રાખવાથી ઘણી વાર એમ બને છે કે પેન્શનપર જતા અવલ જે પગાર મળતો હોય તેના અર્ધ કરતાં પણ ઓછી રકમ પેન્શન માટે બંધાય છે, અને તેની આવકનીમાં આટલે બધે દરજ્જે ઘટાડો થવાથી તે ખોટ તેને બહુ લાગે છે.

૬. ઉપલાં કારણોને લીધે અને (૧) ઇંગ્રેજોને લગતા ધારામાં પણ ત્રણ વર્ષની મુદત રાખી છે તથા (૨) હિંદવાસીઓને લગતા ફરલો પગારના સબંધમાં તેમજ રેલ્વેની સિવિલિયનો અને હિંદી લશ્કરના કેટલાક નોકરોના સબંધમા પેન્શનને માટે ત્રણ વર્ષની મુદત રાખી છે; તેથી અમે ભલામણ કરીએ છીએ કે સિવિલ સર્વિસ રેગ્યુલેશન્સની ૫૩૧મી કલમમાં જણાવેલા પાંચ વર્ષની મુદત ઘટાડીને ત્રણ વર્ષની રાખવી. આટલી છૂટથી સારી નોકરી બજાવનાર સરકારી માણસોને લાભ થશે, તેમજ કામ કરવાને અશક્ત થઈ ગયેલા છતાં પેન્શનની વધારે સારી રકમ મળે માટે પાછલાં સારાં કામને લીધે રહેવા દેવામાં આવતા માણસો વહેલા પેન્શન ઉપર જશે તેથી લાયક નોકરોની સખ્યામાં વધારો થશે.

૭. આથી સરકારને ખર્ચમાં કેટલો વધારો થશે તેનો અડસટ્ટો કાઢવો મુશ્કેલ છે, પણ જે ગણતરી કરવામાં આવેલી છે તે ઉપરથી એમ લાગે છે કે પહેલા વર્ષમાં ૩૨,૦૦૦ રૂપિયાનો વધારો થશે, અને તે વધતાં વધતાં ૩૧મા વર્ષમાં છેવટે ૩,૯૭,૦૦૦ રૂપિયા સુધી જશે.

---

હિંદના સ્ટેટ સેક્રેટરી તરફથી હિંદ સરકારને મળેલો જવાબ નં. ૧૬૦ (મહેસુલ ખાતું) તા. ૧૦મી ઑક્ટોબર ૧૯૦૨—

"તા. ૭મી ઑગસ્ટ સને ૧૯૦૨ના મહેસુલ અને વ્યાપાર ખાતાના તમારા પત્ર નં. ૨૩૧ ઉપર કાઉન્સિલમાં વિચાર કરીને સિવિલ સર્વિસ રેગ્યુલેશન્સની ૫૩૧મી કલમમાં પેન્શનની રકમ નક્કી કરવાને નોકરીનાં છેલ્લાં પાંચ વર્ષનો પગાર ગણતરીમાં લેવાનું ઠરાવ્યું છે તે પાંચ વર્ષની મુદત કમી કરી ત્રણ વર્ષની રાખવાની તમારી ભલામણ હું મંજૂર કરું છું."

---

**હિંદ સરકારનો ઠરાવ**—મહેસુલ અને વ્યાપાર ખાતું નં. ૫૭૮૨ તા. ૩૧-૧૦-૧૯૦૨:—

"હિંદના સ્ટેટ સેક્રેટરી સાહેબનો જવાબ નં. ૧૬૦ તા. ૧૦-૧૦-૧૯૦૨ (મહેસુલ ખાતું) **તા. ૨૭મો ઑક્ટોબર સને ૧૯૦૨ ને** રોજ મળ્યો, તે ઉપરથી ઠરાવ કરવામાં આવે છે કે તે જવાબની નકલ ફોરીન, હોમ, લેજીસ્લેટિવ, લશ્કરી, રેવન્યુ, અને એગ્રિકલ્ચર એ ખાતાંને તા. ૧૩-૮-૧૯૦૨ ના શેરા નં. ૪૪૦૬ પી.ના સંબંધમાં મોકલવી."

"વળી તે જવાબની નકલ જે પત્રનો તે જવાબ છે તે પત્રની નકલ સાથે સ્થાનક સરકારોને, રાજ્યવહિવટ કરનારને, હિંદ સરકારના હાથ નીચેનાં જુદાં જુદાં ખાતાંના ઉપરી અધિકારીઓને, અને સઘળા એકાઉન્ટન્ટ જનરલો તથા કૉમ્પ્ટ્રોલરો (હિસાબ તપાસનાર અધિકારીઓ) ને મોકલી આપવી."

---

**મુંબઈ સરકારનો ઠરાવ** નં. ૭૯૪૩ તા. ૧૯ મી નવેમ્બર સને ૧૯૦૨ (મહેસુલ ખાતું.)

હિંદ સરકારના ઠરાવની નકલ તેને લગતી હકીકત સાથે સેક્રેટરીઆટનાં સઘળાં ખાતાં તથા તે ખાતાંના તાબાના સઘળા અધિકારીઓને વાકેફ થવા તથા તે મુજબ વર્તવા માટે મોકલી આપવી.

P. J. Mead,
અન્ડર સેક્રેટરી નિસ્બત સરકાર.

---

## જાહેરખબર.

(ઈં. નં. ૭૩૦૮, તા. ૨-૩-૦૩.)

આથી ખબર આપવામાં આવે છે કે મોજે હિંગલોટ જિલ્લે ભરૂચની સ. ગુ. નિશાળનો ૧લો આસિસ્ટંટ ગણપતરામ લક્ષ્મીરામ ઠાકર તા. ૧૩ મી સપ્ટેમ્બર સને ૧૯૦૨ને રોજ કૅઝ્યુઅલ રજાએ ગયો ત્યારપછી પાછો આવ્યો નહિ, તેમજ લાંબી મુદત સુધી વધારી રજાને માટે તેણે અરજી પણ કરી નહિ, તેથી તેના આ જાતના નોકરીને અંગે બેદરકારપણાને લીધે મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના નં. ૮૮૦૫ તા. ૧૬-૨-૦૩ થી તેને બરતરફ કરવામાં આવ્યો છે.

અમદાવાદ. E. D. Trivedi
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉ. ભા.

---

## પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષા, ઉ. ભા.

### જાહેરખબર.

ઈ. નં. ૭૬૦૪, તા૦ ૧૨–૩–૦૩.

તા. ૧૯–૨–૦૩ના મુંબઈ સરકારી ગઝેટ ભા.રજા ને ૨૮૦મે પાને છાપેલી જાહેરખબરમાં * "શેકસપીઅરમાંથી લૅમ્બકૃત વાર્તાઓ, પ્રથમનો અર્ધ ભાગ" એ શબ્દોની પછી નીચેના શબ્દો વધારવા:—

"જેમાં નીચેની વાર્તાઓ આવે છે:

૧. રોમીઓ અને જ્યુલિયટ,
૨. ઑથેલો,
૩. મૅકબેથ,
૪. ધી મર્ચંટ ઑવ્ વેનિસ,
૫. ધી કૉમેડી ઑવ્ એરર્સ,અને
૬. હૅમ્લેટ."

E. D. Talati,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. ભા.

### જાહેરખબર.

ઈ. નં. ૭૮૦૮, તા. ૨૧–૩–૦૩.

આથી ખબર આપવામાં આવે છે કે ટ્રેનિંગ કૉલેજના ત્રીજા વર્ષમાં પાસ થયેલા રૂગનાથજી ભીમભાઇ વસી નામના સુરત મ્યુનિસિપલ સ્કૂલ નં. ૨ ના શિક્ષકને મહાવ્યથાના ગુના મારે સુરતની સેશન્સ કોર્ટે દોઢ વર્ષની સખત કેદની સજા કરવાથી મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના હુકમ નં. ૯૯૨૫ તા. ૧૮–૩–૦૩ થી તેને નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યો છે.

E. D. Talati,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભા.

### શુદ્ધિ.

ગયા માસના અંકને ૯૫મે પાને ૪થી લીટીમાં "ગોલ્ડસ્મિથકૃત" ને બદલે "સ્કૉટકૃત" સમજવું. એડિટર.

* આ જાહેરખબરનું ભાષાંતર ગયા માસના અંકને ૯૫મે પાને આપ્યું છે. એડિટર.

દલવાડાકર-સિરીઝ.

# કિન્ડરગાર્ટન-ગ્રંથમાળા.

(કિન્ડરગાર્ટન કેળવણીનાં ગુજરાતી સાહિત્યની સરકારી તપાસ.)

૧-**કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિ**—કિન્ડરગાર્ટનના કર્તા પેસ્ટૉલોઝી, ફ્રૉબલ, અને હરબાર્ટના હેતુ તથા નિયમો ઉપરથી દેશી કેળવણીનું શિક્ષણ આપવાનો નિબંધ છે. એ નિબંધ, ખા. બહા. શેઠ દારાશાહ ચિનગરે, જ્ઞાનપ્રસારક મંડળી તરફથી 'ફ્રામજી ઇન્સ્ટીટ્યુટ' માં વાંચ્યો હતો. કિં-**ચાર આના.**

૨-**કિન્ડરગાર્ટન અથવા બાળશિક્ષણ** (મૂળ ભાગ-સચિત્ર) મૂળાક્ષરો અને તે ઉપરથી સાદા શબ્દો તથા વાક્યોનું જ્ઞાન. આ પુસ્તક, '**ગુજરાતી વાંચનમાળા**' રૂપે પ્રકટ કર્યું છે. કિં. **બે આના.**

૩-**કિન્ડરગાર્ટન—બાળશિક્ષણ—ભાગ—પહેલો**—(આવૃત્તિ બીજી) સામાન્ય પદાર્થ પાઠો, તથા ફ્રૉબલની બક્ષિસોનો તે સાથે સંબંધ છે. આ પુસ્તક '**ટેક્સ્ટ-બુક**' '**ઇનામ લાઈબ્રેરી**' માટે મંજુર થયું છે. કિં. **ચાર આના.**

૪-**કિન્ડરગાર્ટન—બાળશિક્ષણ—ભાગ-બીજો**—(આવૃત્તિ બીજી) વનસ્પતિ, પ્રાણી પદાર્થો તથા સૃષ્ટિ સૌંદર્ય સંબંધી પાઠો છે. આ પુસ્તક '**ટેક્સ્ટ-બુક**' તરીકે મંજુર થયું છે. કિં. **ચાર આના.**

૫-**કિન્ડરગાર્ટન—બાળશિક્ષણ—ભાગ—ત્રીજો**—(આવૃત્તિ બીજી) કુદરતી પદાર્થો ઉપરથી વ્યવહારિક નીતિજ્ઞાન મેળવવા સંબંધી પદ્ય-પાઠો (Recitation) છે. આ પુસ્તક 'ટેક્સ્ટ-બુક' તરીકે મંજુર થયું છે કિં. **ચાર આના** (ત્રણે ભાગ સાથે-**બાર આના**).

૬-**બાળ—કસરત અથવા અંગબળ**—(આવૃત્તિ ત્રીજી) સચિત્ર-બાળવર્ગોમાં ગાયન સાથે કસરત કરાવવા સંબંધી કેટલાક પ્રયોગો છે. તેમાં ડમ્બેલ્સ સાથેની કસરત, રંગીન વાવટા, લશ્કરી કવાયત આદિ પ્રયોગનાં ગાયનો છે. પુસ્તક '**શાળા લાઈબ્રેરી**' માટે મંજુર થયું છે. કિં. **બે આના.**

૬-A-મજકૂર પુસ્તકનો **બીજો—ભાગ**—ડમ્બેલની કસરત, લશ્કરી કુચ, લાકડી ગમ્મતની કસરત, વાવટા, અને દોરીની ગોપ-ગુંથણી ઇત્યાદિ પ્રયોગો છે. કિં. **બે આના.**

નં. ૭-**બાળ—ઉદ્યોગ** અથવા '**શિશુ શિક્ષણ**' મૂળગ્રંથનું કવિતામાં ટંક ટાંચાયછે. આ પુસ્તક પુનરાવૃત્તિની સુધારણામાં છે. કિં.

નં. ૮-બાળ કહાણિયો—(આવૃત્તિ ત્રીજી) બાળકો માટે નાની નાની પણ સાદી ને રમુજી વાર્તાઓ છે. આ પુસ્તક 'શાળા-લાઇબ્રેરી' માટે મંજુર થયું છે. કિં. બે આના.

નં. ૯-૧૦-બાળ—બાગ, ભા. (૧-૨) (આવૃત્તિ ત્રીજી) કિન્ડરગાર્ટનનાં ચકના ફરસનાર વિષયોનાં ગાયનો છે. આ પુસ્તકો, 'શાળા લાઇબ્રેરી' માટે મંજુર થયાં છે. કિં. આઠ આના.

નં. ૧૧-કિન્ડરગાર્ટન—પાઠશાળા—બાળકો માટે વાંચન પાઠો છે. કિં. બે આના.

નં. ૧૨-બાળ શિક્ષણ ગરબાવળી—કન્યાશાળાઓમાં ચલાવવા લાયક ગરબીઓનો સંગ્રહ છે. આ પુસ્તક 'ઇનામ લાઇબ્રેરી' માટે મંજુર થયું છે. કિં. ચાર આના.

નં. ૧૩-સંગીત-સતી મંડળ-પ્રાચીનકાળની સતીઓનાં શુદ્ધ ચરિત્ર છે. આ પુસ્તક વડોદરા સ્ટેટની શાળાઓ માટે મંજુર થયું છે. કિં. ચાર આના.

નં. ૧૪-કિન્ડરગાર્ટન-બાળખેલ—(આવૃત્તિ ત્રીજી) સરકારી પ્રાથમિક શાળાઓનાં નવા ધોરણોમાં સમાયલા કિન્ડરગાર્ટનના સઘળા વિષયોનું નવીન સુધારા વધારાવાળું એકજ સચિત્ર પુસ્તક છે, તે "ટેકસ્ટ બુક" તરીકે મંજુર થયું છે. કિં. પાંચ આના.

નં. ૧૫-બાળકોની રંગભૂમિ-બાળકો માટે નાનાં નાટકો છે. કિં. બે આના.

નં. ૧૬-બાળજ્ઞાન-નાનાં બાળકોને સદ્જ્ઞાન આપનારી કવિતાઓ છે. કિં. બે આના.

નં. ૧૭-બાળ-ગીત-(આવૃત્તિ ત્રીજી) કિન્ડરગાર્ટન શીખનારાં બાળકોને હાવભાવ સાથે ગવરાવવા માટે ગાયનો છે. તે અમદાવાદ મેલ તેમજ ફિમેલ ટ્રેનીંગ કોલેજ તથા પ્રેકટિસીંગ-સ્કુલો ઇત્યાદિમાં ચાલે છે. કિં. બે આના.

નં. ૧૮-પદાર્થ પાઠ-નવાં ધોરણના બાળવર્ગોમાં ચાલતા પાઠોનું વર્ણન છે. કિંમત બે આના.

નં. ૧૯-કિન્ડરગાર્ટન-ડ્રોઇંગ બુક (ભાગ ૧) રંગાકૃતિ સાથે બાળવર્ગ તથા પહેલા ધોરણનાં બાળકોના ઉપયોગ માટે ખાસ ચિત્ર સહિત પ્રકટ કર્યું છે. આ પુસ્તકો ગુજરાતી, મરાઠી તથા ઉર્દુશાળાઓમાં પણ ઉપયોગી થઈ પડ્યું છે. કિંમત બે આના.

નં. ૨૦-કિન્ડરગાર્ટન-ડ્રોઇંગ-બુક (ભાગ ૨) રંગાકૃતિ સાથે બીજા

આ કાપીબુકો માટે જે જે સદ્દગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ અમારી દરેક કાપી વાંચવાથી ખાત્રી થશે.

**દસ્કત શિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે; પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલ્વે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઇ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પૂગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલ્વે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને કયાં મોકલાવવો, તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઇ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વ માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઇ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બંધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ **સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારશી લખવાને ઘણી સગવડ ભરેલી** છે. દરેક બોકસમાં ડઝન-૬ કિમ્મત રૂ.૦॥. ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬॥ ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના રૂ. ૦=) વધારે લાગશે. **ભૂલી જતા નહિ.** અને પૈસા પહેલાથી મંગાવનારને ૧-૬ બોકસના ખર્ચના બે આના લાગશે.

## કિન્ડર ગાર્ટન ગ્રંથમાળા સંબંધી સરકારી હુકમ.

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો પ્રમાણે કિન્ડર ગાર્ટન શિક્ષણ આપવા માટે; મેં. ડિરેક્ટર ઑફ પબ્લીક ઇનસ્ટ્રક્શન સાહેબની મંજુરી અને ભલામણથી, નામદાર ગવર્નમેન્ટ સરકારે "કિન્ડર ગાર્ટન ભા. ૧-૨-૩ " તથા ' બાળ ખેલ ( સચિત્ર )' પુસ્તકો ' ટેક્સ્ટ બૂક ' ( શાળોપયોગી પુસ્તકો તરીકે દરેક શાળાઓમાં વાપરવા માટે મંજુરી આપીછે.) એ ઉપરાંત ' કિન્ડર ગાર્ટન-બાળગ્રંથાવળી નં. ૧ થી ૨૦ સુધીમા કેટલાંક પુસ્તકો ' શાળા શિક્ષકો ' માટે મંજુર કરવામાં આવ્યાં છે. મજકુર પુસ્તકો **પચીશ** રૂપિયાનાં ખરીદનારને **વીસ** ટકા કમિશન આપવામાં આવેછે.

કિન્ડર ગાર્ટન ગ્રંથમાળાને અનુસરનો સઘળો **વિલાયતી સામાન** ખાસ જર્મની અને અમેરિકાથી આવેલોછે. તેમાં **વીશ બક્ષિસોનો** જથ્થાબંધ સામાન કીફાયત ભાવે મળશે—

| | |
|---|---|
| ૧૫ ૧ ફનસવાડી મુંબઇ<br>જાન્યુઆરી ૧૯૦૩. | ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.<br>કિન્ડર ગાર્ટન રીતીનો શિક્ષક તથા ગ્રંથકર્તા |

## સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેપ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને ઍસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષર લખવું તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆસુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦–૧૨–૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
| --- | --- |
| ૧... ... ... ... ... | ૩ |
| ૨... ... ... ... ... | ૮ |
| ૩... ... ... ... ... | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણેજ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી પા ગણો ચાર્જ પડશે: બાર માસથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછી દરેક અંકે અર્ધો ચાર્જ લેવાશે.

### હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮–૦–૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦–૦–૦, અને એક તોલા સુધીના ૧૨–૦–૦ તે ઉપરનાને માટે અમને લખવું.

અંક ૫ મો.                                        પુસ્તક ૪૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

મે ૧૯૦૩.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.

શ્રી "ન્યાયોદય" પ્રિન્ટિંગ પ્રેસ.

## નાની જેવી બે આનીનું પારકમ.



સુંદર આલારમવાળું ટાઇમપીસ ઇમીટેશન સીલ્કની વીલાયતી છત્રી, બ્લેન્કેટ, સ્ટાઇલોગ્રાફીક પેન તથા રેશમી રૂમાલ, અથવા રેશમી પંખા એમાંથી શું પસંદ કરશો. ચાઇનસિલ્ક ઇમ્પોર્ટીંગ કંપનીમાં આઠ આના ભરી જનાર ગૃહસ્થને અમારી કંપનીનું ચાર ટીકીટોવાળું સરટીફીકેટ આપવામાં આવેછે. કે જે ખરીદનાર ધણીએ પોતાની પાસે રાખવું. અને તેનાંથી અને તે માંહેલી ચાર ટીકીટો બે આનાના દરથી વેચી કંપનીમાં ભરાએલા આઠ આના વસુલ કરવા.

કદાચ કોઈ માણસ ઓછી ટીકીટ વેચશે તો તેને પણ તેના પ્રમાણમાં નીચે દર્શાવેલા ઇનામોમાંનું પસંદ કરેલું કોઇપણ ઇનામ મળેછે. ઘણી કંપની આજકાલ ઉપલી રીતે ધંધો કરેછે પરંતુ આજદીન સુધી આ આખા હિંદુસ્તાનમાં કોઇપણ એવી કંપની નથી કે જે ચાર ટીકીટોથી ઓછી વેચનારને પણ ઇનામનો હકદાવ બનાવેછે; પણ ચાઇનાસીલ્ક ઇમ્પોર્ટીંગ કંપનીએ (ઓછી ટીકીટો વેચનારને પણ ઇનામ આપીને) પોતાના ગ્રાહકોને ખાત્રી કરી આપી છે કે આ કંપનીનો હેતુ વેપારને કોઇપણ રીતે ખીલવવાનો છે.



તા. ક. બે આનાની ટીકીટ સિવાય અમારી પાસેથી બારોબાર ચાર ટીકીટોવાળું સરટીફીકેટ મેળવનારાઓએ આઠ આનાને બદલે દશ આના આપવા પડશે.

### ઇનામોની વીગત.

૪, ટીકીટો વેચનારને—એક અલારમવાળું ટાઇમપીસ અથવા એક વીલાયતી ઇમીટેશન સીલ્કની છત્રી.

૩ ટીકીટો વેચનારને—ખાસ વરસાદ માટે વખણાએલા મજબુત છાપની વાટર પ્રુફ છત્રી અથવા તો એક બ્લાન્કેટ.

૨ ટીકીટો વેચનારને—એક સ્ટાઇલોગ્રાફીક પેન.

૧ ટીકીટ વેચનારને—એક સુંદર રેશમી રૂમાલ અથવા ચિત્રોવાળો રેશમી પંખો.

બહાર ગામના ગ્રાહકોને પોસ્ટેજ તથા પેકીંગ ચાર્જ જુદો આપવો પડશે સ્કુલમાસ્તર તથા વિદ્યાર્થીઓ માટે ખાસ.

ઉપરના નમુના પ્રમાણે સરસ તથા ટકાઉ સ્ટાઇલોગ્રાફીક પેન. કીં. ૧). દેશાવર માટે પોસ્ટેજ સુધાંત રૂ. ૧—૨—૦.

એક પેન મંગાવનારને પ૦) ફેનસી પોસ્ટ કાર્ડ મફત આપવામાં આવશે.

ચાઇનાસીલ્ક ઇમ્પોર્ટીંગ કંપની.
કાલબાદેવી પોસ્ટ મુંબઇ.

૧. કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજુએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે,

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે. તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં 'બાળકો પહેલો' નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો નાખ્યો છે, તે હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું જ્ઞાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાને તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે. જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકશાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની ઠેકાણું' લેખનકળા કોપીબુકની ઓફીસ—કાલબાદેવી રોડ નં. '૨૦૪૦ મુમ્બઇ.

આત્મારામ અને દલાભાઇની કમ્પની.

---

દેશીનામું—સરકારે ટેક્સ્ટબુક માટે અમારૂં દેશીનામું મંજુર કરેલું છે. જુઓ સન ૧૯૦૧ ના નવેંબર માસનું ગુજરાતશાળા પત્ર. હાલની પ્રત નવા ધોરણ પ્રમાણે સુધારેલી છે. તેની કીમત ૦–૫–૦, પોસ્ટેજ, ૦–૧–૦, કમિશન ૧૦ પ્રતપર ૨૦ ટકા. ૨૫ અને તેથી વધારે પ્રત લેનાર ને ૨૫ ટકા. વેલ્યુપેબલ ખર્ચ લેનારને શિર.

છગનલાલ લલ્લુભાઇ શાહ. } ચીમનલાલ ચુનીલાલની કંપની.
દેશીનામાવાળા–વડોદરા. } અમદાવાદ આર્યોદય પ્રેસ.

---

ગુજરાતનો ઇતિહાસ (સાદી રમુજી વાર્તારૂપે.) ૦–૨–૦. બારોટ અને શાહ કૃત મુંબઇ ઇલા૦ મહે૦ ડીરે. સા. બહાદુરે નં. ૯૪૦૬. તા. ૪–૩–૦૩થી ટેક્સ્ટબુક તરીકે પસંદ કર્યો છે. મો. જે. બારોટ. રાજકોટ.

# गुजरात शाळापत्र.

પુસ્તક ૪૨મું. મે ૧૯૦૩. અંક ૫મો.

## मास.

કેટલાક ગ્રંથકારો પોતાના ગ્રંથની એક નકલ અમારા પર મોકલી આ પત્રમાં તેના ગુણદોષનું વિવેચન કરવા વિનતિ કરે છે. તેમને આથી ખબર આપવામાં આવે છે કે અમે અમારા ચોપાનીઆમાં પુસ્તકપરીક્ષા કરતા નથી. ઘણાં ગુજરાતી પુસ્તકો ઉપર સરકારી રીતે અમારે અભિપ્રાય આપવો પડે છે, તેથી શાળાપત્રમાં ટીકા કરવી અમે દુરસ્ત ધારતા નથી. વળી કેટલાક ગ્રંથકારો પુસ્તક પ્રસિદ્ધ કરતા પહેલાં અમારી સૂચના કે અભિપ્રાય મેળવવા આવે છે; પણ તેમના ગ્રંથો અમારી પાસે સરકારી રીતે આવવાનો સંભવ હોવાથી અમે ખાનગી અભિપ્રાય કે સૂચના આપવી યોગ્ય ગણતા નથી. જેઓ પુસ્તક મોકલશે તેમનાં પુસ્તકોની પહોંચ કબુલ કરવામાં આવશે. તે યોગ્ય હશે તો તેની સ્તુતિ કે અયોગ્ય હશે તો નિંદા કરવાનું કામ ઉપર દર્શાવેલા હેતુથી અમે માથે લેતા નથી.

---

સરકારી રીતે ગ્રંથાવલોકન કરતાં કેટલાક ભાષાદોષ અમારી દૃષ્ટિએ પડ્યા છે તેવા દોષો લેખકો ન કરે એ હેતુથી અમે નીચે આપીએ છીએ:—

અ. જોડણીના દોષોઃ—

| અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|
| પરમ્પવિત્ર | પરમપવિત્ર |
| *વંદનિય | વંદનીય |

---

* 'વંદનીય,' 'અનુકરણીય,' 'આદરણીય,' વગેરે શબ્દોમાં 'અનીય' પ્રત્યય છે ને 'ની' માં ઈકાર દીર્ઘ છે.

| અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- |
| [1]ક્લેશ | ક્લેશ |
| [2]વર્ણશંકર | વર્ણસંકર |
| [3]આશિર્વાદ | આશીર્વાદ |
| [4]પ્રિતી | પ્રીતિ |
| [5]પુજ્ય | પૂજ્ય |
| શુદ્ર | શૂદ્ર |
| નિશ્ચયપુર્વક | નિશ્ચયપૂર્વક |
| કૃત્રીમ | કૃત્રિમ |
| ઋષી | ઋષિ |
| પત્નિ | પત્ની |
| ઋષિપત્નિ | ઋષિપત્ની |
| ઉપપત્નિ | ઉપપત્ની |
| વાનરપત્નિ | વાનરપત્ની |
| [6]પ્રસુતિકાળ | પ્રસૂતિકાળ |

૧ 'ક્લેશ' શબ્દ ક્લિશ્ ધાતુ ઉપરથી આવ્યો છે. ઘણા 'ક્લેષ' લખે છે, પણ તે અશુદ્ધ છે.

૨ 'વર્ણસંકર' એ શબ્દમાં વર્ણ અને સંકર એ બે શબ્દ છે. સંકરનો અર્થ મિશ્રણ છે.

૩ આ સાધારણ શબ્દ લખવામાં ઘણા ભૂલ કરે છે. 'આશીર્વાદ' માં આશિસ્+વાદ ( વદ્ ધાતુ ઉપરથી ) એ બે શબ્દ છે; પણ 'र्वोरुपधाया दीर्घ इकः' ૮ । ૨ । ૭૬ એ સૂત્રથી જેમ आशीर्भ्याम्, आशीर्षु કે आशीःषु વગેરે હલાદિ વિભક્તિ પર છતાં इ દીર્ઘ થાય છે, તેમજ સમાસમાં પણ દીર્ઘ થાય છે; જેમકે आशीर्वाद, आशीर्वचन.

૪ 'પ્રીતિ' માં પ્રી ધાતુને તિ પ્રત્યય છે.

૫ 'પૂજ્ય' માં पूज् ધાતુને य વિધ્યર્થ પ્રત્યય છે.

૬ 'પ્રસૂતિ' માં सू ધાતુ છે.

| અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|
| +સાસન | શાસન |
| [1]ગ્રહણ | ગ્રહણ |
| [2]સ્પર્ધાસ્પર્ધી | સ્પર્શાસ્પર્શી |
| ઉચ્ચીત | ઉચિત |
| વિચ્ચીત્ર | વિચિત્ર |
| ×સ્મર્ણ | સ્મરણ |
| [3]ભસ્મિભૂત | ભસ્મીભૂત |
| [4]ભર્તખંડ, ભર્તવર્ષ | ભરતખંડ, |
| [5]દંપતિ | દંપતી |
| [6]પ્રદિપ્ત | પ્રદીપ્ત |

+ શાસન=शास्+अन. એજ પ્રમાણે 'વાચન,' 'હરણ,' 'મરણ' વગેરે શબ્દો થાય છે.

૧ ગ્રહણ=ग्रह्+अन. ધાતુ ग्रह् છે, गृह् નથી.

૨ 'સ્પર્શાસ્પર્શી'માં ધાતુ स्पृश् છે, स्पृष् નથી,

× સ્મરણ=स्मृ+अन. ऋ નો ગુણ થાય છે. 'હરણ,' 'કરણ' 'મરણ,' 'ભરણ,' 'પોષણ,' વગેરે શબ્દોમાં પણ એજ પ્રમાણે ધાતુને अन વિકારક પ્રત્યય લાગ્યો છે.

૩ ભસ્મીભૂત. અભૂતતદ્ભાવના અર્થમાં च्वि પ્રત્યય લાગે છે તેની પછી कृ, भू, કે अस्નાં રૂપ વપરાય છે.

૪ ભરતવર્ષ કે ભરતખંડ = ભરત રાજાનો દેશ.

૫ દંપતી = જાયાપતી. એ દ્વન્દ્વ સમાસમાં 'जाया'નું दम् કે जम् વિકલ્પે થાય છે, તેથી ત્રણ શબ્દ બને છેઃ—જાયાપતી, દંપતી, જંપતી. ત્રણે શબ્દમાં અન્ત્ય ई છે; કારણકે દ્વિવચન છે.

૬ પ્રદીપ્ત = प्र + दीप् (દીપ, દીવો વગેરે શબ્દો જે પરથી આવ્યા છે તે ધાતુ) + त (ભૂતકૃદંતનો પ્રત્યય).

| અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- |
| ક્ષુદ્ર | ક્ષુદ્ર |
| તિન | તીન |
| [1]બંન્ને | બંને |
| દાશી | દાસી |
| [2]શેવક | સેવક |
| [3]પતીત | પતિત |
| [4]ઉપવિત | ઉપવીત |
| [5]વીચાર | વિચાર |
| ગંભિર | ગંભીર |
| સુશિલ | સુશીલ |
| [6]શ્વાસોશ્વાસ | શ્વાસોચ્છ્વાસ |
| [7]દુર્ગંધ | દુર્ગંધ |
| [8]આધિન | અધીન કે આધીન |
| દ્રઢ | દૃઢ |
| સપથ | શપથ |
| [9]ઉદાશ | ઉદાસ |
| સંહ્યાદ્રી | સહ્યાદ્રિ |

૧ 'બંને' શબ્દમાં ઘણા લેખકો અનુસ્વાર અને બે નકાર વાપરે છે, તે હાસ્યકારક ભૂલ છે.

૨ 'સેવક'માં સેવ્ ધાતુ છે.

૩ પતિત = પત્ + इ (આગમ) + त (ભૂતકૃદન્તનો પ્રત્યય).

૪ ઉપવીત = उप + वीत (वेनुं ભૂતકૃદન્ત).

૫ વિ અને નિ ઉપસર્ગ છે, માટે વિચાર, નિર્ભય, વગેરે.

૬ શ્વાસોચ્છ્વાસ = श्वास + उच्छ्वास (उद् + श्वास)

૭ 'દુર્ગંધ'માં દુર્ ઉપસર્ગ છે.

૮ અધીન = अधि + इन. શુદ્ધ સંસ્કૃત શબ્દ 'અધીન' છે. ગુજરાતીમાં 'આધીન' વપરાય છે.

૯ ઉદાસ = उद् + आस (आस् બેસવું).

| અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- |
| વિંધ્યા | વિંધ્ય |
| નમ્રતા | નમ્રતા |

## વ. વ્યાકરણના દોષોઃ—

### (અ) અશુદ્ધ શબ્દઘટના—

૧. પાશ્ચિમાત્ય.

શુદ્ધ શબ્દ 'પાશ્ચાત્ય' છે. 'પાશ્ચિમાત્ય' એવો શબ્દજ સંસ્કૃતમાં નથી.

૨. ઐકયતા, સૌંદર્યતા, ધૈર્યતા, વિરામતા લાવણ્યતા, મહત્ત્વતા, પક્ષપાતપણું—આવા શબ્દો ઘણા સામાન્ય થઈ પડ્યા છે. લેખકોને સંસ્કૃતનું જ્ઞાન ન હોવાથી બબ્બે ભાવવાચક પ્રત્યયો લગાડે છે. ત્વ, તા, ય, અ, એ ભાવવાચક પ્રત્યયો સાધારણ છે. 'ઐક્ય,' 'સૌંદર્ય,' 'ધૈર્ય,' 'લાવણ્ય,' વગેરે ભાવવાચક નામ છે, એમાં 'ય' ભાવવાચક પ્રત્યય છે. એવાં ભાવવાચક નામને 'તા' કે 'ત્વ' ભાવવાચક પ્રત્યય લગાડવો એ અશુદ્ધ છે. એવા શબ્દો માત્ર હાસ્યકારક થઈ પડે છે 'વિરામ,' 'પક્ષપાત' એમાં પણ 'અ' ભાવવાચક છે, માટે 'વિરામતા' કે 'પક્ષપાતપણું' એ શબ્દો દેખીતાજ અશુદ્ધ છે.

'મૌન્ય સ્ત્રીએ' એ શુદ્ધવાક્ય નથી. 'મૌન્ય રાખીએ' કે 'મૂંગા રહીએ' એ શુદ્ધ છે. 'સાર્થક' ને બદલે 'સાર્થક્ય' 'તાદૃશ' ને બદલે "તાદૃશ્ય' ('તાદૃશ્યચિત્ર') પણ આવીજ રીતે અશુદ્ધ વપરાય છે.

૩. સશક્ત, સદૃઢ, સકોમળ.

'અશક્ત' એ 'શક્ત'થી ઊલટો શબ્દ છે. 'અશક્ત' થી ઊલટો વાપરવો હોય તો 'શક્ત' વાપરવો; 'સશક્ત' કરવાની જરૂર નથી. 'સશક્ત' શબ્દ અશુદ્ધ નથી. '[illegible]', (વિદ્વાનોએ પ્રયોગ વાપર્યો હોય તેનું સમર્થન કરવું) એ ન્યાયે એનું સમર્થન કરી શકાય. ત પ્રત્યય ભાવવાચક પણ છે તો શક્ત નો અર્થ શક્તિ પણ થાય અને તે ઉપરથી સશક્ત એટલે શક્તિસહિત એવો અર્થ થાય પણ શબ્દ અપ્રસિદ્ધ છે, અને અપ્રસિદ્ધ શબ્દ વાપરવા એ દોષ છે.

'દૃઢ' અને 'કોમળ' એ શુદ્ધ શબ્દો છે; એમાં પૂર્વે 'સ' મૂકવાથી શું ફળ છે? 'સુદૃઢ' અને 'સુકોમળ' એવા શુદ્ધ શબ્દ 'ઘણું દૃઢ,'

'ઘણું કોમળ' એવા અર્થમાં બનાવાય. પણ 'સદૃઢ' અને 'સકોમળ' અશુદ્ધ છે. 'સજ્ઞાત' પણ એવોજ અશુદ્ધ શબ્દ છે.

(બ) કઠોર શબ્દરચના—

૧. નહિવત્=નહિ જેવું, એ અર્થમાં 'નહિવત્' શ્રુતિકટુ છે.

૨. અન્ય રીત્યા, અનિયમિત રીત્યા, બીજી રીત્યા.'

ગુજરાતી ભાષામાં સંસ્કૃત શબ્દો સંસ્કૃત વિભક્તિયુક્ત વાપરવાથી કાનને ઘણા કઠોર લાગે છે. ઉપર પ્રમાણે આવી રચના પણ શ્રુતિકટુત્વદોષયુક્ત છે.

૩. પ્રવાહરૂપા સ્થિતિ.

ઘણા ગ્રંથકારો સંસ્કૃત રીતિનું અનુકરણ કરી વિશેષ્ય સ્ત્રીલિંગનું હોય તો તેની સ્ત્રીલિંગ પ્રકૃતિ વાપરે છે. હાલમાં આ પદ્ધતિ સંસ્કૃત જાણનાર લેખકોએ દાખલ કરવા માંડી છે; પણ તે પ્રશંસનીય નથી. સંસ્કૃતમાં તો વિશેષણ વિશેષ્યની જાતિજ નહિ, પણ વિભક્તિ અને વચન પણ ગ્રહણ કરે છે. ગુજરાતીમાં વિશેષણને વિશેષ્યની વિભક્તિને પણ અનુસરતાં કરવાની ઇચ્છા આવા લેખકોની હોય તો અમારે કંઈ કહેવાનું નથી, પણ તેમ તેઓથી બનનાર નથી, તો લિંગની બાબતમાં સંસ્કૃત રીત શા માટે દાખલ કરવી જોઈએ?

'સ્વાભાવિકી રીતીએ થાય છે,' 'આધુનિકી અવસ્થામાં', સંપૂર્ણા અપેક્ષા', 'ઉપયોગિની ક્રિયાકળા', વગેરે આ જાતના બીજા દાખલા છે.

૪. પુસ્તકોદ્વારા, સાધનોદ્વારા

આવાં રૂપો સામાન્ય રીતે લેખકો વાપરે છે, તેને બદલે શુદ્ધ રૂપ 'પુસ્તકદ્વાર', 'સાધનદ્વાર', વગેરે વાપરવાં.

'યાવચ્ચન્દ્રો દિવાકરો'માં એવોજ દોષ છે.

(ક) ગ્રામ્ય શબ્દો—

ભાષા શિષ્ટ માણસો બોલે એવી લખવી જોઈએ; માટે ગ્રામ્ય શબ્દો ન આવવા જોઈએ. કેટલાક ગ્રામ્ય શબ્દો પુસ્તકોમાં જોવામાં આવેલા નીચે આપ્યા છે:—

એક પાખા, પેલા પાસ, નોખો, મેર, વેરે (તે સ્ત્રી વેરે તેનું લગ્ન થયું), બેસવું, અડવું, શિખવાડવું, વગેરે.

(૯) વ્યાકરણ દોષો—

'દરેક' કે 'પ્રત્યેક' એ વિશેષણું જોડે વિશેષ્ય બહુવચનમાં ઘણાજ લેખકો વાપરે છે. થોડાંજ પુસ્તકો એ દોષથી મુક્ત જોવામાં આવે છે. 'દરેક ઉમરાવ અને સુબા,' 'પ્રત્યેક અક્ષરો,' 'દરેક પગલાં,' 'દરેક બોલો,' 'દરેક ઉપદેશકો,' વગેરે ભૂલો ઘણીજ સામાન્ય છે. અંગ્રેજી સાહિત્યમાં પણ એવી ભૂલ સારા ગ્રંથકારોનાં પુસ્તકમાં પણ જોવામાં આવે છે, પણ ત્યાં તે રૂપનું કેટલેક સ્થળે સમર્થન કરી શકાય છે. 'પ્રત્યેક' અને 'દરેક' ઘણી વ્યક્તિઓમાં એકેક છૂટી વ્યક્તિને લાગુ પડે છે, માટે વિશેષ્ય એકવચનમાંજ જોઇએ.

(૧૦) ભાષાના અપૂર્ણ જ્ઞાનથી થતા દોષો—

ઘણા ગ્રંથકારોને સંસ્કૃત ભાષાનું જ્ઞાન નથી હોતું, તોપણ સંસ્કૃત શબ્દો વાપરવા ઘણા ગમે છે. સંસ્કૃત શ્લોકો પોતાના ગ્રન્થમાં ઉતારી તથા સંસ્કૃત શબ્દો વાપરી ઉત્તમ પ્રતિના ગ્રંથમાં પોતાના ગ્રંથને મૂકવાનો તેમનો આશય જણાય છે. આવા ગ્રંથકારોનું અજ્ઞાન ઢાંક્યું રહેતું નથી. શ્લોકો ઘણા અશુદ્ધ છપાયા હોય છે, તેમજ સંસ્કૃત શબ્દો પણ અર્થજ્ઞાન વગર ગમે તેમ વપરાયલા હોય છે તેથી વાચકનું હાસ્ય ઉત્પન્ન કરે છે.

દાખલા—'અનેક બહુ,' 'રૈવતાચળ પર્વત,' 'કન્યાકૂબ્જ' ('કાન્યકુબ્જ' ને બદલે), 'બદાર્ક' ('બટાર્ક'ને બદલે), 'પસંદનીય' ('પસંદ' ગુજરાતી શબ્દ ને 'અનીય' સંસ્કૃત પ્રત્યય, કેવું હાસ્યજનક!), 'ગુણારવિન્દ ગાવા' (ગુણારવિન્દ=ગુણ + અરવિન્દ. 'અરવિન્દ'નો અર્થ કમળ થાય છે. અર્થ સમજ્યા વિના 'મુખારવિન્દ' શબ્દની પેઠે 'ગુણારવિન્દ' વાપરવો એ કેવું હાસ્યજનક!), 'ગુણનું રત્નાકાર હતું,' વગેરે.

---

શિક્ષણ તથા નિશાળવ્યવસ્થા સંબંધી જાણવાજોગ હકીકત તથા સૂચનાઓ કેટલાંક અંગ્રેજી પત્રોમાંથી લઈ નીચે આપી છે:—

**ગુન્હાની નોંધ**—ઇગ્લંડનો એક શિક્ષક લખે છે કે, "મેં એક આપત્રક રાખ્યું છે, તેમાં મારા છોકરાઓ નિશાળનો કોઈ નિયમ તોડે અથવા કંઈ ગેરવર્તણુક ચલાવે તે હું તેમની પાસે લખી તથા તા-

રીખ સાથે નોંધાતું છું. પોતાના ગુન્હા નોંધવાથી છોકરા એટલા બધા નાખુશ હોય છે કે તેઓ કદી ગુન્હામાં નહિ આવવાની સંભાળ રાખે છે. આ પ્રમાણે મારી નિશાળમાં સજા કરવાની જરૂર ન પડતાં સારી રીતે વ્યવસ્થા જળવાય છે, અને છોકરાંની ચાલચલગતથી ઉપરી અધિકારીઓ તથા નિશાળની મુલાકાત લેનાર ખુશ થાય છે."

**અવલોકનપત્રક**—શિક્ષકે એક પાટિયાપર કોરો કાગળ ચોઢી તે નજરે પડી આવે એવે સ્થળે લટકાવવું, અને છોકરાં પોતાની આસપાસ કુદરતમાં જે જે નવા ફેરફાર થયેલા જુએ તે પોતાની સહી તથા તારીખ સાથે આ પાટિયામાં દરરોજ નોંધે એવી તેમને સૂચના આપવી. અઠવાડિયાની આખરે શિક્ષકે આ નોંધ તપાસવી અને જેની નોંધ વધારે અને સ્તુતિપાત્ર લાગે તેને ઇનામ અથવા બીજી કોઈ જાતનું ઉત્તેજન આપવું. આથી છોકરાંની અવલોકનશક્તિ કેળવાશે અને તેઓ કુદરતથી બરાબર વાકેફ થશે.

**બાળવર્ગમાં મૂળાક્ષરનું શિક્ષણ**—મૂળાક્ષરનાં પત્તાં છૂટાં છૂટાં ભોંયપર પાથરવાં, અને પાટિયાપર કેટલાક અક્ષર લખવા. પછી એક છોકરાને પહેલા અક્ષરવાળું પત્તું ખોળી કાઢવા કહેવું. તે ખોળી કાઢે એટલે હાથમાં ઊંચે રખાવી તેને વર્ગમાં આમતેમ ફેરવવો, અને તે વખતે તે અક્ષરનું નામ જણાવી બધાં છોકરાં પાસે તેનો ઉચ્ચાર સાથે કરાવવો. આ પ્રમાણે દરેક અક્ષરના સંબંધમાં કરવું.

**પાઠની નોંધ**— શિક્ષકે પાઠ આપવા જે નોંધ ઘેર કાઢી હોય તે માત્ર ઉપરીને ખુશ કરવા માટે કાઢેલી ન જોઈએ. તેણે તે નોંધમાં લખ્યા મુજબ પાઠ આપવો જોઈએ, અને તેમાં કંઈ પ્રયોગો કરવાનું તથા ચિત્રો કાઢી બનાવવાનું લખ્યું હોય તો તે પ્રમાણે કરવું જોઈએ. ઇંગ્લંડની એક નિશાળમાં ઇન્સ્પેક્ટરની મુલાકાત વખતે એક શિક્ષકે જો કે નોંધમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે અમુક ચિત્ર પાટિયાપર કાઢી બનાવવું, છતાં પાઠ શિખવતી વખતે તે કાઢી બનાવ્યું નહિ. ઇન્સ્પેક્ટરે તેનો જવાબ માગ્યો ત્યારે તેણે કહ્યું કે "ડ્રૉઇંગ એકાએક બરાબર કાઢતાં નહિ આવડવાથી મારે તે પડતું મૂકવું પડ્યું." ઇન્સ્પેક્ટરે કહ્યું, "શિક્ષકે જેવું આવડે તેવું ડ્રૉઇંગ

કાઢવું જોઈએ; છોકરાંને તેથી વસ્તુનો મન ખ્યાલ આવે એટલે બસ છે. એકાએક કાઢતાં ન આવડે તો પાઠ શરૂ કરવા પહેલાં ચિત્રનું ખોખું ઝીણી લીટીઓથી પાટિયાપર દોરી રાખી પાઠ વખતે ઉપર ચાક ફેરવી જવો જોઈએ. પણ તે બિલકુલ પડતું મૂકી છોકરાંને અંધારામાં રાખવાં એ મને ઠીક લાગતું નથી."

પ્રશ્નો—શિક્ષકે છોકરાંને ટૂંકાં વાકયોમાં અને સાદી ભાષામાં પ્રશ્નો પૂછવા જોઈએ. વાક્યોની ભાષા સમજી શકાય તેવી ન હોય અથવા તો તે લાંબાં હોય તો છોકરાં પ્રશ્નની મતલબ ગ્રહણ કરી શકતાં નથી, અને મતલબ ગ્રહણ ન કરી શકે તો તેઓ ખરો જવાબ શી રીતે આપી શકે? વળી છોકરાંને માત્ર 'હા' કે 'ના' એવા જવાબ આપવાના હોય તેવા અથવા સૂચક સવાલ પૂછવા નહિ તેમને જવાબ આપતાં કંઈ વિચાર કરવો પડે એવા પ્રશ્ન પૂછવા જોઇએ. છોકરાંની વિચારશક્તિ કેળવવા અને જાણીતી તથા અનુભવેલી બાબતોપરથી તેમની પાસે નવાં અનુમાનો કઢાવવા માટેજ પ્રશ્નો પૂછવામાં આવે છે, માટે તે હેતુ પાર પડે તેવા પ્રશ્નો પૂછવા જોઈએ. વળી પ્રશ્નો ક્રમમાં સંબંધપૂર્વક પૂછવા જોઈએ. ક્રમમાં ન લેવાથી કયી જાણીતી બાબતોપરથી કેવી રીતે શું નવું જ્ઞાન મળ્યું તે છોકરાં સમજી શકતાં નથી, અને ત્યાંસુધી નવી હકીકત તેમના મગજમાં બરાબર ઠસતી નથી.

વાચન—શિક્ષકે પાઠમાં આવેલા અઘરા શબ્દો છૂટે અક્ષરે પાટિયા પર લખવા, અને દરેક શબ્દનો કેટલાક છોકરાઓ પાસે પ્રથમ અક્ષરવાર અને પછી આખો ઉચ્ચાર કરાવવો. જો અઘરા શબ્દો પાઠને મથાળે આપેલા હોય તો તે પાટિયાપર લખવાની જરૂર નથી. ત્યારપછી તેણે છોકરાઓ પાસે કકડે કકડે પાઠ વંચાવવો. પ્રથમ સારો છોકરો કેટલીક લીટીઓ વાંચે એટલે તેજ લીટીઓ તે વિષયમાં કાચા માલમ પડતા છોકરા પાસે વંચાવવી. વાંચતાં વાંચતાં કોઈ શબ્દ આગળ છોકરો અટકે તો તે શબ્દનો ઉચ્ચાર બીજા છોકરાએ અથવા શિક્ષકે કહી દેવો નહિ. તે શબ્દના ક્ષ્મ્ય (એક સ્વરસહિત વ્યંજન) જુદા જુદા બોલાવી તેનીજ પાસે આ-

આ શબ્દનો પૂરો ઉચ્ચાર કરાવવો. શિક્ષકે કયા છોકરા વાચનમાં સારા છે અને કયા કાચા છે તેની યાદી બનાવી વાચન વખતે હમેશ સાથે રાખવી. વાંચતી વખતે છોકરાને દરેક શબ્દ છૂટો છૂટો વાંચવા દેવો નહિ, પણ સંબંધ સાથેનો વાક્યનો અમુક ભાગ એકીવખતે વાંચે, એવી ટેવ પાડવી. છોકરો પહેલી વખત વાંચતો હોય તે વખતે વાક્યનો કેટલો ભાગ એકીવખતે બિલકુલ અટકયા સિવાય વાંચવો તે શિક્ષકે બતાવતા જવું. આથી છોકરા શબ્દોનો એક બીજા સાથેનો સંબંધ સમજશે. એક છોકરો વાંચતો હોય અને શિક્ષક સુધારતો હોય તે વખતે બીજા છોકરાએ તે વાક્ય મનમાં વાંચતા જવું, અને શિક્ષક જ્યાં જ્યાં અટકવાનું બતાવે તે યાદ રાખવું. પાઠની મતલબ દર્શાવે એવાં ચિત્રો ઘણીખરી વાચનચોપડીઓમાં પાઠને મથાળે આપેલાં હોય છે. જ્યાં આવાં ચિત્ર હોય ત્યાં પાઠ શરૂ કરતા પહેલાં શિક્ષકે ચિત્રના મુખ્ય મુખ્ય મુદ્દા છોકરાં પાસે પ્રશ્ન પૂછી કઢાવવા, અને બાકીની હકીકત પોતે કહેવી. આથી છોકરાંને પાઠ વાંચતી વખતે શબ્દસંબંધ સમજવો મુશ્કેલ પડશે નહિ.

પદાર્થપાઠો.—એકજ વસ્તુ ઉપર બે, ત્રણ, કે વધારે પાઠ આપી શકાશે, પણ પહેલી વખતે જે શિખવ્યું હોય તેથી કંઈ નવું બીજી વખતના પાઠમાં શિખવવું જોઇએ. પહેલી વખત જે શિખવ્યું હોય તે ફરીથી શિખવીને અથવા તો તે ભાગમાંથી સવાલ પૂછીને વખત ગાળવો એ તે વસ્તુ ઉપર બીજો પાઠ આપ્યો કહેવાય નહિ. સારા શિક્ષકો કોઈ પણ વસ્તુ ઉપર બે ત્રણ કે વધારે પાઠ આપી શકે છે, કારણકે તે વસ્તુ વિષે પૂરતી માહિતી મેળવેલી હોવાથી તેમને દરેક વખતે તે સંબંધી કંઈ કંઈ નવું કહેવાનું હોય છે. નબળા શિક્ષકો વસ્તુઓની પૂરતી માહિતી મેળવવાની દરકાર કરતા નથી, તેથી તેમની પાસે જોઈએ તેટલું ભંડોળ નહિ હોવાથી તેઓ કોઈ વસ્તુ ઉપર વધારે પાઠ આપી શકતા નથી.

# ન્યાયશાસ્ત્ર.

( ચાલુ પૃષ્ઠ ૮૭ થી. )

## તર્ક કે ન્યાયના પ્રકાર.

તર્ક એટલે શું અને તેના કેટલા પ્રકાર છે તે નીચેના દાખલાઓ પરથી માલમ પડશે.

અવલોકન કરવાથી આપણને નીચે પ્રમાણે માલમ પડે છેઃ—

દાડમને જમીનપર પડવાનું વલણ થાય છે,
નારંગીને જમીનપર પડવાનું વલણ થાય છે,
નાળીએરને જમીનપર પડવાનું વલણ થાય છે,
પુસ્તકને જમીનપર પડવાનું વલણ થાય છે, વગેરે.

આ ઉપરથી આપણે એવા સિદ્ધાન્તપર આવીએ છીએ કે

સર્વ પદાર્થને જમીન ઉપર પડવાનું વલણ થાય છે.

આવા સિદ્ધાન્તો સપ્રમાણ છે કે દૂષિત છે તે શોધી કાઢવું ઘણું અગત્યનું છે આપણે ઘણીવાર એવી રીતે ન્યાય કરીએ છીએ તે દૂષિત હોય છે.

દાખલા તરીકે આપણે એકાદ પરદેશીને જોઈએ ને તે આપણને ઉદ્ધત માલમ પડે બીજાને જોઈએ તે પણ ઉદ્ધત માલમ પડે, અને ત્રીજો પણ ઉદ્ધત લાગે, એમ પાંચ સાત કે જેટલા જોવામાં આવે તેટલા પરદેશીઓ ઉદ્ધત માલમ પડે અને તે પરથી એવો સિદ્ધાન્ત કાઢીએ કે તમામ પરદેશીઓ ઉદ્ધત છે, તો તે સિદ્ધાન્ત દૂષિત છે એ ખુલ્લુંજ છે.

આ ન્યાયની રીતમાં વિશેષ પદાર્થોના અવલોકનથી તેમનો ધર્મ શોધી કાઢી સર્વ તેવા પદાર્થોને તે લાગુ પાડવામાં આવે છે. તર્ક કે ન્યાય કરવાનો આ એક પ્રકાર છે.

પણ કહે છે. હેતુ પક્ષમાં હોવોજ જોઇએ. નહિંતો સાધ્ય સિદ્ધ થાય નહિ. પર્વતમાં ધૂમવત્ત્વ ન હોય તો વહ્નિમત્ત્વ સિદ્ધ થાય નહિ. એ પ્રમાણે પક્ષમાં હેતુરૂપી ધર્મના ચિહ્નથી સાધ્ય સિદ્ધ થાય છે, માટે હેતુ લિંગ પણ કહેવાય છે. સાધ્ય સિદ્ધ થવા માટે હેતુ અને સાધ્ય વચ્ચે એવો સંબંધ હોવો જોઇએ કે જ્યાં જ્યાં હેતુ હોય ત્યાં ત્યાં સાધ્ય હોય, અને જ્યાં જ્યાં સાધ્યનો અભાવ હોય ત્યાં ત્યાં હેતુનો અભાવ હોય આવા સંબંધને **વ્યાપ્તિ** કહે છે. વ્યાપ્તિ એ સાધ્ય અને સાધકનું નિયમિત સાહચર્ય છે. ધૂમ અને વહ્નિ વચ્ચે વ્યાપ્તિ છે; કેમકે જ્યાં જ્યાં ધૂમ હોય છે, ત્યાં ત્યાં વહ્નિ હોય છે, અને જ્યાં જ્યાં વહ્નિનો અભાવ હોય છે, અર્થાત્ વહ્નિ હોતો નથી, ત્યાં ત્યાં ધૂમનો અભાવ હોય છે, એટલે ધુમાડો હોતો નથી. આ પ્રમાણે વ્યાપ્તિનો નિર્દેશ બે રીતે થાય છેઃ—(૧) જ્યાં ધૂમ હોય છે ત્યાં વહ્નિ હોય છે, અને (૨) જ્યાં વહ્નિ હતો નથી ત્યાં ધૂમ હતો નથી. પહેલી **અન્વયવ્યાપ્તિ** અને બીજી **વ્યતિરેકવ્યાપ્તિ** કહેવાય છે. પહેલી હેતુ અને સાધ્યની વ્યાપ્તિ છે અને બીજી સાધ્યના અભાવ અને હેતુના અભાવની વ્યાપ્તિ છે. હવે ધૂમ અને વહ્નિ એ બેમાં કોણ કોને વ્યાપીને રહ્યું છે, એટલે ક્યામાં ક્યાનો સમાવેશ થાય છે, તેનો વિચાર કરીએ. વહ્નિ ધૂમને વ્યાપીને રહ્યો છે, પણ ધૂમ વહ્નિને વ્યાપીને રહ્યો નથી. સર્વત્ર ધૂમને સ્થળે વહ્નિ હોયજ છે, પણ સર્વત્ર વહ્નિસ્થળે ધૂમ હતો નથી. લોઢાના તપેલા ગોળામાં વહ્નિ છે પણ ધૂમ નથી. આ પ્રમાણે ધૂમ વ્યાપ્ય અને વહ્નિ વ્યાપક છે. પણ એના અભાવ વિષે વિચાર કરીશું તો એથી ઉલટુંજ માલમ પડશે. જ્યાં વહ્નિનો અભાવ હોય ત્યાં ધૂમનો અભાવ હોયજ. પણ ધૂમનો અભાવ હોય ત્યાં અવશ્ય વહ્નિનો અભાવ છે એમ કહેવાય નહિ; કારણકે લોઢાના તપેલા ગોળામાં ધુમાડો નથી, પણ વહ્નિ છે. હવે સહેલાઇથી સમજાશે કે હેતુ એ વ્યાપ્ય છે અને સાધ્ય વ્યાપક છે, સાધ્યનો અભાવ વ્યાપ્ય અને હેતુનો અભાવ વ્યાપક છે, અને વ્યાપ્તિવાક્યમાં વ્યાપ્ય ઉદ્દેશ્ય અને વ્યાપક વિધેય થાય છે. સાધ્ય સિદ્ધ કરવામાં હેતુ અને સાધ્યની વ્યાપ્તિ આવશ્યક છે. પર્વત ધુમાડાવાળો છે, વહ્નિવાળો છે તેથી—એમ જો અનુમાનનાં પહેલાં બે અવયવવાક્યો મૂકીશું તો લિંગ અને સાધ્ય વચ્ચે વ્યાપ્તિ ન હોવાથી ધૂમત્-

ચ્ય પર્વતને વિષે સિદ્ધ કરવાનું છે તે સિદ્ધ થઈ શકશે નહિ; કારણ કે જ્યાં જ્યાં વહ્નિ છે ત્યાં ત્યાં ધૂમ છે એવી વ્યાપ્તિ નથી. આ પ્રમાણે અનુમાનનાં ત્રણ અવયવવાક્યો તપાસ્યાં. હવે ચોથા વાક્યનો વિચાર કરીએ ધૂમ અને વહ્નિ એની વ્યાપ્તિ નક્કી થઈ; પણ જ્યાંસુધી જે ધૂમ વહ્નિવ્યાપ્ય છે તે ધૂમ પર્વતપર છે એમ જોયું નથી, ત્યાંસુધી પર્વતપર વહ્નિ છે એમ સિદ્ધ થઈ શકે નહિ. આ કારણથી ચોથું વાક્ય પ્રયોજાય છે. વહ્નિવ્યાપ્ય ધૂમવાન્ આ પર્વત છે એવું જે વ્યાપ્તિવિશિષ્ટહેતુનું જ્ઞાન તેને પરામર્શ કે લિંગપરામર્શ કહે છે. જે પ્રતિજ્ઞા કરી છે તેમાં કંઈ સંશય નથી એમ દર્શાવવા પાંચમા વાક્યનો પ્રયોગ થાય છે. એ પાંચ વાક્યનાં નામ નૈયાયિકો નીચે પ્રમાણે આપે છેઃ—

(૧) 'પર્વત વહ્નિવાળો છે' એ સિદ્ધ કરવાનું વાક્ય છે, માટે એને પ્રતિજ્ઞા કહે છે.

(૨) 'ધુમાડાવાળો છે તેથી' એ હેતુ દર્શાવે છે માટે એને હેતુ કહે છે.

(૩) 'જે જે ધુમાડાવાળું છે તે તે વહ્નિવાળું છે, જેમકે મહાનસ'. એને ઉદાહરણ કે દૃષ્ટાન્ત કહે છે.

(૪) 'આ (પર્વત) એવો (વહ્નિવ્યાપ્યધૂમવાળો છે)' એને ઉપનય કહે છે; કેમકે પર્વતને મહાનસનો દૃષ્ટાન્ત લાગુ પાડવામાં આવે છે.

(૫) 'માટે (પર્વત) એવો (વહ્નિવાળો) છે' એ છેવટનો સિદ્ધાન્ત હોવાથી નિગમન કહેવાય છે. નિગમનવાક્ય પ્રતિજ્ઞાવાક્યના જેવુંજ જણાય છે, પણ વસ્તુતઃ તેમ નથી. 'એવો' એટલો ભાગ પ્રતિજ્ઞાવાક્યજ છે, પણ 'માટે' માં પૂર્વનાં વાક્યોનો સમાવેશ થાય છે. પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ, અને ઉપનય—બધાંનો એકત્ર સંબંધ થઈ નિશ્ચય કરવામાં આવે છે, માટે એને નિગમનવાક્ય કહે છે.

આ પાંચ અવયવવાક્યોમાં [૧] પ્રતિજ્ઞા, [૨] હેતુ, [૪] ઉપનય, અને [૫] નિગમન એ ચારની સંજ્ઞા તો અન્વર્થ છે, યથાર્થ છે; પણ વ્યાપ્તિવાક્યને 'ઉદાહરણ' કે 'દૃષ્ટાન્ત' શા માટે કહે છે તે વિચારવા જેવું છે. એ વાક્યમાં ઉદાહરણ તો ગૌણ છે, કેટલાક નૈયાયિકો નકામું ગણી તેનો પ્રયોગ કરતા નથી, અને

વ્યાપ્તિજ પ્રધાન છે, તો વાક્યની સંજ્ઞા જે પ્રધાન છે તે ઉપરથી કેમ પાડી નથી, ગૌણ ઉપરથી શા માટે પડે છે? એનું સમાધાન એટલુંજ છે કે અનુમાનનાં પાંચ અવયવવાક્યો મૂળ નીચે પ્રમાણે હતાં:—

(૧) પર્વત વહ્નિવાળો છે,
(૨) ધુમાડાવાળો છે તેથી,
(૩) જેવું રસોડું,
(૪) તેવો એ ( પર્વત ) છે,
(૫) માટે ( પર્વત ) તેવો ( વહ્નિવાળો ) છે.

આમાં ત્રીજાં વાક્યમાં ઉદાહરણજ છે, વ્યાપ્તિ નથી, તેથી એની સંજ્ઞા ઉદાહરણ કે દૃષ્ટાન્ત યથાર્થ છે. પણ હેતુ અને સાધ્યના નિયમિત સાહચર્ય વગર આ અવયવવાક્યો અપૂર્ણ છે એમ માલૂમ પડવાથી ત્રીજા વાક્યમાં વ્યાપ્તિ ઉમેરાઈ અને 'જે જે ધુમાડાવાળું છે તે તે વહ્નિવાળું છે, જેવું રસોડું' એમ ત્રીજું અવયવવાક્ય થયું. પણ સંજ્ઞા તો જે મૂળ પડી હતી તેજ કાયમ રહી. આથી વ્યાપ્તિ પ્રધાન છે અને ઉદાહરણ ગૌણ છે, તો પણ અવયવવાક્યની સંજ્ઞા ઉદાહરણ કે દૃષ્ટાન્તજ રહી.

ઍરિસ્ટૉટલની પહેલાંના ગ્રીક નૈયાયિકો સાદૃશ્યાનુમાન ઘણું વાપરતા હતા, તે ઉપરના ઉદાહરણવાળા પંચાવયવ અનુમાનને મળતું આવે છે. ઍરિસ્ટૉટલ નીચેનો દૃષ્ટાન્ત આપે છેઃ—

(૧) થીબ્સની સાથે ઍથન્સનો વિગ્રહ (પક્ષ) હાનિકર્તા હતો (સાધ્ય),
(૨) કેમકે તે પડોશી સાથેનો વિગ્રહ હતો (હેતુ),
(૩) જેવો થીબ્સનો વિગ્રહ ફોસીસ સાથે હતો તેવો (ઉદાહરણ).

પ્રાચીન સંસ્કૃત ન્યાયવાક્ય અને ગ્રીક ન્યાયવાક્ય બંને વિશિષ્ટ ઉપરથી વિશિષ્ટ ઉપરથી વિશિષ્ટ હકીકતનું અનુમાન કરવાના દાખલા છે, અને પ્રસિદ્ધ નૈયાયિક મિલ કહે છે કે અનુમાનનું મૂળ સ્વરૂપ એ જ હતું.

# भूगोळना पाठ

## આકાર (પ્લૅન).

### ૧. પ્રથમ ખ્યાલ.

**સાહિત્ય**—સોયો તથા જુદા જુદા આકારનાં પત્તાં. છોકરાં પાસે સ્લેટ કે કાગળ અને પત્થરપેન કે પેન્સિલ જોઈએ.

શિક્ષકે પહેલાં છોકરાંને સોયો વહેંચી આપવી. પછી પોતે એક સોય લઈ મેજપર આડી મૂકવી અને છોકરાંને તે પ્રમાણે સ્લેટ કે કાગળપર મૂકવા કહેવું. પછી તે ઉપર દૃષ્ટિ નાખતાં તેનો આકાર કેવો લાગે છે તે છોકરાંને પૂછવું. તેઓ કહી શકશે કે 'તેનો આકાર સીધી લીટી જેવો લાગે છે.' આવો જવાબ મળે એટલે શિક્ષકે તેમની પાસે સોયની લંબાઈના માપની આડી સીધી લીટી કાગળ કે સ્લેટપર દોરાવવી. પછી તેણે પોતાની સોયને જુદી જુદી દિશામાં મૂકીને તે સ્થિતિમાં છોકરાં પાસે સોય મુકાવવી, અને તેઓ એમ કરે એટલે તેની જુદી જુદી સ્થિતિના આકાર દર્શાવનારી સોયની લંબાઈના માપની લીટીઓ દોરાવવી. શિક્ષકે પછી કહેવું કે 'આ બધી લીટીઓ તમારી પાસેની સોયના જુદી જુદી સ્થિતિમાં આકાર દર્શાવે છે.'

સોયના જુદી જુદી સ્થિતિમાં આકારો.

---

પછી શિક્ષકે ત્રિકોણ, ચોરસ, લંબ ચોરસ, વર્તુલ, વગેરે આકારનાં પત્તાં છોકરાંને આપવાં. અને તેમનાપર નજર નાખવાથી તેમના જે આકાર લાગે તે લંબાઈ પહોળાઈનું માપ લેવડાવીને દોરાવવા, અથવા તે પત્તાંની આસપાસ લીટીઓ દોરાવવી. શિક્ષકે કહેવું કે 'આ આકૃતિઓ જુદાં જુદાં પત્તાંના આકાર દર્શાવે છે.'

## પત્તાંના જુદા જુદા આકારો.










આટલા ઉપરથી આકાર કાઢવો એટલે શું તેનો કંઈ ખ્યાલ છોકરાંને આવશે. તેઓ શિક્ષકની મદદથી કહી શકશે કે—

૧. કોઈ વસ્તુનો આકાર કાઢવો એ એક પ્રકારનું ચિત્રકામ છે.
૨. આકાર વસ્તુની અમુક દિશામાં સ્થિતિ દર્શાવે છે.
૩. આકાર, લીટી, વક્ર લીટી, કે સપાટ સપાટીપરની કોઈ આકૃતિ હોઈ શકે.
૪. આકાર વસ્તુઓનું કદ (લંબાઈ પહોળાઈનું માપ) દર્શાવે છે.
શિક્ષકે આ હકીકત પાટિયાપર લખવી.

### ૨. વિશેષ સમજ.

**સાહિત્ય**—કિન્ડરગાર્ટનના ઘન, સમખાત, ગોળા, અર્ધગોળ, નળાકાર, તથા શંકુ. છોકરાં પાસે સ્લેટ કે કાગળ અને પથરપેન કે સીસાપેન જોઈએ.

શિક્ષકે છોકરાંને કિન્ડરગાર્ટનના ઘન વહેંચી આપવા અને તે કાગળ કે સ્લેટપર મૂકવા કહેવું. પછી ઉપરથી મધ્યમાં નજર નાખતાં તેનો જે પહોળામાં પહોળો ભાગ દૃષ્ટિ તળે આવે તેનો આકાર કેવો લાગે છે તે છોકરાંને પૂછવું. છોકરાં કહેશે કે 'ઘનનું ઉપરનું આખું પૃષ્ટ નજર તળે આવે છે અને તેનો આકાર ચોરસ લાગે છે.' પછી તે ઉપરના પૃષ્ટની એક બાજુ મપાવી તે માપનો ચોરસ છોકરાં પાસે કઢાવવો. શિક્ષકે કહેવું કે 'આ ચોરસ ઘનનો આકાર દર્શાવે છે.' ત્યારપછી તે ઘનને જુદી જુદી સ્થિતિમાં મુકાવવો. દરેક સ્થિતિમાં ઉપરથી જોતાં તેના આકાર એકસરખા ચોરસ જણાશે. પછી તે ઘન કાગળપર મજબુત પકડી રાખીને તેની આસપાસ લીટીઓ દોરાવવી. આ આકાર પણ તેવીજ જાતનો ચોરસ થશે. આ આ-

કારને તળિયાનો આકાર કહે છે. પછી ઘનના આકારની માફક કાટખૂણુ સમખાતનો આકાર દોરાવવો. કાટખૂણુ સમખાતના સંબંધમાં છોકરાં જોશે કે તેને આડો કે ઊભો રાખ્યો હોય તે પ્રમાણે તેના આકારમાં ફેર પડે છે, પણ એકજ સ્થિતિમાં ઉપરથી દૃષ્ટિ તળે આવતો અને તળિયાનો આકાર એકસરખો રહે છે. પછી અર્ધગોળ કે લીંબુનાં અડધીઆં છોકરાંને આપીને તેનો આકાર દોરવા કહેવું. ઉપરથી જોતાં અર્ધગોળના તળિયાનો ભાગ પહોળામાં પહોળો લાગવાથી તેઓ તળિયાના ભાગનો આકાર દોરશે. શિક્ષકે કહેવું કે 'ખરેખર આ ભાગનો આકાર તેજ અર્ધગોળનો વાસ્તવિક આકાર ગણાય છે, અને તળિયાનો આકાર પણ તેજ છે.' ત્યારપછી શિક્ષકે છોકરાંને ગોળા કે લીંબુ આપી આકાર દોરવા કહેવું. ઉપર નજર નાખતાં ગોળાના કેન્દ્રની આસપાસનો ભાગ તેમને પહોળામાં પહોળો લાગવાથી તેઓ તે ભાગની આસપાસનો વર્તુલાકાર માપ લઈને દોરશે. શિક્ષકે કહેવું કે 'ખરેખર, આ વર્તુલાકાર ગોળાનો વાસ્તવિક આકાર ગણાય છે.' પછી તે ગોળાને મજબુત પકડી રખાવીને તેની આસપાસ લીટી દોરાવવી. છોકરાં જોશે કે આ પ્રમાણે જે વર્તુલાકાર થાય છે તે ઘણો નાનો છે. શિક્ષકે કહેવું કે 'આ આકારને ગોળાનો વાસ્તવિક આકાર કહી શકાય નહિ, કારણ કે તે ઘણો નાનો આકાર છે. માટે ગોળાના સંબંધમાં તેના કેન્દ્રની આસપાસનો વર્તુલાકાર તેજ તેનો વાસ્તવિક આકાર ગણવો.' શિક્ષકે પછી તેવીજ રીતે છોકરાં પાસે નળાકાર, શંકુ, તથા પિરામિડના આકાર દોરાવવા.

ઘન, કાટખૂણુ સમખાત, ગોળો, વગેરેના આકારો—

ઘન. કાટખૂણુ સમખાત. ગોળો તથા અર્ધગોળ.



આટલાપરથી છોકરાંને આકારના સંબંધમાં કંઈ વિશેષ ખ્યાલ આવ્યો હશે. તેઓ શિક્ષકની મદદથી કહી શકશે કે–

૧. આકારથી માત્ર કદ (લંબાઈ પહોળાઈ) દર્શાવાય છે, ઊંચાઈ દર્શાવાતી નથી.

૨. ઉપરથી નજર નાખતાં વસ્તુનો જે પહોળામાં પહોળો ભાગ દૃષ્ટિ તળે આવે તે ભાગની આસપાસગો આકાર તે તે વસ્તુનો વાસ્તવિક આકાર ગણાય છે.

૩. કેટલીક વખત વસ્તુના તળિયાના પૃષ્ઠની સીમા આકારમાં લેવાય છે. આ આકારને તળિયાનો આકાર કહે છે. ઘન, કાટખૂણુ સમખાત, તથા નળાકારમાં ઉપરથી દૃષ્ટિ તળે આવતો અને તળિયાનો આકાર એકજ છે. અર્ધગોળ, શંકુ, તથા પિરામિડમાં તળિયાનો આકાર તેજ ઉપરથી દૃષ્ટિ તળે આવતો આકાર છે.

૪. ગોળામાં કેન્દ્રની આસપાસનો વર્તુલાકાર તેજ તેનો વાસ્તવિક આકાર ગણાય છે. તળિયાનો આકાર આકારમાં ગણાતો નથી.

૫. ગોળાનો તથા તેના અર્ધગોળનો આકાર એકજ છે.

શિક્ષકે આ હકીકત પાટિયાપર લખવી.

### ૩. સાધારણ વસ્તુઓના આકાર.

સાહિત્ય—કિન્ડરગાર્ટનની, પથરપેનની, કે દિવાસળીની પેટીઓ. દરેક છોકરા પાસે ખડિયો, ચોપડી, સ્લેટ કે કાગળ, અને પથરપેન કે પેન્સિલ જોઇએ.

શિક્ષકે છોકરાંને કિન્ડરગાર્ટનની, પથરપેનની, કે દિવાસળીની પેટીઓ વહેંચી આપવી, અને પોતાને જે પેટી મળી હોય તેનો આકાર દોરવા કહેવું. તેઓ ઘન તથા કાટખૂણુ સમખાતના આકાર દોરતાં શીખી ગયા છે તે મુજબ માપ લઇ પેટીનો આકાર દોરી શકશે. પછી છોકરાંને પોતાની પાસેની ચોપડીનો આકાર દોરવા કહેવું. તે પણ તેઓ દોરી શકશે. પછી ખડિયાનો આકાર દોરવા કહેવું. તેઓ નળાકારની માફક તેનો આકાર પણ દોરી શકશે. છોકરાં ભૂલ કરે તો શિક્ષકે સુધારવી. શિક્ષકે આટલીજ વસ્તુઓના આકાર દોરાવવા એ બસ નથી. તેણે જુદી જુદી વસ્તુઓ લાવી આકારનો ખુબ મહાવરો કરાવવો કે જેથી છોકરાંનાં મગજમાંથી તેનો ખ્યાલ કદી ખસે નહિ.

પછી શિક્ષકે છોકરાં પાસે વસ્તુઓના એક બીજાના સંબંધમાં આકાર દોરાવવા. દાખલા તરીકે ટેબલપર કેટલેક અંતરે ચોપડી તથા ખડીઓ કે,

તે બંનેના આકાર સાથે કઢાવવા હોય તો છોકરાં માત્ર તે બે વસ્તુઓના આકાર કાઢે એ બસ નથી. આ વસ્તુઓ વચ્ચે જે અંતર હોય તે આકારમાં જળવાવું જોઈએ. અંતર જાળવ્યા વિના દોરેલા આકારો ખરા ગણાય નહિ. શિક્ષકે છોકરાંનાં મગજમાં ઠસાવવું કે—

આકાર વસ્તુઓનું એક બીજાથી અંતર પણ બતાવે છે.

આ હકીકત શિક્ષકે કાળા પાટિયાપર લખવી.

## ૪. સ્કેલની સમજ.

અત્યારસુધી આપણે એવી વસ્તુઓ લીધી કે જેમના પૂરે કદ (લંબાઈ પહોળાઈ) ના આકાર આપણે દોરી શક્યા. પણ વસ્તુઓ એવી હોય કે તેમનો પૂરે કદનો આકાર તમારી પાસેની સ્લેટ કે કાગળપર દોરી શકાય નહિ. ધારો કે આપણે પાંચ ફુટ લાંબી ને ત્રણ ફુટ પહોળી પેટીનો આકાર દોરવો છે તો શી રીતે દોરીશું? આવી વસ્તુનો પૂર્ણ કદ (લંબાઈ પહોળાઈ) નો આકાર દોરી શકાશે નહિ, ત્યારે મૂળ કદનો અમુક ભાગ લઈને તેનો આકાર દોરવો. આ ભાગ લંબાઈ ને પહોળાઈ બંનેના સંબંધમાં એકસરખો લેવો જોઈએ. છોકરાં પાસે પેટીની લમાઈ પહોળાઈ મપાવવી, અને મૂળ કદના જેટલામા ભાગનો આકાર દોરવાનો હોય તેટલામો ભાગ લંબાઈ પહોળાઈનો લેવો. આ સ્થળે પેટી પાંચ ફુટ લાંબી અને ત્રણ ફુટ પહોળી છે તો તેના બારમા ભાગના કદનો આકાર દોરવો હોય તો લંબાઈ પાંચ ઇંચ ને પહોળાઈ ત્રણ ઇંચ લઈ લંબચોરસ દોરવો. આ રીતે મૂળ કદનો કોઈ ભાગ લઈ મોટી વસ્તુનો આકાર દોરી શકાય. મૂળ કદને બદલે તેનો કોઈ ભાગ લેવો તેને સ્કેલ કહે છે, અને તે એક ફુટપર ગણાય છે. દાખલા તરીકે મૂળ કદનો છઠ્ઠો ભાગ લીધો હોય તો સ્કેલ ૧ ફુટે ૨ ઇંચનું ગણાય છે, બારમો ભાગ લીધો હોય તો ૧ ફુટે ૧ ઇંચ ગણાય છે; ચોવીસમો ભાગ લીધો હોય તો ૧ ફુટે ૦॥ ઇંચ ગણાય છે; વગેરે: આવી રીતે ૧ ફુટે અમુક ઇંચ અથવા તો ૧ ઇંચ કે ૧ ઇંચનો કોઈ અપૂર્ણાંક સ્કેલ માટે માપ લઈને કોઈ પણ વસ્તુનો આકાર સ્લેટ કે કાગળપર દોરી શકાય. મુખ્ય વાત ધ્યાનમાં રાખવી કે લંબાઈ ને પહોળાઈ બંનેના સંબંધમાં એકજ સ્કેલનો ઉપયોગ થવો જોઈએ, અને એકજ વસ્તુનો

નું હતું કે તે મન ને શરીરપર અફીણ કરતાં પણ વધારે ખરાબ અસર કરે છે. પણ ધીમે ધીમે તેનો વાપર વધતો ગયો, એટલે સુધી કે ૧૮મા સૈકાની આખર સુધીમાં તો ઈંગ્લંડમાં તે ઘેરે ઘેર પીવાવા માંડી. બીજા દેશોના લોકોમાં પણ તે ધીમે ધીમે દાખલ થઈ અને હાલ દુનિયાની વસ્તીના અર્ધ કરતાં વધારે ભાગના લોકોને ચ્હાની લત લાગી છે. ખરેખર, હદ ઉપરાંત પીવાથી ચ્હા મનોવિકારોને ઉશ્કેરે છે, પણ રીતસર પીવાથી જુસ્સા નરમ પાડે છે, મનને શાંત કરે છે, સુસ્તી ઉડાડે છે, થાક ઉતારે છે, શરીરને હલકું કરે છે, તથા મગજ ચોખ્ખું કરે છે.

**ચીન અને જાપાનમાં** ઊગતો ચ્હાનો છોડ બારેમાસ લીલો રહે છે, અને ત્રણથી પાંચ ફુટ સુધી ઊંચો વધે છે. તેનું થડ ભરાઉ હોય છે અને ડાળીઓ પાંદડાંથી લચી જાય છે. પાંદડાં અંડાકાર અને ફૂલ ધોળાં તથા સ્હેજ સુગંધી હોય છે. છોડવો ત્રણ વર્ષનો થાય છે ત્યારે બરાબર ફાલવા માંડે છે. તે વખતે તેને નવાં પાંદડાં જલદીથી અને પુષ્કળ આવે છે. એકજ છોડમાંથી **લીલી** અને **કાળી** બંને જાતની ચ્હા બને છે; તફાવત માત્ર બનાવટમાં છે. લીલી ચ્હા બનાવવાને પાંદડાંને એકઠાં કર્યા પછી તાપપર મૂકેલી કઢાઈમાં તપવીને સુકવી નાખે છે; અને કાળી ચ્હા બનાવવાને પાંદડાંને એકઠાં કર્યા પછી સૂર્યના તાપમાં ને હવામાં ખુલ્લાં મૂકવામાં આવે છે, અને તે દરમ્યાન પાંદડાંનો રંગ બદલાઈ જાય છે. આમ છતાં ચીનના હરકોઈ ભાગમાં કાંતો કાળી કે કાંતો લીલી એમ એકજ જાતની ચ્હા થાય છે; બંને જાતની કોઈ જગાએ જવલ્લેજ થાય છે. ચીનમાં જમીન ઘણા નાના નાના ટૂકડામાં વહેંચાઈ ગયેલી છે, અને નાની નાની વાડીઓમાં ચ્હાનું વાવેતર ઘણી જગાએ જોવામાં આવે છે. ખેડુત અને તેનું કુટુંબ ચ્હાના છોડ ઉછેરે છે અને પાંદડાં ચૂંટી એકઠાં કરે છે. એપ્રિલ મહિનામાં પહેલી વખત પાંદડાં ઉતારવામાં આવે છે. આ પાંદડાંની પીકો ને હાઇસન જાતની શ્રેષ્ઠ ચ્હા બને છે. ત્યાર પછી મે, જૂન, અને ઓગસ્ટમાં ફરીથી પાંદડાં ઉતારવામાં આવે છે. છેલ્લી ચૂંટણીની ચ્હા ઘણી હલકી ગણાય છે.

**હિંદમાં** પ્રથમ આસામના જંગલમાંથી ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના નોકરોને ઇ. સ. ૧૮૨૦ માં એક દેશી છોડ હાથ લાગ્યો. તે ચીનની ખરી ચ્હા-

ના છોડ જેવો ન હતો, પણ તેની કંઈક ગરજ સારે તેવો હતો. વિશેષ તપાસ કરવાથી એમ માલમ પડ્યું કે તે જંગલમાં વધારે ઉછરે છે, અને ત્યાં તે ૧૫ થી ૨૦ ફુટ સુધી ઊંચો થાય છે તથા તેનાં પાંદડાં ૯ ઇંચ લાંબાં થાય છે. ઇ. સ. ૧૮૩૬માં આ દેશી છોડમાંથી ૧ પાઉંડ ચ્હા બનાવીને લંડન મોકલવામાં આવી અને બીજે વર્ષે ૫ પાઉંડ ગઈ. ઇ. સ. ૧૮૩૮ માં ચ્હાની ૧૨ નાની પેટીઓ અને ઇ. સ. ૧૮૩૯ માં તેથી આઠગણી પેટીઓ ઇંગ્લંડ ખાતે ગઈ. આ બધી ચ્હા આસામના અસલ જંગલી છોડોમાંથી તૈયાર કરવામાં આવી હતી. ઇ. સ. ૧૮૫૧ માં આસામમાં ચ્હાનું પહેલવહેલું વાવેતર થયું. આ વખતે ચીનમાંથી ચ્હાનાં બી લાવીને વાવ્યાં. આ પહેલીજ વખતના વાવેતરમાં ફતેહ મળી તેથી દિનપરદિન તે વધવા માંડ્યું. આસામમાં ચ્હાના વાવેતરનો જે અનુભવ થયો તેપરથી એમ લાગ્યું કે હિમાલયમાં આ વાવેતર થઈ શકે એવી પુષ્કળ જમીન છે. આ ઉપરથી ત્યાં વાવેતર કરવામાં આવ્યું અને તે લાભકારી જણાવાથી તેમાં દિન પરદિન પુષ્કળ વધારો થયો. ત્યારપછી હિંદના બીજા ભાગોમાં ચ્હાનું વાવેતર થયું. ઇ. સ. ૧૯૦૦ માં ૪,૭૪,૮૦૦ એકર જમીન આ વાવેતરમાં રોકાઈ હતી, તેમાંની આસામમાં ૩,૩૧,૮૦૦, બંગાળામાં ૧,૩૩,૦૦૦, અને બાકીની વાયવ્ય પ્રાંતો, પંજાબ, અને મદ્રાસમાં હતી. ઇ. સ. ૧૯૦૦ માં ૧૯,૦૩,૦૫,૦૦૦ પાઉંડ ચ્હા વિલાયત ખાતે મોકલવામાં આવી, તે ઉપરથી તેના વાવેતરમાં કેટલો વધારો થયો છે તેનો ખ્યાલ આવશે.

**સિલોનમાં** પ્રથમ ચ્હાના વાવેતર તરફ ઇ. સ. ૧૮૬૯ માં ધ્યાન ખેંચાયું. તે વર્ષમાં ત્યાં બુંદના છોડમાં કંઈ રોગ પેઠો તે કેમે કરી નીકળ્યો નહિ. તેથી બુંદનું વાવેતર કરનારાને તે ઉદ્યમ પડતો મૂકવો પડ્યો. આ વખતે ચ્હાના વાવેતરથી ફાયદો થશે એમ તેમને લાગ્યું, અને તે શરૂ કર્યું તથા તેમાં ફતેહ મળી. તેમણે ઇ. સ. ૧૮૭૯ માં ૩,૫૧૫ પાઉંડ અને ઇ. સ. ૧૯૦૦ માં આસરે ૧૨,૦૦,૦૦૦,૦૦ પાઉંડ ચ્હા વિલાયત ખાતે મોકલી.

**દક્ષિણ અમેરિકામાં** પારાગુવાયમાં નદીકાંઠે તથા બ્રાઝિલના પહાડી ભાગમાં ખાતે કે પારાગુવાઇ એ નામની દેશી ચ્હા થાય છે; અ-

સસના વખતથી ત્યાંના ઇન્ડિયનો આ ચ્હાનો ઉપયોગ કરે છે, પણ તેનું રીતસરનું વાવેતર પ્રથમ જેસ્યુટ લોકોએ કર્યું, તેથી તે જેસ્યુટ ચ્હા પણ કહેવાય છે. પાંદડાંને બૂંજવી તેમનો ભૂકો કરી આ ચ્હા બનાવવામાં આવે છે. પારાનામાં ચીનની ચ્હાની માફક તે બનાવવામાં આવે છે. ઇ. સ. ૧૯૦૦ માં પારાગુવાઇમાંથી ૧,૧૧,૮૧૬ પાઉંડની કિંમતની આ જાતની ચ્હા પરદેશ ખાતે મોકલવામાં આવી. ઇ. સ. ૧૮૧૦ માં બ્રાઝિલ-માં ચીની ચ્હાનું વાવેતર થયું પણ ત્યાંની હવા માફક નહિ આવવાથી તે ધંધામાં ફતેહ મળી નહિ તોપણ હાલમાં થોડાં વર્ષ થયાં સઘળી હરકતો દૂર કરી તેનું વાવેતર ફરીથી કરવા માંડ્યું છે, અને ત્યાંથી હાલ વિલાયત ખા-તે ચ્હા જાય છે.

ઑસ્ટ્રેલિયા અને નેટલમાં પણ થોડાં વર્ષ થયાં ચ્હાનું વાવેતર થવા માંડ્યું છે, અને તેમાં લાભ જણાવાથી દિન પરદિન વધારો થતો જાય છે.

ઇંગ્લંડમાં દિન પરદિન ચ્હાનો વાપર વધતો જાય છે, અને ઉપર જ-ણાવેલા દેશોમાંથી બધી ચ્હા પૂરી પાડવામાં આવે છે. ઇ. સ. ૧૮૪૦ માં ઇંગ્લંડમાં માથાદીઠ ૧½ પાઉંડ ચ્હા વપરાતી અને હાલ ૬ પાઉંડ વપરાય છે. આ પ્રમાણે પાછલાં સાઠ વર્ષમાં ચ્હાનો વાપર લગભગ પાંચગણો વ-ધ્યો છે. પાછલાં પચીસ વર્ષમાં ઇંગ્લંડમાં ચ્હાનો વાપર કેટલો વધ્યો છે અને કયા કયા દેશોમાંથી કેટલી ચ્હા વિલાયત ખાતે જાય છે તે નીચેના કોઠા ઉપરથી જણાશેઃ—

| | ઇ. સ. ૧૮૭૮ | ઇ. સ. ૧૯૦૦ |
|---|---|---|
| ચીન... ... | ...૧૬,૬૦,૦૦૦,૦૦ પૌં. | ૨,૧૦,૦૦૦,૦૦ પૌં |
| વખત હિંદુસ્તાન... | ... ૨,૫૦,૦૦૦,૦૦ | ૧૫,૭૦,૦૦૦,૦૦ |
| તની ચ્હા બન... ... | — | ૧૧,૪૦,૦૦૦,૦૦ |
| દાં ઉતારવામાં આવે છે: | ૪૦,૦૦૦,૦૦ | ૧,૧૦,૦૦૦,૦૦ |

હિંદમાં પ્રથમ આસામ લગાડી કે ઇંગ્લંડમાં પચીસ વર્ષ પર ચ્હા પણે રેને ઇ. સ. ૧૮૨૦ માં એક દેશી જાતની પછી પેદા થતી, અને સિલોનની પછી આજે હિંદુસ્તાન તથા સિલો-

નથી જાય છે. આ ઉપરથી હિંદુસ્તાન તથા સિલોનમાં ચ્હાનું વાવેતર કેટલું બધું વધ્યું છે તેનો ખ્યાલ આવશે. ઇંગ્લંડમાં ચ્હાનો વાપર વધતો જાય છે તેનું કારણ તેની સોંઘવારી પણ હોઈ શકે. ઇ. સ. ૧૮૮૧ માં ચ્હાનો સરેરાશ ભાવ દર પાઉંડ ૧ શિ. ૬ પે. હતો; ઇ.સ. ૧૮૯૧ માં ૧૦½ પેન્સ હતો; અને હાલ ૬ પેન્સ છે. પાછલાં દસ વરસમાં ચ્હાપર લેવાતી જકાતમાં વધારો થયો છે. ઇ. સ. ૧૮૯૧ માં એક પાઉંડ ચ્હાપર ૪ પેન્સ લેખે જકાત લેવાતી. હાલમાં તે વધારીને ૬ પેન્સ કરી છે. આ કારણથી ત્યાં હાલમાં કોકો અને બુંદનો વાપર વધવા લાગ્યો છે, અને ચ્હાના વાપરમાં જેટલો વધારો થવો જોઇએ તેટલો થતો નથી.

હિંદુસ્તાનમાં પણ હાલમાં ચ્હાનો વાપર વધવા લાગ્યો છે. વીસ વર્ષપર માત્ર શહેરોનાં પૈસાદાર કુટુંબોજ ચ્હા પીતા, પણ ધીમે ધીમે પ્રસરતાં હાલમાં તેનો ઉપયોગ બહુ વધી ગયો છે. ગામડાંના લોકો પણ હવે ઉપયોગ કરવા લાગ્યા છે. તોપણ ઇંગ્લંડની માફક ચ્હા વિના દરરોજ ચાલે નહિ એવાં કુટુંબ ગામડાંમાં તો ઘણાં જુજ જોવામાં આવશે. ગામડાંના લોકોમાં શુભ પ્રસંગે અથવા ભાઇબંધ દોસ્તદારની મિજલસમાં પહેલાં અફીણનો કસુંબો કાઢવાનો રિવાજ હતો, તે જગાએ હાલ ચ્હા પાવામાં આવે છે. શહેરોમાં જો કે ચ્હાનો વાપર વિશેષ છે, તોપણ દરરોજ ચ્હા નહિ પીનારાં ઘણાં કુટુંબો મળી આવશે.

---

# કેળવણીખાતાની ખબરો.

## જાહેરખબર.

ઉત્તર ભાગની કન્યાશાળાઓના શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે ગઈ મુવેશક પરીક્ષા વખતે અમે વિદ્યાર્થીઓની નીચેના વિષયોમાં ખામી જોઈ હતીઃ—

૧. અક્ષરોનું ખરું સ્વરૂપ અને લખવાની પદ્ધતિ તે જાણતા નથી.

૨. લખાણ ઘણુંજ અશુદ્ધ જોવામાં આવે છે.

૩. ગણિત અને લેખાંનો વિષય પ્રદર્શનશૈલીના ઉપયોગ સાથે શિખવાતો નથી.

૪. ઇતિહાસ અને ભૂગોળમાં ગોખણના પ્રશ્નોના સાદા ઉત્તર આપે છે, પરંતુ એ વિષયની અગત્ય સમજવાનાં તત્વ શિખવામાં આવતાં નથી. ભૂતળ તો જાણતાંજ નથી.

કન્યાશાળાના શિક્ષકો આ બાબતો ધ્યાનમાં લેઈ આવતી પ્રવેશક પરીક્ષામાં મોકલવાની વિદ્યાર્થીઓને વધારે સારી રીતે તૈયાર કરશે એવી આશા છે.

અમદાવાદ મહાલક્ષ્મી ફિમેલ ટ્રેનિંગ કૉલેજ, તા. ૨૫-૩-૦૩. } A. E. Brooke, આક્ટિંગ લેડી સુપરિન્ટેન્ડેન્ટ.

---

## જાહેરખબર.

ઉત્તર ભાગની કન્યાશાળાઓના શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે પહેલાંના વખતમાં ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થનાર ઉમેદવારને વર્ષના વચલા વખતમાં દાખલ કરવામાં આવતી હતી. હાલ તે રિવાજ બંધ કરી મહેરબાન એ૦ ઇ. સા બા. ની પરવાનગી લઈ પ્રવેશક પરીક્ષા દાખલ કરી છે. પ્રવેશક પરીક્ષા માટે આજ પત્રમાં જાહેરખબર આપવામાં આવે છે. તેથી કોઈ ઉમેદવારે આ પ્રકારની અરજ વર્ષના વચલા વખતમાં કરવી નહિ. ભલામણ કરી ઉપલી ઑફીસ તરફ મોકલવાથી માત્રાફુટ વધારે થઈ વખત નકામો જાય છે. માટે ભલામણ કરનાર સાહેબોએ પણ એવી અરજીઓ બંધ કરવા મહેરબાની કરવી. શાળાપત્રમાં પ્રવેશક પરીક્ષાની નોટીસ આવ્યા પછી જે ઉમેદવારો અરજ ગુજારે તેનીજ ભલામણ થવી જોઇએ.

તા. ૨૫-૩-૦૩ અમદાવાદ ફિ. ટ્રે. કૉલેજ. } A. E. Brooke, આક્ટિંગ લેડી સુપરિન્ટેન્ડેન્ટ.

# સૂચના

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળો લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને ઑસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મુહિતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ સુધીમાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેનો આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાયની બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પ્રોફેસર માર્ક, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. મહરના ખર્ચે લે. દસ રૂપીઆસુધીના પગારવાળા શિક્ષક તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

અંક ૬ ઠો. પુસ્તક ૪૨મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

જૂન ૧૯૦૩.

## અનુક્રમણિકા.



(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ.

"જ્ઞાનોદય" પ્રિન્ટિંગ પ્રેસ.

## અમૃતસાગર વૈદ્યકનો ગુજરાતી ગ્રંથ.

આ ગ્રંથ જયપુરના મહારાજાએ મારવાડી ભાષામાં રચ્યો હતો. તેનું ગુજરાતીમાં ભાષાંતર થઇ આ બીજી આવૃત્તિમાં છપાઇને બહાર પડી ચુકેલો છે. એનાં ૨૫ પ્રકરણ છે, અને મોટા નાના સર્વે રોગો તથા બાળક, સ્ત્રીઓ, પુરૂષના સર્વે રોગોની ઉત્પત્તિ, લક્ષણ, ઉપાય એ સારી પેઠે વિસ્તારથી લખેલા છે. તથા ધાતુઓ અને ઉપ ધાતુઓ શુદ્ધ કરવી તથા મારવી; મોટા નાના રસ, ઉકાળા, ચૂર્ણ, ગોળીઓ, અર્ક, તેલ, ઘી, વગેરે દવાઓથી બનાવવાની તરેહવાર વિધિ એ ગ્રંથમાં વિસ્તારથી લખેલી છે. અને વળી રોગીના રોગો વગેરે પિછાનવા સારૂ નાડી, મૂત્ર, જીભ, શુકન, દૂત, કાળજ્ઞાન, વગેરે પરીક્ષાઓ લંબાણથી લખવામાં આવી છે. માટે એ ગ્રંથનો અભ્યાસ કીધાથી થોડી પણ બુદ્ધિવાળા મોટા વિદ્વાન વૈદ્ય થઇ શકે છે. કાગળ સાંગ, મજબુત ઉપર સફાઇદાર ટાઇપથી છાપવા સાથે પૂઠું પાકું, સુશોભિત, પીઠે સોનેરી અક્ષર પાડેલા છે. એ ગ્રંથની કીમત પ્રથમ રૂ ૬ )રાખેલી હતી, છતાં તેની સરવે નકલો ખપી જવા છતાં દેશાવરથી ભારે માગણી થવાથી, આ વખતે તેમાં કેટલોક સુધારો વધારો કરી ફરી છપાવાણી. મુળ કીમતમાં ઘટાડો કરી રૂ. ૪–૮–૦ ઉપરાંત ૭ આના ટપાલ ખર્ચ જાદે પડશે. જોઇએ તો ગ્રંથ વેલ્યુપેએબલથી ટપાલમાં તાકીદે મંગાવી લેજો. કારણકે હવે અમારી પાસે ઘણી નકલો છે નહિ. નોટપેડ પત્ર લેવામાં આવશે નહિ.

મુ૦ બોરસદ જીલ્લે ખેડા. ત્રીભોવનદાસ ગીરધરદાસ.

**સચિત્ર ગુજરાતી નવી પહેલી ચોપડી, આ. ત્રી, કિ. સવાબ નો.**

આ ચોપડી મુંબાઇ ઇલાકાના મે. ડિરેક્ટર સાહેબ બહાદુરે ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરી છે.—એટલે હો. ગુ. પહેલી ચોપડી અથવા સચિત્ર ગુજરાતી નવી પહેલી ચોપડી એ બેમાંની શિક્ષકને ગમે તે એક પહેલા ધોરણમાં ચલાવવાની મંજુરી આપી છે. આ બા. નો સરકારી ઠરાવ તા. ૧૮–૧૨–૧૯૦૨ના બોમ્બે ગ. ગે. ભા. ૧ લાના. પૃ. ૨૦૮૭માં. બહાર પડેલો છે.

સદહું ચોપડી જૂનાગઢમાં કર્તા પાસેથી તથા વઢવાણ શહેરના બુકસેલર જેચંદ તલકશી પાસેથી મળશે. કમિશન સેંકડે દશ વીશ, રસ્તાખર્ચ મંગાવનારને શિર છે, પેકિંગ ખર્ચ લેવામાં આવશે નહિ. જે બુકસેલરો સદહુ ચોપડી વેચવાની મરજી પત્રથી જણાવશે, તેનો બંદોબસ્ત કરીશું.

સુંદરજી મૂળજી શેઠ, પ્રાથમિક શાળા સુપરવાઇઝર. મુ. જુનાગઢ.

**સરકારે ટેકસ્ટબુક તરીકે મંજુર કરેલ સરળ દશીનામાની** પદ્ધતિ, ૧૫ મી આવૃત્તિ, ૩ાા આના. નવા ત્રીજા ધોરણ માટે વ્યાકરણ **શિક્ષણ માળા અંક ૧ લો,** ૧ાા આના. ધો. ૪ માટે અંક બીજો ત્રણ આના. ધો. ૫-૬-૭ માટે નવું ગુજરાતી બાળ વ્યાકરણ ૧ લી, આવૃત્તિ; ૪ આના. પોસ્ટેજ ને વી. પી. ખર્ચ લેનારને શિર. કમિશન ૫-૧૦-૧૫-૨૦ નંગથી અનુક્રમે ૧૦-૧૫-૨૦-૨૫ ટકા. પ્રેમચંદ કરમચંદ શાહ, ડે. એ. ઇન્સ્પેકટર. મુ. ગોંડળ.

અંકગણિતની સમજુતી કિંમ્મત રૂ. ાા પોસ્ટેજ સાથે. પાંચે દશ દશે, પંદર; વીશે, વીસ; અને પચીશે, પચીસ ટકા કમિશન. વેલ્યુપેઍબલ ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ. મુમ્બઇ બેંક. અમદાવાદ.

---

જેશંગ કાવ્ય—પૃષ્ઠ ૯૦૦ નું મોટું પુસ્તક. અસલ કીંમત રૂ.૪) ને હાલ ઘટાડેલી કીંમત રૂ. ૦ાા થી મળશે પોસ્ટેજ ત્રણ આના વધુ.

**સહી. જેશંગભાઈ ત્રીકમદાસ કવિ. મુ. બાવળા; જીલ્લે અમદાવાદ.**

---

## લેખનકળા કોપી બુકો.

**ગુજરાતી અને બાળબોધ ૭ નંબર.**

**કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બાઈ ઈલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણી ખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણું ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં તે ચઢીઆતી થવાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડી છે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપી બુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી નિર્ણય ઉપર ટેકો મળવા અહિં મૂકી વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઈ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાના પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે,

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની જરૂરત દૂર થાય છે. તેમ જ. એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

વાની ખામી હોય તો તમારે ધૈર્ય રાખી સુધારો કરવો, ક્રોધ દર્શાવવો જોઈએ નહિ. **આનંદી સ્વભાવ** એ ગુણ તમારામાં અવશ્ય જોઇએ. બાળકોની પ્રકૃતિ આનંદી હોય છે અને તેમને નવીન અને ભિન્ન વસ્તુઓ તરફ ઘણો પ્રેમ હોય છે; આથી જે શિક્ષકના વિચારો નવીન હોય છે, અને જેઓ યોગ્ય દૃષ્ટાંત અને ચિત્રથી પાઠ રમુજી બનાવી શકે છે તેમના શિખવવા તરફ તેઓ વિશેષ ધ્યાન આપે છે. આમ હમેશ પાઠ રસિક કરવો એ કંઈ સહેલું કામ નથી. ઘણી વાર તમારો પાઠ કંટાળો આપનાર થઈ પડે છે તે તમારા શિષ્યો તરત પારખી કાઢે છે. માટે તમારે આનંદી સ્વભાવ અને ધૈર્ય રાખવાની તેમજ પાઠ રસિક કરવાની ટેવ પાડવી જોઈએ. એકનું એક કૃત્ય વારંવાર કરવાથી જે મનની વૃત્તિ બંધાય છે તેને આપણે ટેવ કહીએ છીએ. કોઈ પણ કામ કરવામાં આગ્રહ અને ખંત રાખવાથી તે સહેલું થાય છે, માટે તમે પણ ખંતથી ધૈર્ય અને આનંદી સ્વભાવ રાખવાની અને પાઠમાં રસ ઉપજાવવાની ટેવ પાડી શકશો.'

'**શિશુસમાનભાવ** એ શિક્ષકનો સર્વોત્તમ ગુણ છે. એ ગુણ વગર તમે તમારો ધર્મ ખરેખરી રીતે બજાવી શકશો નહિ, અને એ ગુણની મદદથી ગમે તેવું અઘરું કામ પણ કરી શકશો. બધાં છોકરાંપર તમારે પ્રેમ રાખવો જોઈએ, માત્ર ચંચળ અને બુદ્ધિશાળી છોકરાંપરજ નહિ, પરંતુ સુસ્ત અને જડ છોકરાંપર પણ સરખોજ પ્રેમ રાખવો જોઇએ. તેમની સ્થિતિમાં જાણે તમે હો, તેમનીજ આંખે દેખતા હો, અને તેમનેજ કાને સાંભળતા હો તેમ વર્તવું જોઈએ. આ રીતે તમે તમારા દોષ તરતજ શોધી કાઢી શકશો, અને તેવા દોષ ફરીથી ન થાય તે માટે સાવધ રહેવાનો પ્રયત્ન કરી શકશો.'

'તમારે હમેશ **વિદ્યાવૃદ્ધિ** કરતા રહેવું જોઈએ. અમુક પાઠ શિખવવાં જેટલુંજ જ્ઞાન મેળવવું બસ નથી. ઘણી વાર પાઠ આપતાં આપતાં અચકો ખાતા કે અટકતા તમે લાગો છો. તેનું શું કારણ છે ? કારણ એટલુંજ કે આગળ શું કહેવું તે તમને સૂઝતું નથી; તમે તમારા જ્ઞાનની પરમ સીમાએ પહોંચી ગયા હો અને તેથી અટક્યા હો એમ લાગે છે. આનું પરિણામ એ થાય છે કે વર્ગનું ધ્યાન શિથિલ થાય છે, તમારો પાઠ અવ્યવસ્થિત

આય છે, છોકરાંનું ધ્યાન ઠેકાણે રહેતું નથી, અને તમે નાઉમેદ થાઓ છો.'

'તરુણ શિક્ષકો ઘણીવાર એમ ધારે છે કે આપણે પાઠની બહુ તૈયારી કરવાની જરૂર નથી. પણ એ ઘણી મોટી ભૂલ છે. બરાબર તૈયારીની હમેશ જરૂર છે. તમારે આખા વિષયનો જુદી જુદી રીતે અને જુદી જુદી દ્દષ્ટિથી સંપૂર્ણ અભ્યાસ કરતા રહેવું જોઈએ, અને જે પાઠ આપવાનો હોય તેનો ખાસ અભ્યાસ કરવો જોઈએ. પાઠની નોંધ કાઢવી એ ઘણી ઉત્તમ રીત છે. એથી એનો એ પાઠ ફરીથી આપવો પડે છે ત્યારે અગાઉની ભૂલ થતી અટકે છે અને પાઠ વધારે સંપૂર્ણ રીતે અપાય છે. નોંધને માટે બેશક ઘણો શ્રમ લેવો પડે છે અને સંશોધન કરવું પડે છે, પણ તે શ્રમ અને સંશોધન નિરર્થક જતાં નથી.'

'તમારો ઉદ્દેશ તમારા શિષ્યોની બુદ્ધિ અને બીજી બધી શક્તિઓ કેળવવાનો, તેમને સ્વતંત્ર રીતે વિચાર કરતાં શિખવવાનો, જીંદગીનાં કર્તવ્ય કરવા માટે તેમને લાયક કરવાનો, તેમની સ્થિતિ સુધારી ઊંચી કરવાનો, અને તેમની શક્તિ જનમંડળના કલ્યાણને અર્થે વાપરવા યોગ્ય કરવાનો હોવો જોઈએ. છોકરાંને હમેશ નવું નવું શીખવાની ઇચ્છા હોય છે, માટે તમારે તેમની જિજ્ઞાસા પૂરી પાડવી જોઈએ, અને કદી પણ તેમની મશ્કરી કરવી કે તેમના પર અનાદર કે તિરસ્કાર દર્શાવવો જોઈએ નહિ. તેમની શક્તિ કેટલી છે તેની તમને ખબર પડશે એટલે તેમના નકામા પ્રશ્નો તમે અટકાવી શકશો, અને સ્વતંત્ર રીતે અવલોકન કરવાની અને વિચાર કરવાની ટેવ પાડી શકશો.'

'તમારે તમારું શિક્ષણ વ્યવસ્થિત કરવા તરફ ઘણું ધ્યાન આપવું જોઈએ. મૂળ અને સાદી બાબત પ્રથમ શિખવી વિશેષ હકીકતો પરથી સામાન્ય નિયમ તારવવાની, સાદી બાબતપરથી સંયુક્ત બાબતપર જવાની, અને જાણીતી બાબતોપરથી અજાણી બાબતોપર જવાની પદ્ધતિ અનુસરવી જોઈએ. આમ કરવાથી તમારું શિક્ષણ સંગીન અને ઉપયોગી થશે. ઉપલકીયું જ્ઞાન કંઈ કામનું નથી.'

'વળી તમારે વર્ગના છોકરાની શક્તિપર ધ્યાન આપી તમારો પાઠ બધા સમજી શકે એવો કરવો જોઈએ. આ બાબતમાં તેમની ઘરકેળવણી અને સામાજિક સ્થિતિપર પણ ધ્યાન આપવું પડશે.'

'બીનઅનુભવી શિક્ષકો જેમ સ્વાભાવિક રીતે લલચાઈ ચપળ શિષ્ય તરફ વિશેષ ધ્યાન આપે છે તેમ તમારે કરવું જોઈએ નહિ. ચપળ વિદ્યાર્થી કરતાં જડ વિદ્યાર્થી તરફ વિશેષ લક્ષ આપવું જોઈએ.'

'શિખવેલી બધી હકીકત તમારા શિષ્યને યાદ રહી શકતી નથી, તેથી જે ઘણી અગત્યની બાબતો હોય તેપર તેમનું ધ્યાન ખાસ ખેંચવું જોઇએ, ને તેમનાં મનપર તેનો સંસ્કાર ઘણો ઊંડો પાડવો જોઈએ. વારંવાર પુનરાવર્તન કરવું આવશ્યક છે. પાઠને અન્તે તેમજ નવા પાઠની શરૂઆતમાં મુખ્ય બાબતોનું પુનરાવર્તન કરવું જોઈએ.'

'કેટલીક વખત તમારા પ્રશ્નનો ઉત્તર નહિ મળવાથી તમને આશ્ચર્ય લાગે છે, પણ તેનાં કારણો જુદાં જુદાં હોઈ શકે. કદાચ જે શિષ્યને પ્રશ્ન કર્યો હોય તેણે બરાબર ધ્યાન આપ્યું ન હોય, કદાચ ખરા ઉત્તર વિષે તેના મનમાં શક હોય, કે કદાચ પોતાની ભાષામાં બરાબર ઉત્તર દર્શાવતાં તેને આવડતું ન હોય. તરણ શિક્ષકો ખરું કારણ સમજી શકતા નથી, પણ આમાંનું છેલ્લું કારણ ઘણી વાર ખરું હોય છે. વળી સારી રીતે પ્રશ્ન પૂછવા એ પણ એક કળા છે. તમારા પ્રશ્ન ઘણાજ સરળ હોવા જોઈએ; એટલે તેમનું તાત્પર્ય બાળકના મનમાં તરત ઊતરવું જોઈએ. વળી તે સ્પષ્ટ અને એકજ ઉત્તર હોઈ શકે એવા હોવા જોઈએ. પ્રશ્ન જેમ બને તેમ ટૂંકા અને સરળ કરવાપર અને 'હા' કે 'ના' ના ઉત્તરથી સંતુષ્ટ નહિ થતાં સંપૂર્ણ વાક્યમાં નિશ્ચિત ઉત્તર મેળવવાપર ખૂબ ધ્યાન આપવું જોઈએ. એકના એક શિષ્યને બધા કે ઘણા પ્રશ્નો પૂછવા જોઈએ નહિ; ઓછામાં ઓછો એક વાર પણ દરેકને એક પ્રશ્ન આવે એમ પૂછવા જોઈએ. ઘણા શિક્ષકો પોતેજ ઉત્તર કહી દેતા હોય એમ પ્રશ્ન પૂછે છે. તમારે એવી ભૂલ કરવી નહિ. કંઈક શ્રમ કર્યા વિના કોઈ પણ શિષ્ય કોઈ વિષય શીખી શકશે નહિ. શીખીને ભૂલી જવાથી કંઈ લાભ નથી; શીખીને યાદ રાખ્યાથીજ લાભ થાય છે; અને યાદ રાખવા માટે પ્રયત્ન અને ધ્યાનની જરૂર છે."

તમારી નજર બધા શિષ્ય તરફ જાય એવે સ્થળે તમારે બેઠક રા

ભણી જોઈએ. જેમ તમે બરાબર ધ્યાન આપશો તેમ શિષ્યો સાવધ રહેશે, એટલે તેમનું ધ્યાન ઠેકાણે લાવવાની તમને જરૂર પડશે નહિ.'

'ઘેરથી કામ કરી લાવવાનું આપો તો તે ઘણું ન થઈ જાય તેપર તમારે ખાસ લક્ષ આપવું જોઈએ. તમને જાતે કોઈ કામ કરતાં જેટલો વખત લાગે તેના કરતાં ત્રણ ગણો વખત છોકરાંને લાગશે એ સારી પેઠે યાદ રાખવું જોઈએ. તમને અમુક કામ કરતાં દસ મિનિટ લાગે તો બાળકને અર્ધો કલાક લાગશે એ વાત ભૂલવી જોઈએ નહિ.'

'તમારે તમારું મન કેળવતા રહેવું જોઈએ; તમારું મન સારી રીતે કેળવાયલું હોવાની ઘણી જરૂર છે. સ્કૂલના વખતમાં તમને ખાનગી વાચનથી તમારું મન કેળવવાનો ઘણો અવકાશ ન મળે તો જેટલો અવકાશ મળે તેનો સદુપયોગ કરવો જોઈએ. લાંબી રજાનો સમય સારી રીતે ગાળી શકાશે. મનને ઘણો પરિશ્રમ આપવાની જરૂર નથી, પણ નિયમિત રીતે દરરોજ થોડો વખત પણ બરાબર ગાળશો તો ઘણો લાભ થયા વિના રહેશે નહિ. વર્તમાનપત્રો તેમજ તમારા સમયના વિદ્વાનોના ગ્રન્થો તમારે વાંચવા જોઈએ: જેમ તમારું જ્ઞાન વૃદ્ધિ પામશે અને તમારી વિચાર કરવાની શક્તિ વધશે તેમ તમારા શિક્ષણથી શિષ્યને વિશેષ લાભ થયા વિના રહેશે નહિ.'

'વળી શિષ્યમંડળ પ્રત્યે તમારે હમેશ પુત્રપ્રેમ દર્શાવવો જોઈએ. જેવો સંબંધ પિતા અને પુત્રનો છે તેવોજ સંબંધ ગુરૂ અને શિષ્યનો હોવો જોઈએ એ વાત તમારે કદી ભૂલવી નહિ.'

'તમારે યાદ રાખવું કે વર્ગ કોઈ વિષયમાં નબળો હોય તો તેનું કારણ તેમજ વર્ગમાં ઉત્સાહની ખામી હોય તો તેનું કારણ તમેજ છો. શિષ્યની શક્તિ કે નીતિ નબળી હોય તો તેને માટે તમે કેટલેક અંશે જવાબદાર છો.

'હું હમેશ સાવધ રહું છું કે બેદરકાર?' 'હું પરિપૂર્ણ જ્ઞાન ધરાવું છું કે ઉપલકીઉ?' 'શિષ્યના દોષ હું બરાબર સુધારું છું અને તે દોષ કેમ દૂર થાય તે હું દર્શાવું છું કે નહિ?' 'હું શિષ્યોને ઉત્તેજન આપું છું કે નિરાશ બનાવું છું?' એવા પ્રશ્નો તમારે તમારા મન સાથે પૂછવા

જોઈએ. આવા પ્રશ્નો પૂછવાથી તમારા શિષ્યના જ્ઞાનની સાથે તમારા જ્ઞાનમાં પણ વધારો થશે.'

'જો કોઇ વિદ્યાર્થી તમને કનડતો હોય તો તેને એકાંતમાં બોલાવી શિખામણ દેવી જોઇએ, અને તમારાપર તેનો વિશ્વાસ બેસે એવો પ્રયત્ન કરવો જોઇએ. આમ કરવાથી તમે તેને સુધારી શકશો તથા તેનું કલ્યાણ કરી શકશો. વળી શિષ્ય તરફ તમારો ખરો પ્રેમ હોવો જોઈએ; કૃત્રિમ પ્રેમ દર્શાવી તેમની પ્રીતિ મેળવવા કદી પ્રયત્ન કરવો જોઇએ નહિ. તમારો પ્રેમ ખરો હશે તો શિષ્યનું કલ્યાણ થયા વિના રહેશે નહિ.'

'ઘણી વાર તમને તમારા કામમાં ઘણી ઘણી મુશીબતો નડશે અને નાઉમેદ થવાનાં ઘણાં કારણો મળશે. પણ જે ઉત્તમ ઉદ્દેશથી તમારે તમારો ધર્મ બજાવવાનો છે તે કદી ભૂલવો નહિ. સારું બીજ વાવશો તો તેનું ફળ લાંબે વખતે પણ થયા વિના રહેશે નહિ.'

મિ. બોર્ડિલનની સૂચનાઓ શિક્ષકોએ ધ્યાનમાં લેવા જેવી છે. તેમાં ઘણી અગત્યની બાબત એ છે કે શિક્ષકે હમેશ પોતાના જ્ઞાનમાં વૃદ્ધિ કરતા રહેવું જોઇએ. જ્ઞાનમાં વૃદ્ધિ થવાથી તેનું દરેક કાર્ય સુગમ થશે. વિદ્યાને સંસ્કૃત પંડિતોએ કલ્પલતા સાથે સરખાવી છે. જેમ કલ્પલતા જે કંઈ ઇચ્છા (કલ્પ) થાય તે સફળ કરે છે તેમ વિદ્યા સર્વ મનોરથ સિદ્ધ કરે છે.

'दूरीकरोति कुमतिं विमलीकरोति
चेतश्चिरन्तनमघं चुलुकीकरोति ।
भूतेषु किंच करुणां बहुलीकरोति
किं किं न साधयति कल्पलतेव विद्या ॥'

(કુમતિને દૂર કરે છે, ચિત્તને સ્વચ્છ કરે છે, લાંબા વખતના પાપને પી જાય છે, પ્રાણી પ્રત્યે દયા વિસ્તારે છે, કલ્પલતાની પેઠે વિદ્યા શું શું સાધતી નથી?)

તા. ૧૨ી જાન્યુઆરી ૧૯૦૩થી તા. ૧૦મી જાન્યુઆરી સુધીમાં ઇગ્લાંડમાં 'કૉલેજ ઑવ્ પ્રીસેપ્ટર્સ' ના પ્રૉફેસરોએ જુદા જુદા વિષયો કેવી રીતે શિખવવા તે વિષે ભાષણો આપ્યાં હતાં, તેમાંથી શિક્ષણશાસ્ત્રના વિષયને લગતો કેટલોક સાર નીચે આપ્યો છેઃ—

'મિ. જે. જે. ફિન્ડ્લેએ 'શિક્ષકનું શાળામાં શું કર્ત્તવ્ય છે' તે વિષયપર બે ભાષણો આપ્યાં હતાં. પ્રથમ ભાષણમાં 'શિક્ષકે પોતાના પાઠની નોંધ શી રીતે તૈયાર કરવી' તે વિષયપર બોલતાં તેણે જણાવ્યું હતું કે નોંધ તૈયાર આપી હોય એવાં ઘણાં પુસ્તકો મળે છે, પણ શિક્ષકે તે વાપરવાં નહિ; તેણે જાતે નોંધ કાઢવી. જરૂર લાગે તો પોતાની કાઢેલી નોંધ એવાં પુસ્તકની નોંધ સાથે સરખાવી જોવી; પણ ઉતારો કરી લેવો નહિ. તેણે બીજી વાત એ કહી હતી કે શિક્ષકે શિષ્યના મન અને સ્વભાવનો અભ્યાસ કરવો જોઈએ. સંગીન શિક્ષણનો પાયો આવા અભ્યાસપરજ રહેલો છે, અને શિક્ષણપદ્ધતિનાં પુસ્તકો વાંચવાથી શિક્ષક આ જાતના અભ્યાસમાંથી મુક્ત થતો નથી. તેણે શિક્ષણપદ્ધતિનાં પુસ્તકો વાંચવા ઉપરાંત શિષ્યના મન અને સ્વભાવનો સંપૂર્ણ અભ્યાસ કરવો જોઈએ, ને એ અભ્યાસ બરાબર કરી શકવા માટે માનસશાસ્ત્રનું અધ્યયન કરવું જોઇએ. મિ. ફિન્ડ્લેએ ત્રીજી વાત એ કહી હતી કે શાળાનું શિક્ષણ વિદ્યાર્થીને જીંદગીનાં કર્ત્તવ્ય કરવાને લાયક બનાવે એવું હોવું જોઈએ. શાળામાં તેને એવું જ્ઞાન મળવું જોઈએ અને એવી રીતે તેનું મન કેળવાવું જોઈએ કે જીંદગીમાં ગમે તે કર્ત્તવ્ય કરવું પડે તેને માટે તેને કંઈ હરકત પડે નહિ. સામાન્ય રીતે લોકો હાલની કેળવણીનાં પરિણામથી અસંતુષ્ટ થયા છે. સુધરેલા દેશોમાં કેળવણી ફરજીઆત છે અને છોકરાંને નિશાળે મોકલવાંજ જોઈએ એમ માબાપ સમજે છે. પણ હવે એક વીશી થયા પછી લોકો ફરીઆદ કરતા થયા છે કે શાળામાં કંઈ સારું શિક્ષણ મળતું નથી. અને કેળવણી કશા ઉપયોગની નથી. માત્ર છોકરાં જ્ઞાન પ્રાપ્ત કરે તેથી તેમનાં માબાપો હવે સંતુષ્ટ થતાં નથી, પણ તેઓ એમ ઇચ્છે છે કે જ્ઞાનનો ઉપયોગ કરતાં તેમને આવડવું જોઈએ; અર્થાત્ તેમનાં મન સારી રીતે કેળવાવાં જોઈએ. શિક્ષકે છોકરાંનાં મનમાં ઘણા વિષયોપર વિદ્વાનોના વિચારો ભરવા એટલુંજ તેનું કર્ત્તવ્ય નથી; તેણે

તેમના મનની શક્તિઓ કેળવવી જોઇએ કે તેઓ સ્વતંત્ર વિચાર કરી શકે અને જાતમહેનતથી જીંદગીનું દરેક કર્ત્તવ્ય સારી રીતે બજાવી શકે. શાળામાં શિખવાતા બધા વિષયોનું જ્ઞાન કંઈ વ્યવહારમાં દરેક વિદ્યાર્થીને કામ આવતું નથી. જેઓ શિક્ષકનો ધંધો ન કરવાના હોય તેમને ભૂમિતિ, અક્ષરગણિત, વગેરે વિષયો વ્યવહારમાં નકામા છે. શાળામાં અનેક વિષયો શિખવવામાં આવે છે તેનો હેતુ તે વિષયનું છોકરાંને જ્ઞાન આપવું એટલોજ નથી; પરંતુ તેમના મનની જુદી જુદી શક્તિઓ કેળવવાનો છે. જુદા જુદા વિષયો શીખવાથી મનની જુદી જુદી શક્તિઓ કેળવાય છે અને જાતમહેનતની ટેવ પડે છે. માટે શિક્ષકે એ ઉદ્દેશ લક્ષમાં રાખી વિષયો શિખવવા જોઈએ. મનની તમામ શક્તિઓ કેળવવી, સારી ટેવ પાડવી, જાતમહેનત કરતાં શિખવવું, અને સ્વતંત્ર રીતે વિચાર કરવાની ટેવ પાડવી એજ શિક્ષકનું કર્ત્તવ્ય હોવું જોઈએ.

બીજા ભાષણમાં મિ. રિન્ડ્લેએ 'વર્ગનો બંદોબસ્ત' એ વિષયપર પોતાના વિચાર દર્શાવ્યા હતા. તેણે આ સંબંધમાં કહ્યું હતું કે વર્ગમાં બંદોબસ્તનો આધાર શિક્ષકના પોતાનાજ ગુણપર છે. તેણે શિષ્યના સ્વભાવનો અભ્યાસ કરી તેમને સ્વાધીન રાખવા જોઈએ. શિષ્યવર્ગપર સારા શિક્ષકનો દાબ વશીકરણના મન્ત્ર જેવો છે. જો શિક્ષક શિષ્યનું બધું ધ્યાન પાઠપરજ લીન કરી શકે તો તે તેમને સારી રીતે કાબુમાં રાખી શકશે. તેણે શિક્ષા કે ઇનામનો વિચાર ગૌણ રાખવો અને પાઠમાં શિષ્યના ચિત્તને લીન કરવાના વિચારનેજ પ્રાધાન્ય આપવું જોઈએ. અગાઉના કરતાં હાલ બાળસ્વભાવમાં ઘણો, ફેર પડ્યો છે. શિક્ષક અને શિષ્ય વચ્ચે વૈરભાવના જૂના વિચારો હવે નાબુદ થયા છે; અને એવા વિચારો જેથી ફરીથી જીવતા થાય અને શિષ્યને શાળા તરફ નાખુશી ઉત્પન્ન થાય એવી પદ્ધતિ યોજવી એ ભૂલભરેલું છે. જે વર્ગમાં પાઠ શીખતી વખતે છોકરાં ઉમંગી જણાય અને પાઠમાં રસ લેતાં માલમ પડે તે વર્ગનો બંદોબસ્ત સારો સમજવો. એવો બંદોબસ્ત હોય ત્યારે નિશાળ છોકરાંને બંદિખાના જેવી લાગતી નથી, પણ આનંદનું સ્થાન થઈ પડે છે.

ઈગ્લાંડના એક ઇન્સ્પેક્ટરે ઇતિહાસ અને ભૂગોળના શિક્ષણ વિષે નીચે પ્રમાણે વિચાર દર્શાવ્યા છેઃ—

'દરેક વર્ષે ધોરણમાં નક્કી કરેલા વિષયોજ શિખવ્યા કરવા એ શિક્ષકનું કામ છે એમ સમજવું ભૂલભરેલું છે. ચાલતા સમયનો ઇતિહાસ અને તેના સંબંધની ભૂગોળ શિખવવાથી વિષયમાં ઘણો રસ ઉત્પન્ન કરી શકાય છે. હાલના સમયને લગતા વિષયો, જેવા કે ૭મા એડ્વર્ડ રાજાનો રાજ્યાભિષેક, દરબાર, સોમાલિ લૅન્ડ, મૉરોક્કોને લગતી હાલની હકીકત, વગેરે શિખવવાથી ઘણો લાભ થશે. 'વૉટર્લુ' ની લડાઈની હકીકત કરતાં 'પાર્લામેંટમાં બજેટની તકરાર' એ વિષયનું જ્ઞાન છોકરાંને વિશેષ રસિક અને લાભકારક થશે. સાંપ્રત કાળના ઐતિહાસિક બનાવો જે દેશોને લગતા હોય તે દેશોની ભૂગોળ શિખવવી જોઈએ. મૅસિડોનીઆની સરહદ ઉપરના બનાવોની માહિતી આપતી વખતે તે દેશની ભૂગોળ શિખવવી જોઈએ, તથા ઐતિહાસિક બનાવોને દેશની કુદરતી રચના તથા સ્થિતિ સાથે કેવો સંબંધ છે તે સમજાવવું જોઈએ.

આ કહેવાનું તાત્પર્ય એટલુંજ કે શિક્ષકે પ્રાચીન સમયનોજ ઇતિહાસ શિખવ્યા કરવો અને હાલ દુનીઆના જુદા જુદા ભાગોમાં શું બને છે તેથી છોકરાંને અજાણ્યાં રાખવાં એ ભૂલભરેલું છે. શિક્ષકોએ જાતે વર્તમાનપત્રો વાંચી સાંપ્રત સમયના બનાવોથી છોકરાંને વાકેફ કરવાં જોઈએ.

---

'ધિ નૅશનલ ઇન્ડિયન ઍસોસિયેશન'ની મુંબઈની શાખાના ૧૯૦૨-૦૩ ના વાર્ષિક રિપોર્ટની એક નકલ ઍસોસિએશનના મૅનેજીંગ ઑનરરિ. સક્રેટરી રા. મદનલાલ લલ્લુભાઈ મુનસિફ તરફથી મળી છે, તે પરથી એ મંડળી કેળવણીના ઉત્તેજનને માટે કેવું સ્તુત્ય કાર્ય કરે છે તે સ્પષ્ટ જણાય છે. તે અંગ્રેજી, મરાઠી, તથા ગુજરાતી ભાષામાં વિવિધ વિષયોપર સ્પર્ધાથી નિબંધો લખાવે છે તથા વક્તૃત્વશક્તિને ઉત્તેજન આપવા માટે ભાષણો કરાવે છે, અને સુપ્રસિદ્ધ પરીક્ષકદ્વારા તે નિબંધ અને ભાષણોની પરીક્ષા કરાવી જેમના નિબંધ કે ભાષણો ઉત્તમ માલમ પડે તેમને ઇનામ આપે છે. સને ૧૯૦૨-૦૩ ની સાલમાં ૧૧૫ નિબંધો મંડળી તરફ આવ્યા હતા,

તેમાં ૧૪ અંગ્રેજી ભાષામાં, ૨૬ મરાઠી ભાષામાં, અને ૭૫ ગુજરાતી ભાષામાં લખાયલા હતા. તેમાંથી ઉત્તમ નિબંધો લખનારાઓને નીચે મુજબ ઇનામ આપવામાં આવ્યાં હતાંઃ—

૧લું ઇનામ મંડળીના અધ્યક્ષ ધિ ઑનરેબલ સર ચાર્લ્સ ઑલિવન્ટ કે. સી. આઇ. ઈ. એ કાઢ્યું હતું. 'મૌન એ સુવર્ણ છે અને વચન રૂપું છે' એ વિષય ઉપર અંગ્રેજીમાં પહેલા ત્રણ સર્વથી શ્રેષ્ઠ નિબંધ લખનારાઓને રૂ. ૩૦, ૨૦, અને ૧૫ નાં ઇનામો આપવાનાં હતાં. એ ત્રણ ઇનામો અનુક્રમે રામરાવ શિરાલે (મુંબઈ), જહાંગીર અમનશા વકીલ (મુંબઈ), અને રણછોડલાલ બાપાલાલ (જામનગર)ને મળ્યાં હતાં.

૨જું ઇનામ રૂ. ૫૦)નું શેઠ ત્રિભોવનદાસ મંગળદાસ નથ્થુભાઈ તરફથી હતું. 'સ્ત્રીઓના પતિ પ્રત્યેના હકનું સમર્થન' એ વિષયપર ઇંગ્રેજીમાં નિબંધ લખવાના હતા. સ્ત્રીપુરૂષ બંનેને નિબંધ લખવાની છૂટ હતી મિસિસ કે. સત્યિનધન, એમ. એ. (મદ્રાસ) અને મનસુખરાય અનન્તજી વૈષ્ણવ (જુનાગઢ) એ બે જણ તરફથીજ નિબંધો મળ્યા હતા, તેમાંથી પરીક્ષકોએ મિસિસ સત્યિનધનનો નિબંધ ઇનામને લાયક ઠેરવ્યો હતો.

૩જું ઇનામ રૂ. ૫૦)નું શેઠ ત્રિભોવનદાસ મંગળદાસ નથ્થુભાઈ તરફથી હતું. 'કિન્ડરગાર્ટનપદ્ધતિ અને હિંદુસ્તાનમાં તેને લોકપ્રિય કરવાનો ઉત્તમ ઉપાય' એ વિષયપર નિબંધ માગ્યા હતા. એ નિબંધ લખવાની છૂટ માત્ર સ્ત્રીઓનેજ હતી. ફક્ત એક જણે નિબંધ લખી મોકલ્યો હતો, અને તેને ધિ ઑનરેબલ મિ. ૪. જાઇલ્સ એમ. એ. ડિરેક્ટર ઑફ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને ખાન બહાદુર ડિ. આર. ચિચગર એ પરીક્ષકોએ તપાસી ઇનામને માટે નાલાયક ઠેરવ્યો હતો.

૪થું ઇનામ રૂ. ૨૫)નું મંડળીના એક ગૃહસ્થે ગવર્નર સાહેબનાં પત્નિ લેડી નૉર્થકોટને નામે 'કેળવણી પામેલા પુરૂષોએ અવકાશનો સમય શી રીતે ગાળવો' એ વિષયપર ઇંગ્રેજીમાં નિબંધ લખાવવા કાઢ્યું હતું. એ નિબંધ પણ

હલૅકર (વડોદરા) નો નિબંધ ઉત્તમ માલમ પડવાથી તેમને ઇનામ આપવામાં આવ્યું હતું.

૫મું ઇનામ રૂ.૧૫)નું મંડળીના એક ગૃહસ્થે મિસ. ઈ. એ. મૅનિંગને નામે 'ગૃહસુખનાં આવશ્યક કારણો' એ વિષયપર ઇંગ્રેજીમાં નિબંધ લખાવવા કાઢ્યું હતું. એમાં સ્પર્ધા કરવાની છૂટ માત્ર શાળાની કન્યાઓનેજ હતી. કોઈ કન્યા તરફથી નિબંધ નહિ આવવાથી ઇનામનો ઉપયોગ બીજી રીતે કરવામાં આવ્યો હતો.

૬ઠું ઇનામ રૂ. ૨૫)નું મંડળીના એક ગૃહસ્થે પ્રૉફેસર મૅક્સમ્યુલરને નામે 'आपल्या सुशिक्षित स्त्रिया रिकामा वेळ कोणत्या रीतींनें घालवितात, व तो त्यांनीं वस्तुतः कसा घालवावा' (આપણી સુશિક્ષિત સ્ત્રીઓ નકામો વખત કઈ રીતે ગાળે છે અને તે વસ્તુતઃ કઈ રીતે ગાળવો જોઈએ) એ વિષયપર મરાઠીમાં નિબંધ લખાવવા માટે કાઢ્યું હતું. આ નિબંધ લખવાની સ્ત્રીઓનેજ છૂટ હતી. અગીઆર નિબંધમાંથી સગુણબાઇ દેવ (વડોદરા)નો નિબંધ ઉત્તમ હોવાથી તેને ઇનામ આપવામાં આવ્યું હતું. પરીક્ષકોને સગુણબાઈનો નિબંધ એટલો બધો સરસ લાગ્યો હતો કે બીજા રૂ. ૧૫) તેઓએ તેને આપવાની મંડળીને ભલામણ કરી હતી.

૭મું ઇનામ રૂ. ૨૦'નું મંડળીના એક ગૃહસ્થે ડૉકટર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકરને નામે 'स्त्रीशिक्षकांची हल्लींची स्थिति कशी आहे, व ती कोणत्या रीतींनें सुधारावी '(સ્ત્રીશિક્ષકોની હાલની સ્થિતિ કેવી છે અને તે કઈ રીતે સુધારવી) એ વિષય ઉપર મરાઠીમાં નિબંધ લખાવવા માટે કાઢ્યું હતું. માત્ર સ્ત્રીશિક્ષકોનેજ આ નિબંધ લખવાની છૂટ હતી. ત્રણ જણ તરફથી નિબંધો મળ્યા હતા, તેમાંથી નર્મદાબાઇ કેલકર, અહમદનગરની હેડ મિસ્ટ્રેસનો નિબંધ પરીક્ષકોને ઉત્તમ માલમ પડવાથી તે બાઈને ઇનામ આપવામાં આવ્યું હતું.

૮મું ઇનામ રૂ. ૧૫)નું મંડળીના એક ગૃહસ્થે ડૉકટર આત્મારામ પાંડુરંગને નામે 'संजरांत कोणत्या रीतींनें वागलें असतां सुख

હોઈલ'( સંસારમાં કઈ રીતે રહેતાં સુખ થાય) એ વિષય ઉપર મરાઠીમાં નિબંધ લખાવવા માટે કાઢયું હતું. શાળામાં ભણુતી કન્યાઓનેજ એ નિબંધ લખવાની છૂટ હતી. રાવપરા કન્યાશાળા( વડોદરા )ની મિસ રાધાબાઇ પવરનો નિબંધ ૪ નિબંધોમાં ઉત્તમ માલમ પડવાથી એ કન્યાને ઇનામ આપવામાં આવ્યું હતું.

૯મું ઇનામ રૂ. ૨૫)નું મંડળીના એક ગૃહસ્થે મિ. દાદાભાઈ નવરોજજીને નામે ' શીખેલી સ્ત્રીઓ પોતાનો નવરાસનો વખત હાલ કેમ ગાળે છે અને તે કેમ ગાળવો જોઈએ' એ વિષયપર ગુજરાતીમાં નિબંધ લખાવવા કાઢયું હતું, અને સ્ત્રીઓનેજ સ્પર્ધા કરવાની છૂટ હતી. ૨૬ જણુ તરફથી નિબંધો લખી મોકલવામાં આવ્યા હતા, તેમાંથી ગુલાબ હરિભાઈ (સ્કૂલ મિસ્ટ્રેસ, કાળકા દેવી કન્યાશાળા, મુંબઈ )નો નિબંધ પરીક્ષકોને ઉત્તમ માલમ પડવાથી તેને ઇનામ આપવામાં આવ્યું હતું. રૂ. ૧૫)નું બીજા નંબરનું ઇનામ મંડળીએ મિસિસ મીઠીબાઈ સોરાબજી આદરજી દલાલ (ભરૂચ)ને આપ્યું હતું.

૧૦મું ઇનામ રૂ. ૨૦)નું મંડળીના એક ગૃહસ્થે મિસ મેરિ કાર્પેન્ટર, નૅશનલ ઇન્ડિયન ઍસોસિએશનની સ્થાપનારને નામે, 'હાલની સ્ત્રીશિક્ષકોની સ્થિતિ કેવી છે ને તે કેમ સુધારી શકાય' એ વિષય ઉપર ગુજરાતીમાં ઉત્તમ નિબધ લખનારને આપવા કાઢયું હતું. સ્ત્રીશિક્ષકોનેજ આ નિબંધ લખવાની છૂટ હતી. ૧૧ જણુ તરફથી નિબંધ આવ્યા હતા, તેમાંથી બાઈ રતન નરોતમ ( ચીખલી, સુરત જિલ્લો ) નો નિબંધ ઉતમ માલમ પડવાથી તેને ઇનામ આપવામાં આવ્યું હતું. પરીક્ષક મિ. કૃષ્ણુલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ. એલ. એલ. બી. એ આ નિબંધ મંડળીને ખરચે છપાવી પ્રસિદ્ધ કરવાની ભલામણ કરી હતી. વળી નિબંધ લખનારની સુચનાઓ કેળવણીખાતાના અધિકારીઓને જણાવવા માટે પણ મિ. ઝવેરીએ મંડળીને ભલામણ કરી હતી.

૧૧મું ઇનામ રૂ. ૧૫)નું મરહુમ મિ. સોરાબજી શાપુરજી બંગાળીને નામે મંડળીના એક ગૃહસ્થે 'સંસાર સુખ વધારવાનાં આવશ્યક સાધનો' એ વિષય ઉપર ગુજરાતીમાં ઉત્તમ નિબંધ રચનારને આપવા કાઢયું હતું શાળામાં

ભણુતી કન્યાઓનેજ આ નિબંધ લખવાની છૂટ હતી. ૧૨ નિબંધોમાંથી અમીરબા અનન્તરાય (વડોદરા)નો નિબંધ ઉત્તમ હોવાથી તેને ઇનામ આપવામાં આવ્યું હતું.

૧૨મું ઇનામ રૂ. ૨૫)નું ધિ ઑનરેબલ સર ભાલચંદ્ર કૃષ્ણ નાઈટ, મંડળીની જૉઇન્ટ ઑનરરિ સેક્રેટરીએ શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાને નામે કાઢયું હતું. 'છોકરાં ઉછેરવાના જ્ઞાનની જરૂર' એ વિષયપર અંગ્રેજી, મરાઠી, ગુજરાતી, કે ઉર્દુ ભાષામાં ઉત્તમ નિબંધ લખનારને આ ઇનામ આપવાનું હતું. સ્ત્રીઓનેજ સ્પર્ધામાં ઊતરવાની છૂટ હતી. અંગ્રેજીમાં ૧, મરાઠીમાં ૮, અને ગુજરાતીમાં ૨૦ નિબંધો લખી મોકલવામાં આવ્યા હતા. ઉર્દુમાં કોઈએ નિબંધ લખી મોકલ્યો ન હતો. કેટલાક નિબંધો એવા ઉત્તમ હતા કે પરીક્ષકોની ભલામણથી રૂ. ૪૫) મૂળ રકમમાં ઉમેરી વીસ વીસ રૂપિયાનાં ત્રણ ઇનામો કરી નીચે પ્રમાણે આપવામાં આવ્યાં હતાં:—

મિસ કુંવરબાઈ બરજોરજી એદલજીને અંગ્રેજી ભાષામાં ઉત્તમ નિબંધ લખવા માટે.

મિસ અંબુતાઈ પુણેકરને મરાઠી નિબંધ માટે.

મિસ ગુલાબ હરિભાઈ શાહને ગુજરાતી નિબંધ માટે.

---

મંડળી તરફથી વક્તૃત્વશક્તિને ઉત્તેજન આપવાના હેતુથી ઉત્તમ વક્તાને નીચે પ્રમાણે ઇનામો આપવામાં આવ્યાં હતાં:—

૧૩મું ઇનામ—મંડળીના એક ગૃહસ્થે ધિ ઑનરેબલ સર ભાલચન્દ્ર કૃષ્ણ નાઇટને નામે રૂ. ૨૦)નું ઇનામ કાઢયું હતું. 'મોટી ઉમ્મરની હિંદુ કે મુસલમાન છોકરીઓને શાળા છોડયા પછી અભ્યાસ જારી રાખવામાં પડતી અડચણો અને તે શી રીતે દૂર કરી શકાય' એ ભાષણનો વિષય હતો. માત્ર સ્ત્રીઓનેજ સ્પર્ધા કરવાની છૂટ હતી. ફક્ત બેજ સ્ત્રીઓએ એ વિષયપર ભાષણ કર્યું હતું: (૧) મિસ તેહમિના પેસ્તનજી પાવરી (મુંબઈ) અને (૨) મિસિસ આનંદીબાઈ પ્રભુ દેસાઇ (વડોદરા). પરીક્ષકોએ મિસ તેહમિનાને ઇનામને માટે યોગ્ય ગણવાથી તેને ઇનામ આપવામાં આવ્યું હતું. મિસિસ આનંદીબાઇ પ્રભુ દેસાઈ પાસે એક નિબંધ લખાવી એક ગૃહસ્થે

મિસ ઇ. એ. મૅનિંગના નામથી ઇનામ આપવા કહ્યું, તેથી એ ઇનામ પ-રીક્ષકોના અભિપ્રાયથી એ સ્ત્રીને આપવામાં આવ્યું હતું.

મરેઠી ઇનામ—મંડળીના એક ગૃહસ્થે મરહુમ ધિ ઑનરેબલ મિ. ઝવેરીલાલ ઉમીઆશંકર યાજ્ઞિકને નામે રૂ. ૨૦)નું ઇનામ કાઢ્યું હતું. 'મા-તાએ બાળકને કેવી રીતે શિક્ષણ આપવું કે તેનું શરીર અને બુદ્ધિ સારી રીતે કેળવાય.' એ ભાષણનો વિષય હતો. મરકી અને બીજાં કારણોને લીધે જે સ્ત્રીઓએ ભાષણ આપવા આવવા લખ્યું હતું તેઓ આવી નહિ શકવાથી મંડળીએ મિસિસ કાશીબાઈ હર્લેકર, વડોદરાની મરાઠી શાળાની મુખ્ય સ્ત્રી-શિક્ષકને ભાષણ આપવા વિનતિ કરી હતી. તેણે લખી લાવી નિબંધ વાંચ્યો, તે પરીક્ષકોને ઉત્તમ લાગવાથી તેને ઇનામ આપવામાં આવ્યું હતું.

ગુજરાતી ઇનામ—મંડળીના એક ગૃહસ્થે રૂ. ૨૦)નું ઇનામ શરહૂમ મિ. કરસનદાસ મૂળજીને નામે કાઢ્યું હતું. 'માએ બાળકોને કેમ કેળવવાં કે તેમનાં શરીર અને બુદ્ધિ ખીલે' એ વિષયપર ઉત્તમ ભાષણ કરનારને એ ઇનામ આપવાનું હતું. માત્ર સ્ત્રીઓનેજ સ્પર્ધામાં ઊતરવાની છૂટ હતી. ત્રણ સ્ત્રીઓ સ્પર્ધામાં ઊતરી હતી, તેમાંથી બાઈ ગુલાબ હરિભાઈ શાહને ઇનામ આપવામાં આવ્યું હતું. બીજી બે સ્ત્રીઓ, મિસિસ માણેકબાઈ કહાનજી કવિ અને બાઇ સુરજ જ્યેષ્ઠારામ (વડોદરા) એ દરેકને રૂ. ૧૫)નું ઇનામ પરીક્ષકોની ભલામણથી આપવામાં આવ્યું હતું. એ ઇનામો મરહૂમ રાજા રામમોહનરાય અને ધિ ઑનરેબલ ડૉકટર જૉન પોલનને નામે આપવામાં આવ્યાં હતાં.

બધાં મળીને આશરે રૂ. ૫૫૦)નાં ઇનામો આપવામાં આવ્યાં હતાં, અને મંડળીની મેનેજીંગ કમિટી આશા રાખે છે કે આવતા વર્ષને સારૂ પણ એટલી રકમ તેઓ ભેગી કરી શકશે.

---

ઉપર પ્રમાણે એ મંડળીના વાર્ષિક રિપોર્ટનો સંક્ષિપ્ત વૃત્તાન્ત છે. એ વિષે અમારો મત એવો છે કે આવી રીતે નિબંધો રચાવી કે ભાષણો ક-રાવી અંગ્રેજી, મરાઠી, અને ગુજરાતી ભાષાના અભ્યાસકોને ઉત્તેજન આપ-નું એ ઘણું સારૂં કામ છે. પરંતુ મરાઠી અને ગુજરાતી ભાષામાં ઉત્તમ

લખનારા કે ભાષણ કરનારા પુરૂષોની સંખ્યા બહુ નથી, માટે એ ભાષામાં બધાં ઇનામ માત્ર સ્ત્રીઓનેજ માટે રાખવાને બદલે પુરૂષોને માટે થોડાંક રાખવામાં આવશે તો લાભ થશે. કિન્ડર્ગાર્ટન જેવા વિષયપર ઇનામી નિબંધ લખવા સ્પર્ધા કરવાની છૂટ માત્ર સ્ત્રીઓનેજ આપવી યોગ્ય નથી. જે વિષયપર લખનાર પુરૂષલેખકો પણ ઘણા ન મળી શકે તે વિષય લખવાની છૂટ સ્ત્રીપુરૂષ બંનેને રાખવી જોઇએ. પુરૂષની બાબતમાં જરૂર લાગે તો અમુક વયની મર્યાદા રાખવી જોઇએ. વળી પ્રાંતિક શાળાનાં નવાં ધોરણોને લગતા કેટલાક વિષયપર ઉત્તમ શિક્ષણસરણિને અનુસરીને નિબંધો રચાવવામાં આવશે ને તે રચવાની છૂટ અમુક વયના કે અમુક વર્ષપર્યન્તના ટ્રેન્ડ સ્કૉલરોને આપવામાં આવશે તો તેથી તેવા શિક્ષકોમાં વાંચવાનો શોખ વધશે અને પ્રાથમિક કેળવણીને લાભ થશે. હાલમાં પ્રાથમિક શાળામાં ઘણા શિક્ષકો શાળા છોડ્યા પછી અભ્યાસ જારી રાખતા નથી તેવા શિક્ષકોને આવા ઉત્તેજનથી કંઇક વાંચવાનું મન થશે, અને તેથી શિષ્યવર્ગને પણ લાભ થશે.

---

# न्यायशास्त्रं

(ચાલુ પૃષ્ઠ ૧૪૮ થી.)

આ પ્રમાણે પાશ્ચાત્ય નૈયાયિકો ન્યાયના બે પ્રકાર પાડે છે. પહેલામાં વિશિષ્ટ પદાર્થોના અવલોકનથી તેમનો ધર્મ શોધી કાઢી તે ધર્મ તેવા સર્વ પદાર્થોને લાગુ પાડવામાં આવે છે. આ પ્રકાર દર્શાવવામાં વિશિષ્ટ વાક્યો ઉપરથી સામાન્ય વાક્ય ઉપર ઊતરવામાં આવે છે. આ ન્યાયને વ્યાપ્તિન્યાય (ઇન્ડક્શન) કહે છે. બીજા પ્રકારમાં સામાન્ય વાક્ય ઉપરથી વિશિષ્ટ વાક્ય ઉપર જવાય છે. આ પ્રકારને પરામર્શન્યાય કે અનુમાન (ડિડક્શન) કહે છે. પાશ્ચાત્ય વિદ્વાનો ગ્રીક નૈયાયિક એરિસ્ટૉટલને અનુસરી પરામર્શન્યાય ત્રણ વાક્યોથી દર્શાવે છે. એમાં બે આધારભૂત વાક્યો પરથી ત્રીજા વાક્ય ઉપર જવાય છે.

(૧) બધા સિંગ ઉપયોગી છે.

(૨) રૂપીઓ એક સિક્કો છે,

(૩) માટે રૂપીઓ ઉપયોગી છે.

આમાં પહેલાં બે વાક્યો આધારભૂત વાક્યો છે, અને છેલ્લું વાક્ય નિગમનવાક્ય છે. પહેલા આધારભૂત વાક્યમાં વ્યાપ્તિ (જ્યાં જ્યાં સિક્કા છે ત્યાં ત્યાં ઉપયોગીપણું છે) અન્તર્ભૂત હોવાથી તેને વ્યાપ્તિવાક્ય કહે છે; અને બીજાને હેતુવાક્ય કહે છે.

હવે બે પ્રશ્ન ઊઠે છે. પ્રથમ એ કે પાશ્ચાત્ય નૈયાયિકો જેમ ન્યાયના વ્યાપ્તિન્યાય અને અનુમાન એવા બે પ્રકારો પાડે છે તેમ સંસ્કૃત નૈયાયિકો એ બે પ્રકારને પૃથક્ ગણે છે કે નહિ, અને બીજો એ કે પાશ્ચાત્ય નૈયાયિકોનું અનુમાનવાક્ય ત્રણ અવયવવાક્યોનું બનેલું છે અને સંસ્કૃત નૈયાયિકોનું અનુમાનવાક્ય પાંચ અવયવવાક્યોથી થાય છે, તો એ બેમાં તારતમ્ય શું છે અને કઈ પદ્ધતિ વધારે સારી છે.

પ્રથમ પહેલા પ્રશ્નનો વિચાર કરીએ. વ્યાપ્તિન્યાય શું છે તે સંસ્કૃત નૈયાયિકો જાણતા હતા, પરંતુ તેઓ તેને પૃથક્ ગણતા ન હતા; અનુમાનનું સાધન ગણતા હતા. વ્યાપ્તિજ્ઞાનમાં બે બાબત આવશ્યક છે-(૧) હેતુ અને સાધ્યનું સાહચર્ય અને (૨) વ્યભિચારજ્ઞાનવિરહ, એટલે એ સાહચર્યનો કોઈ પણ સ્થળે બાધ છે એવા જ્ઞાનનો અભાવ. હવે વ્યભિચારજ્ઞાન બે પ્રકારનું હોય-હેતુ અને સાધ્યનું સાહચર્ય નથી એવો નિશ્ચય કે સંશય, અર્થાત્ વ્યભિચારનિશ્ચય કે વ્યભિચારસંશય. વળી વ્યભિચારનિશ્ચય પણ પ્રમાણયુક્ત કે દૂષિત હોય. જો વ્યભિચારનિશ્ચય પ્રમાણયુક્ત હોય તો વ્યાપ્તિને બાધ આવે છે. પણ વ્યભિચારનિશ્ચય દૂષિત હોય કે વ્યભિચારનો નિશ્ચય નહિ પણ સંશય હોય તો એવો વ્યભિચારનિશ્ચય કે વ્યભિચારસંશય બે રીતે દૂર થઈ શકે છે, સ્વાભાવિક જ્ઞાનથી કે તર્કથી. જેમ સ્વાભાવિક જ્ઞાનથી સુશિક્ષિતોનાં પ્રત્યક્ષપ્રમાણો ખરાંજ લાગે છે ને તેને માટે વિશેષ પ્રમાણની અપેક્ષા રહેતી નથી, તેમ વ્યભિચારનિશ્ચય કે વ્યભિચારસંશય એવો દૂષિત હોય કે તે દોષ પ્રત્યક્ષજ હોય, એટલે આપણને સ્વાભાવિક જ્ઞાનથીજ જણાઈ આવે, તો તે જાણવા વિશેષ જ્ઞાનની કે પ્રમાણની જરૂર પડતી નથી. પણ તે એ-

વો દૂષિત ન હોય તો તેને દૂર કરવા નૈયાયિકો એક પ્રકારની ન્યાયરીતિનો પ્રયોગ કરે છે તેને તેઓ તર્ક કહે છે. દ ખલા તરીકે ધારો કે કોઈ પુરૂષ પર્વત ઉપર ધૂમ જુએ છે અને તેપરથી વહ્નિનું અનુમાન કરવા ઇચ્છે છે. તે આ પ્રમાણે પ્રતિજ્ઞાવાક્ય અને હેતુવાક્ય કહી બતાવે છે, 'પર્વત વહ્નિવાળો છે,' 'ધૂમવાળો છે તેથી,' અને પછી 'જ્યાં જ્યાં ધૂમ છે ત્યાં ત્યાં વહ્નિ છે' એ અન્વયવ્યાપ્તિવાક્ય કહે છે. પણ પ્રતિપક્ષી એ વ્યાપ્તિ કબુલ કરતો નથી. ત્યારે હવે એ વ્યાપ્તિ ખરી છે એમ એણે શી રીતે સિદ્ધ કરવું ? જ્યાંસુધી વ્યાપ્તિ સિદ્ધ થઈ નથી ત્યાંસુધી પર્વતપર વહ્નિ છે એમ અનુમાન કરી શકાશે નહિ. ત્યારે પ્રતિપક્ષી વ્યાપ્તિનો જે અભાવ કહે છે, અર્થાત્ પર્વતપર ધૂમ છે તોપણ વહ્નિ નથી એમ વહ્ન્યભાવ કહે છે, તે દલીલની ખાતર માની લઈ વ્યાપ્તિ સિદ્ધ કરવા માટે એને વહ્ન્યભાવપરથી અનુમાનદ્વારા ધૂમાભાવ સિદ્ધ કરવો પડશે. તે અનુમાન આ પ્રમાણે થશે. પર્વત ધૂમાભાવવાળો છે, વહ્ન્યભાવવાળો છે તેથી, જ્યાં જ્યાં વહ્ન્યભાવ છે ત્યાં ત્યાં ધૂમાભાવ છે; વગેરે. જો પ્રતિપક્ષી આ વ્યાપ્તિ કબુલ ન કરે તો તેને પૂછવું કે જ્યાં વહ્ન્યભાવ છે ત્યાં ધૂમ હોય એવો એક પણ દૃષ્ટાન્ત રજુ કરો. આ તેનાથી કરી શકાશે નહિ, કેમકે ધૂમ વહ્નિનું કાર્ય હોવાથી તે વગર રહી શકેજ નહિ. હવે ધૂમાભાવ તો દેખીતોજ અયુક્ત છે; કેમકે પ્રત્યક્ષ જ્ઞાનથી વિરૂદ્ધ છે. ધૂમ પ્રત્યક્ષ છે તો ધૂમાભાવ કેમ કબુલ કરાય? ત્યારે પર્વત ધૂમાભાવવાળો છે એ જે પરિણામ આવ્યું તે પર્વત ધૂમવાળો છે એ પ્રત્યક્ષ જ્ઞાનથી વિરૂદ્ધ છે. પરિણામ આ પ્રમાણે અયુક્ત છે, માટે જે સ્વીકારેલી બાબત એટલે વહ્ન્યભાવપરથી અયુક્ત પરિણામ આવ્યું તે પણ અયુક્તજ હોવી જોઈએ; માટે એ સ્વીકારેલી વાતથી ઉલટી એટલે 'પર્વત વહ્નિવાળો છે' એજ ખરી હોવી જોઈએ. આહિં વહ્ન્યભાવ જે વ્યાપ્ય છે તેના આરોપ (માની લેવા)થી ધૂમાભાવ જે વ્યાપક છે તેનો આરોપ સિદ્ધ થયો. વ્યાપ્યારોપપરથી વ્યાપકના આરોપને તર્ક કહે છે; વહ્ન્યભાવ સ્વીકારવાથી ધૂમાભાવ જે સિદ્ધ થયો તે તર્ક. એ અસત્યજ્ઞાન છે, કેમકે પ્રત્યક્ષ દર્શનથી વિરૂદ્ધ છે, માટે એનો સમાવેશ નૈયાયિકો અપ્રમા એટલે અયથાર્થ જ્ઞાનમાં કરે છે. આ પ્રમાણે તર્કથી નૈયાયિકો વ્યાપ્તિનો સંશય દૂર કરે છે. આ

તર્કરીતિ ગ્રીક નૈયાયિકોની 'રિડક્શિયો ઍડ ઍબ્સર્ડમ્' (પ્રમાણબાધિતાર્થપ્રસંગ) રીતિજ છે. એજ રીતિથી યુક્તિવડે પહેલી ચોપડીના ૬, ૭, ૧૪, ૧૯, ૨૫, ૨૬, ૨૭, ૨૯, ૩૯, ૪૦, સિદ્ધાન્તો સિદ્ધ કર્યા છે. વ્યાપ્તિનું જ્ઞાન તો હેતુ અને સાધ્યના સાહચર્યજ્ઞાનથીજ થાય છે, તે કંઈ તર્કથી થતું નથી. તર્કથી તો વ્યાપ્તિનો સંશય દૂર થાય છે, અથવા વ્યભિચારવિરહ સિદ્ધ થાય છે. વ્યભિચારવિરહ સિદ્ધ થવાથી સાહચર્યજ્ઞાન દૃઢ થાય છે અને તેથી વ્યાપ્તિજ્ઞાન થાય છે./એરિસ્ટૉટલના મત પ્રમાણે વ્યાપ્તિન્યાય (ઇન્ડક્શન) એ માત્ર અવયવ અનુમાનનો પ્રકાર છે. મિલ વગેરે હાલના પાશ્ચાત્ય નૈયાયિકો વ્યાપ્તિન્યાયને પરામર્શન્યાયથી જુદાજ પ્રકારનો ન્યાય સમજે છે. સંસ્કૃત નૈયાયિકો વ્યાપ્તિજ્ઞાનને અનુમાનનો પ્રકાર ગણતા નથી, પણ ઉપર જણાવ્યા મુજબ એક પ્રકારનું અલૌકિક પ્રત્યક્ષ જેને તેઓ સામાન્યલક્ષણાપ્રત્યાસત્તિ કહે છે તેનાથી વ્યાપ્તિજ્ઞાન થાય છે એમ ગણે છે. સકળ ધૂમ અને અગ્નિનો બાહ્યેન્દ્રિયો સાથે સંનિકર્ષ (સંબંધ) થતો નથી તો વ્યાપ્તિગ્રહ શી રીતે થાય (सकलवह्निधूमयोरसंनिकर्षात् कथं व्याप्तिग्रहः) એવો પૂર્વપક્ષ કોઈ ઉઠાવે તો તેનું સમાધાન નૈયાયિકો એમ કરે છે કે ધૂમત્વ અને વહ્નિત્વરૂપ સામાન્યલક્ષણસંનિકર્ષથી સકળ ધૂમ અને વહ્નિના જ્ઞાનનો સંભવ છે. જેમ ઘટત્વરૂપ સામાન્યલક્ષણસંનિકર્ષથી તેના સકળ આશ્રય ઘટનું જ્ઞાન અલૌકિક પ્રત્યક્ષથી થાય છે, તેમ ધૂમ અને અગ્નિનો સંબંધ સ્વાભાવિક છે એમાં કંઈ ઉપાધિ (પ્રયોજક) નથી. એવા સંસ્કારની મદદવડે—વારંવાર ધૂમ અને અગ્નિને સાથે જોવાથી જે સંસ્કાર થાય છે તેની મદદવડે—સાહચર્યગ્રાહિપ્રત્યક્ષથીજ ધૂમ અને અગ્નિની વ્યાપ્તિ નિર્ધારાય છે એમ કેશવમિશ્રનું મત છે. આ પ્રમાણે આપણા બે પ્રશ્નમાંના પહેલા પ્રશ્નનું નિરાકરણ એવું થાય છે કે પાશ્ચાત્ય વિદ્વાનોની માફક સંસ્કૃત નૈયાયિકો વ્યાપ્તિન્યાય (ઇન્ડક્શન) અને પરામર્શન્યાય (ડિડક્શન) ને બે જુદા પ્રકાર સમજતા ન હતા, વ્યાપ્તિજ્ઞાનને અનુમાનનું સાધન ગણતા હતા અને વ્યાપ્તિજ્ઞાન અલૌકિક પ્રત્યક્ષથી (એટલે બાહ્યેન્દ્રિયજન્ય પ્રત્યક્ષથી નહિ, પણ આન્તરેન્દ્રિય જે મન તજ્જન્ય પ્રત્યક્ષથી) થાય છે એમ સમજતા હતા.

હવે બીજા પ્રશ્નનો વિચાર કરીએ. સંસ્કૃત નૈયાયિકો પંચાવયવ અનુમાનનો પ્રયોગ કરે છે અને એરિસ્ટૉટલ અને તેના અનુયાયીઓ ત્ર્યવયવ અનુમાનનો પ્રયોગ કરે છે, અને બંને પદ્ધતિથી યોગ્ય સિદ્ધાન્તપર અવાય છે, ત્યારે પંચાવયવમાં બે નિરર્થક હોવા જોઈએ કે ત્ર્યવયવમાં બે અપૂર્ણું હોવા જોઈએ એમ પ્રથમ દૃષ્ટિથી જોતાં લાગે છે, પણ વાસ્તવિક રીતે વિચારતાં એમાંથી એક પક્ષ ખરો નથી. મનુષ્યમન સર્વ સ્થળે સમાન છે અને પ્રાચ્ય તથા પાશ્ચાત્ય નૈયાયિકોના વિચારનિયમો સરખાજ છે, પણ તે દર્શાવવાની રીતમાં ફેર પડે તેમાં નવાઈ નથી. એરિસ્ટૉટલની પદ્ધતિમાં જેટલા આવશ્યક અનુમાનાવયવો છે તેટલાજ વપરાય છે. સંસ્કૃત નૈયાયિકોનું અનુમાનમહાવાક્ય એક પ્રકારનું સંભાષણમહાવાક્ય છે. એમાં એક
૧ પક્ષકારના પ્રશ્નો અનુક્ત છે અને તે પ્રશ્નો માત્ર ઉત્તર ઉપરથીજ સમજાય છે. પંચાવયવ અનુમાનવાક્ય પ્રયોજવાનું કારણ એ છે કે જેના મનમાં સંદેહ છે એવા પ્રતિપક્ષીના સંદેહનું નિરાકરણ કરવું. અનુમાનના અવયવ એ એના સવાલના જાણે જવાબ ન હોય તેવા છે. સંદેહ અને તે દૂર કરવાની ઇચ્છા, અર્થાત્ આકાંક્ષા, વગર કોઈ પણ વાદ થાય નહિ એમ સંસ્કૃત નૈયાયિકોનું માનવું છે. પણ કોઈ કહેશે કે વાદ શરૂ થતા પહેલાં અને કોઈ પણ પક્ષકારના બોલતા પહેલાં આકાંક્ષા શી રીતે ઉત્પન્ન થાય? આ શંકાનું નિરાકરણ કરવા માટે જે જે છેવટે સિદ્ધ કરવાનું છે તે પ્રથમ કહેવામાં આવે છે. પ્રતિજ્ઞાવાક્ય આરંભમાં પ્રયોજવાનું કારણ આ પ્રમાણે આકાંક્ષા ઉત્પન્ન કરવી એજ છે. આજ કારણથી એરિસ્ટૉટલની પેઠે સંસ્કૃત નૈયાયિકો પ્રથમ વ્યાપ્તિવાક્ય વાપરતા નથી; કેમકે વ્યાપ્તિવાક્ય સર્વમાન્ય હોવાથી કંઈ આકાંક્ષા ઉત્પન્ન થતી નથી. સંસ્કૃતમાં અનુમાનવાક્યનું બંધારણ એવું છે કે નિગમનવાક્ય લગણ આવતાં દરેક પગથીએ આકાંક્ષા જાગ્રત રહે છે. આ પ્રમાણે પંચાવયવ અનુમાન વાદ કરવામાં જે પદ્ધતિ પ્રયોજાય છે તે બરાબર દર્શાવે છે. પણ અમુક સિદ્ધાન્ત સપ્રમાણ છે કે દૂષિત છે તેની પરીક્ષા કરવામાં એરિસ્ટૉટલની સરણિ બરાબર કામ આવે છે. સંસ્કૃત નૈયાયિકોની પદ્ધતિમાં વાક્યના કે પદના વિભાગ, તથા તેની રચના અને પ્રકાર જેમ એરિસ્ટૉટલે કર્યા છે તેમ કરવાની જરૂર પડતી નથી. એરિસ્ટૉટલ વાક્ય, અને પદના વિભાગ તથા તેની રચના અને પ્રકાર પાડી વ્યવસ્થિત રીતે જરૂર

એ વર્ગના ઓરડાનો આકાર દોરાવવો:--

શિ૦--આપણે પેટીનો આકાર કેવી રીતે કાઢ્યો હતો ?

વિ૦--તેની લંબાઇ પહોળાઇનું માપ લઈને.

શિ૦--તેના કયા પૃષ્ઠનું માપ લીધું હતું ?

વિ૦--ઉપરના અથવા ભોંયતળિયાના.

શિ૦--આપણે આ ઓરડાનો આકાર કાઢવો છે તો કયા ભાગનું માપ લેવું સહેલું પડશે ?

વિ૦--ભોંયતળિયાનું.

શિ૦--ભોંયતળિયાનો આકાર તમને કેવો લાગે છે ?

વિ૦--કાટખૂણ ચોખૂણ.

શિ૦--ત્યારે તમારામાંથી બે જણ આવી આ ફુટપટી વડે ભોંયતળિયાની લંબાઈ પહોળાઈનું માપ લઈ તે બધાં છોકરાંને લખાવો.

બે વિ૦--ભોંયતળિયાની લંબાઈ ૩૬ ફુટ અને પહોળાઇ ૨૪ ફુટ છે.

શિ૦--હવે આ માપનો કાટખૂણ ચોખૂણ તમારી સ્લેટપર દોરો.

વિ૦--સાહેબ, પૂરા માપનો કાટખૂણ ચોખૂણ દોરી શકાશે નહિ, કારણ કે અમારી સ્લેટો એવડા કદની નથી.

શિ૦--ત્યારે શી રીતે આકાર દોરી શકાશે ?

વિ૦--આપણે પેટીનો આકાર જેમ સ્કેલથી દોર્યો હતો, તેમ આમાં પણ સ્કેલ લેવું પડશે.

શિ૦--ત્યારે આ ઓરડાનો મોટામાં મોટો આકાર દોરવાને તમે કયું સ્કેલ લેશો ?

વિ૦--સાહેબ, અમારી સ્લેટો આશરે ૬ ઇંચ ચોરસ છે તો ૬ ઇંચ માપની બાજુથી ઓરડાની લંબાઈ દર્શાવી શકાશે. હવે ઓરડાની લંબાઈ ૩૬ ફુટ છે તો ૩૬ ફુટે ૬ ઇંચનું અથવા ૬ ફુટે એક ઇંચનું (અથવા એક ફુટે ¼" ઇંચનું) મોટામાં મોટું સ્કેલ લઈ શકાશે.

---

* છોકરાં અપૂર્ણાંક શીખ્યાં નહિ હશે માટે એક ફુટે એક ઇંચના અમુક અપૂર્ણાંકનાં સ્કેલ લેવા કરતાં અમુક ફુટે અથવા વારે એક ઇંચનાં અગર અમુક માઇલે એક ઇંચ કે એક ફુટનાં સ્કેલ લેવાથી ઠીક પડશે.

શિ૦--૬ ફુટે ૧ ઇંચનું સ્કેલ લેવાથી આકારમાં ઓરડાની લંબાઈ કેટલા ઇંચથી દર્શાવાશે ?

વિ૦—૬ ઇંચથી.

શિ૦--ત્યારે તમારી ફુટની પટીથી ૬ ઇંચ લાંબી લીટી તમારી સ્લેટપર દોરો. હવે ઓરડાની પહોળાઈ કેટલી છે ?

વિ૦—૨૪ ફુટ.

શિ૦--તમે આ પહોળાઈ આકારમાં કેવી રીતે દર્શાવશો ?

વિ૦--૪ ઇંચ માપની લીટી ૬ ઇંચની લીટીને કાટખૂણે દોરીને.

શિ૦--હવે આ બે લીટીઓ ઓરડાના ભોંયતળિઆની પાસપાસેની બાજુઓનું માપ દર્શાવે છે, તો આ બાજુઓની સામેની બાજુએ દર્શાવવા માટે તમે શું કરશો ?

વિ૦—ઓરડાના ભોંયતળિયાનો આકાર આપણે કહી ગયા તેમ કાટખૂણ ચોખૂણ છે, એટલે કે તેની સામસામેની બાજુઓ સરખી છે, તો બીજી બાજુઓ દર્શાવવાને સામેની બાજુઓ દર્શાવનારી લીટીઓનાજ માપની લીટીઓ દોરીને આપણે કાટખૂણ ચોખૂણ બનાવીશું.

શિ૦—તમે લીધેલા સ્કેલથી આ ઓરડાનો આકાર દોરાયો હવે એથી મોટો આકાર દોરી શકાશે કે ?

વિ૦—ના સાહેબ. મોટો આકાર દોરવાને મોટા કદની સ્લેટો જોઈએ.

શિ૦--ત્યારે આથી નાનો આકાર દોરી શકશો કે ?

વિ૦—હા સાહેબ. આ આકાર દોરવામાં આપણે જે સ્કેલ લીધું છે તેમાં એક ઇંચથી ૬ ફુટ દર્શાવાય છે. હવે આ સ્કેલથી નાનાં સ્કેલ એટલે એક ઇંચવડે ૬થી વધારે ફુટ દર્શાવાય એવાં સ્કેલ લેવાથી આથી નાના આકાર દોરી શકાશે.

શિક્ષક પછી જુદાં જુદાં સ્કેલ લેવડાવી ઓરડાના આકાર દોરાવવા. ત્યારપછી તેણે વર્ગના ઓરડાનો અગાઉથી દોરી રાખેલો આકાર બતાવી તેની બાજુઓ મપાવી તેમાં કયું સ્કેલ લીધું છે તે કઢાવવું.

આકારના પાઠો શિખવતા પહેલાં શિક્ષકે છોકરાંને દિશાનું ભાન કરાવ્યું હશે. તો આકારમાં ઓરડાના ભોંયતળિયાની બાજુઓ દર્શાવનારી લીટીઓ આગળ તે બાજુઓની દિશા દર્શાવવી.

વળી ઓરડાના આકારમાં બારણાં તથા ભોંયતળિયાને અડકતી બારીઓનો આકાર અંતર માપી સ્કેલ મુજબ માપ લઈ દર્શાવી શકાશે; તેમજ ઓરડામાં મેજ, પેટી, ખુરશી, વગેરે જે દિશામાં હોય તે દિશામાં તેમનો આકાર દર્શાવી શકાશે.

નીચે આકૃતિ નં. ૧ માં અમદાવાદ મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રાક્ટિસિંગ સ્કૂલના એક ઓરડાનો આકાર નમુના દાખલ આપ્યો છે, તેમાં ૮ ફુટે એક ઇંચનું સ્કેલ લીધું છે તે ઉપરથી તે ઓરડાની લંબાઈ પહોળાઈ હાથ લાગશે શિક્ષકે પોતાના ઓરડાનો આકાર દોરાવતી વખતે આ નમુનો ધ્યાનમાં રાખવો.




**આકૃતિ નં. ૧.**

---

## ૬. નિશાળના મકાનનો આકાર.

સાહિત્ય—ફુટપટી તથા નિશાળના મકાનનો અગાઉથી દોરી રાખેલો આકાર. છોકરાં પાસે ઉપરના પાઠમાં જણાવ્યા મુજબ વસ્તુઓ જોઈએ.

વર્ગના ઓરડાનો આકાર કઢાવ્યા પછી શિક્ષકે આખી નિશાળનો આ-

કાર કઢાવવો. યાદ રાખવું કે જે સપાટીપર આકાર દોરવાના છે તેના અને જે વિસ્તારનો આકાર દોરવાનો છે તેના માપપર સ્કેલનો આધાર છે, માટે બંને માપ લઈ સ્કેલ નક્કી કરીને આકાર દોરવો. નીચે આકૃતિ નં. ૨ માં ગુજરાત મેલ ટ્રેનિંગ કૉલેજના મકાનનો આકાર નમુના દાખલ આપ્યો છે તે મુજબ શિક્ષકે પોતાની નિશાળનો આકાર કઢાવવો. નીચેના આકારમાં ૭૫ ફુટે એક ઇંચનું સ્કેલ લીધું છે તે મુજબ માપી જોવાથી ટ્રેનિંગ કૉલેજની લંબાઈ પહોળાઈ તથા મકાનના જુદા જુદા ભાગો કયી કયી દિશાએ તથા એક બીજાથી કેટલે અંતરે આવેલા છે તે હાથ લાગશે.




આકૃતિ નં. ૨.

શિક્ષકે પોતાની નિશાળનો આકાર કઢાવતાં, આ નમુનામાં જણાવ્યા મુજબ, જુદા જુદા વર્ગના ઓરડા, બાગ, કસરતશાળા, વગેરેનાં સ્થળ દર્શાવવા છોકરાંને કહેવું. પછી તેણે નિશાળના મકાનનો અગાઉથી દોરી રાખેલો નકશો બતાવી તેમાં લીધેલું સ્કેલ છોકરાં પાસે કઢાવવું.

ટીપ—શિક્ષકે ફુટપટીવડે છોકરાં પાસે માપ લેવડાવવું; પોતે જાતે માપ લઈ છોકરાંને કહેવું નહિ.

## ૯. નિશાળવાળા લત્તાનો આકાર.

સાહિત્ય—ફુટપટી તથા નિશાળવાળા લત્તાનો અગાઉથી દોરી રાખેલો આકાર. છોકરાં પાસે ૫ મા પાઠમાં જણાવ્યા મુજબ સાહિત્ય જોઈએ.

નિશાળનો આકાર કઢાવ્યા પછી શિક્ષકે નિશાળવાળા લત્તાનો આકાર તેવીજ રીતે કઢાવવો. ગયા પાઠમાં લીધું હતું તે કરતાં વધારે નાનું એટલે એક ઇંચથી વધારે ફુટ દર્શાવાય એવું સ્કેલ આ પાઠમાં લેવું પડશે. અમદાવાદ મેલ ટ્રેનિંગ કૉલેજ શહેરના જે લત્તામાં આવેલી છે તે લત્તાનો એટલે રાયખડ વૉર્ડનો આકાર નીચે આકૃતિ નં. ૩માં નમુના દાખલ આપ્યો છે તે મુજબ શિક્ષકે પોતાની નિશાળ શહેર કે ગામના જે ભાગમાં આવેલી હોય તેનો આકાર કઢાવવો. નીચેના નમુનામાં ૨૭૫ યાર્ડે ૧ ઇંચનું સ્કેલ લીધું છે, એટલે આકારમાં ૧ ઇંચનું અંતર તે વાસ્તવિક ૨૭૫ યાર્ડનું અંતર દર્શાવે છે. શિક્ષકે પ્રથમ મોટામાં મોટો આકાર દોરી શકાય એવું સ્કેલ લેવું અને પછી નાનાં સ્કેલથી નાના આકાર કઢાવવા. ત્યારપછી તેણે અગાઉથી દોરી રાખેલો નિશાળવાળા લત્તાનો આકાર બતાવી તેમાં લીધેલું સ્કેલ છોકરાં પાસે કઢાવવું.

ટીપ—મોટા વિસ્તારનો આકાર કઢાવતી વખતે છોકરાં પાસે લંબાઈ પહોળાઈ તથા સ્થળોનાં અંતર મપાવવા કરતાં અગાઉથી દોરી રાખેલા નમુનામાં લીધેલું સ્કેલ જણાવી તે ઉપરથી લંબાઈ પહોળાઈ તથા અંતરનું માપ કઢાવવું ઠીક પડશે.

ગલા કે ખાડા કરો નહિ. બુઢ્ઢાં ને અશક્ત માણસોની મશ્કરી કરો નહિ. તેમની સાથે તેમજ અજાણ્યા માણસ સાથે સભ્યતાથી વર્તો.

**જમતી વખતે** હાથ પગ ધોઈને બેસો. મ્હોંમાં કોળીઓ હોય તે વખતે બોલો નહિ. ખાતાં ખાતાં છીંક આવે તો મ્હોં આડું લઈ આગળ હાથ રાખો. ભોંયપર હાથે ટેકો દઈને બેસો નહિ.

**સાધારણ રીતે** બધા સાથે વિનયથી વર્તો. વાત કરતાં 'હા સાહેબ,' 'ના સાહેબ,' 'આપની મહેરબાની,' 'તસદી માફ કરો,' એવાં વિનયવાળાં વાક્યો વાપરો. કોઈ બોલતું કે વાત કરતું હોય તેમાં વચ્ચે બોલો નહિ. તમારા પોતાના કામમાં ધ્યાન આપો. દરેક કામ સ્વચ્છ રીતે અને વખતસર કરો. કોઈને ઘેર જાઓ તો બહારથી બુમ પાડી જવાબ મળે ત્યારે અંદર પેસો. હમેશાં નીચેનો અમુલ્ય નિયમ પાળો:—

'બીજાને તમારી તરફ જેવી રીતે વર્તાવવા માગો
તેવીજ રીતે તમે તેમની તરફ વર્તો.'

એટલે બીજાના સંબંધમાં કંઈ પણ વર્તણુક ચલાવતી વખતે હું તેની જગાએ હોત તો આવે પ્રસંગે તેના તરફથી કેવી વર્તણુકની આશા રાખત એવો સવાલ મનમાં પુછો, અને તમારું અંતઃકરણ કહે તે પ્રમાણે વર્તો.

---

# केळवणीखातानी खबरो.

## પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાની તારીખ.

## જાહેરખબર.

( ઠે. નં. ૪૨૫, તા. ૨૯–૪–૦૩. )

આથી ખબર આપવામાં આવે છે, કે સને ૧૯૦૩ ના સપ્ટેમ્બર માસની તા. ૧૬મી ( બુધવાર ) ને રોજ અને તે પછીના દિવસોએ હલકા દરજ્જાની સરકારી નોકરીમાં દાખલ થવા માટેની પરીક્ષા ઉત્તર ભાગમાં નીચે લખેલાં મધ્ય સ્થળોએ લેવામાં આવશે:—

| | |
|---|---|
| અમદાવાદ, | ભરૂચ, |
| નડીઆદ, | સુરત, |
| ગોધરા, | થાણા |

૨. તા. ૨૦મી ડિસેમ્બર સને ૧૯૦૦ના મુંબઈ સરકારી ગૅઝેટના ૧લા ભાગને ૨૫૧૭-૨૫૨૦ પૃષ્ઠે પ્રસિદ્ધ કરેલા સુધારેલા *નિયમો મુજબ પરીક્ષા લેવામાં આવશે.

૩. સને ૧૯૦૩ ના ઑગસ્ટ માસની તા ૧લીએ અથવા તે પહેલાં ઉમેદવારોએ પોતાની અરજીઓ વગેરે પોતાનાં મધ્ય સ્થળના પ્રમુખ સાહેબ તરફ મોકલવી. તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ.

૪. જે ઉમેદવારો થાણા મધ્ય સ્થળે પરીક્ષા આપવાના હોય તેમણે મુંબઈ સરકારી ગૅઝેટના બીજા ભાગમાં મધ્ય ભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબે પ્રગટ કરેલી જાહેરખબર વાંચવી.

અમદાવાદ. F. B. Pendarves Lory,
તા. ૨૧મી એપ્રિલ ૧૯૦૩ આક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર.
ઉત્તર ભાગ.

---

## નિશાળોનાં ઇનામપત્રક.

રેવાકાંઠા-પંચમહાલ વિભાગ. કાલોલ. કોરોનેશનને દિવસે ગામના સદ્‌ગૃહસ્થોએ રૂ. ૩૫ નું ઇનામ છોકરા તથા છોડીઓને જમાડવામાં વાપર્યું. પુરોલી મે. દેવગઢના મહારાણા સાહેબ તરફથી કોરોનેશનને દિવસે રૂ. ૧૪) તથા ગામના સદ્‌ગૃહસ્થોએ રૂ. ૫) છોકરાઓને જમાડવામાં વાપર્યા. બાંકરોલ મે. દેવગઢ મહારાજા સાહેબ તરફથી કોરોનેશનને દિવસે રૂ. ૧૯-૧૧-૬ તથા ગામના સદ્‌ગૃહસ્થોએ છોકરાને જમાડ્યા. કડાણા મે. કડાણા દરબાર સાહેબે કોરોનેશનને દિવસે છોકરાઓ તથા છોડીઓને જમાડવામાં રૂ. ૧૦) તથા રૂ. ૪) નાં કપડાં વહેચ્યાં. સીસોડા પટેલ જોરભાઈ મસોતભાઈ તથા પટેલ ઇશ્વરભાઇ કાળીદાસે કોરોનેશનને દિવસે રૂ. ૭) નું ઇનામ વહેંચ્યું. કણજની કોરોનેશનને દિવસે મે. ઠાકોર સાહેબ ફતેહસીંગજી દીપસીંગજી રૂ. ૫) પાટીદાર પંચ તરફથી રૂ. ૫) ધારાળા પંચ તરફથી રૂ. ૩) કાછીઆ પંચ તરફથી રૂ. ૨) તથા બીજા સદ્‌ગૃહસ્થોએ

* જુઓ માર્ચ ૧૯૦૧ના શાળાપત્રનાં પૃષ્ઠ ૮૫-૯૩—એડિટર.

મળી રૂ. ૮-૬-૦ મળી કુલ રૂ. ૨૩-૬-૦ છોકરાંને જમાડવામાં તથા ઇનામમાં ખર્ચ્યા. કહાનલ કોરોનેશનને દિવસે મેહેવાસી પટેલે રૂ. ૪) સરદાર તરફથી રૂ ૩) તથા બીજા ગ્રહસ્થો રૂ. ૯-૮-૦ છોકરાં જમાડવામાં તથા ઇનામમાં વાપર્યા.

---

## જાહેરખબર.

( ગુ. વ. સો. તરફથી. )

## સંસાર સુધારોત્તેજક ઇનામી નિબંધ નં. ૧લો.

### "વિવાહિત હિન્દુ સ્ત્રીઓનું શિક્ષણ."

આ વિષય ઉપર ગુજરાતીમાં ઉત્તમ નિબંધ લખનાર, સન્નારીને રૂ. ૧૫ થી ૨૫ સુધીની કિંમતનાં ઉપયોગી પુસ્તકો બક્ષીસ આપવામાં આવશે. નિબંધ બહુ લંબાણમાં હોવાની જરૂર નથી, પણ મુદ્દાસર હોય તો ઠીક. લખાણ કાગળની એકજ બાજુએ સારા અક્ષરથી અને શુદ્ધ લખવું. નિબંધ ઉપર લેખકે પોતાનું નામઠામ ન લખતાં કોઈ સંજ્ઞા લખવી, અને જુદા બંધ પાકીટમાં નિબંધ ઉપરની સંજ્ઞા સાથે પોતાનું નામઠામ સ્પષ્ટ જણાવવું; તથા તે નિબંધની લેખક પોતેજ હોવા વિષે કોઈ સદ્ગૃહસ્થોનું પ્રમાણપત્ર મોકલવું.

ઇનામલાયક ઠરેલો નિબંધ કોઈ માસિક યા સાપ્તાહિક પત્રદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવશે.

અ. સૌ. વિદ્યાગૌરી રમણભાઈ બી. એ. તથા બીજા બે વિદ્વાન ગ્રહસ્થોએ આવેલા નિબંધો તપાસી અભિપ્રાય આપવાનું સ્વીકાર્યું છે નિબંધો તાં. ૩૦-૬-૧૯૦૩ સુધીમાં પહોંચે તેવી રીતે નીચેને શીરનામે મોકલવા.

જીવણલાલ અમરશી મહેતા,
ઠે. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ઓફીસ,
અમદાવાદ.

---

ન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુમ્બઈ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એકે અવાજે તારીફ કરતાં અતિ સન્તોષકારક ખાત્રી પત્રકો.

મહેરબાન ડિરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન ગાઝી ઇન્સ્પેક્ટર ઇ. જાફદરા સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને જ સઘળી મંજૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુકજ વાપરવાને મગરૂરી ધરાવશે.

☞ મુમ્બઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલ કમિટિના અનુભવી સદ્ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત શિક્ષક કોપીબુકોને જ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વ સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

આ કોપીબુકો માંટે જે જે સદ્ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ અમારી દરેક કોપી વાંચવાથી ખાત્રી થશે.

દસ્કત શિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે; પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મજરી, પણ રેલ્વે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઇ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુજે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલ્વે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને કયાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઇ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

આમાં છે. મજકુર પુસ્તકો પચીશ રૂપિયાનાં ખરીદનારને વીસ ટકા કમિશન આપવામાં આવેછે.

કિન્ડર ગાર્ડન ગ્રંથમાળાને અનુસરનો સઘળો વિલાયતી સામાન ખાસ જર્મની અને અમેરિકાથી આવેલોછે. તેમાં વીશે ઓફિસોનો જથ્થાબંધ સામાન કીફાયત ભાવે મળશે—



---

અંક ૭મો. પુસ્તક ૪૨મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

જુલાઈ ૧૯૦૩.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.

"આર્યોદય" પ્રિન્ટિંગ પ્રેસ.

# લઘુભારત.

મહાભારતના માંખણરૂપ ગુજરાતીમાં રચેલું આ લઘુભારત કાવ્ય સાહિત્યના ભોગી તથા અભ્યાસીઓને બહુ ઉપયોગી છે. તેનો પહેલો અને બીજો ભાગ વિદ્વાનોથી વખણાયા છે; જેમાં પહેલો ભાગ ગયકવાડી કેળવણી ખાતામાં ઇનામ તથા લાઇબ્રેરી, અને અંગ્રેજી કે. ખા. માં લાઇબ્રેરીઓ માટે મન્જુર થયો છે. બીજો ભાગ બન્ને કેળવણી ખાતામાં ઇનામ લાઇબ્રેરી બેઉ માટે પસંદ પડયો છે, હાલ ત્રીજો ભાગ આગળના બે ભાગ કરતાં પણ વિશેષ રસિક પ્રસિદ્ધ થયો છે.

ઇચ્છા હશે તેમને પહેલો ભાગ રૂ ૧॥, વી. પી. થી રૂ. ૧॥ માં, બીજો ભાગ રૂ. ૧॥, વી પી. થી રૂ. ૧॥ ના, ત॥ ત્રીજો ભાગ રૂ ૧॥ વી પી. થી રૂ ૨) માં મળશે ત્રણે ભાગ સામટા લેનારને મનોવિકાર તથા આશા નિરાશા વિષેનો બોધજનક ઇનામી નિબંધ આઠ આના કીમતનો ભેટ. મળવા સાથે પુસ્તકો રૂ. ૫) માં વી પી. થી મળશે. આ ભેટ સત્તર પુસ્તકો મંગાવનારને મળવાનો સંભવ જાણવો, કારણ તેની પ્રતો થોડી છે.

| | |
|---|---|
| અમદાવાદ—રાયપુર હનૂમાનની ખડકી. | ગણપતરામ રાજારામ ભટ્ટ. પ્રતાપ નાટક આદિ ગ્રંથોના કર્તા. |

તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઇ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વ માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઇ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની ગરજ હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્તક શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી છે. દરેક બોકસમાં ડઝન-૬ કિમ્મત રૂ.૦ાા. ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬ા ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨ાા ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના રૂ. ૦ાૂ વધારે લાગશે. ભૂલી જતા નહિ. અને પૈસા પહેલાથી મંગાવનારને ૧–૬ બોકસના ખર્ચના બે આના લાગશે



# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૨મું. જુલાઈ ૧૯૦૩. અંક ૭મો.

## માસ.

ગયા ડિસેમ્બર માસના પજાબ એજ્યુકેશનલ જર્નલમા પદાર્થપાઠ વિષે કેટલીક અગત્યની સૂચનાઓ આપી છે તે પ્રાથમિક શાળાના શિક્ષકોને ઉપયોગી ધારી નીચે લીધી છે.—

૧. પદાર્થપાઠમાં નીચેનાં બે લક્ષણ આવવા જોઈએ—

અ. જે પદાર્થનો પાઠ આપવામાં આવે તે પદાર્થ ઇન્દ્રિયોને પ્રત્યક્ષ હોવો જોઈએ.

બ. પાઠ એવી રીતે અપાવવો જોઈએ કે પદાર્થના ધર્મ શિષ્યો જાતે નિરીક્ષાથી અને પ્રયોગથી શોધી કાઢે

૨. પદાર્થપાઠ આપવાનો પ્રયાસ કરતા પહેલાં શિક્ષકે સારાં પુસ્તકમાંથી તે પદાર્થની બરાબર માહિતી મેળવવી, તેનું ધ્યાનથી અવલોકન કરવું, જે જે બાબત તે શિખવવા ધારતો હોય તેની નિરીક્ષાથી અને પ્રયોગથી ખાતરી કરવી, કાળા પાટીઆ ઉપર જે સંક્ષિપ્ત ટિપ્પણ કરવાનુ હોય તેનો અભ્યાસ કરવો, પ્રયોગો ફરીને કરી જોવા, અને પાઠની નોંધ બહુ સંભાળથી કરવી "પદાર્થનોજ બરાબર અભ્યાસ કરવો." એ અભ્યાસ ઘણો જરૂરનો છે, અને ગમે તેટલું વાંચવાથી એની ખામી પૂરી પડતી નથી. તેણે શિષ્યની દૃષ્ટિથી પદાર્થનો અભ્યાસ કરવો. જેવી રીતે તે તેના ધર્મ શિષ્ય પાસે શોધી કઢાવવા માગતો હોય તેવી રીતે તે જાતે શોધી કઢવા પદાર્થની પરીક્ષા કરવી, તેના અવયવો જુદા જુદા તપાસવા, અને તે સબંધી પ્રયોગો કરી જોવા. પુસ્તકોનો ઉદ્દેશ પદાર્થના ધર્મ દર્શાવવાનોજ

છે, પણ તે ધર્મ શોધી કાઢવાનું કામ શિક્ષકનું છે ( ટેલર ).

૩. શિક્ષકે શિખવતી વખતે

( અ ) બને ત્યાંસુધી પ્રત્યક્ષ પદાર્થની સહાયતાથીજ પોતાનો પાઠ સ્પષ્ટ અને રસિક કરવો.—બને તો પદાર્થનો નમુનો દરેક છોકરાના હાથમાં મૂકવો; પદાર્થ ન મળી શકે તોજ તેના મૉડેલ અને ચિત્રનો આશ્રય લેવો. પદાર્થના ધર્મ દર્શાવવામાં મૉડેલ અને ચિત્રો ઉપયોગી છે, તોપણ માત્ર તેમની મદદથીજ પાઠ આપવામાં આવે તો તે પાઠ વાસ્તવિક રીતે પદાર્થપાઠ કહી શકાય નહિ.

( બ ) પ્રશ્નદ્વારા શિષ્યો પાસે ઇન્દ્રિયોના ઉપયોગથી પદાર્થના ધર્મ કઢાવવા.—પદાર્થપાઠ આપવામાં શિક્ષકનો મુખ્ય હેતુ શિષ્યની ઇન્દ્રિયો કેળવવાનો હોવો જોઈએ. ઇન્દ્રિયો કેળવવી એટલે તેમની શક્તિ વધે એવી રીતે કસવી. જો શક્તિ વધી હશે તો પદાર્થોમાં અને તેમના ધર્મમાં ભેદ પારખવાની શક્તિમાં વધારો જણાશે. ઇન્દ્રિયોની શક્તિ વધારવાનો ઉપાય માત્ર એજ છે કે શિષ્યોને નિયમિત અને ક્રમવાર પાઠ આપવા, અને પ્રશ્નોથી તેમની ઇંદ્રિયો ખુબ કસવી. વળી ધ્યાનમાં રાખવું કે એકજ નહિ, પણ બધી ઇન્દ્રિયો કેળવવાની છે. પદાર્થપાઠ આપતી વખતે ઘણા શિક્ષકો માત્ર આંખજ કેળવે છે. પદાર્થ ખડબચડો છે કે સુંવાળો, કઠણ છે કે પોચો, ભારે છે કે હલકો એ છોકરાંએ જોવું એજ તેઓ પાઠ આપવાનો ઉદ્દેશ સમજે છે. પદાર્થના આવા ધર્મો **સ્પર્શેન્દ્રિયથીજ** જણાઈ શકે; પદાર્થ જોઈને એ ધર્મોનું છોકરાં **અનુમાન** કરી શકે, તોપણ બરાબર જ્ઞાન મેળવવા માટે તો તેમણે પદાર્થ હાથમાં લઈ તપાસવો જોઈએ; અર્થાત્ તેમની નેત્રેન્દ્રિયજ નહિ, પણ સ્પર્શેન્દ્રિય પણ કેળવવી જોઈએ. એક ઇન્દ્રિયથી બીજી ઇન્દ્રિયનું કામ થઈ શકે નહિ. આ કારણથી પદાર્થના કોઈ પણ ધર્મ વિષે શિખવતા પહેલાં એ ધર્મના વિચાર કઈ ઇન્દ્રિયથી મેળવી શકાશે તેનો શિક્ષકે વિચાર કરવો, અને પાઠમાં તે ધર્મનું જ્ઞાન આપતાં છોકરાંની તેજ ઇન્દ્રિય કેળવાય તેપર લક્ષ આપવું. બધા ધર્મો પ્રયોગથી સિદ્ધ કરી બતાવવા અને તે પ્રયોગો છોકરાં પાસે કરાવવા.

( ક ) પ્રથમ પદાર્થના જે ધર્મ છોકરાંને જાણીતા હોય તેની વ્ર

કરવી અને પછી જાણીતાપરથી અજાણ્યાપર તેમને લઈ જવાં.—ઘણા શિક્ષકો પદાર્થપાઠના આરંભમાં પદાર્થના ધર્મોનુ વર્ણન કરી જાય છે અને અન્તે તેનાં ઉપયોગ સૂચવે છે. આવો ક્રમ પદાર્થવર્ણનગ્રન્થમાં યોગ્ય જણાય, પણ જાણીતા પદાર્થના પાઠમાં યોગ્ય શિક્ષણસરણી એ છે કે છોકરાં પાસે જાણીતા ઉપયોગ પ્રથમ કઢાવવા, અને પછી એવા ઉપયોગને યોગ્ય કયા ધર્મ પદાર્થમાં હોવા જોઈએ તે નિરીક્ષા અને પ્રયોગ વડે કઢાવવું. પદાર્થના ધર્મો અને ઉપયોગની યાદી કરી રાખવી, જે ધર્મોને ઉપયોગ સાથે સંબંધ નથી એવા ધર્મો યાદીમાંથી કાઢી નાંખવા, અને બાકી રહેલા ધર્મોજ શિખવવા.

(૬) વ્યક્તિવાચક પદાર્થોના પાઠ આપતી વખતે તેમનાં ખાસ લક્ષણો શિખવવા તરફ અને જાતિવાચક પદાર્થોના પાઠ આપતી વખતે તેમના સામાન્ય ધર્મો છોકરાં પાસે શોધાવવા તરફ લક્ષ આપવું.—દાખલા તરીકે સીસા કે કોઈ બીજી ધાતુ વિષે પાઠ આપતાં અપારદર્શકતા, ચળકાટ, વગેરે ધર્મો તરફ ધ્યાન ન આપવું. એ ધર્મો ઘણી ધાતુમાં સામાન્ય છે અને ધાતુ વિષે પાઠ આપતાં શિખવવા જોઈએ; પણ અમુક ધાતુ વિષે પાઠ આપતાં શિખવવા જોઈએ નહિ. તેમજ 'કૉર્ક' (બુચ) વિષે પાઠ આપતાં તેની લઘુતા, પ્લવનશીલતા (પાણીમાં તરવાની શક્તિ), અને સ્થિતિસ્થાપકતા વિષે વિવેચન કરાવવું, પણ તેની ઘનતા, અપારદર્શકતા, અને દહનશીલતા (સળગી ઊઠે એવો ધર્મ) વિષે વાત કરવી નહિ. વળી ગાયના પાઠમાં ગાયના ખાસ ધર્મ, જેવા કે તેનું પેટ, ફાટેલી ખરી, અને વાગોળવાના દાંત બતાવવા; પણ તેનું વાછરડું જીવતું જન્મે છે, તે તેને ધવડાવે છે, તેનું લોહી ઉન્હું છે, અને તે ફેફસાંવડે શ્વાસ લે છે એવી બાબતો ગાયના પાઠમાં ન લેતાં આંચળવાળાં પ્રાણીઓના પાઠમાંજ કહેવી.

(૭) પાઠના જુદા જુદા ભાગોનો સંબંધ જોડવો.—પદાર્થના ધર્મ તેના ઉપયોગ સાથે શી રીતે જોડાય તે ઉપર દર્શાવ્યું છે. કંઈક એવીજ રીતે પ્રાણીને લગતી બાબતો એક બીજા સાથે જોડી શકાય. શિક્ષક આરંભમાં પ્રાણીના ખોરાક વિષે વાત કરે તો તે પ્રાણી પોતાનો ખોરાક (ઈતર ભક્ષ્ય પ્રાણી) શી રીતે શોધી કહાડે છે તે પ્રથમ દર્શાવી શકશે. આથી તેને તે પ્રાણીની ઇન્દ્રિયોનું વર્ણન કરવાનો પ્રસંગ મળશે.

તે પોતાનો ખોરાક શી રીતે પકડે છે તે દર્શાવી શકાશે, અને તેના અવયવો અને સ્વભાવનો ખ્યાલ આપી શકાશે. છેવટે તે કેવી રીતે ખોરાક ચાવે છે ને પચાવે છે તે બતાવાશે, અને એ રીતે તેના દાંતનાં ખાસ લક્ષણ અને પાચક ઇન્દ્રિયો તરફ લક્ષ ખેંચી શકાશે.

(ખ) સંભાળપૂર્વક નિરીક્ષા કરાવ્યા પછી ચોકસ વર્ણન કરતાં શિખવવું.—શિષ્યનો શબ્દસંગ્રહ અને ભાષાજ્ઞાન વધારવું એ પદાર્થપાઠનો એક હેતુ છે એ વાત ભૂલવી જોઇએ નહિ. સર જોશુઆ ફિચ કહે છે કે 'દરેક પાઠમાં જે કંઈ નવું જ્ઞાન અપાય છે તેને લગતા કોઈ કોઈ નવા શબ્દો પણ શિખવાય છે; આ શબ્દો એવી રીતે શિખવવા જોઈએ કે તેમના સ્મરણની સાથે તેમને લગતા સર્વ વિચારોનું સ્મરણ થાય.' પરંતુ પાઠમાં ઘણા પારિભાષિક શબ્દો વાપરવા નહિ. પ્રથમ પાઠને લગતી ઇબારત સહેલા શબ્દમાં ક્હેવડાવવી અને જરૂર હોય ત્યાંજ નવા શબ્દો શિખવવા. દરેક નવા શબ્દને કાળા પાટીઆપર લખી સમજાવવો, અને બધાં છોકરાં પાસે સાથે બોલાવવો કે તે તેમનાં મનપર બરાબર ઠસે.

(ગ) પદાર્થ વિષે જે વિગતવાર હકીકત શિખવવામાં આવે તે કાળા પાટીઆપર તે પદાર્થના જુદા જુદા ભાગોનાં ચિત્ર કાઢીને છોકરાંના મનપર ઠસાવવી.—પ્રાણી વિષેના પાઠ સમજાવવામાં પ્રત્યક્ષ પ્રાણી કે તેના મૉડેલ વાપર્યા હોય તોપણ તેના જુદા જુદા અવયવોની રચના કાળા પાટીઆપર તેમનાંચિત્ર કાઢવાથીજ બરાબર સમજાવી શકાશે. વળી ચિત્ર છોકરાંના દેખતાં કાઢવામાં આવે અને જુદા જુદા ભાગો સમજૂતી સાથે દોરવામાં આવે તો છોકરાંનું જ્ઞાન વધારે સ્પષ્ટ અને ચિરસ્થાયી થશે, એટલુંજ નહિ, પરંતુ તેમને પાઠમાં રસ ઉત્પન્ન થશે અને તે રસ ટકી રહેશે. વળી એવાં ચિત્રથી શિક્ષક જુદા જુદા અવયવોનાં આકાર અને સ્થિતિ સ્પષ્ટ સમજાવી શકશે, અને અગત્યની બાબતપર છોકરાંનું ધ્યાન આકર્ષી નકામી બાબતો છોડી દઈ શકશે. શિક્ષકે કાળા પાટીઆપર કાઢેલાં ચિત્ર જેવાં ચિત્ર છોકરાંએ નોટબુકમાં કાઢવાં. હસ્ત અને નેત્ર સાથે સાથે કેળવવાં જોઈએ.

(ઘ) સમગ્ર પદાર્થનું આબેહુબ ચિત્ર છોકરાંનાં મનપર પાડવું.—પદાર્થના અવયવોનું વર્ણન કર્યા પછી સમગ્ર પદાર્થ વિષે વિવેચન કરવું. માત્ર

અવયવોનું છૂટું છૂટું વર્ણન કરવાથી બધાનો પરસ્પર સબંધ સમજાતો નથી, માટે પદાર્થનું સમગ્ર ચિત્ર છોકરાંના મનપર ઠસાવવું.

---

શારીરિક શિક્ષા તેમજ નીતિબળને લગતા નીચેના વિચારો લક્ષમાં લેવા લાયક છેઃ—

માત્ર નીતિબળથીજ છોકરાને સુધારી શકાતાં નથી અને કેટલેક પ્રસંગે નઠારાં છોકરાંને ઠેકાણે લાવવા માટે તેમજ શાળામાં વ્યવસ્થા રાખવા માટે શારીરિક શિક્ષાની જરૂર પડે છે એ વાત ખરી છે, પરંતુ હિંદુસ્તાનની શાળાઓમાં સોટીનો ઉપયોગ ઘણો સાધારણ થઈ પડયો છે અને ઘણે ઠેકાણે માત્ર એજ શિક્ષાનો ઉપયોગ કરવામાં આવે છે એ બાબત શું હાનિકર્ત્તા નથી ? જોડણીની ભૂલો માટે, દાખલો ખોટો ગણવા માટે, ભૂગોળ કે બીજા વિષયોમાં ખોટા જવાબ દેવા માટે, મોડા આવવા માટે, ઘેરથી કરી લાવવા આપેલું મનોયત્ન બેદરકારીથી કરવા માટે, અને એવા બીજા ઘણા સાધારણ દોષો માટે છોકરાંને નેતરની સોટીનો માર મારવામાં આવે છે. આથી જે અનિષ્ટ પરિણામ નીપજે છે તે ખુલ્લાંજ છે. શિક્ષક અને શિષ્ય વચ્ચે જેવો ભાવ અને ગાઢ સંબંધ બંધાવો જોઈએ તેવો બંધાવા પામતો નથી. લોક કહે છે તેમ 'આવી શિક્ષાથી શિક્ષણ તરફ શિષ્યનો પ્રેમ બંધાવાને બદલે દ્વેષ બંધાય છે. આવી ગુલામી શિક્ષા ગુલામી સ્વભાવ બનાવે છે! જ્યાંસુધી સોટીનો ભય છોકરાંનાં મનમાં રહે છે ત્યાંસુધી તેઓ હુકમને તાબે થઈ દુરાચરણ છૂપાવે છે; પણ તે ભય જતો રહે છે એટલે તેમની અનીતિ સ્વાભાવિક રસ્તે વળે છે. વળી સખ્તાઈ અતિશય કરવાથી કદાચ અમુક દુરાચરણ દૂર થાય તો તેને બદલે હિચકારાપણું દાખલ થાય છે. દુરાચારી છોકરાને બદલે હવે આપણને બાયલો છોકરો માલમ પડે છે.' આવા વિચારો મહાં વિદ્વાન લોકે બે સૈકા અગાઉ દર્શાવ્યા હતા, અને હાલ પણ વિદ્વાનોના એ વિષયપર વિચાર એવાજ છે.

ટૂંકામાં કહીએ તો ખરાબ ટેવ કે અનીતિ સિવાયના કોઈ પણ દોષ માટે શારીરિક શિક્ષા કરવાથી શિષ્યના મનપર હાનિકારક અસર થયા વિના રહેતી નથી. તેથી તેને અભ્યાસપર અભાવ થાય છે, આજ્ઞાને તાબે

વવું અને ફરજ બજાવવી એ દુઃખદાયક અને અધમતા ઉત્પન્ન કરનાર છે અને મરજી મુજબ વર્તવાથીજ સુખ ઉત્પન્ન થાય છે એવા વિચાર તેના મનમાં દાખલ થાય છે, શાળામાં જેવી રીતે તેને વર્તવા દે છે તેવી ઉલટી રીતે વર્તવાથી પોતે સુખી થશે એમ તે સમજે છે, અને મોટી વયે જુલમી અને ગર્વિષ્ઠ થાય છે.

આ બાબત ઘણા શિક્ષકો સમજે છે અને એવાજ વિચારો ઘણા શિક્ષકો પોતે દર્શાવશે, તોપણ શારીરિક શિક્ષા આટલી બધી સાધારણ છે તેનું શું કારણ? કારણ માત્ર એટલુંજ જણાય છે કે અહિંની શિક્ષણપદ્ધતિમાં પરીક્ષાનાં પરિણામપર અને બુદ્ધિનીજ કેળવણીપર ઘણું ધ્યાન આપવામાં આવે છે, નીતિની કેળવણીપર જેટલું ધ્યાન આપવું જોઈએ તેટલું અપાતું નથી. છોકરાંને પરીક્ષામાં પાસ કરાવવાં, તેમનાં મનોયત્નપુસ્તકો સ્વચ્છ રખાવવાં, નિશાળમાં બહારની સંભાઈ રાખવી, અને ઉપરી અધિકારીઓ નિશાળની મુલાકાત લેવા કે પરીક્ષા કરવા આવે ત્યારે બહારના દેખાવથી તેમની પ્રીતિ સંપાદન કરવી એજ ઘણા શિક્ષકો પોતાનું કર્તવ્ય સમજે છે. પોતાનાં આચરણથી શિષ્યના મનપર કદી ભૂંસાય નહિ એવી છાપ પાડવી એ આપણો ધર્મ છે એમ થોડાજ સમજતા જણાય છે. ઉપરી અધિકારીઓ વર્ષમાં એકવાર નિશાળની તપાસ કરવા આવે ત્યારે તેઓ તેમને બહારના દેખાવથી રાજી કરી ઉતરે છે, અને થોડા વખતમાં પરીક્ષકોથી શિક્ષકનાં આચરણ અને સ્વભાવની પરીક્ષા થઈ શકતી નથી. આ કારણથી શિક્ષકો પોતાની નીતિ અનુકરણીય બનાવી શિષ્યની નીતિ સુધારી શકતા નથી.

શિષ્યમાં જાતિભાઈઓ તરફ સમાનભાવ ઉત્પન્ન કરવો, તેમને પરસ્પર સહાયતા આપતાં શિખવવું, કર્તવ્ય કર્તવ્ય છે માટેજ કરવું જોઈએ, કંઈ લાભની દૃષ્ટિથી કે શિક્ષાના ભયથી નહિ. એવો ઉત્તમ વિચાર તેમનાં મનમાં આણવો, અને જ્ઞાન વધારવા તરફ પ્રેમ ઉત્પન્ન કરવો એ શિક્ષકનું ખરું કર્તવ્ય છે. પોતાનું આચરણ હમેશ સરખું રાખવું, વિચાર દૃઢ રાખવા, અને ગમે તે કારણથી પણ સુનીતિના વર્તનમાંથી અને સત્યમાર્ગમાંથી લવમાત્ર પણ

અંકિત ન થવું એ ઉત્તમ નીતિવિચારો દરેક શિક્ષકે પોતના કરી તે પ્રમાણે વર્તવા હમેશ પ્રયાસ કરવો જોઈએ. શિક્ષકોની નીતિ ઉત્તમ પ્રકારની થશે એટલે અદૃશ્ય રીતે તેની અસર શિષ્યના મનપર થયા વિના રહેશે નહિ. નીતિબળ બુદ્ધિબળથી ઘણુંજ ચઢીઆતું છે. બુદ્ધિમાન્ પુરૂષના બુદ્ધિપ્રભાવથી આપણે વિસ્મિત થઈએ છીએ, અને ' જુઓ શી એની બુદ્ધિ છે! ' એવાં વચનો આપણા મુખમાંથી નીકળી જાય છે, પણ તેને માટે અન્તઃકરણમાં ભાવ કે માનની લાગણી ઉત્પન્ન થતી નથી. એવો ભાવ તો નીતિ, પ્રમાણિકપણું, અને સત્યનાં દૃષ્ટાન્તો જોઈને એ ગુણોવાળા પુરૂષો માટેજ થાય છે. નીતિબળ એવું જબરું છે કે સત્યશીલ અને પ્રમાણિક પુરૂષથી અપ્રમાણિક પુરૂષો કંપે છે તથા આઘા નાસે છે. એક પુરૂષ માટે એવું કહેવાય છે કે જ્યારે તેને કંઈ ખોટું કામ કરવું હોય ત્યારે તે પોતાના ઓરડામાં લટકતી નીતિમાન્ પુરૂષોની છબીઓને ઉંધી વાળતો. છબીના સમક્ષ પણ તેનાથી અનીતિનું કામ કરાતું નહિ. છબીનું પણ આવું નીતિબળ તો પ્રત્યક્ષ પુરૂષનું નીતિબળ કેટલું બધું હોવું જોઈએ.

આશા છે કે આ ચોપાનીઆમાં પ્રસંગે પ્રસંગે નીતિનો ઉપદેશ કરવામાં આવે છે તેનો કંઈક પણ સંસ્કાર શિક્ષકોનાં મનપર થશે, અને તે દિવસે દિવસે દૃઢ થઈ ચિરસ્થાયી થશે, તેથી ભવિષ્યની પ્રજા નીતિવાળી થશે અને દેશનો દિવસ ફરશે. તથાસ્તુ !

---

ગયા ડીસેમ્બર માસમાં હનોઇમાં પ્રાચ્યભાષાના વિદ્વાનોની પરિષદ્ મળી હતી. આવી પરિષદ્ પૂર્વમાં પહેલીજ મળી હતી. જુદાં જુદાં રાજ્યો અને શોધક મંડળીઓ તરફથી ૩૬ પ્રતિનિધિઓ મોકલવામાં આવ્યા હતા, તેમાંના ૨૭ પ્રતિનિધિઓએ પરિષદ્નાં કામકાજમાં ભાગ લીધો હતો. આ ઉપરાંત બીજા ૫૦ વિદ્વાનો હાજર હતા. પરિષદ્ની ૯ બેઠક થઈ હતી અને તેમાં ૫૦ ભાષણો અપાયાં હતાં. આપણને ઉપયોગી થઈ પડે એવો નિબંધ પૉન્ડિચરિના ડૉક્ટર કાર્ડિઅરનો હતો. તેમણે જણાવ્યું હતું કે મેં વૈદકશાસ્ત્રનાં ઘણાં સંસ્કૃત પુસ્તકો શોધી કાઢ્યાં છે.

---

કેળવણી એટલે શું?—શિક્ષકોએ બાળસ્વભાવનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું જોઈએ. બાળક ઘણી રીતે એક બીજસમાન છે. બીજમાં પોતાનામાં સુંદર અને પરિપુષ્ટ છોડવો થવાની શક્તિ છે, પણ તે તેવો સુંદર અને પરિપુષ્ટ છોડવો થશે કે નહિ તેનો આધાર આસપાસની સ્થિતિપર છે. જો જમીન ફળદ્રુપ હશે અને ગરમી અને ભીનાશ જોઈએ તેટલી હશે તો બીજનો સુંદર છોડ થશે. એથી ઉલટું, જો જમીન ખારવાળી હશે અને જોઈતી ભીનાશ કે ઉષ્ણતા નહિ હોય તો બીજ મરી જશે કે તેનો મુડદાલ છોડ થશે. માટે બીજ ગમે તેવું સારું હશે તોપણ તેની આસપાસની સ્થિતિ એવી અનુકૂળ નહિ હોય કે તે પોતાની સર્વ શક્તિ બહાર આણી શકે, તો તેનો સુંદર છોડ થશે નહિ. છોડ થવા માટે જે ગુણ જરૂરના છે તે ગુણ જમીનમાં નહિ હોય, અથવા હશે તો યોગ્ય પ્રમાણમાં મળેલા નહિ હોય કે છોડમાં આવે એવા દ્રવ્ય નહિ હોય, તો છોડ પરિપૂર્ણ સ્થિતિએ પહોંચશે નહિ. વળી જો બહુજ પાણી પાવામાં આવશે કે અયોગ્ય વખતે પાણી પાવામાં આવશે, તોપણ છોડ પરિપૂર્ણ કળાએ પામશે નહિ. ગરમીની બાબતમાં પણ એમજ સમજવું. અત્યુષ્ણતા કે અલ્પ ઉષ્ણતા છોડને હાનિકારક થઈ પડશે. અત્યુષ્ણતાથી છોડ કરમાઈ જશે અને અલ્પ ઉષ્ણતાથી છોડને ફળ આવશે નહિ. વળી બીજ પોતાનાંજ કૃત્યથી છોડની દશા પ્રાપ્ત કરે છે એ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ. ચતુર અને મહેનતુ ખેડુત આસપાસની સ્થિતિ જેમ બને તેમ અનુકૂળ કરે છે; પણ છોડ જાતેજ મૂળ ઘાલે છે, કળી, પ્રકાશમાં આણે છે, પાણી પીએ છે, ખીલી નીકળે છે, અને ફળ આપે છે. બધી વૃદ્ધિ અંદરથીજ થાય છે, બહારથી થતી નથી. પોતાની શક્તિ પોતાની મેળે કેળવીનેજ છોડ વૃદ્ધિ પામે છે. એવીજ રીતે બાળક પોતાની શક્તિ પોતાની મેળે કેળવીનેજ જ્ઞાન સંપાદન કરવાની, વિચાર કરવાની, અને કામ કરવાની શક્તિઓને ખિલવે છે. ઓવેન કહે છે કે 'શક્તિઓને કામે લગાડવાથીજ ખીલે છે. અમુક શક્તિ ખિલવવામાં બેદરકાર રહીએ તો તે શક્તિ ઓછી થઈ જાય છે અને કાલક્રમે બિલકુલ જતી રહે છે. આ નિયમ માત્ર વ્યક્તિનેજ લાગુ ન પડતાં વંશપરંપરા ઉતરે છે, અને આ રીતે અમુક પ્રજામાં અમુક શક્તિ ઓછી થઈ જાય છે કે વિશેષ ખીલે છે. ફ્રૉબેલ કહે છે તેમ ભૂત, વર્તમાન, અને ભવિષ્ય ત્રણે કાળની મનુષ્ય-

જાતિ નિરનિરાળી નથી, પણ પરસ્પર સંબંધ ધરાવનારી છે; અર્થાત્ ભૂત કાળની પ્રજાની અસર સાંપ્રત કાળની પ્રજાપર થાય છે અને સાંપ્રત કાળની પ્રજાની અસર ભવિષ્ય કાળની પ્રજાપર થશે. બાળક પરિપૂર્ણ મનુષ્ય થશે કે નહિ તેનો આધાર તેની સ્વાભાવિક માનસિક શક્તિ, તેને કેળવવાના પ્રસંગ, અને તેના ઉપયોગપર છે. હાથ કેળવવા હોય તો હાથને કસરત આપવી જોઈએ; શરીર કેળવવું હોય તો શરીરને કસરત આપવી જોઈએ; મનની શક્તિઓ કેળવવી હોય તો મનની શક્તિઓને કસરત આપવી જોઈએ; અને તમામ શારીરિક તથા માનસિક શક્તિઓ કેળવવી હોય તો તમામ શારીરિક અને માનસિક શક્તિઓને કસરત આપવી જોઈએ. પણ ગમે તેવી કસરત ચાલશે? ઉત્તર સ્પષ્ટ છે. માત્ર જે કસરત યોગ્ય સમયે મળે છે, જે શરીર અને મનની શક્તિઓના સ્વરૂપને અનુકૂળ છે, અને જે એ શક્તિઓના બળના પ્રમાણમાં છે તેજ કસરતથી યોગ્ય કેળવણી મળશે. બીજી બધી કસરત અંશે કે બધી રીતે હાનિકારક થશે. વળી એક બીજો નિયમ વસ્તુમાત્રને લાગુ પડે છે તે મનને વિશેષ લાગુ પડે છે. પરિપૂર્ણ અને વાસ્તવિક કેળવણીને માટે કસરત પદાર્થની પોતાનીજ ચપળતામાંથી ઉત્પન્ન થવી જોઈએ અને ટકી રહેવી જોઈએ. તમામ કુદરતી શારીરિક અને માનસિક શક્તિઓ સ્વાભાવિક રીતે જાગ્રત્ થવી જોઈએ. દાખલા તરીકે, જો આપણે છોડની વૃદ્ધિ કરવા ઇચ્છતા હોઈએ, તો આપણે માત્ર એટલુંજ કરવું કે તે છોડને (બધાં છોડને) તેની પોતાની મેળે ને રીતે ચપળ થવા પ્રેરવો, અને તે ચપળતા કાયમ રાખવા મદદ કરવી. આપણે તેની વૃદ્ધિનો વખત ઓછો કરી શકીએ, આપણે પરિણામપર કંઈક અસર કરી શકીએ, પણ એ બધું કરવા આપણે તે છોડની જાતનીજ ચપળતાપર આધાર રાખવાનો છે. આ ચપળતાને આપણે જાતની ચપળતા કહીએ છીએ. મનના સાધારણ વ્યાપાર ત્રણ છે—જ્ઞાન, લાગણી, અને ઇચ્છા. જે કસરતથી મનને કેળવવા ઇચ્છતા હોઈએ તે કસરત આ ત્રણ વ્યાપાર કરનારી શક્તિના સ્વરૂપ પ્રમાણે હોવી જોઈએ, અને હમેશ તેના બળના પ્રમાણમાં હોવી જોઈએ. વળી એમ પણ જણાયું છે કે જે પ્રમાણમાં ચપળતા સમગ્ર માનસિક શક્તિની હોય અને એ ચપળતા કોઈની આપેલી નહિ, પણ પોતાની મેળે

ઉત્પન્ન થયેલી, પોતાની મેળે ટકી રહેલી, અને પોતાની મેળે પ્રેરાયલી હોય તેજ પ્રમાણમાં પરિણામ આવે છે. અર્થાત્ જ્ઞાન, લાગણી, અને ઇચ્છાએ એ ચપળતામાં યોગ્ય ભાગ લેવો જોઈએ, અને વિશેષે કરીને, લાગણી અને ઇચ્છા—મનના વ્યાપારને પ્રેરવાની, પોષવાની, ટકાવવાની, અને નિયમિત કરવાની મનની પોતાની શક્તિઓ—ને કદી ભૂલવી જોઈએ નહિ.'

આ ઉપરથી આપણને માલમ પડે છે કે ઈશ્વરે બાળકને કેટલીક શક્તિઓ અર્પેલી છે, અને એ શક્તિઓ કેળવી શકાય એટલે વિશેષ પ્રવીણ બનાવી શકાય. કેળવવાની કસરતનું સ્વરૂપ તેમજ પ્રમાણ બાળકના સ્વભાવને અનુસરતું હોવું જોઇએ, એ કસરત બાળકે જાતેજ આરંભવી જોઇએ, આગળ ચલાવવી જોઈએ, અને પરિપૂર્ણ કરવી જોઈએ, અને સારૂં પરિણામ લાવવું હોય તો બાળકની તમામ શક્તિઓ કેળવાય એવી કસરત જોઈએ.

આપણે બાળકની સ્મરણશક્તિ કેળવીએ એટલે કેટલીક બાબતો તેની પાસે મ્હોંએ ગોખાવી પોપટની પેઠે બોલાવી જઈએ, અને તેની અવલોકનશક્તિ, વિચારશક્તિ, અને કાર્યશક્તિ તરફ દુર્લક્ષ રહીએ; અથવા તેની વિચારશક્તિ કેળવીએ અને શારીરિક શક્તિ વિષે બેદરકાર રહીએ; અથવા તેની જ્ઞાન સંપાદન કરવાની શક્તિ કેળવીએ અને સંપાદન કરેલા જ્ઞાનનો ઉપયોગ કરતાં શિખવીએ નહિ, તો આપેલી કેળવણી નિરર્થક થઈ પડે છે, એટલુંજ નહિ, પણ ઉલટી તેથી હાનિ થય છે. આ બધી કેળવણી એકદેશી કહેવાય. આપણો ઉદ્દેશ આવી એકદેશી કેળવણી આપવાનો ન જોઇએ, પણ સમગ્ર શારીરિક અને માનસિક શક્તિઓ કેળવવાનો જોઈએ, કે જેથી નિશાળ છોડી છોકરાં ધંધે વળગે ત્યારે તેમનાં શરીર પરિપુષ્ટ અને તનદુરસ્ત હોય, અવલોકનશક્તિ તીક્ષ્ણ હોય, સ્મરણશક્તિમાં સારો સંગ્રહ થયેલો હોય, કલ્પનાશક્તિ ચપળ હોય, તુલનાશક્તિ બરાબર ખીલેલી હોય, વિચાર કરવાની શક્તિ પરિપૂર્ણ થઈ હોય, પોતાની ફરજ બજાવવાની સમજણ બરાબર આવી હોય, મન દૃઢ થયું હોય, ટેવ સારી પડી હોય, અને નીતિ સારી હોય. આનુંજ નામ કે-

ળવણી. તમામ શક્તિ, શારીરિક અને માનસિક, એટલે શરીરની, બુદ્ધિની અને નીતિની, ખરાબર કસતી એજ કેળવણી.

---

# માનસશાસ્ત્ર.

( ચાલુ પૃષ્ઠ ૮૩થી. )

તપાસ કરતાં માલમ પડશે કે ધ્યાન, જ્ઞાન, સ્મરણ, લાગણી, યોજના, અને પસંદગી એ બધાંને પરસ્પર સંબંધ છે. જે પદાર્થ જાણવાની ઇચ્છા થાય છે તે પદાર્થપર આપણે ધ્યાન ચોંટાડીએ છીએ, ધ્યાન રાખવાથી તે પદાર્થ શો છે તેનું જ્ઞાન ઉત્પન્ન થાય છે, જ્ઞાન થવાથી અગાઉ જોયો હોય તેનું સ્મરણ થાય છે, સ્મરણ થવાથી સુખ કે દુઃખની લાગણી ઉત્પન્ન થાય છે, એ લાગણીને અનુસરતી યોજના કરાય છે, અને અનેક યોજનાઓ મનમાં આવે છે તેમાંથી જે રૂચે છે તે પસંદ કરાય છે. વળી આ પ્રમાણે ધ્યાન, જ્ઞાન, વગેરેનો ઉત્તરોત્તરજ સંબંધ છે એમ સમજવાનું નથી. પદાર્થનું જ્ઞાન થવાથી તેના પર વિશેષ ધ્યાન લગાડાય છે, અને ધ્યાન અને સ્મરણના દરેક વ્યાપારમાં યોજના અને પસંદગી રહેલી છે.

એથી પણ આગળ વિચાર કરતાં એક ઘણી અગત્યની બાબત સમજાશે. ઉપરના દૃષ્ટાંતમાં દૂરથી આવતા પુરૂષ વિષે ધ્યાન, જ્ઞાન, સ્મરણ, વગેરે થયાં તે કોનાં હતાં એવો પ્રશ્ન આપણે આપણા મનને પૂછીશું તો શો જવાબ મળશે? મેં ધ્યાન આપ્યું, મને જ્ઞાન થયું, મને સ્મરણ થયું, મને ખુશી, કે નાખુશી ઉત્પન્ન થઈ, મેં યોજના કરી, અને ભિન્ન ભિન્ન યોજનામાંથી મેં અમુક યોજના પસંદ કરી. આ પ્રમાણે જે જે બાબતો હું જાણું છું કે સ્મરણ કરું છું તેનો જ્ઞાતા અને સ્મરણકર્તા હુંજ છું. માનસશાસ્ત્રમાં આજ દૃષ્ટિએ જોવાનું છે અને એ દર્શન આત્મલક્ષી દર્શન કહેવાય છે; કારણકે માનસશાસ્ત્ર આત્માના કે પંડના અનુભવ અને કૃત્યનો અભ્યાસ છે. આ પ્રમાણે માનસશાસ્ત્રમાં જે જે બાબતોનો અભ્યાસ

કરવાનો છે તે તમામ બાબતો પરસ્પર સંબદ્ધ છે, અમુક જ્ઞાતાને લગતી છે, અને એ જ્ઞાતાને આપણે દરેક જણ 'હું' કે 'હું પોતે' એમ કહીએ છીએ.

## શાસ્ત્ર એટલે શું ?

કોઈ પણ વિષય વિષે સહજ અવલોકન કર્યાથી મનુષ્યને તે વિષયનું સાધારણ જ્ઞાન થાય છે. આપણે બધા જાણીએ છીએ કે કાળજું ધબકે છે અને ફેફસાં શ્વાસ લે છે. આવા જ્ઞાનને સાધારણ જ્ઞાન કહે છે. એ સાધારણ જ્ઞાન ઘણી વાર ભૂલભરેલું તેમજ અપૂર્ણ હોય છે. સાધારણ જ્ઞાનને વધારે ચોકસ, વિસ્તીર્ણ, અને નિયમિત કરીએ ત્યારે તે શાસ્ત્ર કહેવાય. જે પુસ્તકમાં એવું જ્ઞાન પ્રતિપાદન કર્યું હોય તેને પણ શાસ્ત્ર કહે છે.

સંસ્કૃત વિદ્વાનો શાસ્ત્રનું નીચે પ્રમાણે લક્ષણ આપે છેઃ—

प्रवृत्तिर्वा निवृत्तिर्वा नित्येन कृतकेन वा ।
पुंसां येनोपदिश्येत तच्छास्त्रमभिधीयते ॥

પુરૂષે શેમાં પ્રવૃત્ત થવું અને શેમાંથી નિવૃત્ત થવું એ ઉપદેશ કરનારૂં નિત્ય (ઈશ્વરી) કે અનિત્ય (પુરૂષ) વાક્ય, અર્થાત્ કર્તવ્ય કે અકર્તવ્ય બોધક દૈવી કે પુરૂષનું વચન તે શાસ્ત્ર. આવો ગ્રંથ જ્ઞાનથી પરિપૂર્ણ હોવોજ જોઈએ એ સ્પષ્ટ છે.

## માનસશાસ્ત્રની વ્યાખ્યા—

આપણા બધામાં કંઈક એવું છે કે જેને લાગણી થાય છે, જે વિચાર કરે છે, અને જે કાર્ય કરે છે. એને આપણે મન કહીએ છીએ. જેમ આપણે શરીરનો અભ્યાસ કરી શકીએ તેમજ મનનો પણ અભ્યાસ કરી શકીએ. મનના વ્યાપાર વિષે લોકોના કેવા મત છે તેની પરીક્ષા કરી શકીએ, તેમાં સુધારો વધારો કરી શકીએ, તેનું પૃથક્કરણ અને વર્ગણી કરી શકીએ, અને એ પ્રમાણે મનના વ્યાપારનું શાસ્ત્ર બનાવી શકીએ. એ શાસ્ત્ર તે માનસશાસ્ત્ર અર્થાત્ જે શાસ્ત્ર મનના વ્યાપારોને વર્ણવે છે, તેમનો વર્ગ બાંધે છે, અને તેમને સમજાવે છે તે માનસશાસ્ત્ર કહેવાય છે.

માનસશાસ્ત્રનું કામ માત્ર મનના વ્યાપારોને વર્ણવવાનુંજ નથી, પરંતુ એ વ્યાપાર એક બીજાને મળતા આવે છે કે એક બીજાથી જુદા પડે છે, કેવી રીતે મળતા આવે છે કે જુદા પડે છે, કઈ સ્થિતિમાં એ વ્યાપારો થાય છે, કયા ક્રમમાં થાય છે, તેમાંના કયા સાદા છે અને આરંભમાં થાય છે, કયા સંયુક્ત કે ગુંચવણભરેલા છે અને પાછળથી થાય છે, અને સંયુક્ત વ્યાપારપર સાદા વ્યાપાર કેવો આધાર રાખે છે એ બધું સમજાવવાનું છે. તા-૧૯-૧-૧૬

## પ્રકરણ ૨જું.

### માનસશાસ્ત્ર શિખવવાની પદ્ધતિઓ.

ઉપલક વિચાર કરતાં માનસિક વ્યાપારનો અભ્યાસ કરવો ઘણો સહેલો લાગશે. કોઈ પણ શાસ્ત્રનો સંપૂર્ણ અભ્યાસ કરવા માટે તેનાં સાહિત્ય કે ઉપકરણની જરૂર છે; કેમકે તે વગર પ્રયોગ કે સંશોધન થઈ શકે નહિ. એ સાહિત્ય કે ઉપકરણ સર્વ સ્થળે, સર્વ સમયે, અને સર્વ પુરૂષોને મળી શકતાં નથી. પણ માનસશાસ્ત્રના અભ્યાસમાં આવા પ્રકારની અડચણ નડતી નથી. એ શાસ્ત્રના અભ્યાસમાં કોઈ સાહિત્યની જરૂર નથી. માત્ર મનનીજ જરૂર છે, અને મન તો હમેશ સર્વની પાસેજ રહે છે. તેથી તેના વ્યાપારનો અભ્યાસ કરવો સહેલો લાગે છે. પણ ઊંડો વિચાર કરતાં જણાશે કે એ અભ્યાસ કરવો સહેલો નથી. કોઈ પણ શાસ્ત્રને લગતી બાબતો શોધી કાઢવાની રીત એ છે કે તેનું અવલોકન કરવું અને તે અવલોકન સૂક્ષ્મ દૃષ્ટિથી કરવું. એવું અવલોકન કર્યા વિના તે સમજી કે સમજાવી પણ શકાય નહિ. આપણા માનસિક વ્યાપારનું જ્ઞાન આપણા સિવાય બીજા કોઈને પ્રત્યક્ષ થતું નથી. કોઈ પણ શરીરની વેદનાથી તમારા મનમાં જે દુઃખની લાગણી થતી હોય કે કોઈ ખુશકારક બનાવને લીધે જે સુખની લાગણી થતી હોય તે તમારા ચહેરા ઉપર દિલગીરી કે ખુશીનાં ચિહ્નોથી કોઈ પણ માણસ જોઈ શકે છે, તેમજ તમે જાતે પણ બીજાઓને તે કહી શકો છો; પરંતુ સુખ કે દુઃખનો અનુભવ તો તમેજ કરો છો. તમારા મુખના વિકાર ઉપરથી કે તમારા પોતાના કહેવાથી તમા-

રી મનોવૃત્તિઓ બીજાઓ જાણી શકે છે; પણ એ મનોવૃત્તિઓનું પ્રત્યક્ષ જ્ઞાન તો તમને એકલાનેજ થાય છે. આ પ્રમાણે માનસિક વ્યાપારનું પ્રત્યક્ષ જ્ઞાન તમને પોતાનેજ થાય છે; એટલે માનસશાસ્ત્રમાં અભ્યાસકર્તા અને અભ્યાસનો વિષય એકજ છે, તેથી અભ્યાસ અઘરો થાય છે. માનસિક વ્યાપારની આવી અભ્યાસ કરવાની પદ્ધતિને અન્તર્દર્શનપદ્ધતિ કહે છે. આ પદ્ધતિમાં નીચે લખેલી અડચણો નડે છેઃ—

(૧) માનસિક વ્યાપાર બાહ્ય પદાર્થોની પેઠે બાહ્ય ઇન્દ્રિયોના સંબંધમાં આવતા નથી. આપણે વનસ્પતિને ચક્ષુરિન્દ્રિયથી જોઈ શકીએ છીએ તેમ કંઈ **વિચારને જોઈ** શકતા નથી. વળી આપણે કર્ણેન્દ્રિયથી શબ્દ સાંભળી શકીએ છિએ, તેવી રીતે **મનોવૃત્તિઓને સાંભળી** શકતા નથી.

(૨) મનની અમુક વૃત્તિનો અભ્યાસ કરવા તે ઉપર ધ્યાન આપીએ કે તરતજ મનની સ્થિતિ બદલાઈ જાય છે; કેમકે તે સમયે મન તે **વૃત્તિમાં** નહિ, પણ તે વૃત્તિના **અભ્યાસ**માં લીન છે. આ મુશ્કેલી એવી ભારે છે કે કેટલાક ગ્રન્થકારોના મત પ્રમાણે અન્તર્દર્શનપદ્ધતિથી માનસશાસ્ત્રનો અભ્યાસ થઈ શકેજ નહિ. પણ તેઓ આ મુશ્કેલીને છે તે કરતાં બહુ મોટી માનતા લાગે છે. આપણે અન્તર્દર્શનથી જે માનસિક વ્યાપારનો અભ્યાસ કરતા હોઈએ તે વ્યાપાર તો અભ્યાસ સમયે હતો નથી, પરંતુ આપણે સ્મરણશક્તિની સહાયતાથી તેને મનમાં લાવી શકીએ છીએ. આ પ્રમાણે સ્મરણશક્તિ માનસિક વૃત્તિના અભ્યાસ કરવાનું સાધન થઈ પડે છે. કોઈ પણ વિષયનું ગ્રહણ કરતી વખતેજ નહિ, પણ તે સમય પછી પણ સ્મરણશક્તિની મદદથીજ તે વિષયના જ્ઞાનનું સ્ફુરણ થાય છે.

(૩) માનસિક વ્યાપાર એટલા બધા પરિચિત છે કે તે તરફ આપણું ધ્યાન **સાધારણ રીતે** આકર્ષાતું નથી. એવા વ્યાપાર દરરોજ થાય છે તેથી તેઓ તરફ આપણું ધ્યાન જતું નથી. આ કારણને લીધે માનસિક વ્યાપારનો અભ્યાસ કરવો હોય તો ધ્યાનને આકર્ષક પદાર્થ તરફ જતું અટકાવી પરિચિત વસ્તુઓ તરફ જતાં શિખવવાની શક્તિ આપણામાં હોવી જોઈએ.

વળી આ પદ્ધતિમાં ખાસ દોષ એ છે કે એમાં પ્રમાણ અનિશ્ચિત અને બદલાતું છે. બીજાં શાસ્ત્રોમાં પ્રમાણ નિશ્ચિત છે. પદાર્થવિજ્ઞાની ગ્રામ, મિટર, વગેરે નિશ્ચિત પ્રમાણોનો ઉપયોગ કરે છે. પણ માનસશાસ્ત્રીનું પ્રમાણ નિશ્ચિત નથી. જ્યારે કોઈ પણ માણસ માનસશાસ્ત્ર વાંચે છે ત્યારે તે તેના સિદ્ધાન્તોની પરીક્ષા પોતાના મનમાંજ કરે છે. પણ કોઈ પણ બે માણસો એવા ભાગ્યેજ જોવામાં આવે કે જેમનાં મન સરખાંજ હોય. માનસિક વ્યાપાર વિષે જેમના વિચાર બધી રીતે મળતા હોય એવા માણસો ભાગ્યેજ મળી આવે. પણ માણસોના વિચાર પરિપૂર્ણ રીતે મળતા ન હોય તોપણ ઘણાખરા મળતા હોઈ શકે, અને એવી સંમતિ ઉપરજ શાસ્ત્રનું બંધારણ છે.

અન્તર્દર્શનની પદ્ધતિ આવી અઘરી છે, તોપણ માનસશાસ્ત્રનું ખરું જ્ઞાન મેળવવા માટે એ પદ્ધતિ અનુસરવી જરૂરની છે. જેમ વનસ્પતિશાસ્ત્ર શીખવું હોય તો વનસ્પતિની નિરીક્ષા કરવાની જરૂર છે, અને નિરીક્ષા વગર માત્ર ગ્રન્થપરથીજ સંપૂર્ણ જ્ઞાન મેળવી શકાય નહિ, તેમ માનસશાસ્ત્રનું પરિપૂર્ણ જ્ઞાન માત્ર પુસ્તકોપરથીજ પ્રાપ્ત થઈ શકે નહિ, પરંતુ તેમાં માનસિક વ્યાપારનું અન્તર્દર્શન આવશ્યક છે.

પરંતુ માનસશાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરવા માટે માત્ર અન્તર્દર્શનનીજ પદ્ધતિ નથી. આ વિષયનો અભ્યાસ કરવામાં એક બીજી પણ પદ્ધતિ છે, તેને બાહ્યદર્શનની પદ્ધતિ કહે છે. આ બાહ્યદર્શનપદ્ધતિના બે વિભાગ છે, અવલોકનપદ્ધતિ અને પ્રયોગપદ્ધતિ.

અવલોકનપદ્ધતિ—માણસો મનની સ્થિતિ બાહ્ય આકાર અને ઇંગિત વડે દર્શાવે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે 'आकारैरिङ्गितैर्गत्या गृह्यतेऽन्तर्गतं मनः' (મનના વિચાર આકાર, ઇંગિત [અભિપ્રાયસૂચક ચેષ્ટા], અને ગતિ વડે જણાઇ આવે છે). જ્યારે કોઈ માણસ બીજા માણસોનાં બાહ્ય ચિહ્નો જુએ છે અને એવાં ચિહ્નો દર્શાવતી વખતે પોતાના મનની સ્થિતિ કેવી હોય છે તેનો વિચાર કરે છે ત્યારે તે તેમના મનની સ્થિતિનું અનુમાન વધારે સારી રીતે કરી શકે છે. એજ પ્રમાણે પ્રત્યક્ષ અવલોકનપદ્ધતિ

થો ગાંડાઓનાં વિકારી મૂંન કે જંગલી પ્રજાનાં બીનકેળવાયલાં મનનો અ-ભ્યાસ કરી શકાય છે. જેમ શરીરશાસ્ત્રી રોગિષ્ઠ શરીરની પરીક્ષાથી શરીર-ના અવયવોના વ્યાપાર જાણી શકે છે, તેમ માનસશાસ્ત્રી ગાંડાં માણસો, કેદીઓ, ઊંઘતાં માણસો, વગેરેની ચેષ્ટાના પ્રત્યક્ષ અવલોકનથી માનસિક વ્યાપારનું જ્ઞાન મેળવી શકે છે. વળી સાહિત્ય પણ મનુષ્યના વિચાર અને મનોભાવનો ચિતાર છે; અને નાટકકાર અને નવલ વાર્તાના લખનારાઓએ જે મનુષ્યચિત્રો પડ્યાં હોય છે તે પરથી પણ માનસિક વ્યાપાર જાણી શકાય છે. તેમજ કેટલાંક જીવનચરિત્રોમાં પણ બહુ સારો ચિતાર આ-લેખ્યો હોય છે. આવી રીતે પરોક્ષ અવલોકનથી પણ માનસશાસ્ત્રનો અભ્યા-સ થઈ શકે છે.

પ્રયોગપદ્ધતિ—ઘણા માનસિક વ્યાપારોનો અભ્યાસ પ્રયોગદ્વારા કરી શકાય છે. પ્રબળ લાગણી ઉત્પન્ન કરવા માટે શરીરને ઓછામાં ઓછો કે-ટલો સ્પર્શ કરવો જોઈએ, કોઈ પદાર્થ એકદમ દૃષ્ટિએ પડે તો તેને ઓ-ળખવાને કેટલો વખત જોઈએ, ચામડીના કોઈ પણ ભાગપરનાં બે બિંદુ-ઓ વચ્ચે કેટલું અન્તર હોવુંજ જોઈએ કે તે બે બિંદુને દાબવાથી બે દબાણનીજ લાગણી થાય--આવી આવી બાબતો પ્રયોગથી જાણી શકાય છે. આ પદ્ધતિમાં જ્ઞાનતન્તુનું જ્ઞાન આવશ્યક છે.

બાહ્યદર્શનપદ્ધતિના દોષો—આપણે પારકાના મનનો અભ્યાસ પ્રત્યક્ષ રીતે કરી શકીએ નહિ. આપણે માત્ર કેટલાંક શરીરનાં ચિહ્નોનોજ અભ્યા-સ કરી શકીએ અને એ ચિહ્ન ઉપરથી માનસિક સ્થિતિનું અનુમાન કરી શકીએ, પણ એ ચિહ્ન અમુક માનસિક સ્થિતિજ દર્શાવે છે એમ આપણા-થી ખાતરીથી કહી શકાય નહિ. નાટકમાં વેષ ભજવનારાઓના મનનું સ્વ-રૂપ તેમના વેષ ઉપરથી સમજાતું નથી. મન ઘણું દિલગીર હોય તોપણ તેઓ હાસ્યરસ જેમાં પ્રધાન હોય એવો વેષ ભજવી શકે છે. તેમજ વ્ય-વહારમાં પણ મનુષ્યોના ઇંગિતપરથી તેમના મનની ખરી સ્થિતિ હમેશ સમજી શકાતી નથી; કેમકે એ ઇંગિત સ્વાભાવિક ન હોય, કૃત્રિમ પણ હોય. વળી ઘણીખરી વાર માણસને પોતાના મનથી પારકાના મનની સ્થિ-

તિ સમજવાનું વલણ થાય છે. ઉદાઃ પ્રકૃતિવાળો પુરૂષ બીજાઓને પણ તેવાજ દેખે છે. આત્મહૃદયથી પુરૂષ પારકાના હૃદયનું અનુમાન કરે છે. છોકરાં વિષે ઘણી ભૂલો આજ રીતે થાય છે. પુખ્ત ઉમ્મરનાં સ્ત્રીપુરૂષો છોકરાંનાં મન પોતાના જેવાં જાણે છે

છોકરાંના મનનો અભ્યાસ માનસશાસ્ત્રીને જરૂરનો છે. હજી બાળકના માનસિક વ્યાપારની શોધ પરિપૂર્ણ થઈ નથી. હાલ તો એક ગ્રન્થકારના કહ્યા પ્રમાણે બાળકનું મન માત્ર અર્ધુંજ શોધી કઢાયું છે. બાળકના મનનું પૂરૂં જ્ઞાન મેળવ્યા વિના તેને બરાબર કેળવણી આપી શકાય નહિ. ઘણી ખરી વાર જેવી આપણી મનોવૃત્તિ છે તેવીજ બાળકની છે એમ આપણે ધારી લઈએ છીએ, પણ એમાં આપણી ભૂલ છે. બાળકની મનોવૃત્તિઓનો પરિપૂર્ણ અભ્યાસ માનસશાસ્ત્રીને તેમજ શિક્ષકને જરૂરનો છે.

હવે એ અભ્યાસમાં કેવી અડચણો નડે છે તેનો વિચાર કરીએ. છેક બાલ્યાવસ્થામાં બાળક બોલી શકતું નથી, અને બોલતાં શીખ્યા પછી નાટકનાં પાત્રની પેઠે વર્ત્તે છે. જો તેને માલમ પડે કે કોઈ તેને જુએ છે તો તે સ્વાભાવિક રીતે વર્ત્તવું બંધ થઈ જાય છે. તેને મોટાંની નકલ કરવી ગમે છે, હોય તેના કરતાં ડાહ્યું જણાવવાનું મન થાય છે, અને બીજાંની તેના પર પ્રીતિ થાય એવું વર્ત્તન કરવાની ઇચ્છા હોય છે. આથી આપણે બાળકનાં મનની પરીક્ષા કરતી વખતે સાવધ રહેવું પડે છે. ન રહીએ તો તેમના મનોવ્યાપારને સ્થળે જે પુખ્ત પુરૂષ કે સ્ત્રીનું તેઓ અનુકરણ કરતાં હોય તેના મનોવ્યાપાર આપણા જોવામાં આવે છે, અને તેમના મનનો અભ્યાસ બરાબર થઈ શકતો નથી.

બાળકના મનોવ્યાપાર બરાબર સમજવા સારૂ માણસને પોતાની બાલ્યાવસ્થાનું સારૂં સ્મરણ હોવું જોઈએ, બાળકના મનોભાવ બરાબર જાણી તેને સુખે સુખી અને તેને દુઃખે દુઃખી થવાની શક્તિ હોવી જોઈએ, અને તેના મનોવ્યાપારનું અવલોકન કરી સંશોધનદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવા મન દેવાવું જોઈએ.

# પ્રાણી વિષે પાઠો.

## ગાય—૧.

**સાહિત્ય**—એક ગાય લાવી નિશાળ બહાર બાંધવી અને તેના મ્હોં આગળ ઘાસ નાખવું. આ ગાય મારકણી હોવી ન જોઈએ.

શિક્ષકે છોકરાંને ગાયની સન્મુખ બેસાડવાં અને નીચે મુજબ પાઠ શરૂ કરવો:—

**શિ.**—(ગાય તરફ આંગળી કરીને) આ તમારી આગળ શું છે?

**વિ.**—ગાય.

**શિ.**—તેનો રંગ કેવો છે?

**વિ.**—ધોળો.

**શિ.**—બીજા કોઈ રંગની ગાયો તમે જોઈ છે?

**એક વિ.**—સાહેબ, મારે ત્યાં કાળી ગાય છે.

**બી. વિ.**—સાહેબ. મારે ત્યાં લાલ ગાય છે.

**શિ.**—ત્યારે ગાય ધોળી, કાળી, લાલ, વગેરે જુદા જુદા રંગની હોય છે. (આ હકીકત પાટિયા ઉપર લખવી.) હવે જુઓ આ ગાય શું ખાય છે?

**વિ.**—ઘાસ

**શિ.**—તમે ઘાસ ખાઈ શકશોકે?

**વિ.**—ના સાહેબ

**શિ.**—કુતરાં બિલાડાં ઘાસ ખાય કે?

**વિ.**—ના સાહેબ.

**શિ.**—ત્યારે ગાય સિવાય બીજાં કયાં પ્રાણી ઘાસ ખાય છે તે તમે કહી શકશો?

**વિ.**—બળદ, ભેંસ, ઘોડું, ગધેડું, બકરાં, ઘેટાં, વગેરે.

**શિ.**—ત્યારે આ પ્રાણીઓને શું ખાનારાં કહેવાય?

**વિ.**—ઘાસ ખાનારાં

**શિ.**—ત્યારે ગાયને આપણે કેવું પ્રાણી કહીશું?

વિ.—ઘાસ ખાનાર પ્રાણી.

શિક્ષકે પાટિયાપર લખવું કે 'ગાય ઘાસ ખાનાર પ્રાણી છે.'

શિ.—આપણે ગાય શામાટે રાખીએ છીએ?

વિ.—તે આપણને દૂધ આપે છે.

શિ.—દૂધ શા ખપમાં આવે છે?

વિ.—આપણે તે એકલું પીએ છીએ અથવા ખોરાક સાથે લઈએ છીએ.

શિ.—દૂધ બીજા કંઈ કામમાં આવે છે?

વિ.—હા સાહેબ, તેનાં દહિં, છાશ, માખણ, અને ઘી બને છે.

શિક્ષકે નીચે મુજબ નોંધ લખવીઃ—

'ગાય દૂધ આપે છે. દૂધનાં દહિં, માખણ, ને ઘી બને છે.'

આટલી હકીકત આ પાઠને માટે બસ થશે. શિક્ષકે પાટિયાપર ગાયનું ચિત્ર કાઢવું અને પછી પુનરાવર્તન કરી છોકરાંને પાછાં વર્ગમાં લઈ જવાં.

---

## ગાય—૨.

**સાહિત્ય**—ઉપરના પાઠમાં જણાવ્યા મુજબ.

શિક્ષકે પાછલા પાઠનું પુનરાવર્તન કરી આગળ ચાલવું. પ્રથમ તેણે છોકરાંને ગાયના શરીરના જુદા જુદા ભાગોનાં નામ પૂછવાં. આ નામો (જાણીતાં હોવાથી) તેઓ ઝટ આપી શકશે. પછી માણસના અંગ કરતાં ગાયના અંગમાં કયાં અવયવો વધારે છે તે પૂછવું. છોકરાં વિચાર કરી કહી શકશે કે ગાયને શિંગડાં તથા પૂંછડી એટલાં વધારાનાં અવયવો છે; વળી તેને હાથ નથી, પણ હાથને બદલે બે વધારાના પગ છે, એટલે ચાર પગ છે. (શિક્ષકે આ હકીકત પાટિયાપર લખવી.)

ત્યારપછી શિક્ષકે છોકરાંને ગાયનું દરેક અવયવ તપાસી તેનો માણસના અવયવ સાથે મુકાબલો કરવા કહેવું, અને અમુક અવયવની રચનામાં અમુક જાતનો તફાવત શા કારણથી રાખ્યો છે તે બને ત્યાં સુધી તેમની પાસે કહાવવું; વળી વધારાનાં અવયવો શા માટે આપ્યાં છે તે પણ કહાવવું. નીચે મુજબ પ્રશ્નોથી તે આ કામ કરી શકશેઃ—

શિ.—ગાયને હાથ છે કે?

વિ.—ના સાહેબ.

શિ.—ત્યારે જુઓ, તે ઘાસનો કસ્લો શી રીતે મ્હોંમાં લે છે?

વિ.—મ્હોં ભોંયપર અડકાડી જીભવડે પકડે છે.

શિ.—તમે તમારા હાથ ભોંયપર મૂકી ગાયની માફક ટટાર ઊભા રહી તમારૂં મ્હોં જમીનપર અડકાડો જોઉં.

વિ.—(તેમ ઊભા રહી) સાહેબ, અડકાડી શકાતું નથી.

શિ.—ત્યારે ગાય શી રીતે અડકાડે છે?

વિ.—આપણી ગરદન કરતાં તેની ગરદન વધારે લાંબી છે, તેથી તે મ્હોં જમીનપર અડકાડી શકે છે.

શિ.—હવે તમે આ જમીનપર પડેલી પેન્સિલ તમારી જીભવડે પકડી જુઓ જોઉં.

વિ.—(તેમ કરવાનો પ્રયત્ન કરી) સાહેબ, તે પકડી શકાતી નથી.

શિ.—ત્યારે ગાય ઘાસનો કસ્લો પોતાની જીભવડે શી રીતે પકડે છે?

વિ.—સાહેબ, તેની જીભ લાંબી છે અને વળી જાડી પણ છે, તેથી તે ઘાસના કસ્લાની આસપાસ વિંટાળી શકાય છે, અને આ પ્રમાણે કસ્લો મજબૂત વિંટળાઈ મ્હોંમાં આવે છે.

શિ.—જુઓ ત્યારે, ઈશ્વરે ગાયને હાથ આપ્યા નથી, તો તેને બદલે પોતાનો ખોરાક પકડી મ્હોંમાં મૂકવાને લાંબી ગરદન અને લાંબી તથા જાડી જીભ આપેલી છે. કેવી ઈશ્વરની ખુબી છે! આવી ખુબી ગાયનાં બીજાં અવયવોની રચનામાં પણ આપણે જોઈશું.

શિક્ષકે આ હકીકત પાટિયાપર લખવી અને જીભનું ડ્રૉઈંગ કાઢવું. છેવટે તેણે આખા પાઠમાં શિખવેલી બીનાનું પુનરાવર્ત્તન કરવું.

---

ગાય—૨.

**સાહિત્ય**—૧લા પાઠમાં જણાવ્યા ઉપરાંત બની શકે તો એક ફુટું શિંગડું લાવી રાખવું.

શિક્ષકે પાછલા પાઠોનું ઝડપથી પુનરાવર્ત્તન કરી નીચે મુજબ આગળ ચાલવું:—

શિ.—હવે તમે ગાયનું નાક અને આંખો તપાસો અને તેમાં કંઈ જાણવા જેવો તફાવત હોય તો કહો.

વિ.—(તપાસીને) સાહેબ, ગાયની આંખો આપણી આંખો કરતાં મોટી છે, અને નાક આપણી પેઠે બહાર નીકળી આવેલું નથી.

શિ.—હા. માત્ર આટલો કદ અને રચનામાં તફાવત છે. બીજું કંઈ ખાસ જાણવા જેવું નથી. (આ હકીકત પાટિયાપર લખવી.) હવે તમે તેના કાન વિષે શું કહી શકો છો ?

વિ.—તે આપણા કાન કરતાં વધારે લાંબા છે.

શિ.—તમારા માથાપર માખ કે જીવડું બેહું હોય તો તમે શી રીતે ઉડાડી કે કાઢી નાખો છો ?

વિ.—હાથવતી.

શિ.—પણ ગાયને હાથ નથી, તો તે પોતાના માથાપર બેઠેલી માખો કે જીવડાં શી રીતે ઉડાડે છે ?

વિ.—પોતાના લાંબા કાન આમ તેમ ફફડાવીને. જુઓ, આ ગાય પોતાના કાન ફફડાવે છે અને માખો ઊડતી જણાય છે.

શિ.—ત્યારે ઈશ્વરે ગાયને લાંબા કાન આપવાનું કારણ તમે સમજ્યા ?

વિ.—હા સાહેબ, માથાપર બેઠેલી માખો કે જીવડાં ઉડાડવાને ઈશ્વરે તેને લાંબાં કાન આપ્યા છે.

(શિક્ષકે આ હકીકત પાટિયાપર લખવી અને કાનનું ડ્રૉઈંગ કાઢવું.)

શિ.—તમને કોઈ મારવા આવે તો કેવી રીતે તમારો બચાવ કરશો ?

વિ.—હાથ વડે, અથવા હાથમાં લાકડી કે બીજું કંઈ હથિયાર લઈને.

શિ.—પણ ગાયને હાથ નથી, તો તેને કોઈ ઇજા કરવા આવે ત્યારે તે શું કરે છે ?

વિ.—તે પોતાનાં શિંગડાં આગળ ધરી સામી થાય છે.

શિ.—જુઓ ત્યારે, ઇશ્વરે તેને પોતાનું રક્ષણ કરવાને શિંગડાંરૂપી હથિયાર બક્ષેલું છે. (આ હકીકત પાટિયાપર લખવી.)

શિક્ષકે આ જગાએ કહેવું કે 'શિંગડાં એ માથાના આગલા ભાગમાં બે છેડે બહાર નીકળી આવેલાં અને ઉપર કઠણ ચામડીના પડવાળાં બે હાડકાં છે.' તેણે છૂટું શિંગડું લાવી રાખ્યું હોય તો તે બતાવી કહેવું, 'જુઓ, આ માત્ર શિંગડાની ઉપરનું ચામડીનું પડ છે, અને તેમાંથી હાડકાનો ગલ કાઢી લીધેલો છે.' પછી તેણે બધાં છોકરાંને તે હાડકું બતાવવું, અને પાટિયાપર શિંગડાનું ડ્રૉઇંગ કાઢવું. છેવટે આખા પાઠમાં શિખવેલી બીનાનું પુનરાવર્તન કરી તે બીના છોકરાંનાં મગજમાં બરાબર ઠસી છે કે નહિ તે જોવું.

આય-૪.

સાહિત્ય—૧લા પાઠમાં જણાવ્યા મુજબ.

શિક્ષકે પાછલા પાઠોનું પુનરાવર્તન કરી નીચે મુજબ આમળ ચાલવુંઃ-

શિ.—શું ગાયોને આખો દહાડો ને રાત ઘેર બાંધી રાખીને ઘાસ નીરવામાં આવે છે?

વિ.—ના સાહેબ, દિવસે તેમને ચરવા છોડે છે.

શિ.—તેમને ચરવા કોણ લઈ જાય છે?

વિ.—ગોવાળિયા.

શિ.—ગોવાળિયા તેમને ક્યાં ચરવા લઈ જાય છે?

વિ.—જ્યાં ઘાસ ઊગતું હોય ત્યાં.

શિ.—ઘાસ ક્યાં ઊગે છે?

વિ.—ભીનાશવાળી જગામાં.

શિ.—ગોવાળિયા જાતે ઘાસ ઉપાડી લાવીને ગાયોને નાખે છે?

વિ.—ના સાહેબ, ગાય જાતે ફરીને ચરે છે.

શિ.—ભીનાશવાળી જમીન પોચી હોય છે, અને ત્યાં ગાયોને ફરીને ચરવું પડે છે, તો તેવી જગામાં તેમનાથી ફરી શકાય તેવાં તેમનાં પગતળિયાં હોવાં જોઈએ. જુઓ તે તપાસો.

વિ.—(તપાસીને) સાહેબ, આપણાં પગતળિયાં જેવાં તે લાંબાં નથી, અને દરેક પગે આગલા ભાગમાં સળિયાને લગતો વચ્ચે ફાટવાળો જાડો નખ છે.

શિ.—આ નખને ખરી કહે છે. આ ફાટવાળી ખરીને લીધેજ ગાય પોચી જગામાં ફરી શકે છે. ફાટમાં હવા જવાથી ઉપરથી થતું વાતાવરણનું દબાણ ઓછું થાય છે, તેને લીધે પોચી જમીનમાં પેઠેલા પગ સહેલાઈથી બહાર નીકળી શકે છે. જુઓ ઈશ્વરની રચનામાં કેવી ખુબી રહેલી છે!

શિક્ષકે વાતાવરણના દબાણ વિષેની હકીકત બીજા કેટલાક દાખલાથી છોકરાંનાં મગજમાં ઠસાવવી. ત્યારપછી તેણે ખરીનું ડ્રૉઈંગ પાટિયાપર કાઢવું અને નીચે મુજબ નોંધ લખવી—

'ગાયને પગે ફાટવાળી ખરી હોય છે. આ ફાટવાળી ખરીને લીધે તે પોચી જમીનમાં ફરીને ઘાસ ચરી શકે છે.'

ત્યારપછી પુનરાવર્તન કરી પાઠ પૂરો કરવો.

---

## ગાય—૫.

સાહિત્ય—૧લા પાઠમાં જણાવ્યા મુજબ.

શિક્ષકે પાછલા પાઠોનું ઝડપથી પુનરાવર્તન કરી નીચે મુજબ આગળ ચાલવું:—

શિ.—માણસનું શરીર અને ગાયનું શરીર એ બેના કદમાં કંઈ તફાવત તમે જુઓ છો?

વિ.—હા સાહેબ, ગાયનું શરીર ઘણું વધારે કદાવર છે.

શિ.—તેનું શરીર આવું કદાવર હોવાનું કારણ તમે જાણો છો?

વિ.—ના સાહેબ.

શિ.—ત્યારે સાંભળો. આપણે પહેલાં કહી ગયા કે ગાય ઘાસ ખાનાર પ્રાણી છે. હવે ઘાસમાં પુષ્ટિકારક તત્ત્વ ઘણું ઓછું છે તેથી તે અનાજ કરતાં ઘણું વધારે ખવાય ત્યારેજ ભૂખની શાંતિ થાય છે, તો આ બધા ઘાસનો સમાવેશ થવા માટે ગાયનું પેટ મોટું હોવું જોઈએ. વળી અનાજ જેમ સહેલાઈથી પાચન થાય છે તેમ ઘાસ સહેલાઈથી પાચન થતું નથી, માટે તે પાચન થવા માટે આંતરડાંની વિશેષ મદદ હોવી જોઈએ; કારણકે આંતરડાં ખોરાક પાચન કરવામાં મદદ કરે છે. આ કારણથી

ગાયનાં આંતરડાં બહુ લાંબાં હોવાં જોઈએ. આ પ્રમાણે ગાયનું પેટ ઘણું મોટું તથા આંતરડાં લાંબાં હોવાં જોઈએ તે સબબથી તેનું શરીર આવું કદાવર બનાવવામાં આવ્યું છે.

આ હકીકત છોકરાઓ બરાબર સમજ્યા છે કે નહિ તે જાણવાને શિક્ષકે નીચે મુજબ પ્રશ્નો પૂછવાઃ-

ગાયનું પેટ શા માટે મોટું હોવું જોઇએ? તે પુષ્કળ ઘાસ ખાય સારેજ તેની ભૂખ શમે છે તેનું કારણ શું? ખોરાક પાચન કરવામાં મુખ્ય મદદકર્તા કોણ છે? ગાયને આંતરડાંની વિશેષ મદદની જરૂર કેમ પડે છે? ગાયનાં આંતરડાં શા કારણથી લાંબાં હોવાં જોઈએ? ગાયનું શરીર કદાવર હોવાનું કારણ શું?

*પછી શિક્ષકે નીચે મુજબ ટૂંકામાં પાટિયાપર નોંધ કરવીઃ—*

'ગાયનું પેટ મોટું હોય છે અને તેનાં આંતરડાં લાંબાં હોય છે તે સબબથી તેનું શરીર વધારે કદાવર હોય છે.'

ત્યારપછી તેણે પુનરાવર્તન કરી પાઠ બંધ કરવો.

---

## ગાય—૬.

**સાહિત્ય**—૧લા પાઠમાં જણાવ્યા મુજબ.

ગાય બધું ઘાસ ખાઈ રહ્યા પછી બેસીને વાગોળતી હોય તે વખતે શિક્ષકે છોકરાંને તેની સન્મુખ લઇ જઇ પાઠ આપવો. પાછલા પાઠોનું ઉપરથી પુનરાવર્તન કરી તેણે નીચે મુજબ આગળ ચાલવુંઃ—

**શિ.**—જુઓ આ ગાય પોતાનું મ્હોં કેમ હલાવે છે?

**વિ.**—સાહેબ, તે વાગોળે છે.

**શિ.**—'વાગોળે છે' એટલે શું?

**વિ.**—ખોરાક ખાઈને ચાવે છે.

**શિ.**—જુઓ તે ઘાસ કે બીજું કંઈ મ્હોંમાં લે છે?

**વિ.**—ના સાહેબ.

**શિ.**—ત્યારે તે શું ચાવતી હશે?

**વિ.**—સાહેબ, તેણે ઘાસ મ્હોંમાં ભરી રાખ્યું હશે અને તે ચાવતી હશે.

**શિ.**—ના તેમ નથી. જુઓ સાંભળો—

માણસને માત્ર એકજ પેટ કે હોજરી હોય છે, તેમાં તે પોતાનો ખોરાક પ્રથમથીજ ખુબ ચાવીને ઉતારે છે અને ત્યાં તે પાચન થાય છે. પણ ગાયને ચાર હોજરી કે હોજરીના ચાર ભાગ હોય છે. પહેલી હોજરીમાં તે ઘાસના મોટા મોટા કડકા ઉતારે છે. આ કડકા ત્યાં ગયા પછી બીજી હોજરીમાં ઊતરે છે, અને ત્યાં તેના નાના નાના ગોળા બને છે. ગાય આ ગોળા નિરાંતની વખતે વાધણી ખાઈ મ્હોંમાં એકે એકે પાછા લાવે છે, અને તેમને ખુબ ચાવે છે. આ ચાવવાને વાગોળવું કહે છે. આ ગાય ચાવે છે—વાગોળે છે તે બીજી હોજરીમાંથી મ્હોંમાં પાછા આણેલા ઘાસના ગોળા છે. આ ચાવેલું ઘાસ પછી ત્રીજી હોજરીમાં જાય છે, અને ત્યાં તેનાં પહોળાં ચકતાં બને છે. આ ચકતાં પછી ચોથી હોજરીમાં જાય છે, અને ત્યાં પાચન થાય છે. પહેલી વખત ચાવ્યા વિના મોટા મોટા કડકા પ્રથમની હોજરીમાં ઉતારવાનું કારણ એ છે કે ગાય જંગલમાં ચરતી હોય ત્યાં તેને ફાડી ખાનારાં પ્રાણીની વધારે બીક રહે છે, તેથી તે જેટલું ઘાસ પેટમાં ઘાલી શકાય તેટલું પ્રથમ મોટા મોટા કડકા કરીને ઉતારે છે. પછી તે નિર્ભય જગાએ બેઠી હોય ત્યાં આ ચાવ્યા વિના ઉતારેલું ઘાસ પાછું મ્હોંમાં લાવી વાગોળે છે. આ કારણથી તેને વાગોળનાર પ્રાણી કહે છે. જુઓ ઈશ્વરે કેવા કારણથી કેવી ખુબીબંધ ગાયની હોજરી બનાવી છે!

આ પ્રમાણે હકીકત કહ્યા પછી તે છોકરાં બરાબર સમજ્યાં છે કે નહિ તે જાણવા માટે શિક્ષકે નીચે મુજબ પ્રશ્ન પૂછવાઃ—

ગાયને વાગોળનાર પ્રાણી કેમ કહે છે? તેને કેટલી હોજરી છે? માણસને કેટલી હોજરી છે? ગાયને વધારે હોજરી હોવાનું કારણ શું? પહેલી હોજરીમાં ગાય પોતાનો ખોરાક કેવી સ્થિતિમાં ઉતારે છે? બીજી હોજરીમાં તેનું કેવું રૂપ બને છે? બીજી હોજરીમાંથી તે ખોરાક ક્યાં લાવે છે અને ત્યાં તેનું શું થાય છે? ત્યારપછી ચાવેલો ખોરાક ક્યાં જાય છે? ત્રીજી હોજરીમાં આ ચાવેલા ખોરાકનું કેવું રૂપ બને છે? ત્યાંથી તે ક્યાં જાય છે અને તેનું શું થાય છે? વગેરે.

શિક્ષકે પછી આ બીના ટૂંકામાં પાટિયાપર લખવી અને ગાયની હોજરીનું ડ્રૉઇંગ કાઢવું. ત્યારપછી તેણે પુનરાવર્તન કરી શિખવેલી બીના છોકરાં સમજ્યાં છે કે નહિ તે તપાસવું.

(અધુરું.)

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

ગઈ ત્રિમાસિક સ્પર્ધાનું પરિણામ નીચે મુજબ છેઃ—

**પ્રશ્ન ૧લો.** ૧૩ જણુ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી જીવણદાસ લક્ષ્મીદાસ સ્પે. આ. મા. જામખંભાળીઆનાને રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૨જો.** ૮ જણુ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મૂળચંદ નાગજી સાંગાણી પેટા તા મા. ચોરવાડનાને રૂ. ૦-૮-૦નું તથા જીવણદાસ લક્ષ્મીદાસ સ્પે. આ. મા. જામખંભાળીઆનાને રૂ. ૦-૮-૦ નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૩જો.** અમે લખવાને દિલગીર છીએ કે આ પ્રશ્નનો ઉત્તર કોઈ પણ શ્રીશિક્ષક તરફથી અમને મળ્યો નથી.

---

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવાઃ-

(૧) એક રસિક વાર્તાથી ગુજરાત પરદેશીઓના હાથમાં જવાનું કારણ ચોથા ધોરણનાં છોકરાંને સમજાવો. ઇનામ રૂ. ૧)

(૨) વાદળાં ચઢી આવી આકાશ ઘનઘોર બની રહ્યું હોય તે વખતે ત્રીજા ધોરણનાં છોકરાંને શી નિરીક્ષા કરાવશો તે લખો. ઇનામ રૂ. ૨)

(૩) બાળવર્ગમાં માટીના ઘાટ કયા ક્રમમાં શિખવશો તે ચિત્ર સાથે બનાવો. ઇનામ રૂ. ૨)

ટીપ.—૧. સ્પર્ધાના નિયમો માટે એપ્રિલ સને ૧૯૦૩ તથા માટે ઑક્ટોબર સને ૧૯૦૨નાં શાળાપત્રમાં જોવા. તા ૨૦ મી ઑગસ્ટ પછી આવેલા ઉત્તર લક્ષમાં લેવાશે નહિ.

૨. ઉત્તર ટૂંકામાં લખવા.

# केळवणीखातानी खबरो.

## હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કૉલરશિપો.

### ઉત્તર ભાગ.

### જાહેરખબર.

( ઈ. નં. ૧૦૫૧, તા. ૪-૬-૧૯૦૩. )

૧. આથી ખબર આપવામાં આવે છે, કે તા. ૨૭મી જાન્યુઆરી ૧૯૦૨ના મુંબઈ સરકારી ગૅઝેટને ૧૨૮-૧૩૦ પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા નિયમો મુજબ **ઉત્તર ભાગના** દરેક જિલ્લામાં ત્રણ ત્રણ સરકારી સ્કૉલરશિપો આપવા સારૂ સોમવાર તા. ૭મી સપ્ટેમ્બર સને ૧૯૦૩ને રોજ તથા તે પછીના દિવસોએ નીચે લખેલાં મધ્ય સ્થળોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| **અમદાવાદ.** | **સુરત.** |
| **નડીઆદ ( ખેડા જિલ્લો ).** | **ગોધરા ( પંચમહાલ ).** |
| **ભરૂચ.** | **થાણા.** |

૨. ત્રણમાંની એક સ્કૉલરશિપ માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવાકે, એની-ઇઝરાયેલ, કુંબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે એક સ્કૉલરશિપ રાખવામાં આવશે; અને એક સ્કૉલરશિપ મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળે કમિટી મારફત પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ ઠરાવેલા છાપેલા ફૉર્મ (નિયમોનું પરિશિષ્ટ અ) ઉપર કરવી, અને ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને તે મોકલવી. તા. ૧૫મી ઑગસ્ટ સુધી અરજીઓ અને દાખલ થવાની ફી કમિટી લેશે. તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ. અરજીના ઠરાવેલા ફૉર્મની નકલ પરીક્ષક કમિટીના પ્રમુખ પાસેથી અથવા નીચે સહી કરનાર પાસેથી મળશે.

હાઈ સ્કૂલના મકાનમાં અને ખેડા જિલ્લાના ઉમેદવારોની નડિયાદ હાઈસ્કૂલના મકાનમાં પરીક્ષા લેવાશે. તા. ૧૯મી ઑક્ટોબર સને ૧૯૦૦ ના મુમ્બાઈ સરકારી ગૅઝેટ ભા. ૧લાને ૨૧૫૫-૨૧૫૭ પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા કામચલાઉ નિયમોમાં જણાવેલી શરતો મુજબ આ પરીક્ષા લેવાશે.

૨. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ તથા ફી અમદાવાદ અને નડિયાદ મધ્ય સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ તા. ૧૫મી ઑગસ્ટ સુધીમાં લેશે

અમદાવાદ, તા. ૨૧-૫-૧૯૦૩.

F. B. Pendarves Lory,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

## જાહેરખબર.

### રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

(સને ૧૯૦૩ની પરીક્ષા નવા પાંચમા ધોરણ પ્રમાણે થશે.)

૧. કાઠિયાવાડ વિભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો, અને સ્ત્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે કે રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થવા જે બાઈઓ ઉમેદ રાખતી હોય તેમની ઉમ્મર, અભ્યાસ, વગેરે હકીકતનું પત્રક (સને ૧૮૯૩ ની સાલના ગુજરાત શાળાપત્રના પૃષ્ટ ૨૬૪મે છાપેલા નમુના પ્રમાણે) બનાવી તેમાં માગેલી હકીકત બરાબર પૂરી આ જાહેરખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદથી અમારા તરફ મોકલવું. તારીખ ૧લી ઑગસ્ટ પછી આવાં પત્રકો લેવામાં નહિ આવે

૨. બાઈઓની ઉમ્મર પંદર વર્ષથી ઓછી ન જોઈએ, તેમજ પચીસ વર્ષથી વધારે ન જોઈએ.

૩. પ્રવેશક પરીક્ષા કન્યાશાળાના નવા પાંચમા ધોરણ પ્રમાણેની રીતમાં આવશે. જે બાઈઓને કૉલેજમાં દાખલ કરવામાં આવશે તેમને

પહેલા, બીજા, ને ત્રીજા વર્ષના વર્ગમાં અમુક રૂપિયાની સ્કૉલરશિપ દર માસે મળશે, ને તે સિવાય પ્રવેશક પરીક્ષામાં પહેલે નંબરે પાસ થનાર બાઈને લૅંગ સ્કૉલરશિપ તરીકે પાંચ રૂપિઆ વધારે પહેલા વર્ષના વર્ગમાં અભ્યાસ કરતા સુધી મળશે.

૪. દાખલ થવા ઉમેદ રાખનાર બાઈઓએ સારી ચાલનું સર્ટિફિકેટ સ્કૂલ કમિટીનું અથવા સારા જાણીતા ગૃહસ્થોનું ઉપરના પત્રક સાથે મોકલવું. ઉમેદવારમાં શરીર સંબંધી કોઈ પણ જાતની ખોડ હોવી ન જોઈએ.

૫. કૉલેજ કમિટીના ધારા પ્રમાણે હલકી જ્ઞાતિની બાઈઓની પ્રવેશક પરીક્ષા લેવામાં નહિ આવે.

૬. પ્રવેશક પરીક્ષા તારીખ ૭મી સપ્ટેમ્બર સને ૧૯૦૩ (સોમવાર) ને દિવસે સવારના સાડાદસ વાગે કૉલેજના મકાનમાં શરૂ થશે.

૭. કૉલેજમાં દાખલ કરવા યોગ્ય જે બાઈઓ માલુમ પડશે તેમની તનદુરસ્તી બાબતની ખાતરી હર સાલ મુજબ કરવામાં આવશે.

રાજકોટ,
તા. ૪થી જૂન સને ૧૯૦૩.

E. Corkery,
લેડી સુપરિન્ટેન્ડેન્ટ, કાઠિયાવાડ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજ,—રાજકોટ.

---

## જાહેરખબર.

### કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

૧. આથી ખબર આપવામાં આવે છે, કે કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રવેશક પરીક્ષા તા. ૪ માહે સપ્ટેમ્બર સને ૧૯૦૩ (શુક્રવાર) ને રોજ સવારના દસ વાગે, અને તે પછીના દિવસોએ રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા સાતમા ધોરણમાં થશે, માટે જેમણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હોય તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

૨. સને ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં નમૂનો છપાયો છે તે મુજબ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની

ઉમ્મર ૧૭ વર્ષથી વધારે અને ૨૨ વર્ષથી ઓછી છે, તેમજ કાંઈ ખોડ ખાંપણ નથી ને ચાલચલગત સારી છે. ચાલચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાતરી કરીને૮ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું.

૩. સર્ટિફિકેટમાં ઉમ્મરનાં વર્ષ, માસ, અને દિવસ લખવાની સાથે અંગ્રેજી અને ગુજરાતી જન્મતિથિ લખવા ચૂકવું નહિ.

૪. સત્તર વર્ષ કરતાં નાની ઉમ્મરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારૂ મંજૂરી મેળવવાની જરૂર નથી. તે પાસ થશે તોપણ તેને કૉલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

૫. બાવીસ વર્ષ કરતાં મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવા માટે, તેમ પાસ થયા પછી કૉલેજમાં દાખલ થવા સારૂ, મહેરબાન કાઠિયાવાડ એજન્સી એજ્યુકેશનલ ઑફિસર સાહેબ બહાદુરની ખાસ પરવાનગી મેળવવી પડશે.

૬. જે ઉમેદવારે પરીક્ષા પહેલાંના બાર માસમાં એક કરતાં વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સઘળાનાં સર્ટિફિકેટ લાવવાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ ખાતરી લાયક ગણાશે.

૭. પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયેલા ઉમેદવારોને શરીર સંબંધી તપાસ માટે મહેરબાન દાક્તર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેમણે વધારે વખત રોકાવું પડશે.

૮. દર વર્ષે પ્રવેશક પરીક્ષાની જાહેરખબર બનતા સુધી શાળાપત્રમાં પ્રગટ કરવામાં આવશે. પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે, તેને રાજકોટમાં રહેતા તેના લાગતા વળગતા તરફથી અગર સ્કૉલરો તરફથી તે મળી શકશે; કારણ કે તારીખ મુકરર થયેથી તુરત કૉલેજના નોટિસ બોર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ,
તારીખ ૧૮ જૂન સને ૧૯૦૭.

P. M. Doctor,
પ્રિન્સિપાલ, કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

થવા સચિત્ર ગુજરાતી નવી પહેલી ચોપડી એ બેમાંની શિક્ષકને ગમે તે એક પહેલા ધોરણમાં ચલાવવાની મંજુરી આપી છે. આ બા. નો સરકારી ઠરાવ તા. ૧૮-૧૨-૧૯૦૨ના ઓમ્બે ગ. ગે. ભા. ૧ લાના પૃ. ૨૦૮૭માં બહાર પડેલો છે.

સદહું ચોપડી જૂનાગઢમાં કર્તા પાસેથી તથા વઢવાણ શહેરના બુકસેલર જેચંદ તલકશી પાસેથી મળશે. કમિશન સેંકડે ટકા વીશ, રસ્તાખર્ચ મંગાવનારને શિર છે, પેકિંગ ખર્ચ લેવામાં આવશે નહિ. જે બુકસેલરો સદહું ચોપડી વેચવાની મરજી પત્રથી જણાવશે, તેનો બંદોબસ્ત કરીશું. સુંદરજી મૂળજી શેઠ. પ્રાથમિક શાળા સુપર્વાઇઝર. મુ. જુનાગઢ.

---

નવા સાતમા ધોરણ માટે પુસ્તકો. ૧રામાયણ, મહાભારત અને ઇલિયડના સારનું મૂળસાહત સ્પષ્ટીકરણ. મુંબઇ ઇલાકાના મે. ડિરેક્ટર સા. બ. ના લેટર નં. ૪૩૬૦ તા. ૨૫-૮-૦૨ થી મૂળ લેવાની મંજૂરી મેળવી નર્મગદ્યમાંથી શબ્દશઃ મૂળ લઇ છપાવ્યું છે. રૂ. ૦-૮-૦. ૨ સટીકમામેરૂં તથા સુદામાચરિત્ર. રૂ. ૦-૫-૦. ૩. સટીકમામેરૂં તથા ઓખાહરણ. રૂ. ૦-૫-૦. આ બન્ને જામનગર, જુનાગઢ, ગોંડળ અને ભાવનગર સ્ટેટોમાં ટેકસ્ટબુક તરીકે મંજૂર થયાંછે. ૪ ડ્રિલ, રૂ. ૦-૨-૬. બધાંનું પોસ્ટેજ જૂદું. મંગળજી હરજીવન ઓઝા. આસિ. માસ્તર ટ્રા. મે. ટ્રે. કૉલેજ રાજકોટ.

## કિન્ડર ગાર્ટન ગ્રંથમાળા સંબંધી સરકારી હુકમ.

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો પ્રમાણે કિન્ડરગાર્ટન શિક્ષણ આપવા માટે; મે. ડિરેક્ટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન સાહેબની મંજુરી અને ભલામણથી, નામદાર ગવર્નમેન્ટ સરકારે "કિન્ડર ગાર્ટન ભા. ૧-૨-૩" તથા 'બાળ ખેલ (સચિત્ર)' પુસ્તકો 'ટેક્સ્ટ બુક' (શાળોપયોગી પુસ્તકો તરીકે દરેક શાળાઓમાં વાપરવા માટે મંજુરી આપીછે.) એ ઉપરાંત કિન્ડર ગાર્ટન-બાળગ્રંથાવળી નં. ૧ થી ૨૦ સુધીમાં કેટલાંક પુસ્તકો 'શાળા શિક્ષકો' માટે મંજુર કરવામાં આવ્યાં છે. મજકુર પુસ્તકો પચીશ રૂપિયાનાં ખરીદનારને વીસ ટકા કમિશન આપવામાં આવેછે.

કિન્ડર ગાર્ટન ગ્રંથમાળાને અનુસરતો સર્વ વિલાયતી સામાન ખાસ જર્મની અને અમેરિકાથી આવેલોછે. તેમાં વીશ બક્ષિસોનો જથ્થાબંધ સામાન કીફાયત ભાવે મળશે—

[illegible] ] [illegible] દેસાઇ [illegible]

---



---



---

## સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને ઍસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનંતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવા જોઈએ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પૈસા સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દશ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧... ... ... ... ... | ૩ |
| ૨... ... ... ... ... | ૮ |
| ૩... ... ... ... ... | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણેજ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી અર્ધો ચાર્જ પડશે. બાર માસથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછી દરેક અંકે અર્ધો ચાર્જ લેવાશે.

---

. ૮મો.                                   પુસ્તક ૪૨મું.

# ...e Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

ઑગસ્ટ ૧૯૦૩.

## અનુક્રમણિકા.



(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ.

" આર્યોદય " પ્રિન્ટિંગ પ્રેસ.

આગળ માલ લઇ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઇ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્તક શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ **સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી** છે. દરેક બોકસમાં ડઝન-૬ કિમ્મત રૂ.૦ાા. ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬ા ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨ાા ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના રૂ. ૦ાાા વધારે લાગશે. **ભૂલી જતા નહિ.** અને પૈસા પહેલાથી મોકલાવનારને ૧–૬ બોકસના ખર્ચના બે આના લાગશે.



---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૨મું. ઑગસ્ટ ૧૯૦૩. અંક ૮મો.


## સાર.

બાળકનો સ્વભાવ, તેના ગુણદોષ, અને કિન્ડર્ગાર્ટન પદ્ધતિ કેવી રીતે ગુણ કેળવે છે અને દોષ દૂર કરે છે તે વિષે વિદ્વાન્ શિક્ષણશાસ્ત્રીઓના અભિપ્રાય નીચે પ્રમાણે છે —

૧. સ્વાભાવિક ચપળતા એ બાળકનું ખાસ લક્ષણ છે. પ્રાણીમાત્રનાં બચ્ચાંમાં એ લક્ષણ જોવામાં આવે છે. બેઇન કહે છે કે 'બાળકની ઇન્દ્રિયો સ્વાભાવિક રીતેજ ચપળ હોય છે, તેની ચપળતાને કંઈ ઉસ્કેરણીની જરૂર નથી.' એ ચપળતા ઇન્દ્રિયોને કેળવવામાં વપરાય છે, અને વસ્તુઓનું પ્રથમ જ્ઞાન એ ચપળતા કેળવવાથીજ પ્રાપ્ત થાય છે.

કિન્ડર્ગાર્ટન પદ્ધતિ આરંભથીજ બાળકના આ લક્ષણને સ્વીકારી પ્રવર્ત્તે છે. ફ્રૉબેલ કહે છે કે 'સ્વાભાવિક અને વિસરાઈ જતી ચપળતાદ્વારાજ જ્ઞાન આપવાનો આરંભ કરવાનો છે.' એના અભિપ્રાય પ્રમાણે જે જ્ઞાન આપીએ તેનો સંગ્રહ કરવાનીજ શક્તિ બાળકમાં છે એમ નહિ, પરંતુ ચપળતા અને ઉત્પાદકશક્તિ પણ છે. એ સ્વાભાવિક ચપળતાને સતુષ્ટ કરીનેજ ઊંચા પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાની શક્તિ કેળવવી એ કિન્ડર્ગાર્ટન પદ્ધતિનો ઉદ્દેશ છે. ઈંટો ગોઠવી જુદી જુદી આકૃતિઓ બનાવવી, ચીપો ગોઠવી સાદડીઓ કરવી, મણકા પરોવી આકારો કરવા, ગાન, ગાયન સાથે કસરત, વગેરે યુક્તિઓ બાળકને સ્વાભાવિક ચપળતાદ્વારા કેળવણી આપવાજ યોજેલી છે.

૨. લાંબો વખત કામ કરવાનો કંટાળો એ બાળકનું બીજું લક્ષણ છે શરીર અને મનને નિકટ સબંધ છે, તેથી જો શરીર અસ્થિ-

ર હોય તો મન પણ અસ્થિરજ હોય. જેમ બાળક પોતાના શરીરને એકની એક સ્થિતિમાં લાંબો વખત રાખી શકતું નથી, તેમ તે પોતાના મનને પણ એક વિષય ઉપર લાંબો વખત સ્થિર રાખી શકતું નથી.

કિન્ડર્ગાર્ટન પદ્ધતિ બાળકના આ લક્ષણને સ્વીકારી અનુસરતી થાય છે. એ પદ્ધતિ પ્રમાણે બાળકને આપવાના પાઠ ટૂંકા હોય છે, અને દરેક ટૂંકા પાઠના એવા વિભાગ કરવામાં આવે છે કે તેથી બાળકની જુદી જુદી શક્તિઓને કસરત મળે. પણ એક દિવસે આપવાના ઘણુંખરા પાઠ એક મુખ્ય બાબતને લગતા હોય છે, તેથી તેમને એક બાબત પર ધ્યાન આપવાની ટેવ પડે છે. વળી ઘન વડે આકૃતિઓ બનાવવી, સળીઓ ગોઠવી આકાર કરવા, વગેરે ઉદ્યોગો કરવાથી બરાબર ધ્યાન આપવાની અને ચપળતાથી કામ કરવાની ટેવ પડે છે.

૩. પદાર્થો તપાસવામાં, મુખ્યત્વે કરીને હાથમાં લઈને જોવામાં, આનન્દ પામવો એ બાળસ્વભાવનું ત્રીજું લક્ષણ છે. ત્રણ મહિનાનું બાળક ગળાનો દીવો જુએ છે અને તે તરફ તેનું ધ્યાન ચોટે છે કે તે લેવાને હાથ લાંબો કરે છે. જોવાથીજ રાજી થતું નથી, પણ સ્પર્શ કરવાની પણ તેની ગરજ થાય છે. પાણીમાં ચંદ્ર જોઈને તેમજ દરેક પ્રકાશિત પદાર્થ તરફ નજર કરીને તેને લેવાનું બાળકને કેવું મન થાય છે અને તેને માટે કેટલું રૂદન કરે છે તે સર્વને જાણીતું છે. આથી દરેક પદાર્થ હાથમાં લઈ તપાસવાનો બાળકનો સ્વભાવ સ્પષ્ટ જણાઈ આવે છે.

કિન્ડર્ગાર્ટન પદ્ધતિ બાળકની આ પ્રકૃતિને અનુસરીને યોજેલી છે. 'બક્ષીસો' માત્ર બાળકને બતાવવી એજ એ પદ્ધતિનો હેતુ નથી; પરંતુ તે હાથમાં લેવડાવી આકારો રચાવવા એ હેતુ છે. ફ્રોબેલનો મત એવો છે કે 'બક્ષીસો' ને લગતા પાઠો પુરા અપાયા પછી 'બક્ષીસો' છોકરાંને આપવી. 'બક્ષીસો' જોવાથી બાળકની નજર કેળવાય છે, તેમને હાથમાં લઈ ઉદ્યોગ કરવાથી સ્પર્શની અને સ્નાયુની ઇન્દ્રિયો ટેવાય છે, અને તેમને લગતાં સાદાપણુ, કવિતા, અને ગાયનથી કર્ણેન્દ્રિય કસાય છે. વળી દૃષ્ટિ–અને–સ્પર્શદ્વારા પદાર્થનો આકાર મન પર બરાબર ઠસે છે.

૪. બાળસ્વભાવની નિરીક્ષા કરતાં માલમ પડશે કે આકાર કરતાં રંગ તેમને વધારે આકર્ષે છે. ચળકતા પદાર્થો તરફ બાળકનું મન

ખાસ ખેંચાય છે અને તે જોઈ પરમ આનંદ પામે છે. ઉત્તમમાં ઉત્તમ કાતરણી કે ચિત્ર કરતાં જેમાં ચકચકિત રંગ પુષ્કળ હોય એવા ચિત્રપુસ્તકથી બાળક વધારે લોભાય છે. ચોરસ, લંબચોરસ, વગેરે આકૃતિની સંજ્ઞા શીખતા પહેલાં લાલ, આસમાની, વગેરે રંગનાં નામો બાળક શીખે છે એ પણ આકાર કરતાં રંગ તરફ તેમનો વિશેષ પ્રેમ સ્પષ્ટ દર્શાવી આપે છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિ બાળકની આ વૃત્તિને અનુસરીનેજ રચેલી છે. **૧લી બક્ષીસ**માં રંગિત દડાઓ આજ કારણથી રાખેલા છે.

૫. પ્રબળ અનુકરણ કરવાની વૃત્તિએ બાળસ્વભાવનું પાંચમું લક્ષણ છે. બાળક છેક નાનું હોય છે ત્યારથી એ વૃત્તિનો ભાસ થવા માંડે છે માને હસતી જોઈને બાળક હસે છે, અને બોલતી સાંભળી બોલવાનો પ્રયાસ કરે છે. લગાર મોટું થાય છે એટલે તે જેવું દેખે છે તેવી રમત રમે છે એ પણ આપણે જોઈએ છીએ. ઢીંગલા ઢીંગલી પરણાવવાની, વરઘોડા કાઢવાની, વગેરે બાળરમતો બાળકોમાં અનુકરણ કરવાની વૃત્તિ કેવી બળવાન્ છે એ સ્પષ્ટ સૂચવે છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિ એ વૃત્તિને પણ સંતોષે છે. ' બક્ષીસો ' વડે શિક્ષક જેવા આકારો રચે છે તેવા આકારો અનુકરણ કરી બાળકે રચવા એમ એ પદ્ધતિ શિખવે છે.

૬. બાળકની કલ્પનાશક્તિ ઘણી પ્રબળ છે. ' સંતાકુકડી ' ની અને બીજી રમતો તેમની સ્વાભાવિક ચપળતા, નકલ કરવાની શક્તિ, અને કલ્પનાશક્તિ બતાવે છે. આ કલ્પનાશક્તિ અનુભવની ખામીને લીધે ગમે તેમ પ્રવર્તે છે અને મર્યાદામાં રહેતી નથી, તેથી કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે એને કેળવવા કરતાં અટકાવી કાબુમાં રાખવાની વધારે જરૂર છે.

કિન્ડરગાર્ટન પદ્ધતિ બાળકની કલ્પનાશક્તિ તૃપ્ત કરે છે. ઘન વડે ખુરસી, ટેબળ, કુવો, આગગાડી, વગેરેના આકારો બનાવરાવી એ ખરા પદાર્થો છે, આકારો નથી એવી કલ્પના કરતાં બાળકોને શિખવે છે. કાગળો વાળી કેટલાક આકાર બનાવવામાં આવે છે તેમાં તો તે તે આકાર તે તે પદાર્થ છે એમ જાણવામાં પ્રબળ કલ્પનાશક્તિની જરૂર પડે છે. વળી વાર્તાઓથી પણ એ શક્તિ વૃદ્ધિ પામે છે.

**૭. બાળસ્વભાવમાં સમભાવનાનાં કેટલાંક ચિહ્ન પણ જોવામાં આવે છે.** એ વૃત્તિ ઘણે અંશે સ્વાભાવિક છે. ઘણાં નાનાં છોકરાં આપણને હસતાં જોઈ હસે છે અને દિલગીર થતાં જોઈ દિલગીર થાય છે. મા કે ધાવની સાથે તેમને વિશેષ સંબંધ હોવાથી તેઓ પ્રત્યે તેમની સમભાવના ખુલ્લી જણાઈ આવે છે. આ પ્રમાણે સમભાવના સ્વાભાવિક છે, પણ તેને ખિલવવામાં અને પોષવામાં અનુભવ અને કેળવણીની જરૂર છે. બીજાં મનુષ્યોની દિલગીરી જોઈ તેઓ તરફ સમભાવનાની વૃત્તિ પ્રથમ કેળવાય છે. તેમનો આનંદ જોઈ તેવોજ આનંદ પામવાની વૃત્તિ છેક બાલ્યાવસ્થામાં એટલી બધી જોવામાં આવતી નથી; કેમકે પોતાના સંબંધીજ વિચારો તેનામાં હજી ઘણા બળવાન હોય છે.

કિન્ડર્ગાર્ટન પદ્ધતિ પ્રમાણે શિક્ષકો યોગ્ય વાર્તાઓ કહે છે તે સાંભળીને તેમજ પાઠના વિષયભૂત પ્રાણીઓ તરફ શિક્ષક કેવી દયાથી વર્તે છે તે જોઈને બાળકની સમભાવના કેળવાય છે.

**૮. બાળકની શાબ્દિક સ્મરણશક્તિ ઘણી પ્રબળ હોય છે.** સ્વભાષા ગમે તેવી અઘરી હોય તોપણ બાળક તેનું વ્યવહારોપયોગી જ્ઞાન કેવી સહેલાઈથી મેળવે છે એ આપણે જોઈએ છીએ, અને એથી એની શાબ્દિક સ્મરણશક્તિનો પ્રભાવ સ્પષ્ટ થાય છે.

કિન્ડર્ગાર્ટન પદ્ધતિ ગાયનો, કવિતાઓ, વગેરે મોઢે કરાવી અને આગલા પાઠોના વિષયો તરફ વારંવાર ધ્યાન ખેંચી એ સ્મરણશક્તિ કેળવે છે.

**૯. સૂક્ષ્મ ભેદ કરવાની શક્તિ બાળકમાં ઘણી નબળી હોય છે.** ઘણા નાના બાળકમાં પણ ભેદ કરવાની શક્તિ હોય છે, પણ તે મોટા મોટા ભેદજ સમજી શકે છે. સૂક્ષ્મ વિવેક કરવાની તેનામાં શક્તિ નથી.

કિન્ડર્ગાર્ટન પદ્ધતિ બાળકની આ ખામી સમજીનેજ યોજાયલી જણાય છે. એ પદ્ધતિ પ્રમાણે પ્રથમ બાળકને મોટા મોટા ભેદો સમજાવવામાં આવે છે. દાખલા તરીકે ૧લી 'બક્ષીસ' માં જુદા જુદા રંગના દડાનું જ્ઞાન આપ્યા પછી ફ્રૉબેલ ૨જી 'બક્ષીસ'.માં ઘન વિષે વાત કરે છે, અને દડાની સાથે નીચે દર્શાવ્યા પ્રમાણે ઘનને સરખાવતો જણાય છે.

| દડો. | ઘન. |
| --- | --- |
| એક સપાટી. | જુદી જુદી સપાટીઓ. |
| એકે ખુણો નહિ | જુદા જુદા ખુણાઓ. |
| એકે કોર નહિ. | જુદી જુદી કોરો. |

આ પ્રમાણે મોટા મોટા ભેદ બાળકના મનમાં ચોંટયા પછી ફ્રૉબેલ દડા અને ઘનની વચલી આકૃતિ, નળાકાર તેમની નજર આગળ મૂકે છે, અને એક તરફથી દડા તથા નળાકારને અને બીજી તરફથી ઘન તથા નળાકારને સરખાવરાવી તેમનું મળતાપણું અને ફેરફાર મન પર ઠસાવે છે. દડા અને નળાકાર વચ્ચેનો ફેરફાર દડા અને ઘન વચ્ચેના ફેરફાર જેવો ખુલ્લો નથી. આ કારણથી મોટા ફેરફાર સમજાવ્યા પછીજ બારીક ફેરફાર બતાવવામાં આવે છે. આ પ્રમાણે બાળકની સૂક્ષ્મવિવેકશક્તિ ઘણી નબળી છે એ કિન્ડર્ગાર્ટન પદ્ધતિ યોજનાર બરાબર સમજે છે.

**૧૦. બાળકની ઊંચા પ્રકારની માનસિક શક્તિઓ–તર્કશક્તિ, વિચારશક્તિ, વગેરે–ઘણી નબળી છે. એ શક્તિઓ ધીમે ધીમે કેળવાય છે.**

બાળકમાં પૃથક્કરણ કરવાની કે વસ્તુ વગર વિચાર કરવાની શક્તિ નબળી છે એ વાત કિન્ડર્ગાર્ટન પદ્ધતિ સ્વીકારે છે. બીજી 'બક્ષીસ'માં આખા ઘન તરફ બાળકનું ધ્યાન ખેંચવામાં આવે છે અને તે સમજ્યા પછી ત્રીજી 'બક્ષીસ' માં તેના વિભાગ દેખાડે છે; કારણ કે બાળકનું મન પ્રથમ પદાર્થનું પૃથક્કરણ કરી તેના અવયવો તપાસી શકતું નથી, પણ પદાર્થને સમગ્ર જુએ છે.

**૧૧. બાળકની નીતિ સમજવાની શક્તિ ઘણી નબળી છે.** જેમ જેમ કેળવણી બહોળા વિસ્તારમાં મળે છે અને જેમના સંબંધમાં આવે તે પુરુષો અને સ્ત્રીઓની નીતિ ઊંચા પ્રકારની હોય છે તેમ તેમ બાળકમાં નીતિ સમજવાની શક્તિ કેળવાય છે. પ્રથમ તે માતાની કે પાલકની પાસે રહે છે, માટે પ્રથમ તેમની કેળવણી ઉપર તેની કેળવણીનો આધાર છે. દાખલો જોઈને તે શીખે છે એ નકલ કરવાની વૃત્તિ ઉપર દર્શાવી છે. માતા જો નીતિવાળી હોય તો તે નીતિમાન થાય છે. માતાથી બીજે નંબરે તેની નીતિ પર ઘરનાં માણસોની અસર થાય છે.

બાપ, ભાઇ, બેન, વગેરે જે ભાંડુઓને તે હમેશ જુએ છે તેમના વર્તનની અસર તેને થયા વગર રહેતી નથી. મોટું થાય છે એટલે તે જે છોકરાં સાથે રમે છે તેમની નીતિ કે અનીતિની પણ તેને અસર થાય છે. પછી નિશાળે જાય છે એટલે શિક્ષકના અને જે છોકરાના સંબંધમાં તે આવે છે તેમના વર્તનની છાપ, તેમજ શાળામાં જે પુસ્તકો વાંચે છે તેના બોધની છાપ તેના મનમાં પડે છે. આમ બાલ્યાવસ્થાથીજ જેના સંબંધમાં તે આવે છે તેના વર્તનની અસર તેના મનપર થયા વિના રહેતી નથી. વળી એ અસર ઉત્તરોત્તર બળવાન્ છે એ પણ લક્ષમાં રાખવાનું છે. માતાના વર્તનનો સંસ્કાર સર્વથી વિશેષ બળવાન્ છે, તેથી ઉતરતો સંસ્કાર ભાંડુઓનો છે, પછી શિક્ષકનો અને પુસ્તકનો છે, અને પછી ઇતર મનુષ્યોનો છે. આમ બાળકના મન પર બાલ્યાવસ્થાથીજ નીતિની કે અનીતિની છાપ પડે છે; પણ નીતિ શું છે અને અનીતિ શું છે એ સમજવાની શક્તિ ઘણી મોડી આવે છે.

કિન્ડર્ગાર્ટન પદ્ધતિ ઘણી રીતે એ શક્તિ કેળવવાનો પ્રયાસ કરે છે. વાર્તાઓ, ગાયન, કવિતા, વગેરે વડે તે સમભાવના પ્રેરે છે અને 'બક્ષીસો' વડે ઉપયોગો કરાવી સૃષ્ટિમાં સર્વત્ર નિયમ અને વ્યવસ્થા રહેલાં છે એમ અવલોકન કરતાં શિખવે છે. એ પદ્ધતિ મનની સર્વ શક્તિઓ કેળવવાનો પ્રયત્ન કરે છે; માત્ર વિચારશક્તિનેજ નહિ, પણ લાગણી અને ઇચ્છાશક્તિને પણ કેળવે છે. માત્ર જ્ઞાનનો મનમાં સંગ્રહ કરવો એજ એ પદ્ધતિનો ઉદ્દેશ નથી, પણ મનની સર્વે શક્તિઓને બરાબર કેળવવી અને જાતમહેનતની ટેવ પાડવી; તેમજ શરીરના જુદા જુદા અવયવોને કસરત આપવી, અને સ્વચ્છતા, પ્રેમ, નિયમિતપણું, સત્ય, આજ્ઞાધીનતા, રસિકતા, વગેરે ગુણોને ઉત્તેજવા તથા પોષવા એ તેનો ઉદ્દેશ છે.

ફ્રોબેલના જે મુખ્ય વિચારો ઉપર કિન્ડર્ગાર્ટન પદ્ધતિનું બંધારણ છે તે નીચે પ્રમાણે છેઃ—

(૧) સૃષ્ટિમાં સર્વત્ર એકતા છે; સર્વ પદાર્થનું એક સર્વશક્તિમાન કારણ છે અને તે ઇશ્વર છે, તેથી દરેક ચીજમાં ઇશ્વરી સ્વરૂપ છે; મનુષ્ય અને કુદરત એક કર્તાનાં સરજેલાં છે માટે એકજ નિયમને સ્વાધીન જોઇએ.

ફ્રૉબેલના અનુયાયીઓ એમ માને છે કે જેમ છોકરું બાળક તેમ તે કુદરતને વિશેષ મળતું, કુદરતના જેવુંજ હોય છે.

(૨) બાળકેળવણી કુદરતના નિયમને અનુસરવી જોઈએ. બાળકની શક્તિ જેમ જેમ સ્વાભાવિક રીતે ખીલતી જાય તેમ તેમ યોગ્ય સાધનો વડે તેને કેળવવી જોઈએ. તેના સ્વભાવના અભ્યાસને આધારેજ બધી કેળવણી ચાલવી જોઈએ. ફ્રૉબેલ કહે છે કે 'માણસ કુદરતનું, મનુષ્યજાતિનું, તેમજ ઈશ્વરનું છોકરું છે, અને જ્યારે તે બાળક હોય ત્યારે તેને એ ત્રણેની સાથે મિત્રતાના સંબંધમાં લાવવું એ કેળવણીનો હેતુ છે. બાળકની શક્તિઓ સ્વાભાવિક રીતે પરિપૂર્ણ ખીલે તેને માટે યોગ્ય હાલતમાં-સારી અસર કરી શકે એવી ઉત્તમમાં ઉત્તમ આસપાસની સ્થિતિમાં-બાળકને મૂકવું એ શિક્ષકનું કામ છે. ક્વિક કહે છે કે 'જેમ ખેડુત વૃક્ષ કે રોપામાં કંઈ નવી શક્તિ ઉત્પન્ન કરી શકતો નથી, તેમ શિક્ષક બાળકમાં કંઈ નવી શક્તિ ઉપજાવી શકતો નથી; તે તો માત્ર સ્વાભાવિક શક્તિઓની ખિલવટ પર દેખરેખ રાખે છે.'

(૩) જીંદગીનું સ્વરૂપ સર્વે અવયવથી સંપૂર્ણ છે, માટે બાળકની કેળવણી સર્વ અંશે પરિપૂર્ણ જોઈએ. તનની, મનની, અને નીતિની કેળવણી પર આરંભથીજ સમાન ધ્યાન આપવું જોઈએ. જ્ઞાનનો મનમાં સંગ્રહ કરવો એ કેળવણીનો હેતુ નથી, પરંતુ સર્વ શારીરિક અને માનસિક શક્તિઓને યોગ્ય રીતે ખિલવવી એ છે.

(૪) બાળકની શક્તિઓ બાળપણમાં સ્વાભાવિક ચપળતાદ્વારાજ કેળવવી જોઈએ. બાળકનો પ્રયત્ન સ્વાભાવિક અને સ્વતંત્ર જોઈએ. 'માત્ર સાંભળવું અને અનુકરણ કરવું એનું નામ કેળવણી નથી.' બાળકની સ્વાભાવિક ચપળતા રમતમાં રહેલી છે, આથી તેની આરંભની કેળવણીમાં સ્વાભાવિક રમતને માર્ગે કામ કરાવી તેને યોગ્ય રસ્તે દોરવવું. ફ્રૉબેલના કેળવણી સંબંધી મોટા સુધારામાં આજ અવશ્યની બાબત છે. બાળક સ્વતંત્ર રીતે વર્તતું હોય, અને તેને શિક્ષક યોગ્ય માર્ગે દોરવતો હોય પણ ગુલામની પેઠે વર્તાવતો ન હોય, તોજ તે સ્વાભાવિક રીતે પોતાની શક્તિઓ ખિલવી શકે છે. સ્વાભાવિક રીતે જે માર્ગે જવું હોય તેજ માર્ગે તેને જવા દેવું. અગાઉથી આપણે તેનો માર્ગ નક્કી કરવો નહિ, કે જે

માર્ગે તે જતું હોય તેમાં આપણી ઇચ્છા પ્રમાણે વચ્ચે પડવું નહિ ને માર્ગ ખાળવો નહિ, પણ મનુષ્યસ્વભાવના બહોળા સામાન્ય નિયમોને અનુસરીને જે સ્વાભાવિક માર્ગ તેણે ગ્રહણ કર્યો હોય તે માર્ગે પ્રેમ અને સંભાળથી દોરવવું. જેમ મનુષ્યને સ્વતંત્રતા અને નિયમ પર પ્રેમ છે તેમજ બાળકને પણ છે.

(૫) સદ્વર્તન પરિપૂર્ણ કરવા માટે સ્વતંત્રતાની સાથે બીજાના સમાગમની પણ જરૂર છે. જન્મથીજ બાળકને સમાગમ અને સમભાવના પ્રિય છે. તે સોબતીના સમાગમમાં આવે છે ત્યારેજ તેને બીજાના હક અને લાગણીને માટે કંઈક પૂજ્યભાવની સમજણ આવે છે, ફરજ એટલે શું તેનું ભાન થાય છે, અને સ્વાર્થવૃત્તિ ઓછી થતી જાય છે.

બાળકને કુટુંબના કરતાં બહોળા જનમંડળના સમાગમમાં આવવાની જરૂર છે, અને શાળામાં સોબતીઓ સાથેના સમાગમથી એ ખોટ પૂરી પડે છે. આવા સમાગમથી તેમજ જે રમતો, ઉદ્યોગો, અને ખેલ બાળકો સાથે કરે છે તેથી તેમની નીતિપર સારી અસર થાય છે.

(૬) બાળકની શક્તિઓને યોગ્ય રીતે ખિલવવા માટે સુખ આવશ્યક છે. આથી તેની ચપળતા એવી જોઈએ કે તેને આનંદ અને સુખ ઉત્પન્ન થાય. એવો આનંદ અને સુખ ઘણે ભાગે સ્વાભાવિક ચપળતાનાં અને કંઈક ફતેહમંદ રીતે કામ કરવાનાં પરિણામ છે. આથી સ્પષ્ટ માલમ પડશે કે બાળકને જે કંઈ શિખવવાનું છે તે તેને બદલે શિક્ષકે કરી બતાવીને નહિ પણ યોગ્ય સૂચના અને દોરવણીથી તેની પાસે કરાવીને શિખવવાનું છે. કોઈ પણ કામ પોતે જાતે કરવાથી માણસને ઘણો પ્રેમ ઉત્પન્ન થાય છે, તે કામમાં ખામી હોય, પૂર્ણતા ન હોય, તો પણ પોતે જાતે તે કર્યું છે એવો વિચારજ તેને આનંદ આપે છે, અને એથી આગળ વધવામાં તેને ઘણું ઉત્તેજન મળે છે.

(૭) બાળકને કુદરતના પ્રત્યક્ષ સંબંધમાં મૂકવું, તેને વિભિન્ન અને ભિન્ન ભિન્ન પદાર્થનું ઇન્દ્રિયો વડે અવલોકન કરાવવું. કુદરતની રચના અને દેખાવની નિરીક્ષા કરાવવી. અને પ્રાણીઓ સાથે સમાગમમાં લાવવું એ ખાસ બાળકેળવણીનાં આવશ્યક અંગ છે.

પ્રાણીનો પ્રત્યક્ષ સમાગમ જો કોઈ પણ વયે વિશેષ જરૂરનો છે તો તે બાળપણમાં છે. પશુ, પંખી, વૃક્ષ, ફળ, વગેરે તરફનો પ્રેમ એ વયે ઉત્પન્ન કરવો જોઈએ અને પોષવો જોઈએ.

(૮) બાળસ્વભાવમાં બે લક્ષણ ખાસ જણાઇ આવે છે—કંઈક નવું બનાવવા તરફ પ્રેમ અને જિજ્ઞાસા. આજ કારણને લીધે 'બક્ષીસો' વડે આકારો બનાવરાવવા અને પદાર્થોનું નિરીક્ષણ કરવાના ઘણા પ્રસંગ આપવા જરૂરના છે. ફ્રૉબેલ કહે છે કે 'આપણે બાળકને જે શિખવીએ છીએ તેના પર તો મનુષ્યજાતિનું સ્વામિત્વ છેજ. પણ માણુસ જે કંઈ નવું ઉત્પન્ન કરે છે તેથી સૃષ્ટિના જ્ઞાનમાં વધારો થાય છે.' અર્થાત્ બાળકને જાત-મેહેનતની ટેવ પાડી તેની પાસે નવું ઉત્પન્ન કરાવવું.

કિન્ડરગાર્ટન પદ્ધતિ વિષે પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી ફિચનો અભિપ્રાય નીચે પ્રમાણે છેઃ—

"બાળકોને નિશાળનો લાંબો વખત ઘણો કંટાળાભરેલો થઈ પડે છે, અને નિશાળ તેને કંટાળારૂપ થઈ પડી ભણવાની સાથે કંટાળાભરેલા વિચારો જોડાય છે, તેમ થતાં અટકાવી આ પદ્ધતિના ભિન્ન ભિન્ન ઉદ્યોગો ગમત સાથે જ્ઞાન આપે છે. બીજા વિષયોની વચ્ચે વચ્ચે આ ઉદ્યોગો આવવાથી પરિશ્રમ લાગ્યા વગર બાળકોનું ધ્યાન આકર્ષાય છે. તેઓ એ ઉદ્યોગોથી તાબે રહેતાં શીખે છે, તેમનું ધ્યાન સ્થિર થાય છે, નજર ચોકસ થાય છે, હાથ દ્રઢ છે, તેમને ગણતાં આવડે છે, અને તેઓ રંગ તથા આકૃતિનું સ્વરૂપ સમજતાં શીખે છે. અનુકરણ કરવામાં, કલ્પનાશક્તિથી નવા આકાર અને યોજના રચવામાં, ચિત્રકામમાં, અને નમુના કાઢવામાં તેમની શક્તિ કેળવાય છે. વળી આ બધું ઉત્તમ રીતે શીખાય છે; પાઠ તરીકે શીખાતું નથી, પણ રમત તરીકે શીખાય છે. વાસ્તવિક રીતે જોતાં કેળવણી આપવાના હેતુથી યોજેલી એ વ્યવસ્થિત રમતજ છે, પણ એ હેતુ છોકરાંનાં મ્હોં આગળ લાવવામાં આવતો નથી. તેઓ જાણે છે કે આપણે રમીએ છીએ, પણ ખરું જોતાં તેમને વ્યવસ્થિત કેળવણી આપવામાં આવે છે. અનુભવથી એમ માલમ પડે છે કે આ પદ્ધતિ પ્રમાણે શીખેલા છોકરાંને લેખન, હિસાબ, અને ચિત્રકામનાં મૂળતત્ત્વો બરાબર આવડ્યાં હોય છે અને બીજાં છોકરાં કરતાં નિશાળના હમેશ ચાલતા વિષયો શીખવા માટે તેઓ વધારે

લાયક હોય છે, અને (૨) પરોક્ષ રીતે તેમને ઘણી ઉપયોગી કેળવણી મળી હોય છે.તે તેમની વિશેષ ચપળતા અને ચાલાક બુદ્ધિથી જણાઈ આવે છે"

"આ પદ્ધતિ એવી ફાયદાકારક છે તોપણ એ વિષે ગ્રંથ રચનારા આપતા નથી એવી બે ત્રણ ચેતવણી હું આપવા માગું છું. એવી ચેતવણી તેઓ આપતા નથી તેમાં તેમનો દોષ નથી. દુનીઆનાં ઉત્તમ કામો ટીકા કરવાથી નહિ પણ ઉત્સાહથી થાય છે. કોઈપણ પદ્ધતિના ગુણદોષ શાન્ત પ્રકૃતિથી અને વિવેકબુદ્ધિથી કાઢવા એ તે પદ્ધતિ યોજનારા અને અનુસરનારાઓથી ન થાય તો તેમાં તેમનો દોષ નથી. અગાઉની જૂની પદ્ધતિથી થતા ગેરલાભ જોઈ તે પદ્ધતિ દૂર કરી નવી પદ્ધતિ યોજવામાં તેમનો ઉત્સાહ એવો પ્રબળ હોય છે કે તેથી કદાચ તે પદ્ધતિની કોઈ ન્યૂનતા તરફ તેમની નજર ન જાય એ સ્વાભાવિક છે. બાળકને જે શુષ્ક અને બુદ્ધિરહિત કેળવણી આપવામાં આવતી તેની સામા થવાના ઉત્સાહથી ફ્રૉબેલની પદ્ધતિના અનુયાયીઓએ કદાચ એ પદ્ધતિની સ્તુતિ કરવામાં કેટલીક અતિશયોક્તિ કરી હોય; પણ તેમનામાં ઉત્સાહ ન હોત તો તેઓ જે ઘણો લાભ કરી શકયા છે તે કરી શકત નહિ."

"પ્રથમ એ વાત ધ્યાનમાં રાખવાની છે કે એ પદ્ધતિ પર પરિપૂર્ણ શ્રદ્ધાવાળા અને તે અમલમાં આણવાની પૂરી યોગ્યતા ધરાવતા શિક્ષક ન હોય ત્યાંસુધી એ પદ્ધતિ દાખલ કરવી નકામી છે. હોંસ વગરના શિક્ષકો જેઓ એમ સમજે કે ગમે તે માણસ એ પદ્ધતિ પ્રમાણે શિખવી શકે, અને જેઓ ફ્રૉબેલની 'બક્ષીસો' અને રમતો, જે પુસ્તકમાં અનુક્રમે વર્ણવેલી હોય તેમાંનાં ચિત્રો અને નમુનાથી એ પદ્ધતિ અમલમાં આણવા ઇચ્છે, તેમને હાથે એ પદ્ધતિ દાખલ કર્યાનાં પરિણામ ઘણું નિર્જીવ આવશે. ઘણો આનંદી સ્વભાવ, બહુશ્રુતપણું, સમભાવના, અને વાર્તા કહેવાની તથા છોકરાંને પોતાની સાથે તેમજ માંહોમાંહે વાત કરવાનું ઉત્તેજન આપવાની અસાધારણ શક્તિ જે શિક્ષકમાં હોય તેજ એ પદ્ધતિ બરાબર ફત્તેહમંદ રીતે અમલમાં મૂકી શકે."

"બીજું આ, પદ્ધતિના અત્યુત્સાહી અનુયાયીઓ તેની અતિસ્તુતિ કરી જોઈએ તેથી વિશેષ ફળની આશા રાખે છે. એ પુરુષો ફ્રૉબેલના ઉદ્યોગોને અભ્યાસક્રમના અંશ તરીકે નહિ, પણ સમગ્ર અભ્યાસક્રમ તરીકેજ ગણે છે. ૭ સાત વર્ષનાં છોકરાં. તેઓ આખો દિવસ સાદડી ગુંથવાના,

કાગળ વાળવાના, ખેલો કરવાના, કવિતાનો મુખપાઠ કરવાના, કવિતા ગાવાના, અને એવા એવા ઉદ્યોગોમાંજ ગુંથાયલા રાખે છે. ભૂલથી તેઓ સાધનભૂત ઉપાયને પરિણામ ગણે છે. બાળકનું ધ્યાન ખેંચવાની તેમને એક નવીન રીત હાથ લાગી છે, તેથી તેઓ એમ સમજે છે કે બાળકો વ્યવસ્થિત અને ધ્યાનમાં રહે ત્યાંસુધી એવા ઉદ્યોગોમાં રોકવામાં કંઈ ખામી નથી. વાંચવાનું શિખવવાને બદલે તેઓ બાળકોનું ધ્યાન ચિત્ર તરફ આકર્ષે છે. અનુકરણ કરવાની શકિત પાઠ લખાવવાના કામમાં વાપરવાને બદલે તેમની પાસે એવી નિશાનીઓ કઢાવે છે કે તેનો અર્થ પણ તેઓ સમજતાં ન હોય. ચિત્રકામ, સીવવું, ગુંથવું, કે બીજું જે કંઈ બાળકો ઉપયોગી સમજતાં હોય તેવું કામ કરાવી તેમની આંખ અને હાથ કેળવવાનો સમય થઈ ગયો હોય છે તેમ છતાં તેવી કેળવણી આપવાને બદલે તેઓ તેમની પાસે વણેલા નમુનાઓ અને સુશૂષિત કાગળના આકારો કરાવવામાં ઘણો વખત કાઢે છે. મનની શક્તિઓ કેળવવાની ઘણીજ જરૂર છે એ અમે કબુલ કરીએ છીએ, એટલુંજ નહિ, પણ એમ પણ જાણીએ છીએ કે દસમાંથી નવ શિક્ષકો એ શક્તિઓ કેળવવાને બદલે ભણાવવું એજ પોતાનું કર્તવ્ય સમજે છે. તોપણ આપણે આ પણ યાદ રાખવું જોઈએ કે નિશાળમાં શીખવાનો વખત એટલો બધો ટૂંકો છે કે જો આપણે તેમાંનો ઘણો વખત કેળવણીની ખાતરજ કેળવણી આપવામાં ગાળીએ તો તે વાજબી ન કહેવાય. અમુક માનસિક શક્તિ જોઈએ તેટલી ચપળતાથી કામ કરતી થાય એટલે આપણે તેને જેમ જલદી કંઈ દુનીઆનાં ઉપયોગી કામ કરવામાં વાપરીએ તેમ વધારે સારું."

"વળી અવલોકનશક્તિ ઘણી ઉપયોગી છે તોપણ તેના ઉપયોગીપણાને છે તેથી વિશેષ ગણવાની ભૂલ થાય છે. લાંબે સરવાળે બુદ્ધિનાં કામ કરવામાં વિચારશક્તિની ટેવ કરતાં તે ઓછી કિમતી છે; એમ છતાં તેને માટે કિન્ડરગાર્ટન પદ્ધતિ જેટલું કરે છે તેમાંનું કંઈ વિચારશક્તિને ઉત્તેજન આપવામાં કરતી નથી અથવા નહિ જેવું કરે છે. બાળકને દૃશ્ય અને મૂર્ત બાબતો વધારે સ્પષ્ટ રીતે સમજવામાં તે મદદ કરે છે; પણ અદૃશ્ય અને અમૂર્ત (કાલ્પનિક) બાબતો તરફ તે તેમને એક ડગલું પણ ભાગ્યે સારવે છે. તેઓ અવલોકન કરતાં, સાંભળતાં, સાથે મળીને કામ કરતાં શીખે છે, પણ બધું વિચારનું

કામ અને લગભગ બધું વાત કરવાનું કામ તેમને માટે શિક્ષક કરે છે. આ કંઈ પદ્ધતિનો દોષ નથી; પણ તેના ઉપયોગીપણાની એક સીમા દર્શાવે છે."

**અમેરિકામાં કેળવણી**—અમેરિકામાં કેળવણીનો પ્રચાર કેટલો બધો છે તે રેવરન્ડ જે. એન. વેસ્ટ, એમ. એ., બી. ડી., લખનોરની રીડ ક્રિશ્ચિયન કૉલેજના પ્રિન્સિપાલે અલિગઢ કૉલેજમાં ભાષણ આપ્યું તેમાંની કેટલીક હકીકત પરથી જણાય છે.

ચારસેં વર્ષ પહેલાં આખા અમેરિકામાં એકે નિશાળ કે શિક્ષક ન હતો અને કેળવણી પાછળ કંઈ ખરચ કરવામાં આવતું ન હતું. પણ આજે યુનાઇટેડ સ્ટેટ્સમાં ૨ લાખ શાળાઓ, ૩ લાખ ટ્રેન્ડ શિક્ષકો, અને દોઢ કરોડ વિદ્યાર્થીઓ છે, તથા દર વર્ષે ૪૫ કરોડ રૂપિયા કેળવણી પાછળ ખરચવામાં આવે છે. ત્યાંની કેળવણીના ત્રણ વિભાગ પાડી શકાય—(૧) જાહેરશાળાપદ્ધતિ, (૨) ઊંચા પ્રકારની કે યુનિવર્સિટિની કેળવણી, અને (૩) વિશિષ્ટ કે કળાની કેળવણી.

૧. **જાહેરશાળા**—એના સંબંધમાં ચાર બાબત નોંધ કરવા લાયક છે: (અ) એવી શાળાઓ દેશના તમામ ભાગમાં ફેલાયલી છે અને તેમાં સર્વ વર્ગના લોકો પોતાનાં છોકરાંને મોકલે છે. પ્રેસિડન્ટ રૂસવેલ્ટનાં છોકરાં વૉશિંગ્ટનમાં સાધારણ મજૂર વર્ગનાં છોકરાં જોડે બેસી કેળવણી લે છે. (બ) પાંચથી સોળ વર્ષ સુધી દરેક અમેરિકન છોકરાને અને છોકરીને સંપૂર્ણ પ્રાથમિક અને માધ્યમિક કેળવણી લેવાનો હક છે, અને તેનો બધો ખરચ સરકારને શિર છે. (ક) છોકરા અને છોકરીઓ સાથે ભણે છે. (ડ) કેળવણી ફરજીઆત છે. છોકરાંને કેળવવાના સંબંધમાં ખરું બંધન કાયદાનું નથી, પણ સમાજનું છે. છોકરાંને નિશાળે ન મોકલે તો જનમંડળમાં માબાપની ફજેતી થાય છે. શરમની લાગણીને લીધે દરેક માબાપ છોકરાંને નિશાળે મોકલે છે અને એ રીતે કેળવણી ફરજીઆત છે. અમેરિકાની હાઈસ્કૂલનો અભ્યાસક્રમ અહિંની કૉલેજોની બી. એ. પરીક્ષાના અભ્યાસક્રમ જેટલો છે. આ જાહેરશાળાપદ્ધતિ ઘણી ફત્તેહમંદ નીવડી છે. કેળવણી સર્વત્ર પ્રચાર પામેલી છે, ને બ્રાસ્કામાં સેંકડે ૯૯ા લોકો લખી વાંચી જાણે છે; લુઇસીઆનામાં અર્ધી વસ્તી હબસીની છે, તેથી યુનાઇટેડ સ્ટેટ્સમાં સરેરાસ સેંકડે ૮૫ માણસો લખી વાંચી જાણે છે.

૨. ઊંચા પ્રકારની એટલે યુનિવર્સિટિની કેળવણી ખાનગી ગૃહસ્થોની ઉદારતાથી ચાલે છે. સને ૧૯૦૧માં ઉદાર મહાશયોએ કળાના ઉત્તેજનમાં ૩,૩૦,૦૦,૦૦૦ રૂપિયા, પુસ્તકાલય પાછળ ૪,૫૦,૦૦,૦૦૦ રૂપિયા, અને યુનિવર્સિટિની કેળવણી પાછળ ૨૦,૪૦,૦૦,૦૦૦ રૂપિયા આપ્યા. એકઠી કરેલી હકીકત પરથી એમ માલૂમ પડે છે કે હાલ અમેરિકામાં આ પ્રકારની ઊંચી કેળવણી આપનારી ૩૬૪ સંસ્થા છે, ૪,૭૭૦ પ્રૉફેસરો છે, અને ૮૦,૦૦૦ શિષ્ય છે. એ તો ખરી વાત છે કે આ સંસ્થામાંની કેટલીક વિદ્યાલય (કૉલેજ) કે મહાવિદ્યાલય (યુનિવર્સિટિ) કહેવાવાને લાયક નથી; પણ ઉત્તમ વર્ગની સંસ્થાની સંખ્યા ૨૦૦થી ઓછી નથી. અમેરિકામાં યુનિવર્સિટિમાં શીખનારા ઘણા ખરા બી. એ. અને એમ. એ. માં પાસ થયેલા હોય છે. ત્યાં જે દિવસે બી. એ. કે એમ. એ. ની પદવી મળે છે તે દિવસ 'આરંભદિવસ' તરીકે ગણવામાં આવે છે, અને કૉલેજના વર્ષમાં તેને મોટો ઉત્સવદિન માને છે. અર્થાત્ ત્યાં બી. એ. કે એમ. એ. થયા પછી અહિંની માફક અભ્યાસ છોડી દેવામાં આવતો નથી, પણ તે દિવસને અભ્યાસ શરૂ કરવાનો દિવસ ગણવામાં આવે છે. ઇગ્લંડમાં અને આ દેશમાં છેવટની પરીક્ષા પર વિશેષ ધ્યાન આપવામાં આવે છે, પણ અમેરિકામાં શિષ્યના વર્ગના કામ પર વિશેષ લક્ષ અપાય છે. વર્ગમાં જે શિખવાય છે તેની ઘણી સખત પરીક્ષા લેવાય છે. અમેરિકામાં ઘણા વિદ્યાર્થિઓ કૉલેજની રજામાં ખાનગી કામ કરી ફી આપવાના પૈસા પેદા કરે છે. તેઓ ખેતરમાં કામ કરે છે, ચોપડીઓ વેચે છે, નિશાળ ભણાવે છે, કે બીજી કોઈ રીતે કૉલેજની ફી જેટલું દ્રવ્ય સંપાદન કરે છે. પ્રેસિડન્ટ મૅક કિન્લીએ રજામાં શાળાના શિક્ષકનું કામ કર્યું હતું, અને પ્રેસિડન્ટ ગાર્ફીલ્ડે કૉલેજની ફી જેટલા પૈસા મેળવવા વાસીદું વાળવાનું અને ઘંટ વગાડવાનું કામ કર્યું હતું.

૩. કળાની કેળવણી. દરેક કળાનું શિક્ષણ આપવા માટે જુદું કલાભવન છે. વીજળીની શક્તિ, સંગીત, ચિત્રકાર્ય, યુદ્ધકળા, દ્રવ્યશાસ્ત્ર, તારનું કામ, વગેરેનાં શિક્ષણને માટે જુદાં જુદાં કલાભવન છે. વળી આંધળાં, બહેરાં, અને મૂંગાંને માટે પણ શાળાઓ છે, તેમજ ઇજનેરી કામના શિક્ષણ માટે કૉલેજો છે.

# માનસશાસ્ત્ર.

( ચાલુ પૃષ્ઠ ૨૦૯થી. )

## પ્રકરણ ૩જું.

### મન અને શરીર વચ્ચેનો સંબંધ.

'મને લાગણી થાય છે,' 'હું વિચાર કરું છું,' 'હું ઇચ્છું છું' આ વાક્યોથી મનના મુખ્ય વ્યાપારોનું જ્ઞાન થાય છે. કોઈ પ્રશ્ન કરે કે 'કોને લાગણી થાય છે,' 'કોણ વિચાર કરે છે,' 'કોણ ઇચ્છે છે' તો આપણે કહીશું કે 'મનને લાગણી થાય છે', 'મન વિચાર કરે છે,' અને 'મન ઇચ્છે છે.' આ પ્રમાણે જેને લાગણી થાય છે, જે વિચાર કરે છે, અને જેને ઇચ્છા થાય છે તેને આપણે મન કહીએ છીએ. મન શું છે તે આપણે જાણતા નથી, પણ તેના વ્યાપાર જાણીએ છીએ.

ઇન્દ્રિયદ્વારા મનને બાહ્ય પદાર્થ સાથે સંબંધ થાય છે. શરીર મન અને પદાર્થ વચ્ચેનું દ્વાર છે, એટલુંજ નહિ, પણ તેને મન સાથે બીજો ઘણો ગાઢ સંબંધ છે. મનની ચપળતાનો શરીરની ચપળતા પર ઘણો આધાર છે. પરિશ્રમ કે માંદગીથી શરીરની સ્થિતિમાં ફેરફાર થાય છે તો મનની ચપળતા ઘટી જાય છે. તેમજ મનને પરિશ્રમ પડવાથી શરીર પર અસર થાય છે. આશા, નિરાશા, સુખ, દુઃખ, ખુશી, દિલગીરી, વગેરે લાગણીઓ શરીર પર અસર કરે છે અને તેના દેખાવ પરથી જણાઈ આવે છે. વળી માનસિક ચપળતા ભિન્ન ભિન્ન ઇન્દ્રિયોની ચપલતા પર ઘણો આધાર રાખે છે. સળેખમ થવાથી નાસિકાની ઇન્દ્રિય પોતાનો વ્યાપાર ચપળતાથી કરતી નથી તેથી ગન્ધનું જ્ઞાન બરાબર થતું નથી. આ પ્રમાણે શારીરિક અવયવોની સ્થિતિથી મનોભાવ પર અસર થાય છે. વળી સ્નાયુની સ્થિતિ પર માનસિક ઇચ્છાનો આધાર છે. દિવસને અન્તે થાકી જવાથી જે કામ થઈ શકતું નથી તે નિદ્રાથી સ્નાયુઓને આરામ મળ્યા પછી બીજે દિવસે સહજ થઈ શકે છે. આ પ્રમાણે માનસિક ચપળતાનો શારીરિક ચપળતા સાથે સંબંધ ખુલ્લો છે. સ્વસ્થ મન સ્વસ્થ શરીરનું પરિણામ છે. શરીર કંઈ મનની આજ્ઞા પાળવા બંધાયલો સેવકજ નથી, પણ મનની સ્થિતિ નક્કી કરનારા પદાર્થોમાંનો એક છે. માટે જ્ઞાનતન્તુનું જ્ઞાન માનસિક વ્યાપાર સમજવા માટે જરૂરનું છે.

જ્ઞાનતન્તુની વ્યવસ્થાનું સંપૂર્ણ જ્ઞાન શરીરશાસ્ત્રના અભ્યાસથી પ્રાપ્ત થાય છે. માનસશાસ્ત્રીને એનું કંઈક જ્ઞાન આવશ્યક છે. જ્ઞાનતન્તુવ્યૂહના બે વિભાગ છે—(૧) ખોપરી અને બરડાના અસ્થિમય ઢાંકણમાં રક્ષણ કરાયલી મધ્ય જ્ઞાનતન્તુઓ, અને (૨) આ મધ્ય જ્ઞાનતન્તુઓને ધડના સ્નાયુઓ સાથે જોડનારી દોરી જેવી લાંબી તન્તુઓ.

બીજા પ્રકારની જ્ઞાનતન્તુઓ અતિસૂક્ષ્મ ઝીણા રેશાની બનેલી છે. તે બે પ્રકારની છે. એક પ્રકારની તન્તુઓ મધ્ય જ્ઞાનતન્તુઓને શરીરના ભિન્ન ભિન્ન બહારના ભાગ સાથે તેમજ અંદરના ભાગ (જેમકે પેટ)ની સાથે જોડે છે. તેમાંની ઘણી અગત્યની ઇન્દ્રિયો સાથે જોડાયલી છે. બાહ્ય પદાર્થથી ઇન્દ્રિયો પર જે લાગણી થાય તે લાગણી મધ્ય જ્ઞાનતન્તુઓને પહોંચાડવી એ આ જ્ઞાનતન્તુઓનો વ્યાપાર છે, ને તેથી તેમને અન્તર્વાહિની જ્ઞાનતન્તુ કહે છે. બીજા પ્રકારની તન્તુઓ મધ્ય જ્ઞાનતન્તુઓને સ્નાયુ સાથે જોડે છે, અને તેમની પ્રેરણાને જુદા જુદા સ્નાયુ તરફ લઈ જઈ અવયવોની હીલચાલ, વાણી, વગેરે ઉત્પન્ન કરે છે. આ તન્તુઓ પ્રેરણાને મગજમાંથી બહાર લઈ જાય છે, માટે તેમને બહિર્વાહિની જ્ઞાનતન્તુઓ કહે છે.

મધ્ય જ્ઞાનતન્તુઓની રચના ત્રણ પ્રકારની છે. છેક નીચલી મધ્ય જ્ઞાનતન્તુઓ બરડાની કરોડમાં રહે છે, તેનાથી ઊંચી ખોપરીમાં રહે છે તેને મગજ કહે છે, અને સર્વથી ઊંચી, જેનો સંબંધ ઊંચા પ્રકારનાં બુદ્ધિનાં કામ જોડે છે, તેને મગજના મોટા અને આગલા ભાગનું ઢાંકણ કહે છે. આ ત્રણે પ્રકારની તન્તુઓ પરસ્પર જોડાયલી છે. બાળકના પગને ઊંઘમાં દાબીએ છીએ કે તે તરતજ ખેંચી લે છે. એ વ્યાપાર નીચલી મધ્ય જ્ઞાનતન્તુઓનો છે. આવા વ્યાપારમાં બહુ ચેતનાની કે ઇચ્છાની જરૂર નથી, માટે એને અનિચ્છક વ્યાપાર કહે છે. પણ વિચારપૂર્વક થયલા અને સંયુક્ત વ્યાપારને મગજ સાથે સંબંધ છે. જોડો સખત હોય તો નીચા વળીને જોરથી કાઢવો એ એવો વ્યાપાર છે. એમાં દબાણની લાગણી તેમજ તે દૂર કરવા થયલી ઇચ્છા સ્પષ્ટ જણાય છે. અવલોકન કરવું, વિચાર કરવો, ધ્યાન આપવું—એ બધાને ઊંચામાં ઊંચી મધ્ય જ્ઞાનતન્તુ સાથે સંબંધ છે. ઉપરી અમલદારનો તાબાના નોકરો જોડે જેવો સંબંધ છે તેવો સંબંધ મ-

સમાવેશ થાય છે. ક્રોધ, દ્વેષ, પ્રેમ, સમભાવના, પશ્ચાત્તાપ વગેરે લાગણીઓ છે.

(૨) જ્ઞાન. એક માનસિક વ્યાપારને બીજાથી જુદો પાડવા સાથે જોડાયલી સર્વ માનસિક સ્થિતિનો એમાં સમાવેશ થાય છે. સ્મરણ, કલ્પના, તર્કશક્તિ–એ જ્ઞાનના પ્રકાર છે.

(૩) ઇચ્છા. મનના જે વ્યાપારોથી કાર્ય થાય છે કે થવાની વૃત્તિ થાય છે તે બધા વ્યાપારો ઇચ્છામાં અન્તર્ભૂત છે. ધ્યાન, પ્રેરણા, નિશ્ચય–એ ઇચ્છાના પ્રકાર છે.

આ ત્રણે વ્યાપારો એક બીજાની સાથે જોડાયલા છે. તેઓ કદી પણ અસંકીર્ણ માલમ પડતા નથી. 'છોકરાની આંગળી દાઝે છે' એમાં શુદ્ધ લાગણીનો વ્યાપાર હોય એમ લાગે છે; પરંતુ તપાસ કરતાં માલમ પડશે કે એમાં પણ જ્ઞાન અને ઇચ્છાનો અન્તર્ભાવ છે. આંગળી દાઝી છે, અને મ્હોં કે બીજો અવયવ દાઝ્યો નથી એમ છોકરો જાણે છે. તેનામાં આ વિવેકબુદ્ધિ હોવાથી જ્ઞાન છે. વળી તે દાઝેલી આંગળી પર ધ્યાન આપે છે અને ધ્યાન એ ઇચ્છામાં અન્તર્ભૂત છે. આ પ્રમાણે છોકરાની લાગણી સાથે જ્ઞાન અને ઇચ્છા જોડાયલાં છે. આજ કારણથી માનસશાસ્ત્રનો અભ્યાસ કઠણ છે.

આમ ત્રણે માનસિક વ્યાપાર એક બીજા સાથે સંબદ્ધ છે, તોપણ એક વખતે એક વ્યાપારનો અભ્યાસ કરવો સહેલો હોવાથી એ વ્યાપારો જાણે અસંકીર્ણ હોય તેમ વિવેચન કરવું પડશે.

માણસોમાં જુદા જુદા માનસિક વ્યાપાર પ્રધાન હોય છે. જેનામાં લાગણી પ્રબળ હોય છે તેને આપણે લાગણીવાળો માણસ કહીએ છીએ, જેનામાં જ્ઞાન વિશેષ હોય તેને જ્ઞાની કે બુદ્ધિમાન્ કહીએ છીએ, અને જેનામાં ઇચ્છા પ્રધાન હોય તેને દૃઢ નિશ્ચયવાળો કે દૃઢ કહીએ છીએ. સંપૂર્ણ કેળવાયલા પુરુષમાં ત્રણે વ્યાપારો યોગ્ય પ્રમાણમાં મિશ્ર થયેલા હોય છે.

ધ્યાન, વિવેક, અને તુલના—એ સર્વ જ્ઞાનમાં આવશ્યક છે. અમુક રંગને રાતો રંગ કહીએ છીએ ત્યારે આપણે તેના પર ધ્યાન આપીએ છીએ, બીજા રંગોથી જુદો પાડીએ છીએ, અને અગાઉ જેને રાતો રંગ-કહેલો છે તેની સાથે સરખાવીએ છીએ. જો દુનીઆમાં તમામ ચીજ એક સરખી હોય તો લાલ એવો વિચારજ બંધાય નહિ. જો સર્વ પદાર્થથી

મન પર એક સરખીજ છાપ પડે કે લાગણી થાય, તો જ્ઞાન કે લાગણીનો વિચારજ ઉત્પન્ન થાય નહિ. બે કે વધારે માનસિક અનુભવને છુટા પાડી ઓળખવાની શક્તિ વિના જ્ઞાન ઉત્પન્ન થાય નહિ. જો સર્વ માનસિક અનુભવ એકજ પ્રકારનો હોય તો દુનીઆમાં જ્ઞાન જેવું કંઈ થાયજ નહિ. જ્યારે અમુક માનસિક સ્થિતિ પર આપણે ધ્યાન આપીએ છીએ, બીજી સ્થિતિઓથી તેને જુદી પાડીએ છીએ, અને અગાઉની એવી સ્થિતિ સાથે તેની તુલના કરીએ છીએ ત્યારેજ તે સ્થિતિનું આપણને જ્ઞાન થયું કહેવાય છે. જ્ઞાનમાત્ર સાપેક્ષ છે, એટલે બીજા જ્ઞાન સાથે તેનો સંબંધ છે.

**વૃદ્ધિ અને ખિલવટ**—જેમ શરીરના કદમાં વધારો થાય છે તેને આપણે શારીરિક વૃદ્ધિ કહીએ છીએ અને રચનામાં ફેરફાર થાય છે તેને શારીરિક ખિલવટ કહીએ છીએ, તેવીજ રીતે મનનાં સાધનોના વધારાને માનસિક વૃદ્ધિ અને એ સાધનોની વધારે સંપૂર્ણ સ્થિતિને માનસિક ખિલવટ કહે છે. ભણાવવાથી માત્ર મનની વૃદ્ધિ થાય છે; તેની ખિલવટ થવા માટે કેળવણીની જરૂર છે. ૯૧-૨૪-૩-૧૩

**કેળવણીમાં ફેરફાર પડવાનાં મુખ્ય કારણો—**

૧. જન્મથી પ્રાપ્ત થયલી શારીરિક અને માનસિક શક્તિ. જેમ એક કુટુંબનાં છોકરાં બીજાં કુટુંબનાં છોકરાંથી શરીરસંપત્તિમાં જુદાં પડે છે તેમજ તેઓ માનસિક શક્તિમાં પણ જુદાં પડી આવે છે. માબાપનાં શરીરના, મનના, અને નીતિના ગુણદોષો તેમનાં છોકરાંમાં કેટલેક અંશે ઊતરે છે. જેવું શરીર સ્વસ્થ હોય છે તેવું મન પણ સ્વસ્થ હોય છે. રોગિષ્ઠ શરીર મનને રોગિષ્ઠ અને વિકારી બનાવે છે. સ્વસ્થ શરીર અને મન પરિપૂર્ણ કેળવણી પામી શકે છે.

૨. કાૈટુમ્બિક, સામાજિક, અને એવી બીજી આસપાસની સ્થિતિ. જેવાં માબાપ તેવાં છોકરાં. ઘરની સ્થિતિથી છોકરાંની કેળવણીમાં ફેરફાર થાય છે એ સ્પષ્ટ છે. ઘણાં છોકરાંને ઘરકેળવણી સારી મળતી નથી, તેથી શિક્ષકનું કામ અઘરૂં થાય છે. કેળવાયલાં માબાપ શિક્ષકના કામમાં મદદ કરે છે. સમાજની સ્થિતિ પણ કેળવણી પર અસર કરે છે. જે સમાજના સંબંધમાં છોકરાં આવે છે તે કેળવાયલી કે બીનકેળવાયલી હોય તે પ્રમાણે છોકરાંને સારી કે નઠારી અસર થાય છે. છોકરાં મોટાં થયા

પછી જે ધંધે વળગે તેની પણ તેમના પર અસર થાય છે. બાળપણમાં બધી રીતે સરખાં હોય એવાં બે છોકરાંમાંનું એક વિદ્યાભ્યાસમાં લીન રહે અને બીજું સીપાઈ થાય તો બંનેના સ્વભાવમાં ઘણો ફેરફાર પડશે એ ખુલ્લું છે.

**બાળકની કેળવણીનો ત્રણ કાળમર્યાદા—**

પ્રથમ કાળમર્યાદા—એકથી સાત વરસની ઉમ્મર. આ મુદતમાં બાળક આસપાસની સ્થિતિનેજ વશ છે. તેનું મન જાતે કામ કરતું નથી, પણ આસપાસની સ્થિતિથી તેના પર જે અસર થાય છે તે માત્ર ગ્રહણ કરે છે. દરેક વસ્તુ તરફ નજર કરવામાં તે કુશળ છે. તેનામાં વિચારશક્તિ નથી અને સહેજ છે તે કલ્પનાશક્તિના રૂપમાં છે. લાગણી પોતાનાજ સંબંધની અને તીવ્ર હોય છે અને તે બહુ થોડો વખત રહે છે. ઇચ્છા પણ નહિ જેવી છે, પણ ધીમે ધીમે જણાવા માંડે છે, અને એ મુદતને અન્તે કંઈક ખુશીથી લાગલાગટ ધ્યાન આપવાની ટેવ પડે છે.

બીજી કાળમર્યાદા—સાતથી ચૌદ વરસની ઉમ્મર. આ મુદતમાં મન વિશેષ ચપળ થાય છે. તે માત્ર આસપાસની સ્થિતિનેજ વશ રહેતું નથી, પણ તે સ્થિતિ પર પણ પોતે અસર કરે છે. ઇન્દ્રિયો જે ગ્રહણ કરે છે તે સ્મરણસ્થાનમાં સંઘરી રાખે છે. સ્મરણશક્તિ ઘણી તીવ્ર થાય છે. આ સમયમાં જે બરાબર શીખવામાં આવે છે તે ભાગ્યેજ જતું રહે છે. કલ્પનાશક્તિ વિશેષ અનુભવથી નિયમમાં રહેતી થાય છે. વિચારશક્તિમાં વૃદ્ધિ થાય છે. લાગણીઓને કબજામાં રાખતાં શીખે છે, અને તે શુદ્ધ પરથી સંકોચિત બની જાય છે. ઇચ્છાશક્તિ ઘણી વધે છે અને કેટલીક વખતે જીદનું સ્વરૂપ ધારણ કરે છે.

ત્રીજી કાળમર્યાદા—ચૌદથી એકવીસ વરસની ઉમ્મર. આગલાં વર્ષોમાં જે જ્ઞાન મેળવ્યું હોય છે તેને વ્યવસ્થિત કરવામાં મન રોકાય છે. બરાબર સમજ્યા વગર શબ્દે શબ્દ યાદ રાખવાની ટેવ જતી રહી વિચારપૂર્વક યાદ રાખવાની ટેવ પડે છે. લાગણીઓ બુદ્ધિ અને ઇચ્છાને વિશેષ આધીન થાય છે. મનુષ્ય આસપાસની સ્થિતિનો ગુલામ રહેતો નથી, પણ તેનાથી છૂટો થવા પ્રયત્ન કરે છે. બીજા પર આધાર રાખતો મટી સ્વતંત્ર મહેનત પર આધાર રાખતો થાય છે.

# પ્રાણી વિષે પાઠો.

( ચાલુ પૃષ્ઠ ૨૧૭ થી. )

ગાય ૭.

સાહિત્ય—૧લા પાઠમાં જણાવ્યા ઉપરાંત દાઢો, રાક્ષીઓ, અને આગલા ( કાપવાના ) દાંત જેમાં હોય એવું કોઈ મુએલા પ્રાણીનું જડબું ( નં. अ ) તથા મુએલી ગાયનાં બંને જડબાં ( નં ब ) મળી આવે તો લાવી રાખવાં.

શિક્ષકે પાછલા પાઠોનું ઝડપથી પુનરાવર્તન કરી નીચે મુજબ આગળ ચાલવું:—

શિ.—તમારા મ્હોંમાં દાંતની કેટલી હારો છે ?

વિ.—બે.

શિ.—તે હારોને શું કહે છે ?

વિ.—જડબાં.

શિ.—તમે કયા દાંતથી ખોરાક ચાવો છો ?

વિ.—( મ્હોંમાં આંગળી ઘાલીને બતાવે છે ) આ દાંતથી.

શિ.—તે દાંત જડબાંની કયી બાજુએ આવેલા છે ?

વિ.—દરેક જડબાને બંને છેડે.

શિ.—આ ચાવવાના દાંતને શું કહે છે ?

વિ.—દાઢો.

શિ.—આ દાઢો તમારા આગલા દાંત જેવી છે કે ?

વિ.—( મ્હોંમાં આંગળી ઘાલીને તપાસી જુએ છે ) ના સાહેબ, દાઢો પહોળી, ચપટી, તથા ખડબચડી સપાટીવાળી છે, અને આગલા દાંત ધારવાળા છે.

શિ.—આગલા દાંત ધારવાળા શાથી બનાવ્યા હશે ?

વિ.—ખોરાકની ચીજો કાપવાનું એટલે તેમના કકડા કરવાનું કામ તેમને કરવાનું છે માટે.

શિ.—હા, આ કારણથી આગલા દાંતને કાપવાના દાંત કહે છે. હવે જુઓ, તમારાં જડબાંમાં દાઢો અને આગલા દાંતની વચ્ચે બંને બાજુએ એક એક એવા ચાર જુદીજ જાતના દાંત છે તે તપાસો.

વિ.—(તપાસીને) સાહેબ, તે અણીવાળા છે.

શિ.—આ દાંતને રાક્ષીઓ કહે છે. તે કોઈ ચીજ ફાડવાનું કામ કરે છે. શાકી ખાનારાં પ્રાણીઓને આ દાંત વધારે હોય છે.

શિક્ષકે આ વખતે છોકરાંને જડબું નં. ૩ બતાવી દાઢો, રાક્ષીઓ, તથા કાપવાના દાંત બરાબર ઓળખાવવા, અને દાંતના ત્રણ પ્રકાર તથા તેમના ઉપયોગ, આકાર, વગેરેની ટૂંકામાં પાટિયા પર નોંધ લખવી.

શિ.—(એક વિદ્યાર્થીને બોલાવી) હવે તમે આ ગાયનું મ્હોં પહોળું કરી તેનાં જડબાં તપાસો, અને જે તમારા જોવામાં આવે તે મોટેથી કહો.

વિ.—(તપાસીને) આમાં ઘણે ભાગે ચાવવાના દાંત એટલે દાઢો છે, રાક્ષીઓ બિલકુલ નથી, અને કાપવાના દાંત માત્ર નીચલા જડબામાં છે.

શિ.—તમે કોઈ વસ્તુ તમારા દાંત વડે શી રીતે કાપો છો?

વિ.—ઉપલા અને નીચલા જડબાના આગલા દાંત વચ્ચે દાબીને.

શિ.—ત્યારે ગાયને માત્ર નીચલા જડબામાં કાપવાના દાંત છે, બંને જડબાંમાં નથી, તો તે શી રીતે ઘાસના કડકા કરતી હશે?

વિ.—(વિચાર કરીને) સાહેબ, તે કંઈ સમજાતું નથી.

શિ.—જુઓ, તેના ઉપલા જડબામાં દાંત નથી, પણ તેનાં પેઢાં બહુ કઠણ છે. આ પેઢાંની અને દાંતની વચ્ચે ઘાસ દાબીને તે પોતાના માથાને ઝોલ્લો આપે છે, એટલે ઘાસના કડકા થાય છે. આ ગાયે મ્હોંમાં ઘાસનો કસ્લો લીધો છે તે તે શી રીતે કાપે છે તે તમે ધ્યાન આપીને જુઓ.

વિ.—સાહેબ, આપે કહ્યું તેજ પ્રમાણે કાપે છે.

શિ.—ઠીક, હવે ગાયને રાક્ષીઓ નહિ હોવાનું કારણ તમે કહી શકશો?

વિ.—તેને ખોરાકની કોઈ ચીજ ફાડવાની હોતી નથી, તેથી રાક્ષીઓની જરૂર પડતી નથી.

શિ.—બરાબર. હવે ગાયના દાંતમાં ઘણે ભાગે દાઢો કેમ રાખી હશે?

વિ.—સાહેબ, તેને પુષ્કળ ઘાસ ચાવવાનું છે માટે.

શિ.—હા. આપણે પહેલાં જણાવી ગયા છીએ કે ગાય પુષ્કળ ઘાસ ખાય ત્યારેજ તેની ભૂખ શમે છે. તો આ બધું ઘાસ બરાબર પાચન થવા માટે તે બરાબર ચવાવું જોઈએ, અને તે સબબથી તેના દાંતમાં દાઢો વધારે હોવી જોઈએ.

શિક્ષકે જડબાં નં. ૫ દરેક છોકરાને બતાવી ઉપરની હકીકત તેના મગજમાં બરાબર ઠસાવવી. જડબાં નં. ૫ ન આણી આવ્યાં હોય તો દરેક છોકરાને ગાય પાસે આવી તેનાં જડબાં તપાસી ખાતરી કરવા કહેવું. ત્યારપછી તેણે ગાયનાં જડબાંનું ડ્રૉઇંગ પાટિયા પર કાઢવું, અને નીચે મુજબ નોંધ લખવીઃ—

'ગાયના દાંતમાં ઘણે ભાગે દાઢો છે, રાક્ષીઓ બિલકુલ નથી, કાપવાના દાંત માત્ર નીચલા જડબામાં છે, અને ઉપલા જડબામાં કાપવાના દાંતને બદલે કઠણુ પેઢાં છે.'

છેવટે પુનરાવર્તન કરી પાઠ પૂરો કરવો.

---

ગાય—૮.

**સાહિત્ય**—૧લા પાઠમાં જણાવ્યા ઉપરાંત એક બળદ લાવી નિશાળ બહાર બાંધવો.

શિક્ષકે પાછલા પાઠોનું ઝડપથી પુનરાવર્તન કરી નીચે મુજબ આગળ ચાલવુંઃ—

શિ.—ગાય પોતાના માથા પર બેઠેલી માખો શી રીતે ઉડાડે છે?

વિ.—તેના લાંબા કાન ફફડાવીને.

શિ.—કાન ફફડાવીને તે આખા શરીર પરથી માખો ઉડાડી શકે કે?

વિ.—ના સાહેબ, કાન એટલા બધા લાંબા નથી.

શિ.—ત્યારે તે માથા સિવાયના બાકીના ભાગમાંથી શી રીતે માખો ઉડાડે છે?

વિ.—તેની પૂંછડી આમ તેમ હલાવીને. જુઓ સાહેબ, આ ગાયની પૂંછડી આમ તેમ હાલે છે અને માખો ઊડતી જણાય છે.

શિ.—પૂંછડી તેના શરીર પર બધે ફરી વળે એવી લાંબી હોય છે કે?

વિ.—(ગાયની પૂંછડી ઝાલી તેના આખા શરીર પર ફેરવી જુએ છે) સાહેબ, કોઈ કોઈ ભાગમાં તે પહોંચી શકે નહિ. પરંતુ તેને છેડે વાળનો ગુચ્છો છે, તે વઝાંડવાથી તેવા ભાગમાં પવન લાગી શકે છે, અને માખો ઊડી જાય છે.

શિક્ષકે પૂંછડીનું ડ્રૉઇંગ કાઢવું, અને નીચે મુજબ પાટિયાપર નોંધ લખવી—

'ગાયને લાંબી પૂંછડી હોય છે અને તેને છેડે વાળનો ગુચ્છો હોય છે. આ ગુચ્છાવાળી લાંબી પૂંછડીથી તે પોતાના આખા શરીર પરથી માખો ઉડાડી શકે છે.'

શિ.—આપણે પહેલાં કહી ગયા કે ગાય દૂધ આપે છે અને દૂધનાં દહિં, માખણ, ને ઘી બનેછે. હવે ગાય બીજા કંઈ ખપમાં આવે છે કે?

વિ.—સાહેબ, તે કોઈ કોઈ જગાએ ભાર વહી જવાનું કામ કરે છે. અહિં વણઝારા લોક તેની પાસે તેવું કામ કરાવે છે.

શિ.—આ ગાયની પાસે બીજું કયું પ્રાણી બાંધેલું છે?

વિ.—સાહેબ, તે બળદ છે.

શિ.—ગાય ને બળદમાં શો ફેર છે?

વિ.—ગાય માદા છે અને બળદ નર છે.

શિ.—બળદને આપણે શા ઉપયોગમાં લઈએ છીએ?

વિ.—તે પોતાની કાંધ પર ભારભરેલું ગાડું કે ગાડી ખેંચી જાય છે; વળી કોઈ કોઈ જગાએ તેની પીઠ પર પણ ભાર નાખે છે.

શિ.—વળી બીજા કંઈ ખપમાં તે આવે છે કે?

વિ.—ખેડુત લોકો જમીન ખેડવા માટે તેને હળે જોડે છે, અને બીજા ખેતીના કામમાં પણ લે છે. બળદ વિના ખેતીનું કામ થઈ શકે નહિ.

શિ.—હા, આપણા દેશમાં ખેતીનું કામ ઘણુંખરું બળદની મદદથી થાય છે. ઇંગ્લંડ વગેરે દેશોમાં તે કામ ઘોડા પાસે કરાવે છે. પણ ઘોડા કરતાં બળદ વધારે સહનશીલ હોવાથી તે ખેતીના કામમાં તેમજ ભાર વહી જવામાં વધારે ઉપયોગી થઈ પડે છે. ત્યારે જુઓ, બળદ જેવું ઉપયોગી પ્રાણી બનાવીને ઈશ્વરે આપણા પર કેટલો બધો ઉપકાર કર્યો છે!

વિ.—હા સાહેબ, ઈશ્વરની મોટાઇ અને ઉદારતા તેનાં સર્વ કામમાં જોવામાં આવે છે.

શિક્ષકે પછી ગાયના શરીરના જુદા જુદા ભાગો મુઆ પછી શા ઉપયોગમાં લેવાય છે તે છોકરાંને ટૂંકામાં કહેવું—

માંસાહારી લોકો તેનું માંસ ઉપયોગમાં લે છે; તેની ચરબી સાબુ અને મીણબત્તી બનાવવામાં વપરાય છે; તેનાં હાડકાંના ચપ્પુના હાથા બને છે, ખરીઓનાં બટન બને છે, તથા શિંગડાંના છત્રીના હાથા બને છે; અને તેની ચામડી કેળવીને ઘણા ઉપયોગમાં લેવાય છે.

છેવટે પુનરાવર્તન કરી પાઠમાંની હકીકત છોકરાં બરાબર સમજ્યાં છે કે કેમ તે શિક્ષકે તપાસી જોવું.

ગાય.



જીભ વડે ઘાસના કલ્લા પકડે છે.



પગ (ખરી દર્શાવી છે).



ગાયની હોજરીઓ.




મ્હોં (જડબાં દર્શાવ્યાં છે).

કાપવાના દાંત.





દાઢો.



શિંગડું.



ઊભું કાપેલું શિંગડું.



# केळवणीखातानी खबरो.

## જાહેરખબર.

### ગુજરાત મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

મહેરબાન ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુરના ઇ.નં. ૧૬૫૬, તા. ૭-૭-૦૩ ને આધારે ખબર આપવામાં આવે છે, કે અમદાવાદ મેલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ વર્ષની પ્રવેશક પરીક્ષા તા. ૯મી નવેમ્બર સને ૧૯૦૩ને રોજ તથા તે પછીના દિવસોએ સદરહુ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે.

વિષયમાં 'આરોગ્ય વિદ્યા'ને બદલે 'વિદ્યાના પાઠો' રાખેલા છે તે બાબત ખાસ ધ્યાનમાં રાખવી.

૩. છેક નાના જણાતા, બહેરા, ઓછું દેખનારા, અથવા ખોબડા ઉમેદવારો પસંદ કરવામાં આવશે નહિ.

૪. ઉમેદવારો પાસે ત્રીજા દરજ્જાનાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ હોવાં જોઈશે.

૫. ગઈ સાલમાં અને તે પહેલાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષામાં પાસ થયેલા બધા ઉમેદવારોએ પોતપોતાનું તે પરીક્ષાનું સર્ટિફિકેટ પોતાની સાથે લેતા આવવું. તે પૈકી જેઓ ચાલુ સાલમાં માપકરણની પરીક્ષા આપવા જવાથી એ વિષયના દોકડા ભરવા સારૂ પોતાનું સર્ટિફિકેટ તે પરીક્ષાના પ્રેસિડન્ટને આપી આવ્યા હોય, તેમણે પ્રેસિડન્ટની સહીનો કાગળ રજુ કરવો, કે તે પ્રમાણે સર્ટિફિકેટ રાખવામાં આવ્યું છે. તે કાગળમાં નીચેની હકીકત પણ આવવી જોઈએઃ—

ઉમેદવારનું નામ, બાપનું નામ અને અટક, વતનનું ગામ, તાલુકો અને જિલ્લો, જન્મતારીખ ઈસ્વીસન પ્રમાણે, પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયાની સાલ, એકંદર મેળવેલા દોકડા.

સર્ટિફિકેટ અથવા ઉપરનો કાગળ રજુ કર્યા વિના કોઈને પ્રવેશક પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ.

૬. જે ઉમેદવારો ચાલુ સાલની પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયા હશે તેમની હકીકત અમારા તરફ બારોબાર આવશે; તેમને સર્ટિફિકેટ કે ઉપર જણાવેલો કાગળ લાવવાની જરૂર નથી.

૭. ઉમેદવારોની ઉમ્મર ૧૭ વર્ષની ઉપર અને ૨૨ વર્ષની અંદર હોવી જોઈએ. આજ સુધી બાવીસ વર્ષ ઉપરાંતની ઉમ્મરના શિક્ષકોને મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબની મંજૂરીથી દાખલ કરતા હતા તે હવે મહેરબાન ડિરેક્ટર સાહેબના ઠ. નં. ૫૯૮૭ તા. ૨૮-૧૦-૧૯૦૧ થી બંધ કરવામાં આવ્યું છે, માટે બાવીસ વર્ષ ઉપરાંતની ઉમ્મરના કોઈ શિક્ષકે પણ પરીક્ષામાં આવવું નહિ.

૮. સઘળા ઉમેદવારોએ પોતપોતાના મહેતાજીઓ પાસેથી સારી ચાલનું સર્ટિફિકેટ લેતા આવવું.

૯. પસંદ થયેલા ઉમેદવારો સરકારી નોકરીને માટે લાયક છે એવું તેમણે વૈદ્યકખાતાના યોગ્ય અમલદારનું સર્ટિફિકેટ મેળવવું પડશે.

ગુજરાત ટ્રેનિંગ કૉલેજ,
અમદાવાદ—તા. ૧૩—૭—૦૩.

K. P. TRIVEDI,
પ્રિન્સિપાલ.

---

## જાહેરખબર.

### મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

### સને ૧૯૦૩.

ઉત્તર ભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો, અને શીક્ષકોને ખબર આપવામાં આવે છે, કે આ કૉલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રવેશક પરીક્ષા તા. ૨૭ માહે નવેમ્બર સને ૧૯૦૩ને રોજ સદરહુ કૉલેજના મકાનમાં સવારના ૧૦॥ વાગે લેવામાં આવશે. માટે જે સ્ત્રીઓને એ પરીક્ષામાં દાખલ થવું હોય તેમને ખબર મોકલવા બંદોબસ્ત કરશો.

પરીક્ષા નવા પાંચમા ધોરણ પ્રમાણે લેવામાં આવશે. ૧૫ વર્ષથી ઓછી તેમજ ૨૫ વર્ષથી વધારે ઉમ્મરની સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિ. ઉમેદવારે આ સાથેના નમુના પ્રમાણે એક પત્રક ભરીને સપ્ટેમ્બર માસ આખર સુધીમાં જિલ્લાના મહેરબાન ડે. એ. ઇન્સ્પેક્ટર સાહેબના અભિપ્રાય સાથે અમને મોકલવું, અને તે સાથે પોતાની સારી ચાલચલગત માટે બે આબરૂદાર ગૃહસ્થોનાં સર્ટિફિકેટ પણ મોકલવાં.

પાસ થનાર પૈકી મહેતાજીની, આસિસ્ટંટની, અને મેલ ટ્રેનિંગ કૉલેજના સ્કોલરોની સ્ત્રીઓ પ્રથમ પસંદ કરવામાં આવશે.

મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજ,
અમદાવાદ.

R. McAfee,
લેડી સુપરીન્ટેન્ડન્ટ.

---

## જાહેરખબર.

### સરકારી નોકરી માટે નાલાયક.

આથી દરેક ખાતાના ઉપરીને માલમ થાય જે અલિબાગ મધ્યસ્થજે સને ૧૯૦૦ ની સેકન્ડ ગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષામાં પાસ થયેલા બાળકૃષ્ણ વિનાયક દફતરદારને સદરહુ પરીક્ષામાં ખોટી ઉમ્મર લખાવી હ- ગવા બાબત કેળવણીખાતાના સરકારી ઠરાવ નં. ૮૩૯, તા. ૧-૫-૧૯૦૩- થી કોઈ પણ જાતની સરકારી નોકરી માટે નાલાયક ઠેરવવામાં આવ્યો છે.

પૂના—ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની ઑફિસ, તા. ૨૫-૫-૧૯૦૩.

E. Giles,
ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન.

---

# पुस्तकोनी पहोंच.

નીચેનાં પુસ્તકો તેમના કર્તા તરફથી ભેટ મળ્યાં છે તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે.

રેખાત્મક યથાદર્શન ભાગ ૧લો. કર્તા રાજારામ શંકર.

રેખાત્મક યથાદર્શન પુસ્તક ૧ લું, મરાઠી. કર્તા રાજારામ શંકર.

ગુજરાતનો ઇતિહાસ. કર્તા રામજી મહાવજી, નવાનગર નંબર પમાના મહેતાજી.

પ્રેમપંચોતરી, મોજદ્દીન મહેતાબ, મેઘાડંબર, ઉઠાહોથલ, લગ્ન. આ પાંચ પુસ્તકોના કર્તા કવિ જીવરામ અજરામર.

મોહનમાળા. કર્તા મગનલાલ શંકર પટેલ, સ્કૂલ માસ્તર જુથલ.

---

# परचूरण जाहेरखबरो.

### વક્તૃત્વોત્તેજક ગુર્જર વ્યાખ્યાનમાળા નંબર ૧લો.

સ્વદેશની ઉન્નતિ માટે ઉછરતા યુવાનોની વક્તૃત્વશક્તિને ઉત્તેજન આ- પવાની હાલના સમયમાં ખાસ આવશ્યકતા છે. આપણી માગણીઓ કે વિ ચારોની યોગ્યતા સામા પક્ષનાં માણસોનાં અન્તઃકરણમાં ઉતારવા, તેમજ

દેશ અને દેશીઓની ઉન્નતિના માર્ગો દર્શાવવા માટે સંભાષણ એ ઉત્તમ સાધન છે; પરંતુ ગુજરાત તથા કાઠીઆવાડમાં ઉત્તમ વક્તાઓની સંખ્યા પ્રમાણમાં બહુ ઓછી જણાય છે. ભવિષ્યની પ્રજાના લાભને અર્થે આવી કોઈ એક કાયમની સંસ્થાની ખાસ જરૂર છે; પરંતુ હાલ તેવી સંસ્થાના અભાવે અજમાયશ તરીકે-દેશહિતેચ્છુ ધનવાન્ અને વિદ્વાન્ ગૃહસ્થો તરફથી મદદ મળતા સુધી-થોડાક પ્રયોગો અજમાવી જોવાનો, કેટલાક મિત્રોનો વિચાર થયો છે, અને તેનો આ પહેલો પ્રયોગ છે. ઇશ્વરકૃપાથી દેશ અને દેશીઓની ઉન્નતિ ઇચ્છનારા **વિદ્વાન્ તથા ધનવાન્ ગૃહસ્થો તરફથી યોગ્ય મદદ મળશે તો ભવિષ્યે તેવી કાયમની કોઈ સંસ્થા સ્થપાયેલી જોવાને આપણે ભાગ્યશાળી થઈશું.**

## " વકતૃત્વ ".

આ વિષયપર ગુજરાતી ભાષામાં છટાદાર-ઉત્તમ ભાષણ કરનારને નીચે મુજબ ઇનામો આપવામાં આવશે:—

ઇનામ ૧લું રૂ ૧૫-૦-૦ નું ( રૂ. ૭ રોકડા તથા રૂ. ૮ નાં પુસ્તકો. ).
ઇનામ ૨જું રૂ. ૧૦-૦-૦ નું ( રૂ. ૫ „ „ ૫ નાં „ ).
ઇનામ ૩જું રૂ. ૫-૦-૦ નું ( રૂ. ૩ „ „ ૨ નાં „ ).

૨. દરેક ભાષણકર્તાને ભાષણ માટે વધારેમાં વધારે અર્ધો કલાક આપવામાં આવશે.

૩. ભાષણ મોઢેથીજ કરવાનું છે; પરંતુ જેમને પહેલું અને બીજું ઇનામ મળશે તેમણે પોતાનું ભાષણ લખીને અમને આપવું પડશે.

૪. ઉમેદવારે પોતાનું નામ, ઠામ, જાત, ધંધો, ઉમ્મર, અને ભાષણ આપવા માટે ક્યાંથી આવવાનું છે, તે વિગતવાર તા. ૧૫ મી ઑગસ્ટ સુધીમાં જણાવવું.

૫. પરીક્ષક કમિટી વિષયની બાબતો, ભાષણકર્તાની વક્તૃત્વશક્તિ તથા છટા, વગેરે ઉપર લક્ષ આપશે.

૬. ભાષણસમારંભ અમદાવાદમાં થશે. ઉમેદવારોની અરજીઓ આવ્યા પછી ભાષણ કરાવવાની તારીખ તથા સ્થળ નક્કી કરીને ઉમેદવારને જણાવવામાં આવશે, તેમજ વર્તમાનપત્રદ્વારા પણ જાહેર કરવામાં આવશે.

૭. પહેલા ઇનામને લાયક દરેક ભાષણ યોગ્ય લાગશે તો કોઈ મા-

સિક યા સાપ્તાહિક પત્રમાં છપાવી પ્રસિદ્ધ કરવામાં આવશે; અને નાણાંની સવડ થશે તો સસ્તી કિંમતે તેનો પ્રજામાં ફેલાવો થાય તેમ પણ કરવામાં આવશે.

પત્રવ્યવહાર નીચેના શીરનામે કરવોઃ—

છોટાલાલ અમરશી મહેતા,
ઠે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,
અમદાવાદ.

---

## સંસાર સુધારોત્તેજક ઇનામી નિબંધ, નં. ૨જો.

## " શ્રીમંત અને ગરીબ સ્ત્રીઓનાં કર્તવ્યો. "

એ વિષય ઉપર ગુજરાતીમાં ઉત્તમ નિબંધ લખનાર સન્નારીને સૌ૦ છોટેદાર લલ્લુભાઈ તરફનું રૂ. ૨૦) નું ઇનામ આપવામાં આવશે. આ નિબંધ લખનારે (૧) પતિ પ્રત્યે, (૨) ઘર પ્રત્યે, (૩) ઘરનાં વડીલ માણસો—સાસુ સસરો, જેઠ જેઠાણી, વગેરે પ્રત્યે, (૪) ઘરનાં નાનાં માણસો—નણંદ, દીયર-દેરાણી, વગેરે પ્રત્યે, (૫) પોતાનાં માતાપિતા અને ભાઈભાંડુઓ પ્રત્યે, (૬) છોકરાંઓ પ્રત્યે, (૭) ગામના લોકો-વિશેષે કરીને ગરીબ લોકો તથા સ્ત્રીઓ પ્રત્યે, અને (૮) દેશ પ્રત્યે શ્રીમંત અને ગરીબ સ્ત્રીઓનાં શાં શાં કર્તવ્યો છે-વગેરે મુદ્દાઓ ઉપર વિવેચન કરવું. લખાણ કાગળની એકજ બાજુએ સારા અક્ષરથી અને શુદ્ધ લખવું. નિબંધ ઉપર લેખકે પોતાનું નામઠામ ન લખતાં કોઈ સંજ્ઞા લખવી, અને જુદા બંધ પાકીટમાં નિબંધ ઉપરની સંજ્ઞા સાથે પોતાનું નામઠામ, ઉમ્મર, અને જાત સ્પષ્ટ જણાવવાં; તથા તે નિબંધની લેખક પોતેજ હોવા વિષે કોઈ સદ્ગૃહસ્થનું પ્રમાણપત્ર મોકલવું.

ઇનામને લાયક ઠરેલો નિબંધ બનશે તો કોઈ માસિક યા સાપ્તાહિક પત્રદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવશે. અં૦ સૌ૦ વિદ્યાગૌરી રમણભાઇ બી. એ. એમણે તથા બીજા એક વિદ્વાન્ ગૃહસ્થે આ નિબંધો તપાસી અભિપ્રાય આપવાનું સ્વીકાર્યું છે. નિબંધો તા. ૧લી સપ્ટેમ્બર સને ૧૯૦૭ સુધીમાં પહોંચે તેવી રીતે નીચેને શીરનામે મોકલવા, તેમજ આ વિષેનો પત્રવ્યવહાર પણ તેજ શીરનામે કરવોઃ—

છોટાલાલ અમરશી મહેતા,
ઠે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ,
અમદાવાદ.

---

## કિન્ડર ગાર્ટન ગ્રંથમાળા સંબંધી સરકારી હુકમ.

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો પ્રમાણે કિન્ડર ગાર્ટન શિક્ષણ આપવા માટે; મે. ડિરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન સાહેબની મંજુરી અને ભલામણથી, નામદાર ગવર્નમેન્ટ સરકારે "કિન્ડર ગાર્ટન ભા. ૧-૨-૩ " તથા ' બાળ ખેલ ( સચિત્ર )' પુસ્તકો ' ટેક્સ્ટ બૂક ' ( શાળોપયોગી પુસ્તકો તરીકે દરેક શાળાઓમાં વાપરવા માટે મંજુરી આપીછે.) એ ઉપરાંત ' કિન્ડર ગાર્ટન-બાળગ્રંથાવળી નં. ૧ થી ૨૦ સુધીમાં કેટલાંક પુસ્તકો ' શાળા શિક્ષકો ' માટે મંજુર કરવામાં આવ્યાં છે. મજકુર પુસ્તકો પચીશ રૂપિયાનાં ખરીદનારને વીસ ટકા કમિશન આપવામાં આવેછે.

કિન્ડર ગાર્ટન ગ્રંથમાળાને અનુસરતો સઘળો વિલાયતી સામાન ખાસ જર્મની અને અમેરિકાથી આવેલોછે. તેમાં વીશ બક્ષિસોનો જથ્થાબંધ સામાન કીફાયત ભાવે મળશે—

૧૫૫ રતનસવાડી મુંબઇ } ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.
જાન્યુઆરી ૧૯૦૩. } કિન્ડર ગાર્ટન રીતીનો શિક્ષક તથા ગ્રંથકર્તા

---

સરકારે ટેક્સ્ટબુક તરીકે મંજુર કરેલ સરળ હશીનામાની પદ્ધતિ, ૧૫ મી આવૃત્તિ, ૩ા આના. નવા ત્રીજા ધોરણ માટે વ્યાકરણ શિક્ષણ સીળો. અંક ૧ લો, ૧ા આનો. ધો. ૪ માટે અંક બીજો ત્રણ આના. ધો. ૫-૬-૭ માટે નવું ગુજરાતી બાળ વ્યાકરણ ૬ઠી, આવૃત્તિ, ૪ આના. પોસ્ટેજ ને વી. પી. ખર્ચ લેનારને શિર. કમિશને ૫-૧૦-૧૫-૨૦ નંગથી અનુક્રમે ૧૦-૧૫-૨૦-૨૫ ટકા. પ્રેમચંદ કરમચંદ શાહ, ડે. એ. ઇન્સ્પેક્ટર. મુ. ગોંડળ.

---

અંકગણિતની સરળજુતી. કિમ્મત રૂ. ૦ા પોસ્ટેજ સાથે. પાંચે દશ દશે, પંદર; વીશે, વીસ; અને પચીશે, પચીસ ટકા કમિશન. લેણુપેએબલ ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ. મુમ્બઇ બેંક. અમેદાવાદ.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી એ જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે. તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાને તેમને વખત મળતો નથી.

૫. ઉંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે. જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકસાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની. ઠેકાણું લેખનકળા કોપીબુકની ઓફીસ—કાલબાદેવી રોડ નં. ૨૦૪ મુમ્બઇ.

આત્મારામ અને દલાભાઇની કમ્પની.

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણુ એડિટર તરફ મોકલવું. નૉટપેપ કાગજ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણુ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણુ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણુ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને ઍસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ: શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમા છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અર્ધો આનો. પદરના ખર્ચે સેર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦–૧૨–૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧... ... ... ... ... | ૩ |
| ૨... ... ... ... ... | ૮ |
| ૩... ... ... ... ... | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણેજ. બાર માસ સુધી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી પા ગણો ચાર્જ પડશે. બાર માસથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછી દરેક અંકે અર્ધો ચાર્જ લેવાશે.

અંક ૯મો. પુસ્તક ૪૨મું.

# The Gujarat School-Paper

# ગુજરાત શાળાપત્ર.

સપ્ટેમ્બર ૧૯૦૩.

## અનુક્રમણિકા.



(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ.

"આર્યોદય" પ્રિન્ટિંગ પ્રેસ.

**વિભક્તિ અને કાળવાચક પ્રત્યયોજ શબ્દો સાથે જોડાયલા લખવા, નામયોગી છૂટા લખવા.**

આ નિયમને અનુસરીએ તો 'માટે', 'કાજે', 'સાથે', 'સારૂ', 'પર', 'ઉપર', 'સુધી', 'પ્રમાણે', 'મુજબ', અને એવા બીજા નામયોગીઓ છૂટા લખવા જોઇએ. આમાંના કેટલાક નામયોગી જેવા કે 'કાજે', 'સાથે', 'પ્રમાણે' વિભકિતના પ્રત્યયોનો અર્થ સારે છે તોપણ વિભકિતના પ્રત્યય નથી; પરંતુ 'કાજ' (કાર્ય), 'સાથ,' 'પ્રમાણ' એ નામોને વિભકિતના પ્રત્યયો લાગી થયા છે. આવા શબ્દો વિભક્તિના પ્રત્યયની ગરજ સારે છે, તોપણ અંગ્રેજીમાં જેમ 'of', 'notwithstanding' 'regarding', 'pending', 'respecting', 'according', વગેરે શબ્દો છૂટા લખાય છે તેમ એવા નામયોગીઓ જે મૂળ કોઈ પણ નામનાં રૂપો છે તે જુદાજ લખવા અમને ઉચિત લાગે છે. અંગ્રેજીમાં તો 'by', 'with', 'from' (થી), 'to' [ને] વગેરે નામયોગીઓ જે કેવળ વિભકત્યર્થ છે અને 'કાજે', 'પ્રમાણે', 'સાથે' ની માફક નામને વિભકિતના પ્રત્યયો લાગી થયા નથી તે પણ છૂટા લખાય છે; કારણ કે એ પ્રત્યય નથી, પણ પ્રત્યયના અર્થના શબ્દો છે. અંગ્રેજી ભાષામાં એવા શબ્દો છૂટા લખવાનું બીજું પણ કારણ છે. એ શબ્દો વિભકત્યર્થ છે તોપણ નામ કે સર્વનામ જેને યોગે વપરાય છે તેની પછી નહિ પણ પહેલાં આવે છે. માટે પ્રત્યયો જે શબ્દો સાથે જોડાયલા હોય તે શબ્દો જોડે લખવા; પણ શબ્દો તો છૂટા લખવા યોગ્ય છે.

હવે કયા શબ્દો એકઠા લખવા તેનો વિચાર કરીશું તો તે ઉપરથી નીચેના નિયમ પર અવાશેઃ—

**જે શબ્દો જુદા લખવાથી અર્થને હાનિ થાય નહિ તેવા શબ્દો છૂટાજ લખવા.**

સંસ્કૃત ભાષાના પ્રચારને અનુસરીને ગુજરાતીમાં સમાસનો પ્રચાર દાખલ થયો છે. એ પ્રચાર ભાષામાં વપરાતાં અને દાખલ થતાં શુદ્ધ સમસ્ત સંસ્કૃત પદોમાં જોવામાં આવે છે, એટલુંજ નહિ, પણ 'માબાપ', 'ઘરધણી', 'કાચુંકોરું', 'દિડિમાસેર', 'ખાનપાન', 'ગાજવીજ', 'ધાયાણુડયા', 'ભૂલચાપ',

'દૂધપાણી', 'પરનાતી', 'વાતચીત', વગેરે અનેક અપભ્રષ્ટ ગુજરાતી શબ્દો પણ સમસ્ત જોવામાં આવે છે. આવાં સમસ્ત પદોમાં અવયવો જુદા લખીએ તો સમાસનો અર્થ કેટલેક પ્રસંગે નષ્ટ થાય છે. કર્મધારય સમાસમાં અવયવો જુદા લખવાથી અર્થનો ફેરફાર ન થાય, પરંતુ તત્પુરૂષ, બહુવ્રીહિ, અવ્યયીભાવ, મધ્યમપદલોપી, દ્વિગુ, અને દ્વન્દ્વમાં અવયવો જુદા લખવાથી સમસ્ત પદનો અર્થ નીકળશે નહિ. 'કિડિયાસેર' માં 'કિડિયા' અને 'સેર' એ શબ્દો જુદા લખીએ તો 'કિડિયાંની સેર' એવો અર્થ થશે નહિ. 'નીલકંઠ' માં 'નીલ' અને 'કંઠ' શબ્દો જુદા લખીએ તો 'નીલ છે કંઠ જેનો, અર્થાત્ મહાદેવ' એવો અર્થ થશે નહિ, પણ 'નીલ કંઠ' એવો અર્થ થશે. 'યથાશક્તિ' માં 'યથા' અને 'શક્તિ' છૂટાં લખીએ તો 'શક્તિ પ્રમાણે' એવો અર્થ કાઢતાં કેટલાક શબ્દોનો અધ્યાહાર માનવો પડે. 'યથા [જે પ્રમાણે] શક્તિ (હોય તે પ્રમાણે)' આમ અર્થ કરવો પડે. વળી 'અવ્યયીભાવ' પદનો અર્થ એવો છે કે 'જે અવ્યય નથી તેનું અવ્યય થવું', અર્થાત્ એ સમાસમાં સમસ્ત પદ અવ્યય છે. એનું બરાબર જ્ઞાન ન હોવાથી કેટલાક 'યથાશક્તિએ' એવું અશુદ્ધ પદ વાપરે છે. 'ગુણવિશેષણ' માં અવયવો 'ગુણ' અને 'વિશેષણ' છૂટા લખીએ તો 'ગુણવાચક વિશેષણ' એવો મધ્યમપદલોપી સમાસનો અર્થ થાય છે તે થાય નહિ. 'ચોમાસું' માંના અવયવો 'ચો' અને 'માસ' જુદાં જુદા લખીએ તો 'ચાર માસનો સમાહાર' એવો જે સમાહારદ્વિગુનો અર્થ થાય છે તે થાય નહિ. 'માબાપ' માં 'મા બાપ' એમ શબ્દો જુદા લખીએ તો બે વચ્ચેનો સંબંધ તૂટી જાય, તેથી 'અને' નો અર્થ જે દ્વન્દ્વ સમાસમાંથી નીકળે છે તે અર્થ શી રીતે નીકળે? માત્ર કર્મધારય સમાસમાંજ કેટલેક સ્થળે અવયવો છૂટા લખવાથી અર્થની હાનિ ન થાય; કારણ કે તે વિશેષણવિશેષ્યસમાસ છે. 'મહાભારત' જેવા શબ્દોમાં 'મહા ભારત' એમ છૂટા અવયવો લખે તો અર્થની હાનિ ન થાય, કેમકે જાણે સમાસ થયોજ નથી એમ સમજાય; પણ 'ઘનશ્યામ' જેવા કર્મધારય સમાસમાં અવયવો છૂટા ન થઈ શકે. 'ઘન શ્યામ' એમ છૂટા અવયવો લખવાથી 'ઘન (વાદળાં) જેવો શ્યામ' એવો અર્થ ન નીકળે. સંસ્કૃતમાં

તો પ્રથમ અવયવની વિભકિત લોપાઈ નથી એવા સમસ્તપદમાં, અર્થાત્ અલુક્ સમાસમાં પણ અવયવો સાથેજ લખાય છે. 'યુધિષ્ઠિર' શબ્દમાં 'યુધિ' અને 'સ્થિર' છૂટા લખાતા નથી, પણ ભેગાજ લખાય છે. જ્યાં સંધિ થઈ હોય ('મદોન્મત્ત', 'નિર્જન', 'નીરસ', 'પરમેશ્વર', 'જ્ઞાનોદય', 'પારાયણ', વગેરે) એવા શબ્દોમાં તો અવયવો છૂટા નજ થાય ને કોઈ કરતું પણ નથી એ જાણીતુ છે. આ પ્રમાણે સમસ્તપદના અવયવો છૂટા કરવા એ યોગ્ય નથી; કેમકે એમ કરવાથી અર્થહાનિ થવાનો સંભવ છે. આમ છે તેમ છતાં પણ કેટલાક લેખકો સમસ્ત પદના અવયવો છૂટા લખે છે. બધું એકઠું લખવાથી વાંચનારને હરકત પડે, ગડગચ્ચો થઈ જાય એવો તેમનો આશય હોય એમ લાગે છે. પણ અર્થની હાનિ થતી અટકાવવી એ લેખકનું પ્રથમ કર્તવ્ય છે, માટે અવયવો છૂટા કરવા નહિ. કેટલાક લેખકો એવે સ્થળે અંગ્રેજી ભાષાના પ્રચારને અનુસરી અવયવો વચ્ચે — મૂકે છે, પણ તેમ કરવું પણ અમને યોગ્ય લાગતું નથી. ગુજરાતી ભાષાની માતા સંસ્કૃત છે તેથી જ્યાં સંસ્કૃત ભાષાને મળતા પ્રયોગ હોય ત્યાં તે ભાષાની શૈલી પ્રમાણે વર્ત્તવુંજ જુગતું છે.

આ નિયમને અનુસરીને 'માનસશાસ્ત્ર', 'હસ્તશિક્ષણશાળા', 'નિરીક્ષાગૃહ', 'કાર્યકારણભાવ', 'અક્ષરશત્રુ', 'ગરબડસરબડ', 'વર્તમાનપત્ર', 'મન્ત્રપુષ્પાંજલિ' વગેરે શબ્દોમાં અવયવો એકઠાજ લખવા યોગ્ય છે.

સંયુક્ત ક્રિયાપદના અવયવો જુદા લખવાથી અર્થમાં કંઈ ફેરફાર થતો નથી, માટે અવયવો છૂટા લખવા ઉચિત છે. 'કરે છે', 'કર્યું છે', વગેરે શબ્દોમાં અવયવો છૂટા લખવાજ અમને દુરસ્ત લાગે છે.

હવે 'જ્યાંસુધી', 'ત્યાંસુધી', 'પરેસુધી', 'તેટલેસુધી', 'એટલેસુધી' આવે સ્થળે અમને 'સુધી' છૂટા લખવો યોગ્ય લાગતો નથી. 'સુધી' એ મર્યાદાવાચક નામયોગી છે. સંસ્કૃતમાં દ્વિતીયા વિભક્તિનો એક અર્થ અત્યન્તસંયોગ (કાળ કે સ્થળના સંબંધમાં મર્યાદાવાચકત્વ) છે. ગુજરાતીમાં દ્વિતીયા વિભકિતનો એ અર્થ 'સુધી' નામયોગીથી વાચ્ય થાય છે. જે નામ કે સર્વનામની સાથે 'સુધી' નો અર્થ જોડાયલો હોય તે નામ

કે સર્વનામથી બીજા નામયોગીની પેઠે ‘ સુધી ’ ને છૂટો લખવો એમ અમે ઉપરના નિયમ પ્રમાણે નિર્ણય કર્યો છે. આ પ્રમાણે ‘ ઘર સુધી, ’ ‘ કાલ સુધી ’ ‘મારા સુધી ’, ‘ તમારા સુધી, ’ વગેરે સ્થળે ‘ સુધી ’ બીજા નામયોગીની પેઠે છૂટોજ લખવો ઉચિત છે. ત્યારે પ્રશ્ન એ ઊઠે છે કે ‘ જ્યાંસુધી ’, ‘ ત્યાંસુધી ’, ‘ પરેસુધી ’, ‘ તેટલેસુધી, ’ વગેરે સ્થળે ‘ સુધી ’ જોડેલો રાખવાનું કારણ શું ? ઉપરના નામ અને સર્વનામના ‘ સુધી ’ સાથેના પ્રયોગ ઉપરથી આપણે જોઈએ છીએ કે ‘ સુધી ’ સાથે નામ મૂળ રૂપમાં કોઈ પણ વિભક્તિના પ્રત્યય વગર વપરાય છે અને સર્વનામ ષષ્ઠી વિભક્તિના પ્રત્યય સાથે વપરાય છે. ‘ જ્યાં ’, ‘ ત્યાં ’, ‘ એટલે ’, ‘ પરે ’, ‘ તેટલે ’, વગેરે શબ્દોમાં અધિકરણવાચક સપ્તમી છે એ સ્પષ્ટ છે. ‘ જ્યાં ’, અને ‘ ત્યાં ’ એ સપ્તમ્યર્થક અવ્યય છે અને એનો અર્થ ‘ જે સ્થળે ’ અને ‘તે સ્થળે’ થાય છે. એવે સ્થળે ‘ સુધી ’ છૂટો લખવાથી અર્થની અયોગ્યતા આવે છે, કેમકે ‘ જ્યાં ’, અને ‘ ત્યાં ’ એ અવ્યયો સપ્તમ્યર્થક છે અને ‘ સુધી ’ અત્યન્તસંયોગવાચક છે, એટલે એનો અર્થ દ્વિતીયા વિભક્તિનો છે. આમ સંસ્કૃત ભાષાની દૃષ્ટિથી ‘ સુધી ’ છૂટો લખવામાં અર્થની અયોગ્યતા ભાસે છે. તેમજ ગુજરાતી ભાષાના પ્રયોગ વિચારતાં પણ અયોગ્યતાજ દેખાય છે; કેમકે ગુજરાતીમાં ‘ સુધી ’ સાથે નામ તેના મૂળ સ્વરૂપમાં કોઈ પણ વિભક્તિપ્રત્યયરહિત પ્રયોજાય છે, અને સર્વનામ બીજા નામયોગી સાથે આવે છે તેજ પ્રમાણે ષષ્ઠી વિભક્તિમાં આવે છે; નામને પણ વિભક્તિ વાપરવી હોય કે તેનો અધ્યાહાર સમજવો હોય તો તે વિભક્તિ ષષ્ઠીજ છે. આ પ્રમાણે અર્થની અયોગ્યતા ન દેખાય માટે ‘ જ્યાંસુધી ’ ‘ ત્યાંસુધી ’, ‘ તેટલેસુધી ’, ‘ પરેસુધી ’, ‘ એટલેસુધી ’ વગેરે સ્થળે ‘ સુધી ’ ને છૂટો પાડવો નહિ. છૂટો પાડવાથી ‘ જ્યાં ’ અને ‘ સુધી ’ વગેરેના અર્થોની છૂટી પ્રતીતિ થાય છે અને તે બે અર્થ વચ્ચે યોગ્યતા ઘટતી નથી. એકઠા લખવાથી સપ્તમ્યર્થક અવ્યયો ‘ જ્યાં ’, ‘ ત્યાં ’, અને ‘ પરે ’ અને સપ્તમ્યર્થક વિશેષણો ‘તેટલે’, ‘ જેટલે ’ સપ્તમ્યર્થ છોડી દે છે અને પ્રાતિપદિકાર્થ (મૂળ શબ્દનો અર્થ, પ્રથમાર્થ) ગ્રહણ કરે છે. ‘ ત્યાર સુધી ’ માં ‘ ત્યારે ’ શબ્દને બદલે ‘ ત્યાર ’ રૂપ થયું છે, એટલે સપ્તમ્યર્થ જતો રહ્યો છે અને પ્રાતિપદિકાર્થ (‘ તે વખત ’) રહ્યો છે, માટે શબ્દો જુદા લખવાથી અર્થની પ્રતીતિમાં વિલંબ

થશે નહિ. આ સ્થળે કહેવું જોઈએ કે અંગ્રેજીમાં 'till now', 'till then,' 'up to now,' વગેરે સ્થળે શબ્દો જુદા લખે છે. પણ એ બાબતમાં અંગ્રેજી ભાષામાં લખાણ નિયમિત નથી; 'up to' માં બે શબ્દો જુદા લખે છે, અને 'Instead,' 'cannot', વગેરે સ્થળે શબ્દો એકઠા લખે છે. માટે આ સ્થળે અંગ્રેજી ભાષાનું અનુકરણ કરવું યોગ્ય લાગતું નથી, પણ અર્થપ્રતીતિની અયોગ્યતા અટકાવવા 'સુધી' સાથેજ લખવો યોગ્ય છે.

'તોપણ', 'જોકે', 'અગરજો', 'ઘણુંખરું' શબ્દોમાં અવયવો સાથે લખવાજ યોગ્ય છે. 'તો' અને 'પણ', 'જો' અને 'કે', 'અગર' અને 'જો', 'ઘણું' અને 'ખરું' ના છૂટા અર્થો જે થાય છે, તે અર્થોને એકઠા કરવાથી 'તોપણ', 'જોકે', 'અગરજો', અને 'ઘણુંખરું' ના અર્થ નીકળતા નથી, માટે શબ્દો એકઠા લખવાજ યોગ્ય છે.

'કારણ કે' માં અવયવો છૂટા લખવા જોઈએ. 'કારણ (એ છે) કે' એમ સ્પષ્ટ અર્થની પ્રતીતિ થાય છે માટે અવયવો છૂટા લખવા યોગ્ય છે.

'કેમકે' શબ્દ એકઠો લખવો જોઈએ. 'કેમ' અને 'કે' છૂટા લખવાથી અન્વયની અયોગ્યતા ખુલ્લીજ છે, એ અયોગ્યતા દૂર કરવા ઘણા શબ્દોનો અધ્યાહાર લેવો પડે.

'પરંતુ,' 'કિંતુ' શબ્દોમાં પણ અવયવોના અર્થથી આખા શબ્દનાં અર્થની પ્રતીતિ થતી નથી, માટે અવયવો છૂટા નહિ, પણ એકઠાજ લખવા યોગ્ય છે.

'એ' શબ્દ 'પણ' ના અર્થમાં વપરાયલો હોય ત્યારે તેને જે શબ્દની સાથે તેનો યોગ હોય તેની સાથેજ લખવો યોગ્ય છે. જુદો લખવાથી અર્થમાં ફેરફાર થવાનો સંભવ છે. 'મેંએ વાત સાંભળી નહિ' એમાં 'મેં' અને 'એ' છૂટા લખીએ તો 'મેં એ વાત સાંભળી નહિ' એમ અર્થ થાય, અર્થાત્ 'એ' વિશેષણ તરીકે સમજાય; માટે જે શબ્દ સાથે જોડાયલો હોય તે શબ્દની સાથેજ 'એ' લખવો.

'જ' શબ્દ અવધારણવાચક (નિશ્ચયવાચક) અવ્યય છે. એ શબ્દને છૂટો પાડવાથી અર્થની હાનિ તો કદાચ ન થાય, પણ અર્થપ્રતીતિનો વિલંબ તો થાયજ. અર્થપ્રતીતિનો વિલંબ એ પણ દોષ છે. 'તેમજ,' 'એટલુંજ,' વગેરે સ્થળે 'જ' છૂટો લખવાથી તેની શક્તિ શિથિલ થઈ જાય છે અને નિશ્ચયનો અર્થ એકદમ મનમાં આવતો નથી; આમ અર્થપ્રતીતિનો વિલંબ ન થાય માટે 'જ' ને જે શબ્દ સાથે તેનો યોગ હોય તેની સાથેજ લખવો યોગ્ય લાગે છે.

આ પ્રમાણે આ વિષયનું વિવેચન પૂરું થાય છે. એ વિષે કોઈ પોતાનો અભિપ્રાય સકારણ મોકલશે તો અમે તે ચર્ચાપત્રમાં છાપીશું અને તે વિષે અમારો અભિપ્રાય દર્શાવીશું.

---

ભૂગોળને મન કેળવવાનું સાધન કેવી રીતે કરી શકાય તે વિષે ડબલ્યુ. આર. ટેલર નામના વિદ્વાનના વિચાર 'ટીચર્સ એઇડ' નામના સાપ્તાહિક ચોપાનીઆમાં નીચે પ્રમાણે દર્શાવ્યા છેઃ—

જીંદગીને ઉપયોગી બાબતો સાથે ભૂગોળ જેટલો સંબંધ ધરાવે છે તેટલો શાળાનો એકે બીજો વિષય ધરાવતો નથી. હાલ થોડાં વરસ થયાં પ્રાથમિક શાળાના તેમજ બાહેર શાળાના અભ્યાસક્રમમાં એને અગત્યનો વિષય ગણવા માંડ્યો છે. જે દેશનો ઇતિહાસ શિખવવો હોય તે દેશના કુદરતી સ્વરૂપ પર તે ઇતિહાસનો કેટલો બધો આધાર છે તે સમજાવવામાં એ વિષય ઘણો ઉપયોગી છે, અને હાલ આપવામાં આવે છે તે કરતાં એ પર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે.

અત્યાર સુધી ભૂગોળ એટલે જગાનાં નામ અને તેને લગતી કેટલીક હકીકત ગોખાવવી એમ શિક્ષકો સમજતા હતા તે અજ્ઞાનનો અન્ધકાર હવે દૂર થવા માંડ્યો છે. પણ હજી બુદ્ધિ અને કલ્પનાશક્તિ કેળવવામાં એ મોટું સાધન છે એ વાત બરાબર સમજાઈ નથી અને તે પ્રમાણે શિક્ષણ આપવામાં આવતું નથી.

બીજા વિષયની માફક ભૂગોળના વિષયમાં પણ કાર્યકારણભાવનું જ્ઞાન શિષ્યને આપી શકાય. ઘણા દેશના ઇતિહાસના સ્વરૂપ પર તેના કુદરતી

સ્વરૂપની અસર થઈ છે. ઘણા દેશ અને શહેરનાં નામ અને સ્થાન જાણવાં એ બેશક ઉપયોગી છે; પરંતુ એટલુંજ જ્ઞાન બહુ કામનું થઈ પડશે નહિ અને બુદ્ધિ કે કલ્પનાશક્તિને કેળવી નહિ શકે એ તો નિર્વિવાદ છે.

ઉપયોગની દૃષ્ટિથી જોતાં પણ લાંબા અનુભવથી માલમ પડ્યું છે કે ભૂગોળને શાસ્ત્રીય વિષય તરીકે શિખવવામાં વખત નિરર્થક જાય છે એમ કેટલાક માને છે તે ખોટું છે; કેમકે એવી રીતે શિક્ષણ આપવાથી એ વિષય પર ઘણો રસ ઉત્પન્ન થાય છે, અને દેશસ્વરૂપથી ઇતિહાસ અને વ્યાપાર પર કેવી અસર થાય છે તે બરાબર સમજાય છે.

થોડાક દાખલા આપવાથી આ વિષય સ્પષ્ટ થશે. પર્વતનાજ સંબંધમાં નીચે પ્રમાણે શિક્ષક શિષ્યનું ધ્યાન ખેંચી શકે:—

(૧) રૉકીઝ અને ઍન્ડીઝ પર્વતો અમેરિકાના પશ્ચિમ કિનારાને બદલે પૂર્વ કિનારે હોત તો નવી અને જૂની દુનીઆના વ્યવહાર-વચ્ચે કેવો ફેરફાર થાત.

(૨) સહરાના રણમાં પર્વતની હાર હોત તો એની આબોહવામાં શો ફેરફાર પડત.

(૩) પિરનીઝે સ્પેનને ફ્રાન્સથી કેવો જુદો પાડી દીધો છે અને એ કારણથી પરોક્ષ રીતે દેશનો સુધારો કેવો અટક્યો છે; ફ્રાન્સની સાથે વ્યવહાર અને વ્યાપારમાં આથી કેટલો પ્રતિબન્ધ થયો છે.

(૪) ન્યુઝીલાંડમાં આવેલા દક્ષિણ આલ્પ્સ પર્વતથી ત્યાંના ખેડુતને કેટલો લાભ થાય છે; આથી પુષ્કળ વરસાદ કૅન્ટર્બરિના મેદાન પર પડતો કેવી રીતે અટકે છે, તેમજ ન્યુઝીલાંડમાં આથી કેવી રીતે અનેક વહેળા વહે છે અને દેશને કેવો ફાયદો કરે છે.

વળી નદીની બાબતમાં ઘણા અગત્યના ગૂઢ સવાલોનો નિર્ણય કરવા પ્રયત્ન કરી શકાય—

નાઇલ નદી જોતાં તરતજ જણાશે કે તેના મૂળ તરફના ઊંચા પ્રદેશમાં ઘણો વરસાદ પડે છે, ત્યાં ઘણી શાખાઓ છે તેથી એ સ્પષ્ટ જણાય છે. તેમજ નીચેના અને મધ્ય પ્રદેશમાં શાખાંઓ બિલકુલ નથી તેથી તે પ્રદેશમાં બિલકુલ વરસાદ વરસતો નથી એ પણ સ્પષ્ટ લાગે છે.

વળી નાઇલ અને કૉંગો નદીના પ્રવાહપ્રદેશ તપાસતાં એક પ્રદેશમાં અદ્ભુત સુધારો શા માટે થયો અને બીજે પ્રદેશે શા માટે જંગલી સ્થિતિમાં રહ્યો તે જણાઈ આવે છે.

આફ્રિકાની બધી મોટી નદીઓ ઘણે ઊંચેથી પડે છે અને વેગથી વહે છે તેથી ખંડનો દેખાવ અગાસી જેવો થાય છે તે અને શા માટે આટલો લાંબો સમય ખંડમાં અજ્ઞાન પ્રસર્યું છે તેનું કારણ સમજાય છે; કારણ એ કે વેગવાળા પ્રવાહ અને ધોધવાથી અંદરના પ્રદેશમાં સહેલાઈથી જવામાં પ્રતિબન્ધ થાય છે.

વળી જર્મનિના નકશા તરફ જોતાં તરત માલમ પડે છે કે ઘણી નદીઓ વાયવ્ય દિશા તરફ વહે છે, માટે દેશનો ભાગ એ દિશા તરફ નીચાણમાં હોવો જોઈએ. આથી એવું અનુમાન થઈ શકે, કે નદીઓ ભૂમધ્ય સમુદ્ર તરફ વહતે ને જેટલી ટાઢ પડત તેથી વિશેષ ટાઢ ત્યાં પડવી જોઈએ.

વળી શહેરોની સ્થિતિનો અભ્યાસ કરવાથી પણ કેટલીક રસુજી બાબતો સમજાય છે—

અસલના વખતમાં શહેર વસાવવાની જગા પસંદ કરવામાં શત્રુના હુમલાથી તેનો બચાવ થઈ શકશે કે નહિ તે પર ધ્યાન આપવામાં આવતું. આથી તેને માટે ઊંચી જગા કે દરીઆકિનારો કે નદીનો કાંઠો પસંદ કરવામાં આવતો. સ્ટાર્લીંગ, દમ્બાર્ટન, કેડીઝ, માર્સેલ્સ, અને કૉન્સ્ટૅન્ટિનોપલ એવીજ રીતે બંધાયાં છે. વળી ઘણેક સ્થળે ખનિજ દ્રવ્યને લીધે શહેરો વસ્યાં છે અને ત્યાં તે આબાદ થયાં છે; દાખલા તરીકે મિડલ્સ્બર્ગ જેમાં લોઢાની ખાણો છે, પિટ્સબર્ગ જેમાં કોયલાની ખાણો છે, વગેરે. વળી અમેરિકાનાં ઘાસનાં બીડો એશિયાનાં ઘાસનાં બીડો સાથે સરખાવતાં એકના લોકો ખેડુત અને બીજાના શીકારી શા માટે છે તે સમજાશે.

આવી રીતે જિજ્ઞાસા ઉત્પન્ન કરે અને નિરીક્ષા શક્તિ ઉશ્કેરે એવા અનેક દાખલા આપી શકાય. દાખલાની ન્યૂનતા નથી, પણ ઘણામાંથી કયો પસંદ કરવો એ સુહેલું નથી.

# સિંધની ભૂગોળ.

મોજે શાહબંદર જિલ્લે કરાંચીની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તર મિ. નર્મદાશંકર સદાશિવ ત્રિવેદી અમને લખી જણાવે છે કે હાલમાં સિંધના જિલ્લા અને તાલુકામાં કેટલોક ફેરફાર કરી તે નીચે મુજબ રાખ્યા છેઃ—

૧. **ઉત્તર સરહદ્દ જિલ્લો**—૫ તાલુકા—જેકબાબાદ, શહેદાદપુર, કુલ, કશ્મોર, કંધકોટ.

૨. **સખર જિલ્લો**—૭ તાલુકા—સખર, શિકારપુર, નોશહરોઅબો (સખર સબડિવિઝનમાં); રોરી, મીરપુરમાથેલો, ઘોટકી, ઉબાવરો (રોરી સ. ડિ.).

૩. **લાડકાણા જિલ્લો**—૧૦ તાલુકા—લાડકાણા, રતોદેરો, કંબલ, લખ-દરીઆ (લાડકાણા સ. ડિ.); નશીરાબાદ, મેહર, કકર (મેહર સ. ડિ.); સે-વણ, દાદુ, જોહી (સેવણ સ. ડિ.).

૪. **કરાંચી જિલ્લો**—૧૧ તાલુકા—કોહિસ્તાન, કોટ્રી, માઝીન્દા (કોટ્રી સ. ડિ.); કરાંચી (કરાંચી સ. ડિ.); ઠઠ્ઠા, મીરપુર સાકરો, ઘોડાબારી (ઠઠ્ઠા સ. ડિ.); મીરપુર બઠોરો, સુજાવલ, જાતી, શાહબંદર (શાહબંદર સ. ડિ.).

૫. **હૈદ્રાબાદ જિલ્લો**—૧૨ તાલુકા—હૈદ્રાબાદ (હૈદ્રાબાદ સ. ડિ.); ગુની, બદીના, ટંડોબાગેનો, ડેરામોબતનો (ટંડો સ. ડિ.); હાલા, શહેદાદપુર, ટંડો અલાયાર (હાલા સ. ડિ.); નોશહરો ફિરોઝ, કંડીઆરો, મોરો, સકરંદ (નોશહરો ફિરોઝ સ. ડિ.).

૬. **થરપારકર જિલ્લો**—૯ તાલુકા—મીરપુરખાસ, સાંઘડ, ખીપ્રો, ઉમરકોટ, છાછરો, દીપલો, મીઠી, નગરપારકર, અને સામારો (જેમ્સાબાદ).

૭. **ખૈરપુર સંસ્થાન**—દેશી રાજ્ય છે.

# પદાર્થપાઠ.

## રંગ.

( ચાલુ પૃષ્ઠ ૧૨૨ થી. )

### ૨જું ધોરણ.

આ ધોરણમાં શિક્ષકે છોકરાંને ખાખી, તપખીરિયો, અને કથ્થાઇ એ ત્રણ રંગોનું ભાન કરાવવું. રંગોનું ભાન કરાવવાનો નમુનો પાછળ બાળવર્ગના પાઠમાં પૃષ્ઠ ૧૧૯મે આપ્યો છે તે જોવો. ત્યાર પછી આ રંગો મૂળ રંગ છે, કે મિશ્ર રંગ છે, કે કોઈ બીજું નામ તેમને આપી શકાય તે કઢાવવાને નીચે મુજબ પ્રયોગો સાથે શિક્ષણ આપવું:—

• **સાહિત્ય**—મૂળ તથા મિશ્ર રંગના ભૂકા, એક ડોલમાં પાણી, ત્રણ ચાર કાચના પ્યાલા, અને જગન્નાથીના કડકા.

શિ.—મૂળ રંગો કોને કહે છે?

વિ.—જે રંગો બીજા કોઈ રંગોના મિશ્રણથી બનતા નથી તેમને.

શિ.—મિશ્ર રંગો કોને કહે છે?

વિ.—જે રંગો મૂળ રંગમાંના બે એકઠા કરવાથી બને છે તેમને.

શિ.—મૂળ રંગનાં નામ દો.

વિ.—લાલ, પીળો, ને વાદળી.

શિ.—મિશ્ર રંગનાં નામ દો.

વિ.—લીલો, નારંગી, અને જાંબુઓ.

શિ.—લીલો રંગ કયા બે રંગના મિશ્રણથી બને છે?

વિ.—પીળા અને વાદળી એ બેના.

શિ.—નારંગી રંગ કયા બે રંગના મિશ્રણથી બને છે?

વિ.—લાલ અને પીળા એ બેના.

શિ.—છગન, તમે આ મેજ પર નારંગી રંગનો ભૂકો છે તેમાંથી એક ચમચાપુર લઈ આ પ્યાલામાં નાખો. મગન, તમે આ લીલા રંગના ભૂકામાંથી આસરે દોઢ ચમચાપુર નાખો. હવે છોટાલાલ, તમે એ બે રંગો બરાબર પલળે એટલું પાણી પ્યાલામાં ના-

ખીને દાતણ વતી ફેલાવો. (એક જગન્નાથીનો કડકો બાળી તે આખા વર્ગને બતાવી) જુઓ આ કયો રંગ થયો?

વિ.—સાહેબ, એ તપખીરિયો રંગ બન્યો.

શિ.—ત્યારે આપણે તપખીરિયો રંગ કયા કયા રંગના મિશ્રણથી બનાવ્યો?

વિ.—નારંગી અને લીલો એ બેના.

શિ.—આપણે આ રંગને મૂળ રંગ કહી શકીશું કે?

વિ.—ના સાહેબ, તે મિશ્રણથી બન્યો માટે તેને મૂળ રંગ કહી શકાશે નહિ.

શિ.—ત્યારે આપણે તેને મિશ્ર રંગ કહી શકીશું કે?

વિ.—સાહેબ, તે બે રંગના મિશ્રણથી બન્યો છે.

શિ.—પણ તે કયા બે રંગના મિશ્રણથી બન્યો?

વિ.—લીલો અને નારંગી એ બે.

શિ.—લીલો અને નારંગી એ કેવા રંગ છે?

વિ.—મિશ્ર રંગ.

શિ.—ત્યારે તપખીરિયો રંગ નારંગી અને લીલો એ બે મિશ્ર રંગના મિશ્રણથી બન્યો, તો મિશ્ર રંગની વ્યાખ્યા પ્રમાણે તપખીરિયા રંગને મિશ્ર રંગ કહી શકાય કે?

વિ.—સાહેબ, બે મૂળ રંગ ઉપરથી જે રંગ બને તે "મિશ્ર" રંગ કહેવાય; પણ આ રંગ તો બે મિશ્ર રંગના મિશ્રણથી બન્યો, તો તેને મિશ્ર રંગ કહી શકાશે નહિ.

શિ.—બરાબર. વળી જુઓ, આ તપખીરિયો રંગ લીલા અને નારંગી રંગના મિશ્રણથી બન્યો. પણ પીળા તથા વાદળી એ બે રંગના મિશ્રણથી લીલો રંગ બને છે અને લાલ તથા પીળો એ બેના મિશ્રણથી નારંગી રંગ બને છે, તો લીલો અને નારંગી એ બેના મિશ્રણમાં કયા કયા મૂળ રંગ આવ્યા?

વિ.—સાહેબ, લાલ, પીળો, અને વાદળી એ ત્રણે મૂળ રંગ આવ્યા.

શિ.—પણ બે મૂળ રંગના મિશ્રણથી બને તેને આપણે મિશ્ર રંગ

કહીએ છીએ, અને આ તો ત્રણ રંગના મિશ્રણથી બન્યો, તો આપણે તેને મિશ્ર રંગ કહી શકીએ કે ?

વિ.—ના સાહેબ, તેને મિશ્ર રંગ કહી શકાશે નહિ.

શિ.—ત્યારે આપણે તેને મૂળ રંગ કહી શકતા નથી, તેમજ મિશ્ર રંગ કહી શકતા નથી, તો હવે શું નામ આપી શકીશું ?

વિ.—સાહેબ, તે મિશ્ર રંગોના મિશ્રણથી બને છે માટે તેને મિશ્રનો મિશ્ર એવું નામ આપી શકાય.

શિ.—હા, તેને આપણે મિશ્રનો મિશ્ર અથવા એક શબ્દમાં **પુનર્મિશ્ર** નામ આપીએ; અથવા તો તે બે કરતાં વધારે રંગના મિશ્રણથી બને છે માટે તેને **સંયુક્ત** નામ આપીશું તો પણ ચાલશે.

ત્યાર પછીના પાઠોમાં શિક્ષકે ઉપરના નમુના મુજબ કથ્થાઇ અને ખાખી રંગો પણ પુનર્મિશ્ર કે સંયુક્ત રંગ છે તે બતાવવું. નારંગી અને જાંબુઓ રંગ અનુક્રમે એક ચમચાપુર અને દોઢ ચમચાપુરથી સહેજ વધારે એ પ્રમાણમાં લેવડાવવાથી કથ્થાઈ રંગ બનશે; અને લીલો તથા જાંબુઓ અનુક્રમે એક ચમચાપુર અને આસરે સવા ચમચાપુર લેવડાવવાથી ખાખી રંગ બનશે.

**ટીપ**—૧. શિક્ષકે પ્રયોગો છોકરાં પાસે કરાવવા. ૧લા તથા ૨જા ધોરણનાં છોકરાંને પ્રમાણની સમજ નહિ હોવાથી મિશ્રણમાં દરેક રંગ અડસટ્ટે આટલા ચમચાપુર લેવો એમ બતાવ્યું છે, અને તેથી ખરેખરા રંગો નહિ બનતાં વખતે સહેજ આછા અથવા ઘેરા પણ બનશે. પરંતુ આ ધોરણોમાં તે ખરેખરા રંગો છે એમ માની લેવું પડશે. હવે પછીનાં ધોરણોમાં મિશ્રણનું ખરું પ્રમાણ આપી શકાશે.

૨. મિશ્રણ કરતી વખતે દેશી રંગોના ભૂકાં લેવા. જર્મન રંગ વધારે ઘેરા હોવાથી આપેલા પ્રમાણમાં ઘણો ફેર પડે છે એમ પ્રયોગો કરી જોવાથી સિદ્ધ થશે. માટે આ ધોરણના પાઠોમાં જે અડસટ્ટાનું પ્રમાણ બતાવ્યું છે તેમાં અને આવતાં ધોરણોમાં જે ખરું પ્રમાણ આપવામાં આવશે તેમાં દેશી રંગોનું મિશ્રણ સમજવું.

૩. દેશી રંગોમાં લાલ રંગને માટે હિંગળોક, પીળાને માટે રેવચીનો

માં મૂળ રંગોનું પ્રમાણ કંઈ વધારે ઓછું છે, એટલે આ પાંચ રંગો ખરા ત્રણ મિશ્ર રંગોને મળતા છે; જેમકે કેસરી નારંગીને મળતો, બદામી પણ નારંગીને મળતો, પોપટીઓ લીલા રંગને મળતો, કિરમજી જાંબુઆ રંગને મળતો, અને પતંગીઓ નારંગી રંગને મળતો છે. પરંતુ આ રંગોની વધારે વસ્તુઓ નજરે પડી આવે છે અને તે ખરા મિશ્ર રંગોથી ખુલ્લી રીતે જુદા લાગે છે માટે તેમને જુદાં નામ આપ્યાં છે. સુરમાઇ તથા બદામી રંગમાં ધોળા રંગનું મિશ્રણ છે, પણ હવે પછીના પાઠમાં ધોળો રંગ એ સંયુક્ત રંગ છે એમ જણાવવામાં આવશે તે ઉપરથી સમજાશે કે સુરમાઇ અને બદામી એ પણ સંયુક્ત રંગ છે.

આ ઉપરાંત મૂળ રંગ, મિશ્ર રંગ, અને સંયુક્ત રંગને મળતા બીજા કેટલાક રંગો છે, તે નીચે મુજબ:—

**પીળાને મળતા રંગ.**

ગંધકનો રંગ—એમાં ઘેરા પીળામાં આસમાનીની સુરખી હોય છે.

લીંબુનો રંગ—ગંધકમાં આસમાનીનો પાસ હોય તે કરતાં આમાં સહેજ વધારે હોય છે.

પરાળનો રંગ—શુદ્ધ આછો પીળો.

શણનો રંગ—ઝાંખો પીળો.

**આસમાનીને મળતા રંગ.**

સાફ કરેલી ગળીનો રંગ—સુંદર ઘેરો આસમાની.

સ્વચ્છ આકાશનો રંગ—આછો આસમાની.

**લીલાને મળતા રંગ.**

શીશીનો રંગ—ઘેરા લીલામાં પીળાની સહેજ સુરખી.

વટાણાનો રંગ—આછો લીલો.

**જાંબુઆને મળતા રંગ.**

લવેન્ડરનો રંગ—જાંબુઆ અને ધોળાનું મિશ્રણ.

**લાલને મળતા રંગ.**

લાલચોળ—ચળકતા લાલ રંગમાં થોડો પીળો.

ખુલ્લો લાલ—થોડા કીરમજીમાં ધોળો.

માંસનો રંગ—થોડા લાલચોળમાં ધોળો.

શિક્ષકે છોકરાંને આ રંગોનું ભાન કરાવવું, અને પ્રયોગો વડે તે રંગો મૂળ તથા મિશ્ર રંગમાંથી બની શકે તો કહી બતાવવા. વળી આજ પાઠમાં અમુક રંગ આછો અને ઘેરો ક્યારે કહેવાય અને કેમ બને તે સમજૂતિ આપવી. કોઈ વસ્તુ ઉપર અમુક રંગ જોઈએ તે કરતાં વધારે પ્રમાણમાં ચઢાવવાથી વધારે દીપી આવે છે ત્યારે તે જાતનો તે ઘેરો રંગ કહેવાય છે, અને ઓછા પ્રમાણમાં ચઢાવવાથી ઝાંખો લાગે ત્યારે આછો કહેવાય છે.

ત્યાર પછીના પાઠમાં શિક્ષકે ધોળો રંગ કયા કયા રંગના મિશ્રણથી બને છે તે પ્રયોગો વડે સમજાવવું. ૪૫ ભાગ લાલ, ૪૮ ભાગ પીળો, ૬૦ ભાગ વાદળી, ૫૦ ભાગ લીલો, ૭૭ ભાગ નારંગી, ૮૦ ભાગ જાંબુઓ, અને ૪૦ ભાગ ભાગો (આછો) જાંબુઓ એ પ્રમાણમાં લેવડાવી તેમનું મિશ્રણ કરવાથી ધોળો રંગ બનશે. વળી ધોળો રંગ આ સાત રંગના મિશ્રણથી બને છે તે એક બીજા પ્રયોગથી સમજાવી શકાશે. એક ચકરડી લઈ તે ઉપર આ સાત રંગની શંકુ આકારની કાગળની પટીઓ ચોઢવી, અને પછી તે ચકરડીને ખૂબ જોરથી ગતિ આપવી, એટલે ઉપર ચોટેલા જુદા જુદા કાગળો બધા એક ધોળા રંગના જણાશે. આ જગાએ યાદ રાખવું કે ઉપર જે પ્રમાણમાં સાત રંગો મિશ્ર કરવાનું બતાવ્યું છે તેજ પ્રમાણમાં પટીઓ નાની મોટી લેવી. વળી સૂર્યનો પ્રકાશ ખુલ્લી આંખે જોતાં આપણને ધોળો લાગે છે, પણ પાસા પાડેલો બિલોરી કાચ આંખ આગળ રાખીને જોઈશું તો તેમાં ઉપર જણાવેલા સાત જુદા જુદા રંગ જણાય છે. સૂર્યનો પ્રકાશ જે સાત રંગનાં કિરણોનાં મિશ્રણથી બનેલો છે તે કિરણોનું આ કાચમાં પૃથગ્ભવન થાય છે તેથી તેઓ આપણને જુદાં જુદાં માલમ પડે છે. આ ઉપરથી પણ ધોળો રંગ સાત રંગનો બનેલો છે તેની છોકરાંને ખાતરી થશે, અને તેઓ ધોળા રંગને સંયુક્ત રંગ કહેશે. આ ઉપરથી છોકરાંને મેઘધનુષ્યની રચના પણ સમજાવી શકાશે.

## ધોરણ ૫મું.

કાળા રંગને કેવી જાતનો રંગ કહેવો તે અત્યાર સુધી સમજાવ્યું નથી માટે શિક્ષકે આ ધોરણમાં તે સમજાવવું. આ સમજાવવાને છોકરાંને ન્યુટનની રંગ સંબંધી કલ્પના પ્રથમ સમજાવવી પડશે. આનું પૂર્ણ વિવે-

ચન સને ૧૮૯૫ નાં શાળાપત્રને પૃષ્ટ ૩૫૬ અને ૩૮૮ મે આપ્યું છે માટ શિક્ષકે તે વાંચી જવું. તેમા ટૂંકામાં સાર નીચે મુજબ છેઃ—

'સૂર્યનો પ્રકાશ સાત જુદા જુદા રંગનાં કિરણોના મિશ્રણથી બનેલો છે. આ પ્રકાશ કોઈ પણ પદાર્થ ઉપર પડ્યા પછી જે રંગનું કિરણું કે કિરણો પરાવર્તન પામે તે રંગનું કે રંગોનું આપણી આંખોમાં પ્રતિબિંબ કે ચિત્ર પડે છે, તે ઉપરથી તે પદાર્થ અમુક રંગનો લાગે છે. ખરું જોતાં કોઈ પણ પદાર્થમાં રંગ એવી વસ્તુ રહેલી નથી, પણ જુદા જુદા પદાર્થમાં સૂર્યનાં અમૂક રંગનાં એક કે વધારે કિરણો પરાવર્તન પમાડવાનો અને બાકીનાં શોષી જવાનો ગુણ હોય છે તેથી તેઓ જુદા જુદા રંગના લાગે છે. આ ઉપરથી જે વસ્તુ પ્રકાશનાં બધાં કિરણો શોષી લે' તે વસ્તુ આપણને કોઈ પણ રંગ વગરની લાગવી જોઈએ. આવી રંગના અભાવવાળી વસ્તુને આપણે કાળા રંગની વસ્તુ કહીએ છીએ. આ પ્રમાણે કાળો એ કોઈ જાતનો રંગ નથી, પણ બધા રંગોનું અભાવરૂપ છે. આપણને અંધારી રાત્રે અથવા અંધારી જગામાં બધી વસ્તુઓ કાળી દેખાય છે તેનું કારણ સૂર્યના પ્રકાશની એટલે સાત રંગનાં કિરણોની ગેરહાજરી છે.'

આ હકીકત શિક્ષકે છોકરાંને બરાબર સમજાવવી, એટલે તે ઉપરથી કાળો રંગ કોને કહે છે તે છોકરાં બરાબર સમજશે. આ સ્થળે કોઈ પ્રશ્ન ઉઠાવશે કે 'આપણે જે જુદા જુદા રંગના ભૂકા લીધા તે શું રંગરૂપ પદાર્થો નથી?' તેના જવાબમાં તેને કહેવું કે 'તે રંગરૂપ પદાર્થો નથી, પણ હર કોઈ બીજા પદાર્થની માફક અમુક રંગના ભૂકામાં સૂર્યનું તે રંગનું કિરણ માત્ર પરાવર્તન પામે છે અને બાકીનાં બધાં શોષાઈ જાય છે, તેથી તે ભૂકો તેવા રંગનો લાગે છે; અને જે જે બીજા પદાર્થને તે ભૂકો લગાડવામાં આવે છે તેમાં તે રંગનું કિરણ પરાવર્તન પમાડવાનો ગુણ આવે છે, એટલેથી તે પદાર્થ પણ તેવા રંગનો લાગે છે.'

ક્ષકે કરી બતાવવા, અને છોકરાંની ખાતરી કરી આપવી કે આ પદાર્થોમાંથી દેશી રંગો બને છે. છોકરાં આ પદાર્થોમાંના ઘણાખરાને ઓળખતા હશે અને તે વનસ્પતિની નીપજ છે એમ પણ જાણતા હશે, તે ઉપરથી તેઓ હવે કહી શકશે કે આપણા દેશી રંગો વનસ્પતિમાંથી બને છે. હવે તેમને જર્મન રંગ બતાવવા, અને કહેવું કે આ રંગો ખનિજ પદાર્થોમાંથી બને છે. કોલ તાર જેને આપણે ડામર કહીએ છીએ અને જે કોલસામાંથી એટલે ખનિજમાંથી બને છે તેમાંથી કેટલાક જર્મન રંગ બનાવવામાં આવે છે. જુદા જુદા જર્મન રંગો કયા કયા ખનિજમાંથી બને છે તે ઉપલાં ધોરણોમાં વિદ્યાના પાઠોમાં છોકરાં શીખશે. આ ધોરણમાં તો મુકાબલાને માટે તે ખનિજમાંથી બનાવવામાં આવે છે એટલુંજ કહેવું બસ છે. ત્યાર પછી દેશી રંગો અને જર્મન રંગો વચ્ચે દેખીતો તફાવત શો લાગે છે તે તે રંગો છોકરાંની આગળ મૂકીને શિક્ષકે પૂછવું. છોકરાં કહી શકશે કે 'દેશી રંગો કરતાં જર્મન રંગો ચળકાટ વધારે મારે છે.' વળી એક જર્મન રંગથી થોડા દિવસ પર રંગેલું લૂગડું લાવીને અને એક દેશી રંગથી ઘણા વખત પર રંગેલો લૂગડાનો કકડો લાવીને છોકરાં પાસે તે બે વચ્ચે મુકાબલો કરાવવો. છોકરાં કહી શકશે કે 'દેશી રંગ ઘણા દિવસનો છે પણ સહેજ ઝાંખો થયો છે, અને જર્મન રંગ થોડા દિવસનો છે પણ છેક ઊડી ગયો છે.' આ ઉપરથી છોકરાં કહી શકશે કે 'દેશી રંગ જર્મન રંગ કરતાં ઘણો વધારે ટકાઉ છે.' વળી શિક્ષકે છોકરાંને કહેવું કે દેશી રંગથી લૂગડું ખવાઈ જતું નથી, પણ જર્મન રંગથી ખવાઈ જાય છે. આવી રીતે મુકાબલો કરાવવાથી છોકરાં સમજી શકશે કે જર્મન રંગ જોકે તુરત દેખીતો સારો લાગે છે, પણ પરિણામે તે દેશી રંગ જેટલો ટકતો નથી, તેમજ તેથી લૂગડું વહેલું ફાટે છે. હાલમાં દેશી રંગ કરતાં જર્મન રંગ લોકો વધારે કેમ વાપરે છે તેનું કારણ હવે શિક્ષકે સમજાવવું. શિક્ષકે કહેવું કે 'જર્મન રંગો ખનિજમાંથી બનાવતાં થોડી મહેનતે અને ખર્ચે પુષ્કળ જથાબંધ મળે છે, અને દેશી રંગો બનાવતાં વધારે ખર્ચ થાય છે તેમજ વધારે મહેનત પડે છે, તેથી દેશી રંગો કરતાં જર્મન રંગ બહુ સોંઘા પડે છે; વળી જર્મન રંગ દેખીતા વધારે ભપકાદાર લાગે છે; તેથી ઘણા અજ્ઞાન લોકો તથા ગરીબ લોકો તે પસંદ કરે છે. જે લોકો સમજે છે અને પૈસા ખર્ચવાને શક્તિમાન્ હોય છે તે તો દેશી રંગોજ વાપરે છે.'

ટીપ—૧. જર્મન રંગો-મૂળ, મિશ્ર, અને સંયુક્ત-બધી જાતના બજારમાંથી તૈયાર મળે છે, એટલે અત્રેના રંગરેજોને તેમનું મિશ્રણ કરવાની જરૂર પડતી નથી. આપણા દેશી રંગોનું પ્રમાણ જર્મન રંગોને લાગુ પડતું નથી. માટે જર્મન મૂળ રંગમાંથી મિશ્ર કે સંયુક્ત રંગ બનાવવા હોય તો આપણે પાછળ જણાવી ગયા તે પ્રમાણ લેવાથી બનશે નહિ, પણ બીજું કોઈ પ્રમાણ લેવું પડશે. શિક્ષકો ઉપરના દેશી રંગોના પ્રમાણ ઉપરથી આ પ્રમાણ ખોળી કાઢવાને પ્રયત્ન કરશે તો તેમને બહુ મુસ્કેલી પડશે નહિ.

૨. જુદા જુદા જર્મન રંગો શહેરોનાં બજારમાં મળી આવશે, માટે શિક્ષકોએ લાવી રાખવા.

---

# માધવલાલ મેમોરિયલ ફંડ.

ગુજરાત મેલ ટ્રેનિંગ કૉલેજના મર્હુમ પ્રિન્સિપાલ રો. સા. માધવલાલ હરિલાલ દેસાઇની યાદગીરી કાયમ રાખવાને શું કરવું તેનો વિચાર કરવા મર્હુમ રાવસાહેબ પ્રત્યે પ્રીતિ અને લાગણી ધરાવતા ગૃહસ્થોની એક સભા તા. ૧૦મી ઑગસ્ટ સને ૧૯૦૩ને સોમવારને રોજ, અત્રેની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પ્રેમાભાઇ હૉલમાં મળી હતી. પ્રમુખપદ ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મહેરબાન એફ. બી. પી. લોરી સાહેબને આપવામાં આવ્યું હતું. મે. લોરી સાહેબે સભાનું કામ શુરૂ કરતાં મર્હુમ રાવસાહેબે કેળવણીના ક્રમમાં બજાવેલી સારી સેવાનું વિવેચન કર્યું હતું, અને પછી મુંબઈ ઇલાકાના જુદા જુદા ભાગોમાંથી મર્હુમ રાવસાહેબ પ્રત્યે લાગણી ધરાવતા ગૃહસ્થો-મુખ્યત્વે કરીને મુંબઈ ઇલાકાના કેળવણીખાતાના ડિરેક્ટર સાહેબ મે. જાઇલ્સ સાહેબ, ડૉક્ટર ટેલર, ઑનરેબલ મિ. ચિમનલાલ હરિલાલ સેતલવાડ, વગેરે-તરફથી આવેલા કાગળ તથા તાર વાંચી સંભળાવ્યા હતા. આ કાગળ અને તારમાં સદરહુ ગૃહસ્થોએ સભામાં નહિ આવી શકાવા માટે દિલગીરી બતાવી હતી, અને સભાનો હેતુ સારી રીતે પાર પડે એવી ઇચ્છા દર્શાવી હતી. ત્યાર બાદ નીચેના ઠરાવ પસાર થયા હતાઃ—

દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈએ નીચેની દરખાસ્ત

મૂકી હતી, અને તેને મિ. ટી. ટી. મજમુદાર બારિસ્ટરે ટેકો આપ્યો હતો, અને ડૉક્ટર જોસફ્ બેન્જામિન તથા મહેતાજી ચંતુરલાલ ભોગીલાલે અનુમોદન આપ્યું હતું—

"મહૂમ રાવસાહેબ માધવલાલ હરિલાલ દેસાઈ જેમણે પોતાની વિદ્વત્તા, ઉદ્યોગ, અને બીજા અનેક ગુણોથી મુંબઈ ઇલાકાની સામાન્ય કેળવણીની, અને મુખ્યત્વે કરીને પ્રાથમિક કેળવણીની વૃદ્ધિ કરી છે તેમના અકાળ મૃત્યુને માટે આ સભા દિલગીરી અને ખેદ દર્શાવે છે, અને તેમની યાદગીરી કાયમ રાખવાને કંઈ યોગ્ય ઉપરાણું કરવાનું ઉચિત ધારે છે."

ત્યાર પછી મિ. એદલજી દોરાબજી તલાટીએ નીચેની દરખાસ્ત રજુ કરી હતી, અને તેને રાવ બહાદુર મોતીલાલ લાલભાઈએ ટેકો આપ્યો હતો તથા મહેતાજી ઉત્તમરામ કિરપારામે અનુમોદન આપ્યું હતું—

"મહુંમ રાવસાહેબની યાદગીરી યોગ્ય રીતે કાયમ રાખવાને ઉઘરાણું ભરાવવા અને એકઠું કરવા માટે નીચેના સદ્‌ગૃહસ્થોની એક કમિટી નીમવી, અને તેમને પોતાની સંખ્યામાં વધારો કરવાની સત્તા આપવી. આ કમિટીના સેક્રેટરી તરીકે રાવસાહેબ ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી તથા મિ. જીવણલાલ વ્રજરાય દેશાઇને નીમવા, જોઇન્ટ સેક્રેટરી તરીકે મિ. ચતુરભાઇ વલવભાઇ પટેલ અને મિ. જેચંદ કુબેરદાસ દલાલને નીમવા, અને હિસાબ રાખવાનું કામ મિ. માણેકલાલ આશારામ શાહ તથા હરિવલ્લભ મોરલીધર ભગતને સોંપવું."

### કમિટીના મેમ્બરો.

| | |
|---|---|
| શેઠ લાલભાઇ દલપતભાઇ | અમદાવાદ. |
| શેઠ ચીમનભાઇ નગીનદાસ | |
| દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ | |
| રા. બા. લાલશંકર ઉમિયાશંકર | |
| રા. રા. ચંદુલાલ મથુરાંદાસ | |
| મિસીસ એફ્. એલ. મેકાફી | |
| મિ. એદલજી દોરાબજી તલાટી | |
| રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી | |
| ડૉક્ટર સોલોમન અબ્રહામ એરૂલકર | |
| રા. રા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી | |
| રા. રા. ખુશાલદાસ ગોકળદાસ પટેલ | |
| રા. રા. જીવણલાલ વ્રજરાય દેશાઇ | |

| | |
|---|---|
| સરદાર બહાદુર બેચરદાસ વિહારીદાસ<br>પ્રાણજીવણદાસ પરભુદાસ દલાલ<br>રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી<br>મિ. દોરાબજી હીરજી વાચ્છા<br>ડૉકટર રામસિંગ દેવીસિંગ | નડિયાદ. |
| ખાનબહાદુર ધનજીશા એદલજી... ... ... ... ... | નાંદોદ. |
| રાવબહાદુર માધવરામ હરીરામ વ્યાસ... ... ... ... | ખંભાત. |
| „ દોલતરામ કીરપારામ<br>„ હરિલાલ મનસુખ<br>મિ. કરીમઅલી રહીમ નાનજીઆણી | ગોધરો. |
| રા. રા. જીવણલાલ પ્રાણજીવનદાસ લાખીઆ... ... ... | ખેડા. |
| રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી... ... ... ... | વડોદરા. |
| રા. રા. છબીલારામ દોલતરામ દિક્ષિત<br>રા. રા. ગણપતરામ હિમ્મતરામ દેસાઈ<br>રા. રા. વલભભાઇ નાગરજી | ભરૂચ. |
| રા. રા. કૃષ્ણમુખરામ આત્મારામ<br>રા. રા. ગુલાબભાઇ ગોપાળજી નાયક<br>રા. રા. ચુનીલાલ માણેકલાલ ગાંધી<br>રા. રા. મોરારજી વલ્લભભાઈ | સુરત. |
| રા. રા. દુર્લભજી રણછોડજી ... ... ... ... | વલસાડ. |
| ઑનરબલ મિ. ચીમનલાલ હરિલાલ સેતલવાડ<br>રા. રા. જમિયતરાય નાનાભાઇ<br>પ્રોફેસર ટી. કે. ગજ્જર | મુંબઈ. |
| મિસ મેરી સોરાબજી... ... ... ... ... ... | પૂના |
| રા. બા. ગોપાળજી સુરભાઇ<br>રા. રા. ધીરજરામ વિશ્વનાથ વ્યાસ<br>રા. રા. રણછોડલાલ લલ્લુભાઇ ખંભાતા<br>રા. રા. પ્રાણજીવણદાસ એન. ડૉકટર<br>રા. રા. ખંડુભાઇ ઈંદરજી<br>રા. બા. ઘેલાભાઇ જગજીવનદાસ<br>રા. બા. ગોપાળદાસ વિહારીદાસ<br>રા. રા. કાશીરામ પ્રાગજી ઉપાધ્યાય<br>રા. રા. પ્રેમચંદ કરમચંદ | કાઠિયાવાડ. |

આ સંબંધમાં મહેતાજી ઉત્તમરામ કિરપાશંકરે દરખાસ્ત કરી હતી અને મિ. વ્રજરાય સાકરલાલ દેશાઇએ ટેકો આપ્યો હતો કે રાવબહાદુર મોતીલાલ લાલભાઈનું નામ કમિટીમાં વધારવું. તે ઉપરથી તે વધારવામાં આવ્યું હતું.

ત્યાર બાદ કવિ ગણપતરામ રાજારામે પ્રસંગને અનુકુળ એક કવિતા ગાઈ સંભળાવી હતી.

ત્યાર પછી મિ. રમણભાઈ મહિપતરામ નીલકંઠે સભાનું કામ સારી રીતે ચલાવ્યા બદલ સભા તરફથી પ્રમુખનો આભાર માન્યો હતો. તેના જવાબમાં પ્રમુખ સાહેબે સભાનો ઉપકાર માન્યા બાદ જણાવ્યું હતું કે મર્હુમ રાવસાહેબનું કુટુંબ આ ઉઘરાણામાં જે નાણાં ભરાય તેમાં સારી રકમ વધારી આપવાને ખુશી છે. પછી સભા વિસર્જન થઈ હતી.

F. B. Pendarves Lory,
પ્રેસિડન્ટ.

---

# કેળવણીખાતાની ખબરો.

## હલકા દરજ્જાની સરકારી નોકરીમાં ઉમેદવારોને દાખલ કરવા સંબંધી નિયમો.

(સરકારી ઠરાવ નં. ૧૩૬૫, તા. ૭–૭–૧૯૦૩.)

હલકા દરજ્જાની સરકારી નોકરીમાં ઉમેદવારોને દાખલ કરવા સંબંધી હાલમાં ચાલતા સઘળા નિયમો રદ કરી નીચે લખેલા નિયમો રાખવામાં આવ્યા છે, અને બીજી ખબર આપતા સુધી તેમને અમલમાં મૂકવાનું સરકારે ઠરાવ્યું છેઃ—

૧. સરકારી નોકરીનાં વસુલાત અને ન્યાયખાતાં માંહેલી અથવા તે ખાતાંના તાબાનાં ખાતાં માંહેલી, તેમજ જે કોઈ બીજાં ખાતાંને નેક નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલ વખતે વખત સરકારી ગેઝેટમાં જાહેર કરી આ નિયમો લાગુ પાડે તે ખાતાં માંહેલી કારકુનની સઘળી નિમણૂકોને આ નિયમો લાગુ પડે છે. જે માણસો નોકરીમાં દાખલ થઈ ચૂકેલા છે તેમને, ગ્રેજ્યુએટોને, જેઓ કોઈ ઠરાવેલી ખાસ પરીક્ષામાં પાસ થયા હોય તેમને,

ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન દર વર્ષે સરકારી ગઝેટમાં પ્રગટ કરશે. તે નામ દોકડાના ક્રમ પ્રમાણે ભાગ અથવા જિલ્લાવાર ગોઠવવામાં આવશે, અને મેળવેલા દોકડાની કુલ સંખ્યા દરેક નામની સામે દર્શાવવામાં આવશે.

(૭) જે ઉમેદવારે પરીક્ષામાં એક વાર પાસ થઈ સર્ટિફિકેટ મેળવ્યું હશે તેને કોઈ પણ કારણ સર પરીક્ષામાં ફરી બેસવા દેવામાં આવશે નહિ; પરન્તુ સર્ટિફિકેટવાળાઓને પાસ થયાની તારીખ પછી પરીક્ષાના ઐચ્છિક વિષયમાં પરીક્ષા આપવાની પરવાનગી ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની મંજૂરીથી આપવામાં આવશે.

(૮) પરીક્ષા શરૂ થયા પહેલાં દરેક ઉમેદવારે પરીક્ષા માટે ફીના રૂ. ૨) આપવા. અસલ સર્ટિફિકેટ ખોવાયું છે અથવા નાશ પામ્યું છે એવી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની ખાતરી થશે તો બમણી ફી લઈ સર્ટિફિકેટની નકલ તે આપશે.

(૯) કેળવણીખાતાના જુદા જુદા ભાગોમાં પરીક્ષા એકસરખી રીતે લેવાય તેટલા માટે ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન વખતોવખત આ નિયમોને અનુસરીને વિગતવાર ધારા પ્રગટ કરશે.

૫. રજા નિયમમાં જણાવેલી પરીક્ષાનાં સર્ટિફિકેટ જેમણે મેળવ્યાં હશે તેમને ઉમ્મરનું ૧૮મું વર્ષ પૂરું થતા સુધી સરકારી નોકરીમાં દાખલ કરવામાં આવશે નહિ.

૬. આ નિયમોની રૂએ સરકારી નોકરીમાં દાખલ થવાની પોતાની લાયકાતને લીધે સરકારી નોકરીમાં દાખલ થયેલા દરેક માણસને જે ખાતામાં તે દાખલ થયો હશે તે ખાતાને લગતી હર કોઈ વિશેષ પરીક્ષા પાસ કરવી પડશે.

૭. જે ઑફિસોને આ નિયમો લાગુ પડે છે તે ઑફિસોમાં ખાલી પડેલી હંગામી જગાઓ બને ત્યાંસુધી ઠરાવેલી લાયકાત જે ઉમેદવારોએ મેળવી હશે તેમને, આપવામાં આવશે.

## દેશી ભાષામાં થવાની પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાનું પરિશિષ્ટ.*

( મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ભાષાની મારફત પરીક્ષા લેવામાં આવશે. )

(૧) અંકગણિત પૂરું; દેશીનામું; ભૂમિતિ સ્કન્ધ ૧લો.

(૨) સૌથી ચડતા મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી વાચનપુસ્તકમાંના ગદ્ય ભાગોનું વાચન અને સમજૂતિ. કવિતાની ૩૦૦ લીટીનો મુખપાઠ સમજૂતિ સાથે. વ્યાકરણ પૂરું. મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ભાષામાં સાફ અક્ષરે લખેલા હર કોઈ સરકારી કાગળો ઝડપથી વાંચવા.

(૩) પરીક્ષક કહે તે વિષય સંબંધી વ્યવહારી અક્ષરે મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ભાષામાં રિપોર્ટ લખવો. એ રિપોર્ટમાં અક્ષર સારા લખવા, શબ્દો છૂટા પાડવા, અને વિરામચિહ્નો મૂકવાં.

(૪) રાજ્યપદ્ધતિના થોડાક જ્ઞાન સહિત હિંદનો ઇતિહાસ પૂરો.

(૫) હિન્દના વિશેષ જ્ઞાન સહિત જગતની સામાન્ય ભૂગોળ; ભૂતળ વિદ્યાનાં મૂળતત્ત્વો.

કાલ્પનિક માપકરણ ઐચ્છિક વિષય તરીકે લઈ શકાશે.

ટીપ—૧. ૨જા વિષયને બદલે હેઠળ લખેલો વિષય લઈ શકાશેઃ—

(૨) સૌથી ચડતા વાચનપુસ્તકમાંના ગદ્ય ભાગોનું અને અખ્લાક-ઈ-હાશીનું વાચન અને સમજૂતિ, ઉરદુ વ્યાકરણ પૂરું. સારા અક્ષરે ( દેશીભાષામાં અથવા ઉરદુમાં ) લખેલા હર કોઈ સરકારી કાગળો ઝડપથી વાંચવા.

૨. જે કચેરીમાં ઉરદુને દેશી ભાષા ગણેલી હોય તે કચેરીમાં નોકરી લેવાની ઇચ્છા રાખનાર ઉમેદવાર મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધીને બદલે ઉરદુમાં પરીક્ષા આપી શકશે. વાચનપુસ્તક અખ્લાક-ઇ-હાશી લેવામાં આવશે.

૭. પરીક્ષાના દરેક વિષયમાં સારા અક્ષર અને સ્વચ્છતા માટે ખાસ ટોકડા રાખવામાં આવશે.

નેક નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલ સાહેબ
બહાદુરના હુકમથી
(Signed) A. M. T. Jackson,
આ. સેક્રેટરી, નિસ્બત સરકાર.

---

## સરકારી ઠરાવ.

( કેળવણીખાતું, નં. ૧૫૧૮ તા. ૨૮-૭-૧૯૦૨. )

સરકારી ઠરાવ નં. ૧૩૬૫, તા. ૭-૭-૧૯૦૩ ના સંબંધમાં નેક નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલ એમ ઠરાવે છે, કે તેમાં જણાવેલા હલકા દરજ્જાની સરકારી નોકરીમાં ઉમેદવારોને દાખલ કરવા સંબંધી સુધારેલા નિયમો સને ૧૯૦૪થી અમલમાં મૂકવા.

નેક નામદાર ગવર્નર ઇન્ કાઉન્સિલ સાહેબ
બહાદુરના હુકમથી
(Signed) A. M. T. Jackson,
આક્ટિંગ સેક્રેટરી, નિસ્બત સરકાર.

---

## જાહેરખબર.

(બી. નં. ૧૯૧૭, તા. ૧૮-૭-૧૯૦૩.)

મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના ઠ. નં. ૩૦૦૨, તા. ૮—૭—૦૩ થી મિ. રણછોડદાસ એન. ઝવેરાજની 'इसपकृत कल्पित वातो' એ નામની ચોપડી લાઇબ્રેરી અને ઇનામ માટે મંજૂર કરવામાં આવી છે. શિક્ષકોએ બાળવર્ગમાં વાર્તાઓ કહેવામાં આ ચોપડીની મદદ લેવી.

અમદાવાદ, | F. B. Pendarves Lory,
આક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉ. ભા.

---

## નિશાળોનાં ઈનામિપત્રક.

(સને ૧૯૦૩ની સાલમાં વહેંચાયેલાં ઇનામો.)

**અમદાવાદ વિભાગ. ખેરોલ.** શેઠ મફતલાલ કસ્તુરચંદ રૂ. ૧૦) **ઓરાણ.** મહેરબાન તાલુકદાર અસકરઅલી સાહેબ રૂ. ૫), મુખી બુની-અલઅલી રૂ. ૩) **વલાદ.** ફૂલચંદ મૂળજી રૂ. ૨૫) **વટવા.** ઇનામદાર અબનમીઆં રાજુમીઆં સાહેબ રૂ. ૧૦), શેઠ બાપાલાલ રંભુલાલ રૂ. ૩) **કણભા.** પટેલ ઇશ્વિરભાઇ ગોકળભાઇ રૂ. ૩૦) **કોચરબ.** શેઠ મણીલાલ રણછોડદાસ રૂ. ૨૫) **ગીરમથા.** પીરાણાના પીરસાહેબ ઇમામશાબાવા રૂ. ૫), બાકરમીઆં સાહેબ રૂ. ૩) **ઓગણજ.** શેઠ સોમચંદ અમથા લાડ રૂ. ૨૫), શેઠ ચીનુભાઇ માધવલાલ રૂ. ૨૫), રા. છોટાલાલ ચુનીલાલ રૂ. ૩), રા. હરીલાલ અંબાશંકર રૂ. ૩) **ખોરજ.** ભોટભાઈ ઘેલાભાઇ રૂ. ૧૫) **બાવળા.** રેલવે ઇન્સ્પેકટર મે. મીસેનરી સાહેબ રૂ. ૫), કંટ્રાકટર દેવરાજ રૂ. ૬), કંટ્રાકટર ભગવાન નથુ રૂ. ૩) **જવારજ.** તલાટી પદમશી રાયચંદ રૂ. ૧૫) **નાનીબોરૂ અને ઉતેલીઆ.** ઉતેલીઆના દરબાર સાહેબ રૂ. ૪૦) **લોલીઆ.** ઠાકોર સાહેબ સુરસંગજી દાજીરાજ તથા દરબારશ્રી રત્નાભાઇ સંગલસિંગજી તથા ગગુભા વિરસિંગ રૂ. ૩૦) **કોઠ.** કોઠ દરબાર સાહેબ રૂ. ૧૫) **ગાંગડ.** મે. ડે. મૅનેજર સાહેબ રૂ. ૧૦) **ગોધાવી.** શેઠ વિરચંદ દીપચંદ રૂ. ૪૦) **ખેરવા.** પાટડી દરબાર સાહેબ રૂ. ૧૦), મે. આ. કલે. ઑટસન સાહેબ રૂ. ૩), મલેક અગરાજી અહુમદીઅન રૂ. ૩), સુખી બોધજી કલ્યાણ રૂ. ૩), શા. કેવળદાસ જીવણભાઇ રૂ. ૩), શા. હરજીવન વર્ધમાન રૂ. ૩), પટેલ જુઠાભાઇ ગોવન રૂ. ૩), ઠાકર શીનાભાઇ ઝવેરભાઇ રૂ. ૩) **ભોજવા.** પાટડી દરબાર સાહેબ રૂ. ૪) **ગોરૈયા.** પાટડી દરબાર સાહેબ રૂ. ૩) **ઊખલોક.** પાટડી દરબાર સાહેબ રૂ. ૩) **બરવાળા.** લીમડી દરબાર સાહેબ રૂ. ૨૦), ઠકર ધનજી માધવ રૂ. ૫) **પોલારપુર.** તલાટી ભોગીલાલ લલુભાઇ રૂ. ૩) **બગડ.** શેઠ દેવચંદ અમરચંદ રૂ. ૨૫) **સાલંગપુર.** રા. મગનલાલ રૂપરામ રૂ. ૧૫) **ચોરાસુર.** ગૉડ દરબાર સાહેબ રૂ. ૧૫) **ખસ.** શા. વીરચંદ કેશવજી રૂ. ૩) **વાલુકડ.** મે. લાઠી દરબાર સાહેબ રૂ. ૧૦), શેઠ રતનજી વીરજી રૂ. ૫) **ગોમતીપુર.**

શા. શકરાભાઈ પ્રાણભાઈ રૂ. ૨૦), પટેલ હરીભાઇ બાપુજી રૂ. ૨૦) **નરોડા.** ઇશ્વરભાઇ મહાદેવ રૂ. ૫), રણછોડ જેઠાભાઇ રૂ. ૨૦), પાનાચંદ કેવળદાસ રૂ. ૬-૮-૦, મનસુખરામ ખુશાલ રૂ. ૫), રેવાશંકર ઉમેદરામ રૂ. ૫) **આ. ડાલજ.** અમીન નાથાભાઇ હાથીભાઇ રૂ. ૩૩) **ખેરવા.** અમદાવાદના શેઠ. છોટાલાલ લલુભાઇ રૂ. ૧૨), વહીવટદાર ગીરધરલાલ લાલભાઇએ છોકરાઓને જમાડ્યા, દરબારશ્રી સુરજમલજી સાહેબ રૂ. ૫-૧૨-૯, મે. આસિ. કલેકટર સાહેબ રૂ. ૩), મલેક અગાજી આદમમીઆં રૂ. ૩), મુખી ખોધજી કલ્યાણ રૂ ૩), શા. કેવળ જીવણદાસ રૂ ૩), શા. ઠાકરશી ઝવેર રૂ. ૩), શા. જુઠાભાઇ ગોવીંદજી રૂ. ૩) **રણપુર.** તાલુકદાર અનુભા મોતી મીઆં રૂ. ૫), તાલુકદાર બાપુભાઇ બુલાખીભાઇ રૂ. ૫)

**રેવાકાંઠા-પંચમહાલ—આકોર.** મહારાણા શ્રી વખતસિંહજી સાહેબ રૂ. ૬-૨-૦, બાઇ જેઠી, મહેતા લક્ષ્મીદાસ હરજીવનદાસ, મહેતા હીરાલાલ રણછોડ એ ગૃહસ્થોએ છોકરાઓને જમાડ્યા, સદ્‌ગૃહસ્થો અને સ્કૂલ કમિટીના મેમ્બરો રૂ. ૫-૧૨-૦ **ભદામ.** લેઉઆ પાટીદાર સમાજના આગેવાન ગૃહસ્થો રૂ. ૪) **કવાંટ.** મે. દરબાર સાહેબ તથા ગામલોકો રૂ. ૧૩-૮-૦ **ગરાડુ.** મે. મહાલકરી સાહેબ રૂ. ૨-૮-૦, ગામલોકો રૂ. ૪-૧૦-૦ **વરધરી.** મે. દરબાર સાહેબ શ્રી વખતસિંહજી રૂ. ૧૦-૨-૦, ગામલોકો રૂ. ૮-૪-૦ **ઉમરવા.** મે. ચાણદાર સાહેબ વલવભાઇ રૂ. ૩), વાંકાનેરવાળા બા સાહેબ રૂ. ૩) **પ્રતાપનગર.** શ્રી રત્નકુંવર બા સાહેબ રૂ. ૩) **ઝીલોદ ઉર્દુ શાળા.** ઘાંચી લોકોના પંચ તરફથી રૂ. ૭), ઘાંચી મહમદ ગાંડા વલી રૂ. ૩), ઘાંચી રસુલ મમજી રૂ. ૩) **નાંદોદ મુખ્ય સ્કૂલ, નાંદોદ કન્યા., એજન ઉર્દુશાળા, એજન બ્રાન્ચશાળા, ભાલોદ મુખ્ય સ્કૂલ, એજન કન્યાશાળા, ઝઘડીઆ મુખ્ય સ્કૂલ, ઝઘડીઆ કન્યાશાળા, વાલીઆ સ્કૂલ, અને ગરૂડેશ્વર સ્કૂલ,** એ બધી સ્કૂલોમાં મળી મે. દરબાર સાહેબ રૂ. ૪૦-૮-૦ **શીસોદરા.** પટેલ જોરાભાઇ મસોતભાઈ તથા પટેલ ઇશ્વરભાઇ કાળીદાસ રૂ. ૯) **પાણેથા.** ગામ લોક રૂ. ૩), શીસોદરા તથા ભદામના પાટીદાર પંચો મળી રૂ. ૩) **પાણેથા કન્યાશાળા.** પાટીદાર પંચ તથા ગામલોકો રૂ. ૩).

---

## કિન્ડર ગાર્ટન ગ્રંથમાળા સંબંધી સરકારી હુકમ.

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો પ્રમાણે કિન્ડર ગાર્ટન શિક્ષણ આપવા માટે; મે. ડિરેકટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રકશન સાહેબની મંજુરી અને ભલામણથી, નામદાર ગવર્નમેન્ટ સરકારે "કિન્ડર ગાર્ટન ભા. ૧-૨-૩ " તથા ' બાળ ખેલ ( સચિત્ર )' પુસ્તકો ' ટેકસ્ટ બૂક ' ( શાળોપયોગી પુસ્તકો તરીકે દરેક શાળાઓમાં વાપરવા માટે મંજુરી આપીછે.) એ ઉપરાંત ' કિન્ડર ગાર્ટન-બાળગ્રંથાવળી નં. ૧ થી ૨૦ સુધીમાં કેટલાંક પુસ્તકો ' શાળા શિક્ષકો ' માટે મંજુર કરવામાં આવ્યાં છે. મજકુર પુસ્તકો **પચીશ** રુપિયાનાં ખરીદનારને વીસ ટકા કમિશન આપવામાં આવેછે.

**કિન્ડર ગાર્ડન ગ્રંથમાળાને અનુસરતો સઘળો વિલાયતી સામાન** ખાસ જર્મની અને અમેરિકાથી આવેલોછે. તેમાં **વીશે ઑફિસોનો** જથ્થાબંધ સામાન કીફાયત ભાવે મળશે—

| | |
|---|---|
| ૨૫૫ ફનસવાડી મુંબઇ<br>જાન્યુઆરી ૧૯૦૩. | ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.<br>કિન્ડર ગાર્ટન રીતીનો શિક્ષક તથા પ્રેયકર્તા |

---

૨. દરેક નમ્બરમાં એકજ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે. તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાને તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે. જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસંદ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકસાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું–આત્મારામ અને દલાભાઇની કમ્પની. ઠેકાણું લેખનકળા કોપીબુકની ઓફીસ–કાલબાદેવી રોડ નં. ૨૦૪ મુમ્બઇ.

આત્મારામ અને દલાભાઇની કમ્પની.

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ લેવામાં નહિ આવે સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતાં નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને ઍસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા, ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમા છપાવવી હોય તેના આગલા મહિનાની પાચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તેણે તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેરખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. | લીટી. |
| ૧... ... ... ... ... | ૩ |
| ૨... ... ... ... ... | ૮. |
| ૩... ... ... ... ... | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણેજ. બાર માસ લગી લાગવાગટ હશે તો કેવળ પૂરો ચાર્જ અને તે પછીનો અગીઆર માસ લગી પા ગણો ચાર્જ પડશે. બાર માસથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછી દરેક એક અર્ધો ચાર્જ લેવાશે.

અંક ૧૦મો. પુસ્તક ૪૨મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

ઑકટોબર ૧૯૦૩.

## અનુક્રમણિકા.



(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ.

"આર્યોદય" પ્રિન્ટિંગ પ્રેસ.

કૃતિવાળા, અતિવિદ્વાન, પરબ્રહ્મને પામેલા બ્રાહ્મણ સાથે ધર્મના વિષય પર ઘણો સંવાદ થયો હતો.'

ગ્રન્થમાં હિંદુ અને મુસલમાન ધર્મના મતોમાં ઘણું મળતાપણું બતાવ્યું છે, તેમાંનું કેટલુંક નીચે પ્રમાણે છેઃ—

બંને ધર્મના શાસ્ત્રીય ગ્રન્થોમાં એકજ પાંચ તત્ત્વ અને પાંચ ઇન્દ્રિયો વર્ણવેલી છે, જો કે તેમનાં નામ જુદાં છે.

ઇશ્વર અમુક ઉપાધિ સાથે રહી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે એમ બંને ધર્મમાં વર્ણવેલું છે. હિંદુ ધર્મમાં તે ઉપાધિને માયા અને મુસલમાની ધર્મમાં ઇશક કહ્યો છે.

જીવાત્મા અને પરમાત્માનું ઐકય બંને ધર્મમાં સરખી રીતે પ્રતિપાદન કરેલું છે.

સાધુ પુરૂષનો જીવાત્મા પરમાત્મા સાથે ઐકય પામે છે ત્યારે તે શ્વાસ અંદર લે છે તેને સઃ (તે) કહે છે અને શ્વાસ બહાર કાઢે છે તેને અહમ્ (હું) કહે છે. આથી કેટલાંક ઉપનિષદ્‌માં વર્ણવ્યું છે તે પ્રમાણે એવો સાધુ પુરૂષ શ્વાસ લે છે ત્યારે તે 'હું તે છું' એવો મન્ત્ર હમેશ પડે છે. આ ક્રિયા અજપાજપ કહેવાય છે. મુસલમાન ધર્મનો મત આ સાથે મળતો આવે છે એમ એ ગ્રન્થમાં કહ્યું છે.

બંને ધર્મમાં સૃષ્ટિ ત્રણ ગુણોની બનેલી છે એમ પ્રતિપાદન કર્યું છે. એ ગુણોને હિંદુઓ સત્ત્વ, રજસ્, અને તમસ્ કહે છે, અને મુસલમાનો જિબ્રીલ, મિકાઈલ અને ઇસ્રાફીલ કહે છે.

હિંદુઓ જેને જીવાત્મા અને પરમાત્મા કહે છે તેને મુસલમાનો રૂહજીઆઈ અને રૂહકુલી કહે છે.

પુરાણમાં એક સ્થળે મહાદેવ પાર્વતીને આ પ્રમાણે કહે છે એમ આ ગ્રન્થમાં વર્ણવેલું છેઃ—" જેની દૃષ્ટિ કોઈ પદાર્થ તરફ પ્રેરેલી ન હોય તો પણ સ્થિર રહે છે, જેના પ્રાણ સંયમમાં ન રાખ્યા હોય તોપણ સંયમિત રહે છે, અને જેનું મન કોઈ પણ વસ્તુ પર સ્થિર ન કર્યું હોય તોપણ દૃઢ રહે છે તે સાધુ પુરૂષ છે, આચાર્ય છે, પૂજ્ય છે." મુસલમાન ફકીરોનાં વચનો એજ મતલબનાં છે, અને તે આ પ્રમાણે વર્ણવેલાં છેઃ—"જે કંઈ પ્રાપ્ત કરવા

ઇચ્છતા હો તો કેટલોક સમય કંઈ પણ શોધવામાં પ્રવૃત ન થશો, જો જ્ઞાન મેળવવા ઇચ્છતા હો તો કેટલોક વખત કોઈ પણ વિષય તરફ મન પ્રેરશો મા; કેમકે આન્તર વસ્તુ પર મન ચેોંટાડશો તો બાહ્ય વિષયથી તે દૂર થશે અને બાહ્ય વિષય પર મન ચેોંટાડશો તો આન્તર વસ્તુથી તે દૂર જશે. આથી 'આન્તર અને બાહ્ય વિષયથી મન દૂર રાખો અને ઈશ્વર પર દૃઢ ચિત્ત રાખી સુખી થાઓ."

વળી ગ્રહોની સંખ્યા, સ્વર્ગ અને પાતાળ, મોક્ષ સંપાદન કરવાની રીત, અને બીજા કેટલાક વિષયમાં બંને મત કેવી રીતે મળતા છે તે એ ગ્રન્થમાં સમજાવ્યું છે.

છેવટે "આપણા વરસ" ૧૦૩૫માં અને જ્યારે "વીતરાગ" ૪૨ વરસની ઉમ્મરનો હતો ત્યારે એ ગ્રન્થ પૂરો થયો એમ વર્ણવ્યું છે. વીતરાગ તે દારાશિકોહ કે જેને તેણે સહાયતા આપેલી તે પુરૂષ એ કહી શકાતું નથી. ૧૦૩૫નું મુસલમાની વરસ તે અંગ્રેજી સાલ ૧૬૫૫ની બરાબર છે.

---

સર જોશુઆ ફ્રિચ જેણે શિક્ષણશાસ્ત્ર પર ઘણા ઉત્તમ ગ્રન્થો રચ્યા છે તે દેવલોક પામ્યાની ખબર તા. ૨૩ જુલાઇના 'સ્કૂલ મિસ્ટ્રેસ' નામના સાપ્તાહિક ચોપાનીઆ તરફથી મળે છે. એ વિદ્વાન્ કાર્ચેસ્ટરમાં ઇ. સ. ૧૮૨૪માં જન્મ્યો હતો, ૧૮૫૨માં લંડન યુનિવર્સિટિનો ગ્રેજ્યુએટ થયો હતો, અને ૧૮૫૬માં જૂની બરો રોડ ટ્રેનિંગ કૉલેજનો પ્રિન્સિપાલ થયો હતો. સાત વરસ સુધી તે ટ્રેનિંગ કૉલેજનો પ્રિન્સિપાલ હતો અને પછી ૧૮૬૩થી ૧૮૯૪ સુધી ઇંગ્લંડની શાળાઓનો ઇન્સ્પેક્ટર હતો. તેણે અનેક ચોપાનીઆંમાં તેમજ 'એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકા' (સર્વવિષયસંગ્રહમાળા) નામનાં પુસ્તકોમાં શિક્ષણશાસ્ત્ર અને શિક્ષણપદ્ધતિ વિષે ઘણું લખ્યું છે. એનું લખાણ સ્પષ્ટ અને યુક્તિવાળું છે, અને બીજા ગ્રન્થોની પેઠે એના ગ્રન્થોમાં નકામું લંબાણ જોવામાં આવતું નથી. તેના મુખ્ય ગ્રન્થો નીચે પ્રમાણે છેઃ—

૧. Lectures on Teaching (શિક્ષણ વિષે ભાષણો), કેમ્બ્રિજ યુનિવર્સિટિમાં આપેલાં.

૨. Notes on American Training Schools and Colleges ( અમેરિકાની ટ્રેનિંગ સ્કૂલો અને કૉલેજો વિષે ટિપ્પણ).

૩. The Arnolds and their Influence on English Education ( આર્નોલ્ડ અને તેના જેવા ઉત્તમ શિક્ષકો તથા અંગ્રેજી કેળવણી પર તેમની અસર ).

૪. Educational Aims and Methods ( કેળવણીના ઉદ્દેશ અને પદ્ધતિ)

' Encyclopædia Britannica ' (સર્વવિષયસંગ્રહમાળા)ના ૨૭મા અંકમાં તેણે ' કેળવણી ' ને મથાળે ઇગ્લંડની કેળવણીના ઇતિહાસ અને વૃદ્ધિ વિષે સવિસ્તર વિવેચન કર્યું છે. ૧૮૭૭માં તેણે ' કૉલેજ ઑવ્ પ્રીસેપ્ટર્સ'માં કેળવણીને લગતાં બાર ભાષણ આપ્યાં હતાં, તે વખતે ત્યાં શ્રોતાજનની એટલી બધી ભીડ થઈ હતી કે ઊભા રહેવાની પણ જગા રહી ન હતી. આવા વિદ્વાનના મરણથી ઇંગ્લંડને મોટું નુકસાન થયું છે.

---

ડાક્ટર એમ. એ. સ્ટીને કરેલી ઉપયોગી શોધ—

ડૉક્ટર એમ. એ. સ્ટીન પંજાબની યુનિવર્સિટિના રેજીસ્ટ્રાર તથા લાહોરની ઓરિએન્ટલ કૉલેજના પ્રિન્સિપાલ હતા. તેમને ઉત્તર તરફ શાસ્ત્રીય સંશોધન કરવા સરકાર તરફથી મોકલવામાં આવ્યા હતા. ચિનાઈ તુર્કસ્તાનમાં મુસાફરી કરી તેમણે મધ્ય એશિયાની ભૂગોળના આપણા જ્ઞાનમાં વધારો કર્યો છે એટલુંજ નહિ, પણ હિંદુસ્તાન અને ચીનના ભવિષ્યના ઇતિહાસ લખનારાઓને માટે ઘણી નવી અને અગત્યની હકીકત એકઠી કરી છે. આ મુસાફરી તેમણે સને ૧૯૦૦ અને ૧૯૦૧માં કરી. ખોતાનનાં ખંડિયેરમાં સંશોધન કરવાથી તેમને એ દેશના પ્રાચીન ઇતિહાસ અને સુધારા સંબંધી ઘણી હકીકતો મળી આવી છે. એ મુસાફરીનો હેવાલ તેમણે " ખોતાનનાં રેતીમાં દટાયલાં ખંડિયેરો " નામના પુસ્તકમાં પ્રસિદ્ધ કર્યો છે. એ ગ્રન્થમાં ઘણી રસિક હકીકત છે, તેમાંથી અગત્યની અહિં વર્ણવી છે. ને કાશ્મીર, અસ્તર, ગિલ્ગિત, અને હુંઝા થઈ કાશગર ગયો અને ત્યાં થઈ ખોતાન ગયો. ૧૯૦૧ના જાન્યુઆરીને અન્તે ચીનના મુસાફર હ્યુન સીઆંગે વર્ણવેલા પ્રાચીન વિધા સ્થળ આગળ તેને ખરોષ્ટિ ભાષાનું

લખાણુ પ્રથમ મળી આવ્યું. તેના ઊંટ હાંકનારને એક માણુસ મળ્યો તેની પાસે કોતરેલા અક્ષરવાળી બે લાકડાની તકતીઓ હતી. ડૉકટર સ્ટીનને હાથ એ બે તકતીઓ આવી ત્યારે હિંદુસ્તાનના વાયવ્ય કોણુની પ્રાચીન ભાષા ખરોસ્થિમાં એ બે તકતીનું લખાણુ છે એમ જોઇને તે આશ્ચર્ય પામ્યો. ઇ. સ. ના પહેલા સૈકામાં એ પ્રાંતમાં જે ભાષા ચાલતી હતી તેને એ બહુધા મળતી છે. અત્યાર સુધી ખોતાનના ઇ. સ. ૧લા અને બીજા સૈકાના સિક્કા પર અને ૧૮૯૨માં એમ. ડયુટ્રીલ ડિ રિન્સ નામના વિદ્વાને શોધી કાઢેલા ભૂર્જપત્રમાં ખરોસ્થિ ભાષા જોવામાં આવી હતી. તપાસ કરતાં ડૉકટર સ્ટીનને માલમ પડ્યું કે એક સાહસિક ગામડીઆ ઇબ્રાહિમે એ બે લાકડાની તકતીઓ જંગલનાં ખંડિયેરમાંથી શોધી કાઢી હતી. તેણે એવી ૭ તકતીઓ ખોદી કાઢી હતી, પણુ નકામી સમજી તેમાંની ચાર રસ્તા પર ફેંકી દીધી હતી, અને બે છોકરીને રમવા આપી હતી. જે ખંડિયેરમાંથી ઇબ્રાહિમને એ તકતીઓ જડી હતી તે ખંડિયેર શોધી કાઢવા તેને સાથે લીધો. તે મકાન આગળ ડૉ. સ્ટીન આવ્યો ત્યારે તેના મનમાં કેટલી આતુરતા થઈ હશે તેનો ખ્યાલ કરવો સહેલો છે. ડૉ. સ્ટીન વર્ણવે છે કે " મકાનમાં પેઠા કે ઇબ્રાહીમે નકામી ગણેલી તકતીઓ.. જે સ્થળેથી ખોદી કાઢી હતી તે સ્થળ મને બતાવ્યું, ત્યાં એક ચાર ફીટ પહોળી દિવાલની બખોલમાં ઇંટના બાંધેલા ચૂલા અને ઓરડાની પશ્ચિમ દિવાલની વચ્ચે મારે હાથે રેતી દૂર કરી એટલે મને લેખની ઘણી તકતીઓ હાથ લાગી. પણુ જે ખજાનો હું શોધતો હતો તે ત્યાં ન હતો. પ્રાચીન લેખની તકતીઓ એક ઉપર એક નિયમિત રીતે ગોઠવેલી પાસેના ખંડમાં હતી. આ શોધ થયા પછી તરતજ હું આ સ્થળે આવી પહોંચ્યો તેથી બહુ રાજી થયો; કેમકે ઘણાં વરસ સુધી રેતીના ઢગલાની નીચે ડટાઇ રહેવાથી લાકડાની તકતીઓને સૂર્યના તાપની કે પવનની અસર થઈ ન હતી, અને મૂળ સ્થિતિમાં માલમ પડતી હતી, પણુ જો તેને ખોદી ન કાઢી હત તો હવે વધારે વાર એવી સ્થિતિમાં રહેવા પામત નહિ. થોડા વખત પર બરફ

પડવાથી અને તાપથી છેક ઉપલી તકતીના કેટલાક અક્ષર જતા રહ્યા હતા." આવી સોએક તકતી જડી આવી છે. તેમાંની કેટલીક તો ઘણીજ સુંદર સ્થિતિમાં અને સ્પષ્ટ ઉકેલી શકાય એવી છે. એમાંની ઘણીખરી શંકુના આકારની છે અને બબ્બેની જોડ કરી કોરાં પાસાં ઉપર તથા નીચે રહે એવી રીતે એક એકના ઉપર ગોઠવવામાં આવી હતી. આથી એવું સુંદર રક્ષણ થયું હતું કે કેટલીક તકતીમાં કાળી સાહીએ લખેલી ખરોસ્થિ ભાષાની લીટીઓ કાલે લખી હોય એવીજ તાજી દેખાતી હતી. ઉપરના પાસામાં અનુક્રમણિકા છે અને જે પાસું ઊંધું પાડી ગોઠવવામાં આવ્યું હતું તેમાં ખરું લખાણ છે. ખરોસ્થિના અભ્યાસ માટે હિંદુસ્તાનમાં કે હિંદુસ્તાનની બહાર જે સાધનો અત્યાર સુધી એકઠાં કરવામાં આવ્યાં છે તેના કરતાં કંઈક પણ આ તકતીમાંથી વિશેષ સાધન મળી આવશે એ તો તેમાંનો લેખ ઊકેલતા પહેલાં પણ માલમ પડતું હતું. લેખમાંના વિષય વિષે ડૉ. સ્ટીનને પ્રથમ એવો શક ઉત્પન્ન થયો કે બુદ્ધ ગ્રન્થોમાં જે વિષયો હોય છે તેમાંનાજ કોઈ વિષયની પુનરૂક્તિ હશે. પણ તંબુમાં એકાંતે બેસી વપાસતાં તેને માલમ પડ્યું કે તેનો એ શક ખોટો છે. લેખો બધા એક એકથી જુદા માલમ પડયા છે અને તેમાંના ઘણાખરામાં મહારાજા સાહેબનાં શાસનો છે. લેખની ભાષા હિંદુસ્તાનની એક પ્રકારની પ્રાકૃત ભાષા છે. આ ઉપરથી એવું અનુમાન થાય છે કે હિંદુસ્તાનના વાયવ્ય કોણમાંથી ખોતાનમાં ખરોસ્થિ અક્ષરો દાખલ થયા તેની સાથે હિંદુસ્તાનની પ્રાકૃત ભાષા પણ દાખલ થઈ હતી; અને આનું કારણ અત્યાર સુધી ન પ્રસિદ્ધિમાં આવેલા કેટલાક ઐતિહાસિક બનાવોજ હોવા જોઈએ. આથી હ્યૂન સિઆંગે વર્ણવેલી પ્રાચીન સ્થાનિક દન્તકથા અને જૂના ટિબેટના ગ્રન્થોમાં વર્ણવેલી હકીકત જે અત્યાર સુધી માનવામાં આવતી ન હતી તે હવે ખરી છે એમ સિદ્ધ થાય છે. તે હકીકત તથા દન્તકથા એવી છે કે ઈ. સ. પૂર્વે આશરે બસેં વરસ ઉપર પંજાબના છેક વાયવ્ય કોણમાં આવેલો તક્ષશિલ પ્રાન્ત, જેને ગ્રીક-લોકો ટૅક્સિલ કહેતા, ત્યાંના લોકોએ ખોતાન પ્રાન્ત જીતી લીધો હતો અને તેઓ ત્યાં જઈ વસ્યા હતા. વળી એજ સ્થળે ડૉ. સ્ટીનને બીજી ઘણી લેખવાળી તકતીઓ માલમ પડી તેથી તેમજ ઉત્તર તરફ એ મા-

ડૅંડન ઉપર પોતે મુકામ કર્યો ત્યારે ત્યાંનાં ખંડિયેરો તપાસતાં જે લેખો હાથ આવ્યા તે ઉપરથી પણ આજ ઐતિહાસિક વૃત્તાન્તનું અનુમાન દૃઢ થાય છે. આ નવે સ્થળે એ વિદ્વાન ગૃહસ્થને આશરે ૨૦૦ લાકડાની લેખવાળી તકતીઓ ઉપરાંત ચર્મપત્ર પણ માલમ પડયાં. આશરે પંદર ઈંચ લાંબાં ઘેટાંનાં ચામડાંના પત્ર ઉપર લખેલા ૨૪ લેખ જડી આવ્યા. એ લેખપત્રના ગોળ બીડા કર્યા હતા અને તેની કાળી સાહી તાજી જેવી જ ભાસે છે. શંકુના આકારવાળી લાકડાની તકતી પર પ્રથમ જે આરંભના અક્ષરો બહુ સ્પષ્ટ દેખાતા ન હતા તે આ ચર્મપત્રમાં ઘણી સારી રીતે વાંચી શકાય છે. "મહાનુભાવ મહારાય લિહતિ" (મહાનુભાવ મહારાજ લેખદ્વારા હુકમ કરે છે) એ શબ્દો તે ચર્મપત્રમાં છે તે ઉપરથી એ સરકારી કાગળો છે એમ સિદ્ધ થાય છે. ઘણી તકતીમાં મૂળની માટીની મુદ્રા (સીલ) સ્પષ્ટ જોવામાં આવે છે. આ મુદ્રામાં ગ્રીક દેવતા ઇરૉસ અને પૅલાસ ઍથીનીની આકૃતિઓ જોવામાં આવે છે તેથી ડૉ. સ્ટીન કહે છે કે ગ્રીક હુનર બૅક્ટ્રિયા અને હિંદુસ્તાનના વાયવ્ય પ્રદેશમાં પ્રસર્યો હતો એટલુંજ નહિ, પણ છેક ખોતાનમાં, પેકિંગ અને પશ્ચિમ યૂરોપના વચલા પ્રદેશ સુધી પણ પ્રસરવા પામ્યો હતો. ડૉ. સ્ટીનની શોધો ઇતિહાસકર્તાઓને ઘણી અગત્યની થઈ પડશે એ સ્પષ્ટ છે.

---

મુસલમાન કોમમાં કેળવણીના પ્રચાર માટે મુસલમાન વિદ્વાનોની ત્રીજી સભા (કૉન્ફરન્સ) ગયા ઑગસ્ટ માસની તા. ૨૯મીએ પૂનામાં મળી હતી. નવાબ મોહસિન-ઉલ-મુલ્કને પ્રમુખસ્થાન આપવામાં આવ્યું હતું. આશરે ૩૦૦ મુસલમાન પ્રતિનિધિઓ દેશના જુદા જુદા ભાગોમાંથી આવ્યા હતા. કેટલાક અંગ્રેજ અને દેશી વિદ્વાન પણ સભામાં વિરાજમાન થયા હતા. ધિ ઑનરેબલ મિ. ઇ. એમ. પુલ્ટન, ધ રાઇટ રેવરન્ડ ડૉકટર મૅક આર્થર (મુંબઈના ધર્મોપાધ્યક્ષ), સર જમશેદજી જીજીભાઇ, ધિ ઑનરબલ મિ. કૅપેલ, ધિ ઑનરબલ મિ. ઇ. જાઇલ્સ, પ્રૉફેસર ફ્રેઝર, પ્રૉફેસર મૂલર, ધિ ઑનરબલ મિ. ગોખલે, સરદાર દસ્તુર હોશંગ જામાસ્પ, વગેરે ગૃહસ્થો ત્યાં હાજર હતા. સભાના મંત્રી નવાબઆદા નસરૂલ્લાખાને ગયા વરસનો

રિપોર્ટ વાંચી સંભળાવ્યા બદ આ યોજના સને ૧૯૦૧ માં ઊભી થઈ ત્યારથી તેનો ઇતિહાસ વાંચ્યો હતો. તેમાં તેમણે જણાવ્યું હતું કે 'સભા તરફથી જે ઊઘરાણું કરી ભંડોળ એકઠું કરવામાં આવ્યું હતું તેમાંથી સુરત જિલ્લાના ૨૨ વિદ્યાર્થીને સ્કૉલરશિપ આપવામાં આવી હતી. ગયે વરસે દરેક ભરી શકે એવા મુસલમાન પાસે રૂપીઓ રૂપીઓ ભરાવી ફંડ ભેગું કરવાની યોજના થઈ હતી, તે પ્રમાણે રૂ. ૧૦,૩૬૩ એકઠા થયા છે. ગયા અઠવાડિયામાં જૂનાગઢના નવાબ સાહેબ તરફથી રૂ. ૨,૦૦૦, જૂનાગઢના વઝીર શેખ મહમ્મદ બાઉદ્દીનસાઈ તરફથી રૂ. ૧,૦૦૦, સુરતના હોરાઓના મુલ્લાંજી તરફથી રૂ. ૫૦૦, અને ઉત્તર વિભાગના કમિશનર સાહેબ ધિ ઑનરબલ મિ. કૅપેલ તરફથી રૂ ૧૦૦ એ ફંડમાં આવ્યા હતા.'

પ્રમુખે પોતાના ભાષણમાં જણાવ્યું હતું કે 'મુસલમાન કોમ કેળવણીની બાબતમાં બહુ પાછળ છે. એક ઔષધથી આરામ ન થાય; પણ વારંવાર ઔષધ લેવાની જરૂર પડે એવા દરદીના જેવી તેમની સ્થિતિ છે. પારસી લોકો કેળવણીની બાબતમાં બહુ આગળ પડતા છે તેથી તેમનો ઘણો ઉદય થયો છે. તેઓ કેળવણીના કામમાં ઘણા ઉદાર છે. મુસલમાન લોકોમાં પણ મિ. તાતાના જેવા ધનાઢ્ય અને સર જમસેદજી જેવા ઉદાર ગૃહસ્થો છે, પણ તેમનો પૈસો કેળવણીના કામમાં ખરચાતો નથી, તેથી તે કોમની સ્થિતિ સુધરતી નથી. અલિગઢમાં મુસલમાન કોમ માટે જેવી કૉલેજ છે તેવી મુંબઈ ઇલાકામાં એકે નથી એ દિલગીરીની વાત છે.'

ધિ ઑનરબલ મિ. ફુલ્ટન સાહેબે જણાવ્યું હતું કે 'ગવર્નર સાહેબની બદલી થવાથી તેઓ થોડા વખતમાં જવાના છે અને તેથી અવકાશ નહિ મળવાથી પધારી શક્યા નથી. અગાઉનાં વરસોની સભા કરતાં આ સભાનો વધારે ઉત્સાહ જાણી તેઓ ઘણો આનંદ પામે છે.' ત્યાર બાદ અંગ્રેજી કેળવણીથી કેટલા બધા લાભ થાય છે તે ભાષણકર્તાએ જણાવી કહ્યું હતું કે ' ઇલાકાના જુદા જુદા ભાગોની ઉપસભાઓ શું કામ કરે છે તે પર દેખરેખ રાખવી, અને જેમ બને તેમ વધારે મુસલમાન છોકરાઓ સરકારી કાલેજો તથા ખાનગી શાળાઓ અને વિદ્યાલયોનો લાભ લે તેમ કર-

વું જોઈએ. ફર્ગ્યુસન કૉલેજના સ્થાપનારાઓએ જેવી સ્વાર્પણવૃત્તિ દર્શાવી છે અને જેવી રીતે તેઓ કેળવણીના કામમાં પોતાની જીંદગી અર્પણ કરવા તૈયાર છે, તેવી રીતે જે કોમ કેળવણીમાં વૃદ્ધિ કરવાં પ્રચ્છતી હોય તેણે કરવું જોઈએ. ગયા વરસમાં કેળવણીના કામમાં કેટલો વધારો થયો છે તે રિપોર્ટમાં બતાવવું જોઈએ.'

પછી ધિ ઑનરેબલ મિ. ઇ. જાઇલ્સે પોતાના વિચાર દર્શાવ્યા હતા. તેમણે કહ્યું હતું કે 'પ્રમુખે મુસલમાન કોમને દરદી સાથે સરખાવી છે તેથી તેમના વિચાર પ્રમાણે તે કોમની સ્થિતિ તનદુરસ્ત પુરૂષ જેવી નથી એ સ્પષ્ટ છે. ઘણાં વરસ થયાં હું પણ જોઉં છું કે મુસલમાનો સરકારી નોકરીમાં ઘણા ઓછા હોય છે, અને મને તેનું કારણ પૂછો તો મારે કહેવું જોઈએ કે "અયોગ્યતા" એજ કારણ છે. સરકારે નોકરી આપવાની બાબતમાં કેટલાક નિયમો ઘડ્યા છે, તેમાંનો એક એવો છે કે ગ્રૅજ્યુએટ (બી. એ., એલ એલ. બી., એમ. એ., એલ. સિ. ઇ., એલ. એમ. ઍન્ડ એસ., બી. એસ સિ.) ને ગમે તે ખાતામાં જગા મળી શકે. પણ આ ઇલાકામાં મુસલમાન ગ્રૅજ્યુએટની સંખ્યા ઘણીજ થોડી છે. ૧૮૯૬-૯૭માં પાંચ મુસલમાન ગ્રૅજ્યુએટ થયા હતા. ૧૯૦૨માં એ સંખ્યા વધીને પચીસ થઈ. એ પાંચ વરસમાં ઇલાકામાં માધ્યમિક (હાઇસ્કૂલની) કેળવણી લેનારા મુસલમાનોની સંખ્યા ૧,૯૪૫ થી ૨,૯૪૦ સુધી વધી હતી. આ વધારાથી ખુશી થવાનું છે; પરંતુ હજી બીજી કોમો કરતાં મુસલમાન કોમ કેળવણીની બાબતમાં ઘણીજ પાછળ છે. જો સ્થાનિક ઉપસભાઓ પોતાની ફરજ બરાબર બજાવશે તો બીજાં પંદર વરસમાં મુસલમાન કોમની સ્થિતિમાં મોટો ફેરફાર થયા વિના રહેશે નહિ. મુંબઈ ઇલાકામાં અલિગઢ જેવી કૉલેજ કાઢવાનો વિચાર સારો નથી. સરકારે તેમજ ખાનગી ગૃહસ્થોએ સર્વે સાધારણ સ્થિતિના લોકો કેળવણી લઈ શકે એવી ગોઠવણ સ્થળે સ્થળે કરી છે તેનો લાભ લેવો એ મુસલમાન લોકોનું કામ છે. હાલના કરતાં ઘણી મોટી સંખ્યા કેળવણીનો લાભ લે એવી વ્યવસ્થા કરવી એ સ્થાનિક ઉપસભાઓનું કામ છે.'

ધિ ઑનરેબલ મિ. ગોખલેએ હિંદુ લોકોની આ કામમાં દિલસોજી બ-

| | મુસલમાન પ્રદેશ. | | મુસલમાનની વસ્તી. |
|---|---|---|---|
| બ્રિટિશ એમ્પાયર ઇજીપ્ત સાથે. | ૪૨,૨૫,૮૦૦ | ચોરસ માઇલ. | ૧૦,૮૦,૦૦,૦૦૦ |
| તુર્કસ્તાનમાં | ૧૧,૪૫,૫૦૦ | ,, | ૧,૫૫,૦૦,૦૦૦ |
| | ૫૩,૭૧,૩૦૦ | ,, | ૧૨,૩૫,૦૦,૦૦૦ |
| હિંદુસ્તાનમાં | ૧૮,૦૦,૩૦૦ | ,, | ૬,૨૫,૦૦,૦૦૦ |

આ ઉપરથી હિંદુસ્તાનમાં મુસલમાનનો પ્રદેશ કેટલો મોટો છે અને વસ્તી કેટલી બધી છે તે માલમ પડશે. આ સંખ્યાના પ્રમાણમાં જો કેળવણીમાં તેઓ આગળ પડતા થાય તો તેમની રાજકીય અને બીજી સત્તા કેટલી બધી વધે!

રૂપી-ફંડમાં મિ. આદમજી પીરભાઇએ ૫૦૧ રૂપીઆ અને મિ. ઇબ્રાહીમ નુરદિને ૪૦૧ રૂપીઆ ભર્યા હતા, અને કૉન્ફરન્સનું કામ સમાપ્ત થયું હતું.

---

મદ્રાસ ઇલાકાના ૧૮૯૭–૯૮ થી ૧૯૦૧–૦૨ સુધીનાં પાંચ વરસના કેળવણીખાતાના રિપોર્ટમાં ત્યાંની પ્રાથમિક શાળા વિષે કેટલીક હકીકત આપી છે તે જાણવા લાયક હોવાથી નીચે આપી છે:—

નિશાળોની સંખ્યા ૧૯,૮૭૫

છોકરાંની સંખ્યા ૬,૨૭,૫૫૧

ચોથા ધોરણમાં 'હિંદુસ્તાનના ઇતિહાસની મુખતેસર હકીકત'ને બદલે 'હિંદુસ્તાનનો આખો ઇતિહાસ વાર્તાના રૂપમાં' એવો ફેરફાર કર્યો છે. ભૂગોળને બીજા ધોરણમાંથી ખસેડી છે, એટલે એનું શિક્ષણ ત્રીજા ધોરણમાં શરૂ થાય છે. આરોગ્યવિદ્યાનો વિષય ત્રીજા ધોરણને બદલે ચોથા ધોરણમાં શરૂ થાય છે. પહેલા અને બીજા ધોરણમાંથી અંગ્રેજીનો વિષય કાઢી નાખ્યો છે અને એ વિષય ત્રીજા ધોરણમાં શરૂ કરવામાં આવે છે. ગાયન અને ખેતીને માટે કંઇ મુકરર કરેલાં ધોરણ ન હતાં તે હવે નકી કરવામાં આવ્યાં છે. ગાયન ત્રીજાથી છઠ્ઠા ધોરણ સુધી ચાલે છે અને ખેતી ચોથા, પાંચમા, અને છઠ્ઠા ધોરણમાં ચાલે છે. પદાર્થપાઠ અને વિદ્યાનાં

મૂળતત્ત્વો મારફત સામાન્ય જ્ઞાનનો વિષય શિખવવામાં આવે છે, અને ખેતી, આરોગવિદ્યા, અને ઔદ્યોગિક હુન્નરના વિષયોને લાગુ પડે એવી રીતે પદાર્થપાઠ અને વિદ્યાનાં મૂળતત્ત્વો શિખવાય છે. આ વિષયનું જ્ઞાન વ્યવહારમાં ઉપયોગી થાય એવી રીતે આપવામાં આવ્યું છે કે નહિ તેની પરીક્ષા કરવા માટે વરસમાં છોકરાઓએ નિરીક્ષા કરી હોય તે વિષયના પ્રશ્નો પૂછવામાં આવે છે. ખેતીનો અભ્યાસક્રમ અને ધોરણ નક્કી કરવામાં આવ્યાં છે; પણ ખેતીનું શિક્ષણ બરાબર અપાતું હોય એવી થોડીજ શાળા છે. યોગ્ય શિક્ષકો મળી આવતા નથી તેથી એ ખામી છે. દરેક ટ્રેનિંગ સ્કૂલમાં ખેતીની કૉલેજમાં ટ્રેન્ડ થયેલો ખેતીનો માસ્તર રાખવો અને ખેતીના પ્રયોગ કરવા સારૂ એ સ્કૂલોને લગતું ખેતર લેવું એવો ઠરાવ થયો છે, આથી દરેક પ્રાથમિક શાળાના ટ્રેન્ડ શિક્ષકને ખેતીનું કંઈક જ્ઞાન મળશે. ખેતીમાસ્તરને માટે લાયક થાય એટલું એ જ્ઞાન નહિ થાય, પણ એ જ્ઞાનથી ગામને લગતી ખેતીની હકીકતથી તે વધારે સારી રીતે પદાર્થપાઠ આપી શકશે. ડિરેક્ટર સાહેબ રિપોર્ટમાં કહે છે કે 'આથી વધારેની જરૂર નથી અને પ્રાથમિક શાળામાં ખેતીનો વિષય દાખલ કરવાનો કોઈપણ પ્રયાસ થાય તો હું તેની વિરુદ્ધ છું. જે દરેક વિષય મનુષ્યે જાણવો જોઈએ તે પ્રાથમિક શાળાના વિદ્યાર્થીને શિખવવો જોઈએ એવો કેટલાકનો મત છે. ઉત્તર તરફથી કેટલાક દિવસ પર મને એક એવી અરજી મળી હતી કે ખેતીની પેદાશ વિષે લખાયેલું પુસ્તક પ્રાથમિક શાળામાં દાખલ કરવું જોઈએ, કે છોકરાં એ પેદાશના ઉપયોગનું જ્ઞાન મળવાથી પોતાના પિતાને એ વિષે ખાતરી કરી આપે; પણ મારા વિચાર પ્રમાણે ખેતીનું 'કાલ્પનિક' જ્ઞાન ભાગ્યેજ ઉપયોગી થઈ શકે. ઉપયોગી થવા માટે ઘણા ઊંડા શાસ્ત્રીય જ્ઞાનની જરૂર છે, અને તે જ્ઞાન પ્રાથમિક શાળામાં આપી શકાય નહિ. શાળામાં વ્યવહારી જ્ઞાન પણ આપી શકાય નહિ. ઘણા લાંબા વખત સુધી પ્રયોગ કર્યા વગર ખેતીમાં સુધારો થઈ શકે નહિ અને શાળામાં એવા પ્રયોગ થઈ શકે નહિ. સાધારણ ખેતીની ક્રિયાનાં કારણોજ છોકરાંને શિખવી શકાય અને એ વિષય ઉપર તેમની શોધકવૃત્તિ પ્રેરી શકાય; કે જેથી તેમને નિશાળ છોડયા પછી પ્રયોગ કરી જોવાનું મન થાય અને બી-

જા જે સુધારા બતાવે તે વાજબી છે કે નહિ તે વિષે નિષ્પક્ષપાતથી તેઓ વિચાર કરે.'

ટ્રેનિંગ કૉલેજો—ટ્રેનિંગ કૉલેજો ચાર પ્રકારની છે અને તેમાં એકંદર ૧,૫૨૯ શિક્ષકો કેળવાય છે.

આપણા ઇલાકામાં છે તેમ ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓને સ્કૉલરશિપો મળે છે, અને તેના બદલામાં છોકરાઓ ત્રણ વરસ અને છોકરીઓ બે વરસ નોકરી કરવા બંધાય છે. દરેક કૉલેજ સાથે પ્રાક્ટિસિંગ સ્કૂલ જોડાયલી હોય છે, અને તે કૉલેજ કરતાં એક દરજ્જો (ગ્રેડ) ઉતરતી હોય છે. દાખલા તરીકે ટ્રેનિંગ કૉલેજ જોડે પ્રાક્ટિસિંગ સ્કૂલ તરીકે હાઇસ્કૂલ જોડેલી હોય છે, અપર (ઉપલા વર્ગની) ટ્રેનિંગ સ્કૂલ જોડે મિડલ સ્કૂલ જોડેલી હોય છે, અને લોઅર (નીચલા વર્ગની) ટ્રેનિંગ સ્કૂલ જોડે ઉપલા વર્ગની પ્રાથમિક શાળા જોડેલી હોય છે. ટ્રેનિંગ કૉલેજમાં ટ્રેન્ડ થયલા શિક્ષક તે કૉલેજની પ્રાક્ટિસિંગ સ્કૂલમાં જે ધોરણો શિખવાતાં હોય તેટલાં ધોરણો શિખવવાનેજ લાયક ગણાય છે.

આ પદ્ધતિ દેખીતી સંપૂર્ણ છે; પરંતુ તેમાં એક ખામી છે. વિદ્યાર્થીને શિક્ષણપદ્ધતિનું જ્ઞાન મળે છે, પણ ભિન્ન ભિન્ન વિષયોમાં તેમનું જ્ઞાન વધતું નથી. નિયમ એવો છે કે વિષયનું જ્ઞાન સ્કૂલો અને કૉલેજોમાં આપવું અને પદ્ધતિનું જ્ઞાન ટ્રેનિંગ કૉલેજો અને ટ્રેનિંગ સ્કૂલોમાં આપવું. પણ સાધારણ નિશાળોમાં શિક્ષકોને જેવું જ્ઞાન મળવું જોઈએ તેવું મળતું નથી. આ ખામી દૂર કરવા ટ્રેનિંગ સ્કૂલમાં ને ટ્રેનિંગ કૉલેજમાં વિશેષ જ્ઞાન આપવું, એવી યોજના હાલમાં કરવામાં આવી છે. પ્રાથમિક ટ્રેનિંગ સ્કૂલમાં ટ્રેન્ડ થયલા શિક્ષકોમાં આ દોષ વિશેષ જોવામાં આવે છે, તેથી ત્યાંજ ઉંચા પ્રકારનું શિક્ષણ દાખલ કરવાની યોજના થઈ છે. એક વરસને ઠેકાણે અભ્યાસક્રમ બે વર્ષનો રાખ્યો છે અને છેવટે ત્રણ વરસનો કરવામાં આવશે, અને વિદ્યાર્થીઓને પદ્ધતિના જ્ઞાન સાથે વિષયનું જ્ઞાન પણ આપવામાં આવશે. આવો ફેરફાર સેકન્ડરિ ટ્રેનિંગ કૉલેજોમાં પણ દાખલ કરવામાં આવશે.

આ રિપોર્ટ ઉપરથી માલમ પડશે કે ગાયન, આરોગ્યવિદ્યા, અંગ્રેજી, વગેરે કેટલાક વિષયો અહિં શિખવાતા નથી તે મદ્રાસમાં પ્રાથમિક શાળા-

માં શિખવાય છે. વળી ત્યાં ટ્રેનિંગ સ્કૂલ અને કૉલેજો વિશેષ છે અને પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓના શિક્ષકો માટે ટ્રેનિંગ શાળાઓ છે. પરંતુ ત્યાં અત્યાર સુધી માત્ર પદ્ધતિનુંજ જ્ઞાન આપવામાં આવતું હતું; આપણી ટ્રેનિંગ કૉલેજોમાં જેમ વિદ્યાર્થીનું જ્ઞાન વધે છે અને તેઓ પદ્ધતિ પણ શીખે છે તેમ ન હતું. આટલે વરસે તેમને પોતાની ભૂલ માલમ પડી છે. શિક્ષણપદ્ધતિનું જ્ઞાન શિક્ષકને ઘણુંજ જરૂરનું છે એ નિર્વિવાદ છે. પરંતુ જે વિષય શિખવવાનો હોય તેનું જ્ઞાન ન હોય કે અપૂર્ણ હોય તો પદ્ધતિનું જ્ઞાન નકામું જશે એ પણ નિર્વિવાદ છે. પહેલે નંબરે વિષયનું જ્ઞાન અને બીજે નંબરે પદ્ધતિનું જ્ઞાન એમ ફ્રાઉિલર 'શિક્ષાપદ્ધતિ' માં કહે છે તે વાજબી છે.

---

# किन्डर्गार्टन.

## ૧લી બક્ષીસ.

સાહિત્ય—એક લંબ ચોરસ આકારની પેટીમાં ૬ ઊનના (અથવા ઊનના ઢાંકણવાળા પોચા) દડા હોય છે. આ છ દડા જુદા જુદા છ રંગ (લાલ, પીળો, ને વાદળી એ ત્રણ મૂળ રંગ, અને લીલો, નારંગી, તથા જાંબુઓ એ ત્રણ મિશ્ર રંગ)ના હોય છે. દરેક દડા સાથે તેને મળતા રંગની વીસ ઇંચ લાંબી દોરી હોય છે. પેટીમાં વળી બે નળાકાર લાકડીઓ અને એક લાકડાની ચીપ હોય છે. પેટીના ઢાંકણામાં પાડેલાં બે કાણાંમાં બે નળાકાર લાકડીઓ ઊભી ઘાલી તેમના છેડા લાકડાની ચીપમાં પાડેલાં બે કાણાંમાં ઘાલવામાં આવે છે. આથી એક ચોકઠું બને છે, તેમાં લાકડાની ચીપમાં થોડે થોડે અંતરે પાડેલાં બીજાં કાણાંમાંથી દડા દોરી વડે લટકાવવામાં આવે છે.

હેતુ—દડાના કેટલાક ઉદ્યોગોથી બાળકોને આકાર, રંગ, અને સંખ્યાનું ભાન કરાવી શકાય છે. આ ઉદ્યોગો કરાવતી વખતે શિક્ષકે બાળકો પાસે શુદ્ધ ભાષામાં, ચોખ્ખા ઉચ્ચાર સાથે, અને યોગ્ય શબ્દોમાં જવાબ લેવાના છે; તેથી તેમને નાનપણથી ચોખ્ખા ઉચ્ચાર કરવાની, શુદ્ધ ભાષા વાપરવાની, અને યોગ્ય શબ્દોમાં પોતાના વિચાર દર્શાવવાની ટેવ પડે છે.

-ળા આકાર, રંગ, વગેરેનું ઓળખાણ કરાવતાં બાળકોની અવલોકન કરવાની, ધ્યાન આપવાની, મુકાબલો કરી મળતાપણું અને તફાવત સમજવાની, વગેરે શક્તિઓ કેળાય છે અને વૃદ્ધિ પામે છે. દડાના બીજા કેટલાંક ઉપયોગોમાં બાળકોને વ્યવસ્થિત રીતે અને ચોકસપણે કામ કરવાની ટેવ પડે છે. આ પ્રમાણે નાનપણથી જે શક્તિઓ કેળવાય છે અને જે સારી ટેવો પડે છે તેથી તેઓ આગળ જતાં ઘણાં સારાં અને જીંદગીને લાભકારી કામ કરી શકે છે દડાની રમતોમાં વળી અવયવોની હીલચાલથી બાળકોના સ્નાયુને કસરત મળે છે અને તે મજબૂત થાય છે.

**ઉદ્યોગો કે રમતો**—દડા વડે ઘણા જુદા જુદા ઉદ્યોગો કરાવી શકાય, પણ તેમાંના મુખ્ય નીચે ક્રમમાં આપ્યા છે:—

૧. **દડાની વહેંચણી**—આ કામ કરાવતા પહેલાં શિક્ષકે બાળકોને જમણા અને ડાબા હાથનું ભાન કરાવવાનું છે. છોકરાંને જમણા તથા ડાબા હાથનું ભાન બરાબર થાય ત્યાર પછી શિક્ષકે બાળકોને એક હારમાં ઊભાં રાખી પહેલા નંબરના બાળક આગળ ૧લી બક્ષિસની પેટી કે પેટીઓ ઉઘાડીને મૂકવી. આ પેટીમાંથી ૧લા નંબરે જમણે હાથે દડો લઈ તે પોતાના ડાબા હાથમાં મૂકી બીજા નંબરના છોકરાના હાથમાં મૂકવો, બીજા નંબરે તે દડો પોતાના હાથમાં લઈ સલામ કરી તેજ પ્રમાણે ત્રીજાના હાથમાં, ત્રીજાએ ચોથાના હાથમાં, એમ તે દડો છેક છેલ્લાના હાથમાં જાય ત્યાંસુધી પસાર કરવો, અને એ પ્રમાણે બધાંના હાથમાં દડા આવે ત્યાંસુધી ૧લા નંબરે પેટીમાંથી દડા લઈ આપતા જવું, અને બીજાં બાળકોએ પણ તેજ પ્રમાણે કૃતિ કરતા જવું.

આ કૃતિનો દરેક નવા ઉદ્યોગ વખતે ખપ પડશે માટે બાળકો તે ચોકસપણે કરી શકે ત્યાંસુધી શિક્ષકે તે ફરીને ફરીને કરાવવી. શિક્ષકે ધીરજથી કામ લેવું; ગુસ્સે થઈ છોકરાંને ગભરાવવાં નહિ. છોકરાં આનંદથી અને ઉમંગથી કામ કરે તેવી રીતની તેમની સાથે શિક્ષકે વર્તણુક રાખવી. આ કૃતિમાં છોકરાં ચોકસપણે કામ કરતાં શીખે છે, અને વસ્તુઓ એક બીજાને આપ લે કરતી વખતે કેવી રીતનો વિનય બતાવવો તે શીખે છે.

૨. રંગોનું ઓળખાણ.

શિક્ષકે ત્રણ ચાર પેટીના દડા એકઠા કરી તેમાંથી લાલ રંગનો દડો લેવો, અને બાળકોને દડાના ઢગલામાંથી તેવા રંગનો એકેક દડો ખોળી કાઢવા કહેવું. પછી તેમને કહેવું કે 'તમારામાંના દરેક જણ પાસે હવે લાલ રંગનો દડો આવ્યો,' અને બધાં પાસે સાથે બોલાવવું કે 'અમારામાંના દરેક જણ પાસે લાલ રંગનો દડો છે.' પછી લાલ રંગની વસ્તુઓ વર્ગમાં અથવા તો બાળકો પાસે હોય તે બતાવવા અને તેમનાં નામ દેવા કહેવું. આ પ્રમાણે તેમને લાલ રંગનું પાકું ભાન થશે. ત્યાર પછી તેવીજ રીતે બીજા પાંચ રંગનું ઓળખાણ કરાવી શકાશે.

આ ઉદ્યોગમાં બાળકોને જુદા જુદા રંગોનું ભાન થાય છે. તેઓ મુકાબલો કરતાં અને મળતાંપણું તથા તફાવત સમજતાં શીખે છે, એટલે તેમનામાં જ્ઞાનની શરૂઆત થાય છે. તેઓ શુદ્ધ ભાષામાં, ચોખ્ખા ઉચ્ચારથી, અને યોગ્ય શબ્દોમાં પોતાના વિચાર દર્શાવતાં શીખે છે. તેમની અવલોકન શક્તિ કેળવાય છે અને તેમને ધ્યાન આપવાની ટેવ પણ પડે છે.

૩. દડાના ગુણનું ભાન.

આ ઉદ્યોગમાં પ્રથમ દડાની વહેંચણી કરાવવી પછી દરેક બાળક હાથમાં દડો દબાવવાથી કહી શકશે કે 'તે પોચો છે.' પહેલાં તે રંગ વિષે શીખી ગયું છે, એટલે કહી શકશે કે 'મારો દડો—રંગનો છે.' દડાનો આકાર કેવો છે તે બાળકો કહી શકશે નહિ, માટે શિક્ષકે કહેવું કે 'તે ગોળ છે', અને ગોળ રંગની બીજી વસ્તુઓ બતાવી તે આકારનો તેમને બરાબર ખ્યાલ આપવો; પછી બધાં બાળકો પાસે સાથે બોલાવવું કે 'મારો દડો ગોળ છે.' ત્યાર પછી શિક્ષકે દરેક બાળકના હાથમાં દડાથી નાના કદની પણ ભારે વસ્તુ આપી પૂછવું કે 'આ વસ્તુનો ભાર થોડો લાગે છે કે દડાનો?' બાળકો કહી શકશે કે 'દડાનો ભાર બહુ થોડો લાગે છે.' 'ત્યારે આવી વધારે કદની પણ થોડા ભારની વસ્તુને આપણે કેવી વસ્તુ કહીએ છીએ?' બાળકો જવાબ ન આપી શકે તો કહેવું કે 'આવી વસ્તુને આપણે 'હલકી' કહીએ છીએ.' પછી વધારે કદની પણ ઓછા વજનની બીજી વસ્તુઓ બતાવી તે કેવી કહેવાય તે પૂછવું. છોકરાં કહી શકશે કે 'તે હલકી કહેવાય.' ત્યાર પછી તે ઊનનો બનેલો છે એમ કહી ઊનના દોરા

વર્ગમાં લાવી રાખ્યા હોય તે બતાવી ખાતરી કરાવવી. છેવટે બધાં છોકરાં પાસે સાથે બોલાવવું કે

' મારો દડો ગોળ છે, હલકો છે, પોચો છે,—રંગનો છે, અને ઊનનો બનાવેલો છે. '

આ ઉદ્યોગનો હેતુ બીજા ઉદ્યોગમાં જણાવ્યા મુજબ છે.

### ૪. દડા વડે જુદી જુદી રમતો.

**૧લી રમત**—દડાની વહેંચણી ૧લા ઉદ્યોગ મુજબ થયા પછી બાળકોને કુંડાળાના આકારમાં ગોઠવવાં, અને દર બે બાળકો વચ્ચે હાથ લંબાવવાથી એક બીજાને અડકી રહે તેટલી જગા રાખવી. પછી દરેક બાળકે એકી વખતે પોતાના જમણા હાથમાંનો દડો તે હાથ ઊંચો કરી ડાબા હાથમાં મૂકી, ડાબો હાથ લાંબો કરી, પાસેના છોકરાને આપવો. ડાબા હાથમાં દડો મૂકયા પછી જમણો હાથ નીચે લાવી પોતાની ઉપરનું બાળક દડો આપે તે લેવો. આ પ્રમાણે જ્યાંસુધી પોતપોતાનો દડો પાછો આવે ત્યાંસુધી કરવું. ત્યાર પછી તેવીજ રીતે ડાબા હાથમાંથી જમણા હાથમાં દડો લેવરાવી કૃતિ કરાવવી.

બધાં બાળકો ચોકસપણે કૃતિ કરે ત્યાંસુધી આ રમત ફરી ફરીને રમાડવી.

**૨જી રમત**—બાળકોને બે હારમાં સામસામાં ઊભાં રાખવાં. એક હારનાં બાળકોને દડા આપવા. પછી પ્રથમ એક બાળકને, પછી બે બાળકને, પછી ત્રણ બાળકને, એમ રહેતે રહેતે બધાં બાળકોને પોતાની સામેનાં બાળક તરફ દડા ફેંકવા કહેવું.

આવી બીજી ઘણી રમતો રમાડી શકાય. એક હારનાં બાળકો દડો ઉછાળી સામી હારનાં બાળકો તરફ ફેંકે, છોકરાં ભોંય પર દડો પછાડી તે સીધે કે અવળે હાથે ઝીલે, ભીંત સામે દડો પછાડે, વગેરે રમતો રમાડી શકાય. આવી રમતોથી બાળકોને ખૂબ ગમત પડશે. તેમને નિશાળ કેદખાના જેવી લાગશે નહિ. વળી તેમને ચોકસપણે કામ કરવાની ટેવ પડશે, અને અવયવોની હીલચાલથી તેમના સ્નાયુ કસાશે તથા મજબૂત થશે.

### ૫. જુદી જુદી જાતની ગતિનું ભાન.

સાહિત્યમાં જણાવ્યા મુજબ ચોકઠામાં દડા લટકાવી જુદી જુદી દિશામાં હલાવવાથી લોલકની, કરવતની, ચક્રની, હિંચકાની, ચીચવાની, પક્ષીના ઊડવાની વગેરે ગતિનું તથા દોરીના ઊંચે નીચે ખેંચાણનું ભાન કરાવી શકાશે.

ટીપ—કિન્ડર્ગાર્ટનના ઉદ્યોગો ઇંગ્લાંડ, જર્મનિ, અને અમેરિકામાં સંગીત સાથે શિખવવામાં આવે છે. આથી બાળકોને ગમત પડે છે, તેમજ શિક્ષણની અસર સારી થાય છે. વળી બાળકોને નાનપણથી કવિતાનો શોખ વધે છે. આપણી સ્કૂલોમાં પણ સંગીત સાથે ઉદ્યોગો શિખવાશે ત્યારે જ કિન્ડર્ગાર્ટનથી જે ખરેખર લાભ થવા જોઈએ તે થશે. પરંતુ હજી જુદા જુદા ઉદ્યોગોને અનુસરતી યોગ્ય કવિતાઓ આપણી ભાષામાં રચાઈ નથી. માટે કવિત્વશક્તિ ધરાવનારા મહેતાજીઓ અને બીજા વિદ્વાનોને વિનંતિ કરવાની કે તેઓએ આવી કવિતાઓ તૈયાર કરી સાર્વજનિક લાભને માટે અમારા તરફ મોકલી આપવી. પસંદ પડેથી અમે તે આ પત્રમાં પ્રસિદ્ધ કરીશું.

---

ભરૂચ વિભાગના ૧લા આસિસ્ટંટ ડેપ્યુટિ મિ. ઉમેદઅલી મુનશીએ દડાના ઉદ્યોગોના સંબંધમાં એક બાળગીત અમારા તરફ મોકલ્યું છે તે અમે નીચે આપીએ છીએ:—

---

# બાળગીત.

(આઠ બાળકોએ અંગચેષ્ટા સાથે ગાવાનું.)

કનકવા મેરે સરકે ઉછલ ગયો રે—એ રાગ.

સરવે—આ રમત દડાની રમીએ સર્વે સાથે રહીને રે.

(ત્રણ કે ચાર વખત કુંડાળામાં ફરવું, તાલ આપવા.)

પછી ઊભા રહીને

પહેલો—આ મારો દડો સારો રે, (લાંબો હાથ કરી દડો બતાવવો.)

બીજો—શું આ દડો નઠારો રે? ( એજન. )

ત્રીજો—ભાઈઓ સર્વે દડ. સારા,<br>ચોથો—બન્યા રંગારંગી પ્યારા, } બે વખત વારાફરતી બોલે.

પાંચમો—લડીએ ને લાઈ, સંપી રમીએ સાથે રહીને રે—

સરવે—આ રમત દડાની રમીએ સર્વે સાથે રહીને રે.

(ત્રણ કે ચાર વખત કુંડાળામાં ફરવું, તાલ આપવા.)

પછી ઊભા રહીને

પહેલો—મારો લાલ દડો આ જોઈ લો રે, (લાંબો હાથ કરી દડો બતાવવો.)

બીજો—આ પીળા દડા પર મોહી લો રે, ( એજન. )

ત્રીજો—આસમાની કેવો સોહે, } હાથ લાંબાઃ કરી દડા બનાવવો અને
ચોથો—નહિ લીલા જેવો તોએ, } બે વખત વારાફરતી બોલવું.
એજ—સારો શોભીતો લીલો જો તું હાથે લઈને રે-[ હાથ લાંબો કરી આપવા જેવો ડોળ કરવો.]

સરવે—આ રમત દડાની રમીએ સર્વે સાથે રહીને રે.
(ઉપર કહ્યા પ્રમાણે.)

પછી ઊભા રહીને.

પાંચમો—આ જાંબુડાને નીરખો રે, (લાંબા હાથ કરી દડો બતાવવો.)
છઠ્ઠો—નારંગી રંગ પરખો રે, ( એજન. )
સાતમો—ધોળામાં શી મજા છે, } હાથ લાંબા કરી દડો બતાવવો,
આઠમો—કાળી જો આ ધજા છે, } અને બે વાર વારાફરતી બોલવું.
એજ—શી શોભીતી છે ફરકે આગળ પાછળ થઈને રે—
(ધજા આગળ પાછળ કરવી.)

સર્વે—આ રમત દડાની રમીએ સર્વે સાથે રહીને રે.
(ઉપર પ્રમાણે.)

પછી ઊભા રહીને

પહેલો—આ સર્વે દડા કેવા રે, (દડા તરફ હાથ કરી દેખાડવા)
બીજો—છે ગોળ લાડુ જેવા રે, (બીજા હાથ વડે લાડુનો આકાર દેખાડવો).
પહેલો—લાડુથી અધિક શોભે છે, } બે વખત વારાફરતી બોલે.
બીજો—લઈ રમવા દીલ લોભે છે, }
સર્વે—નાચો કૂદો ભાઈ રમત રમો તમે ફેરા લઈને રે, ( નાચવું, કૂદવું, અને ફરવું.)

એજ—આ રમત દડાની રમીએ સર્વે સાથે રહીને રે.
(ઉપર પ્રમાણે.)

ટીપઃ—૧. લીટીઓમાં જે મોટા અક્ષરો છે તે ઉપર ભાર મૂકી તાલ દેવો.

૨. આઠ રંગો માટે આઠ બાળકો પસંદ કરવાં. સાત રંગના દડા સાત જણના હાથમાં આપવા અને આઠમાના હાથમાં કાળી ધજા આપવી.

૩. દડાની દોરીઓ આશરે એકેક ફૂટ લાંબી દડાના જ રંગની હોવી જોઈએ, જે પકડી બાળકો તાલ આપે. જો દરેક દડાની દોરીની ગાંઠમાં

નાની ત્રણ ત્રણ ઘુઘરીઓ બાંધવામાં આવશે તો તાલ આપતાં બાળકોને ગમ્મત પડશે.

૪. બીજા નંબરનો છોકરો જરા હસમુખો પસંદ કરવો.

૫. કન્યાશાળામાં પહેલી લીટીને બદલે "આ રમત હાની રમીએ. સૈયર સાથે રહીને રે" એ પ્રમાણે બોલાવવું, અને બીજે ઠેકાણે જ્યાં "ભાઇઓ" છે ત્યાં "એનો" કે "એની" શબ્દ વાપરવો.

---

# પ્રાણી વિષે પાઠો.

(ચાલુ પૃષ્ઠ ૨૫૦ થી.)

## ભેંસ.

**સાહિત્ય**—એક ભેંસ લાવી નિશાળ બહાર બાંધવી અને તેના મોઢા આગળ ઘાસ નાખવું.

**સૂચના**—શિક્ષકે છોકરાંને નિશાળ બહાર લઈ જઈ જ્યાં ભેંસ બાંધી હોય તે જગાથી થોડેક છેટે બેસાડવાં. પાછલા પાઠોમાં છોકરાં ગાય વિષે પૂર્ણ હકીકત શીખી ગયાં છે અને ભેંસ એ ગાયને ઘણી ખરી બાબતોમાં મળતું પ્રાણી છે, તેથી શિક્ષકે ગાય સાથે તેનો યોગ્ય પ્રશ્નોથી મુકાબલો કરાવવો.

**મળતાપણું**—મુકાબલો કરાવવાથી છોકરાં કહી શકશે કે 'ભેંસ એ ગાયની માફક ઘાસ ખાનાર તથા વાગોળનાર પ્રાણી છે. ગાયની પેઠે ઘાસ ચરવા માટે ભીનાશવાળી જગામાં ચાલવાને તેને પગતળિયે ફાટવાળી ખરી છે; હાથ નહિ હોવાથી ભોંય ઉપરથી મોંમાં ખોરાક લેવાને લાંબી ગરદન તથા લાંબી વળી શકે એવી અને ખડબચડી જીભ છે; કોઈ ઇજા કરવા આવે તો પોતાનો બચાવ કરવાને અંદરની બાજુએ વાંકાં વળેલાં પોલાં શિંગડાં છે; અને માખી તથા બીજાં જીવજંતુ શરીર પર તથા માથા પર બેસીને હેરાન ન કરે માટે લાંબી પૂંછડી અને લાંબા કાન છે. ગાયની પેઠે તેના દાંતનાં જડબાંમાં રાક્ષીઓ બિલકુલ નથી, દાઢો વધારે છે, કાપવાના દાંત માત્ર નીચલા જડબામાં છે, અને ઉપલા જડબામાં કાપવાના દાંતને બદલે કઠણ પેઢાં છે. વાગોળનાર પ્રાણી તરીકે તેના પેટની રચના

છોકરાં પાસે કઢાવવાં; પરંતુ પ્રથમ તેણે છોકરાંને કહેવું કે 'ગાયનું જંગલી સ્થિતિમાં રહેઠાણ સપાટ પ્રદેશમાં છે, અને બકરાંનું પહાડી મુલકમાં છે.' આ ઉપરથી તે નીચે મુજબ હકીકત કઢાવી શકશેઃ—

શિ.—એક શરીરે પાતળો અને બીજો ભરાઉ એવા બે છોકરાને એક ટેકરી પર ચઢવાનું કહ્યું હોય તો કયો વધારે ઝડપથી ચઢી શકશે?

વિ.—સાહેબ, પાતળો છોકરો વધારે ઝડપથી ચઢી શકશે?

શિ.—ત્યારે બકરાનું મૂળ રહેઠાણ પહાડી મુલકમાં છે તો ત્યાં પોતાના ખોરાક માટે આમ તેમ સહેલાઈથી ફરી શકવાને તેનું શરીર કેવું હોવું જોઈએ?

વિ.—સાહેબ, ઘણું પાતળું અને નાજુક હોવું જોઈએ.

શિ.—બરાબર. તમે જુઓ છો તેમ તેનું શરીર ટૂંકું અને પાતળું છે અને પગ પણ પાતળા છે, તેથી તે ટેકરીઓ ઉપર ઝડપથી ચઢી શકે છે. ગાયથી તેમ ચઢી શકાશે નહિ. (ફુટપટી વતી બકરાનું શરીર મપાવવું, અને એક છોકરાને ગામમાં મોકલી કોઈ ગાયનું માપ મંગાવવું. ગાય આશરે પાંચ ફુટ ઊંચી થશે, અને બકરું ત્રણ ફુટથી ઓછું થશે.) હવે તમારામાંના કોઈને પહાડી મુલકનો અનુભવ થયો છે?

મગન—હા સાહેબ, મારા બાપને આબુ પર્વત પર નોકરી છે, ત્યાં હું થોડા દિવસ રહ્યો છું.

શિ.—ત્યાં તમે ઉન્હાળામાં રહ્યા છો કે?

મગન—હા સાહેબ.

શિ.—આપણા ગામમાં જેટલો તાપ લાગે છે તેટલો ત્યાં લાગે છે કે?

મગન—ના સાહેબ, બિલકુલ લાગતો નથી.

શિ.—ત્યારે તમે ત્યાં શિયાળામાં રહ્યા છો કે?

મગન—હા સાહેબ.

શિ.—શિયાળામાં આપણા ગામમાં જેટલી ટાઢ લાગે છે તેથી ત્યાં વધારે લાગે છે કે ઓછી?

મગન—સાહેબ, ત્યાં ઘણી વધારે ટાઢ લાગે છે.

શિ.—ત્યારે તમે પહાડી મુલકને ગરમ કહી શકશો કે ઠંડો?

મગન—ઠંડો, સાહેબ.

શિ.—પહાડી મુલક ઠંડો છે તો બકરાં શિયાળામાં ત્યાંની ટાઢ શી રીતે સહન કરી શકતાં હશે?

વિ.—સાહેબ, તેને આખે શરીરે વાળનો ગરમ કોટ હોય છે, તેથી ટાઢ લાગતી નથી.

શિ.—આ પ્રમાણે તેને શરીરે વાળનું ઢાંકણુ હોવાથી તેના શરીર પર માખી કે બીજા જીવજંતુ બેસે તો તેને લાગે કે ?

વિ.—ના સાહેબ, તેની ચામડીને તેઓ કંઈ ઇજા કરી શકે નહિ.

શિ.—ત્યારે તેમને માખી કે જીવડાં ઉડાડવાને લાંબી પૂંછડી કે કાનની જરૂર પડે કે ?

વિ.—તેના કાન તથા પૂંછડી આ કામ માટે ઉપયોગી થઈ પડતાં નથી.

શિ.—ત્યારે પૂંછડી આ પ્રમાણે બિનઉપયોગી હોવાથી ઘણી ટૂંકી રાખી છે, અને કાન પણ ખપ વિનાના હોવાથી લબડતા રાખ્યા છે.

તદ્બાબત ખોળાવતી વખતે ઉપયોગિતાના સંબંધમાં છોકરાં શિક્ષકની મદદથી કહી શકશે કે 'જેમ ગાય તથા બળદ પાસે ભાર વહી જવાનું કામ કરાવે છે, તેમ બકરાંને ભાર વહી જવાના કામમાં કોઈકજ સ્થળે લગાડે છે; કારણ કે તે ઘણાં નાજુક અને બળહીન છે. પરંતુ તેઓ તેમના વાળને લીધે ઘણાં ઉપયોગી થઈ પડે છે. ગ્રીષ્મ ઋતુમાં તેમને વાળની બહુ જરૂર રહેતી નથી ત્યારે, અથવા તો જ્યારે વાળ બહુ મોટા થઈ જાય છે ત્યારે ભરવાડ લોકો તે કાપી લે છે. ( મોટા વાળથી બકરાંને બહુ બેચેની લાગે માટે તે કાપી લેવામાં આવે છે. જો કાપી ન લે તો કુદરતની ખુબી એવી છે કે તે પોતાની મેળે ખરી પડે.) આ વાળનાં તેઓ કામળા, કામળી, ધાબળી, વગેરે ગરમ લુગડાં બનાવે છે, તે ટાઢના વખતમાં લોકો શરીરે વિંટાળે છે. બકરાંના વાળનાં દોરડાં તથા નાડાં પણ બને છે. (શિક્ષકે આ વખતે એક કામળો બતાવવો અને તેમાંથી વાળ કાઢી તે બકરાના વાળ સાથે સરખાવવા. બકરાંના વાળની બનતી ચીજો લાવી રાખી હોય તે આ વખતે શિક્ષકે છોકરાંને બતાવવી.) શિક્ષકે આ સ્થળે કહેવું કે 'આપણા મુલકમાં જે બકરા થાય છે તેમના વાળ જાડા, બરછટ, અને ભોકાય એવા અણીવાળા હોય છે, તેથી તેમનાં સુંવાળાં કપડાં બનતાં નથી. પણ ઠંડા મુલકનાં, દાખલા તરીકે કાશ્મીરનાં બકરાંના વાળ સુંવાળા રેશમ જેવા હોય છે, તેથી તે વાળની શાલો બને છે.' (શિક્ષકે કાશ્મીરી શાલ લાવી રાખી હોય તો છોકરાંને બતાવવી.)

બકરાંના ખોરાકના સંબંધમાં શિક્ષકના પ્રશ્નોના જવાબમાં છોકરાં કહી શકશે કે 'ગાય ઘાસ તથા કેટલીક વનસ્પતિનાં પાંદડાં અને અનાજ ખાય છે; પણ બકરાં તો ઘાસ અને અનાજ ખાવા ઉપરાંત ગમે તે વનસ્પતિનાં પાંદડાં ખાય છે.' પછી શિક્ષકે કહેવું કે "આ ઉપરથી આપણામાં કહેવત છે કે 'ઊંટ મેલે આકડો ને બકરું મેલે કાંકરો.' બકરાંને ઘાસ તથા અનાજ ન મળે તોપણ ચાલી શકે છે. તેઓને છૂટાં મૂકવામાં આવે તો ગમે તે ભાજીપાલો તોડી ખાઈ તેઓ પેટ ભરે છે. ગમે તેવો ગરીબ માણસ પણ બકરી રાખી શકે છે. આથી તે 'ગરીબની ગાય' કહેવાય છે."

બકરાંના બળ તથા સ્વભાવના સંબંધમાં પૂછવાથી છોકરાં કહી શકશે કે 'તે બળહીન અને ગરીબડું પ્રાણી છે. આપણે 'બીચારી બકરી' એમ લોકોને કહેતાં સાંભળીએ છીએ. કોઇ કોઈ બકરા જોરાવર અને તોફાની હોય છે, પરંતુ બધી બકરી ગરીબ હોય છે.'

**ટીપ**—૧. બકરા સંબંધી ઉપર જણાવેલી હકીકત બે પાઠમાં કહાવી શકાશે.

૨. બકરાના શરીરના કેટલાક ભાગો ગાયના ભાગોથી જુદા પડે છે; દાખલા તરીકે ટૂંકી પૂંછડી, લબડતા કાન, અને પાછળ વળેલાં શિંગડાં. માટે જ્યાં જ્યાં આ ભાગોનું વર્ણન આવે ત્યાં તેમનાં ડ્રૉઈંગ પાટિયા પર કાઢી બતાવવાં, અને બકરાના આખા શરીરનું ડ્રૉઇંગ પણ કાઢવું.

---

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

**ગઈ ત્રિમાસિક સ્પર્ધાનું પરિણામ નીચે મુજબ છેઃ—**

**પ્રશ્ન ૧લો**—૧૫ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી હરિશંકર ભાણજી, બી. આ. માસ્તર રાણાકંડોરણા તાબે પોરબંદરનાને રૂ. ૧)નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૨જો**—૧૨ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી જીવાભાઈ દેસાઈભાઈ, મહેતાજી, ઉતેલીઆ તાલુકે ધોળકાનાને રૂ. ૨)નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૩જો**—ન્મ પહાડો સુધી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી —ઠંડો, સાહેબ.. —મીદાસ, સ્પે. આસિ. માસ્તર જામખંભાળીઆ —પહાડી મુલક ઠંડો છે, તથા દયાશંકર તુળજારામ, સ્પે. બી. આ. સહન કરી શકતાં —નાને રૂ. ૧)નું ઇનામ આપવામાં આવ્યું છે.

## એપ્રિલની સ્પર્ધાનાં ઇનામમાં સુધારો.

બીજા પ્રશ્નનું ઇનામ રૂ. ૦–૮–૦ મૂળચંદ, નાગજી સાંગાણીને આપવા ભૂલથી જણાવેલું છે, પરંતુ મોહનલાલ શંકરજી, માળીઆના રંપે. આ. માસ્તરને તે મળ્યું છે.

---

**આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર લખી મોકલવા:—**

(૧) વણાટકામ કરનાર કારીગરને ત્યાં પાંચમા ધોરણનાં બાળકોને અવલોકન કરાવવા લઈ જતા અગાઉ શિક્ષકે કયા ક્રમમાં પોતાની નોંધ તૈયાર કરવી તેનો નમુનો આપો. ઇનામ રૂ. ૨)

(૨) દરિયાની સપાટીથી પર્વતની ઊંચાઇ શી રીતે મપાતી હશે તે બાબતની નોંધ છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓ માટે તૈયાર કરો.
ઇનામ રૂ. ૨)

(૩) અમુક સ્થળે આટલા ઇંચ વરસાદ પડ્યો તે છોકરાઓને શી રીતે સમજાવશો તેની નોંધ તૈયાર કરો. ઇનામ રૂ. ૧)

ટીપ–સ્પર્ધાના નિયમો માહે એપ્રિલ સને ૧૯૦૩ તથા માહે ઑક્ટોબર સને ૧૯૦૨માં શાળાપત્રમાં જોવા. તા. ૨૦મી નવેમ્બર પછી આવેલા ઉત્તર ... હિ.

---

## [કેળ]વણીખાતાની ખબરો.

### સરકારી ઠરાવ.

(આર્ટ સ્કૂલમાં અપાતી સ્કૉલરશિપોના સંબંધમાં.)

[કેળ]વણીખાતું. મુંબઈ,
નં. ૧૪૨૭. તા. ૧૫–૭–૧૯૦૩.

ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શને નામદાર મુંબઈ સરકારને લખેલો પત્ર નં. ૫૮૦૮, તા. ૧૩–૧૦–૧૯૦૨:—

સર. જે. જે. આર્ટ સ્કૂલના પ્રિન્સિપાલ પોતાની સ્કૂલમાં અપાતી સ્કૉલરશિપોને લગતા ધારામાં કેટલાક ફેરફાર કરવા માગે છે તે હું આપ નામદારને વિદિત કરું છું.

૨. આ સ્કૂલમાં બે જાતની સ્કૉલરશિપો અપાય છે—

(૧) સામાન્ય સ્કૉલરશિપો, જેવી કે સરકારી અને મેઓ સ્કૉલરશિપો.

(૨) ખાસ સ્કૉલરશિપો—

(અ) જે અમુક પ્રજાના કે વિભાગના ઉમેદવારો, જેવા કે યાહુદી, કચ્છી, કે ભાવનગર તથા કાઠિયાવાડના વતનીઓ માટે રાખી છે.

(બ) જે અમુક કામ માટે રાખી છે.

૩. સામાન્ય સ્કૉલરશિપોના સંબંધમાં પ્રિન્સિપાલ જણાવે છે કે 'ગરીબ વર્ગના છોકરા આ સ્કૉલરશિપોનો લાભ લઈ શકતા નથી; કારણ કે બે અથવા ત્રણ વર્ષ સ્કૂલમાં રહ્યા પછીજ તેમને માટે સ્પર્ધા કરી શકાય છે; ફક્ત એક સિવાય બધી સ્કૉલરશિપો ઉપલા વર્ગના છોકરા માટે રાખી છે. વળી બધી સ્કૉલરશિપો રંગકામ અને કોતરકામ શીખનાર છોકરાજ લઈ જાય છે, શિલ્પકામ શીખનારને મળતી નથી.'

૪. ખાસ સ્કૉલરશિપોમાંની (અ) વર્ગની, જેવી કે કચ્છના રાવ અને ગૌરીશંકર ઉદેશંકરના નામથી અપાતી સ્કૉલરશિપોના સંબંધમાં પ્રિન્સિપાલ જણાવે છે કે ' આ સ્કૂલમાં કચ્છની સ્કૉલરશિપ અપાય છે એવું કચ્છના વતનીઓ ભાગ્યેજ જાણતા હશે ગમે તેમ હો પણ કચ્છમાંથી સારા કારીગરો આ સ્કૂલમાં આવતા નથી, અને કચ્છના વતનીને ક્વચિતજ આ સ્કૉલરશિપ મળે છે. મારો અભિપ્રાય એવો છે કે હવે પછી પરીક્ષા ભૂજમાં લેવી અને પરીક્ષાના સવાલપત્ર આર્ટ સ્કૂલના પ્રિન્સિપાલે મોકલવા. આથી પણ સારા ઉમેદવારો ન આવે તો બે સ્કૉલરશિપોની એક કરી સ્કૉલરશિપની રકમ વધારવી. તેજ પ્રમાણે ગૌરીશંકર ઉદેશંકર સ્કૉલરશિપ માટે ભાવનગરમાં સ્પર્ધા થવા દેવી જોઈએ. વળી આ સ્કૉલરશિપો ત્રણ વર્ષ માટે અપાય છે તે મુદત વધારે છે માટે તે ઘટાડીને બે વર્ષની કરવી.'

૫. (બ) વર્ગની ખાસ સ્કૉલરશિપો, જેવી કે ફાઉન્ડર સ્કૉલરશિપ અને વાસુદેવ વિનાયક સ્કૉલરશિપના સંબંધમાં પ્રિન્સિપાલ જણાવે છે કે 'ફાઉન્ડર સ્કૉલરશિપ હાલમાં લાકડા ઉપરના કોતરકામને માટે અપાય છે, પણ હાલમાં તે કામને ઠેકાણે બીજાં કામો શિખવાય છે; તેથી તે સ્કૉલરશિપ કોતરકામ શીખનારને, અથવા ફોટોગ્રાફિક પ્રોસેસનું કે ઇલેક્ટ્રોટાઇપિંગનું કામ શીખનારને આપવી જોઇએ. વાસુદેવ વિનાયક સ્કૉલરશિપના સંબંધમાં કંઈ ફેરફાર કરવાની જરૂર નથી.'

૬. સામાન્ય સ્કૉલરશિપો માટે પ્રિન્સિપાલ નીચેની યોજના રજુ કરે છેઃ—

સ્કૂલના ઉપલા વર્ગો માટે સ્કૉલરશિપો.

| | | | રૂ. |
|---|---|---|---|
| ૧ મુખ્ય સ્કૉલરશિપ રૂ. ૨૫) ની | ... | ... | ...૨૫ |
| ૩ રંગકામ માટે— | | | |
| * ૨ દસ દસ રૂપિયાની<br>૧ સાત રૂપિયાની | ... | ... | ...૨૭ |

૨ કોતરકામ માટે—

| | | | | |
|---|---|---|---|---|
| * ૧ રૂપિયા દસની<br>૧ રૂપિયા સાતની | } | ... | ... | ...૧૭ |

૨ શિલ્પકામ માટે—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ રૂપિયા દસની<br>૧ રૂપિયા સાતની | } | ... | ... | ...૧૭ |

## સ્કૂલના મધ્યમ વર્ગો માટે.

૧ મુખ્ય સ્કૉલરશિપ રૂ. ૭) ની. ... ... ... ૭

૨ ડ્રૉઇંગ માટે—

| | | | | |
|---|---|---|---|---|
| ૬ રૂપિયા ૬) ની<br>૧ રૂપિયા ૫) ની | } | ... | ... | ...૧૧ |

૨ નકશા બનાવવાનું કામ શીખનારને—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ રૂપિયા ૬) ની<br>૧ રૂપિયા ૫) ની | } | ... | ... | ...૧૧ |

## સ્કૂલના નીચલા વર્ગો માટે.

૫ સ્કૉલરશિપો દરેક રૂ. ૫) ની. ... ... ...૨૫

## એન્ટ્રન્સ (પ્રવેશક વર્ગ માટે) સ્કૉલરશિપો.

મુંબઈના ઉમેદવારો માટે રૂ. ૫) ની એક એવી બે અથવા
બહારના ઉમેદવાર માટે રૂ. ૧૦) ની એક. ... ...૧૦

કુલ રૂ. ૧૫૦

આ યોજનાના સંબંધમાં મિ. બર્ન્સ લખે છે કે:—

'સામાન્ય સરકારી સ્કૉલરશિપો જેમને મળી હોય તેમને તે બે વર્ષ સુધી તો આપવીજ જોઈએ, અને ત્રીજા વર્ષ માટે તેમને બીજા વિદ્યાર્થીઓ સાથે ફરીથી સ્પર્ધા કરવા દેવી જોઈએ. આ નિયમ રૂ. ૨૫) ની સ્કૉલરશિપને લાગુ પડતો નથી.

'રૂ. ૨૫) ની મુખ્ય સ્કૉલરશિપ માટે દર વર્ષે સ્પર્ધા થવી જોઈએ; અને તે કોઈ પણ છોકરાને એક વર્ષ સુધી આપવી જોઈએ, વધારે મુદત આપવી જોઈએ નહિ.'

'આ સ્કૉલરશિપો માટે નીચેની શરતોએ સ્પર્ધા થવા દેવી જોઈએ:—

* આ સ્કૉલરશિપો મેઓ સ્કૉલરશિપ કહેવાશે.

દર મહિને વર્ગમાં થયેલા કામને માટે નીચે મુજબ દોકડા આપવા—

| વર્ગમાં કરેલું રંગકામ, શિલ્પકામ, કોતરકામ, તથા ડ્રૉઇંગકામ. | કાલ્પનિક નમુના. | ઘેર કરેલું કામ | હાજરી. |
|---|---|---|---|
| કુલ | કુલ | કુલ | એક દિવસની હાજરી |
| ૧૦ | ૧૦ | ૧૦ | માટે એક દોકડો. |

આ દોકડા વાર્ષિક પરીક્ષામાં મેળવેલા દોકડામાં ઉમેરવા, અને તેમ કરતાં જે છોકરાના વધારેમાં વધારે દોકડા થાય તેને સ્કૉલરશિપ આપવી. વર્ષની વચમાં કોઈ સ્કૉલરશિપ ખાલી પડે તો બાકીની મુદત માટે ઉપર જણાવેલી રીતેજ સ્પર્ધા થવી જોઈએ.'

'એન્ટ્રન્સ સ્કૉલરશિપો નીચે મુજબ આપી શકાશેઃ—

(અ) મુંબઈના ઉમેદવારો માટે રૂ.૫)ની એક એવી બે સ્કૉલરશિપો, અથવા

(બ) બહારના ઉમેદવારો માટે રૂ. ૧૦) ની એક સ્કૉલરશિપ.

મુંબઈમાં પોતાનાં માબાપ સાથે રહેનાર વિદ્યાર્થીઓ માટે શરૂઆતમાં રૂ ૫) ની સ્કૉલરશિપ બસ છે, પરંતુ બહારના વિદ્યાર્થીઓ રૂ. ૫) માં મુંબઈમાં પોતાનું ગુજરાન નીભાવી શકે નહિ.

મુંબઈના વિદ્યાર્થીઓને શરૂઆતની સ્કૉલરશિપ ન મળી હોય તોપણ તે સ્કૂલમાં દાખલ થઈને વગર ખર્ચે બધી સ્કૉલરશિપો માટે સ્પર્ધા કરી શકે; પણ બહારના વિદ્યાર્થીઓને પોતાના ગુજરાન માટે શરૂઆતની સ્કૉલરશિપની જરૂર છે, કારણ કે તેની મદદથી તેઓ કોઈ પણ બીજી સ્કૉલરશિપને માટે પછીથી સ્પર્ધા કરી શકે.'

૮ 'ઉપરની યોજનામાં મેં એવી રીતની ગોઠવણ રાખી છે કે હાઈસ્કૂલમાંથી અથવા તો ગુજરાતી સ્કૂલમાંથી કોઈ પણ હોંશિયાર છોકરો આર્ટ સ્કૂલમાં દાખલ થઇ ૬ વર્ષ સુધી સ્કૂલમાં રહી શકે અને આ સ્કૉલરશિપોથી પોતાનું પોષણ કરી શકે; અને વળી છેવટે રૂ. ૨૫)ની માસિક સ્કૉલરશિપ પણ મેળવી શકે તથા પોતે શિલ્પકામ, કોતરકામ, કે રંગકામના ધંધા માટે શ્રેષ્ઠ રીતે લાયક થાય.'

૭. સાસુન સ્કૉલરશિપના સંબંધમાં માત્ર એટલોજ ફેરફાર કરવાની માગણી છે કે તે સ્કૉલરશિપ ચાર વર્ષને બદલે બે વર્ષ સુધી આપવી, અને બીજાં બે વર્ષ માટે તે સ્કૉલરને ફરીથી સ્પર્ધા કરવાની રજા આપવી.

૮. ફાઉન્ડર સ્કૉલરશિપ જે વિષયને માટે આપવામાં આવે છે તે

વિષય બદલવાનો છે. તેને માટે તે સ્કૉલરશિપ કાઢનારની પરવાનગી લેવી પડશે. આ સ્કૉલરશિપ ઇ. સ. ૧૮૬૨ માં મિ. રૈયાબજી જમશેદજી જીજીભાઈએ અમુક વિષય માટે કાઢેલી છે, તો તેમના કુટુંબને ફેરફારના સંબંધમાં પૂછવું જોઈએ. હું ધારું છું કે તેઓ કંઈ હરકત જણાવશે નહિ; કારણ કે જે કારીગરી હાલ નીકળી ગઈ છે અને જેને બદલે બીજી દાખલ થઈ છે તેવી કારીગરીના ઉત્તેજન માટે પોતાના પૈસા ખર્ચાય એવી ઇચ્છા તેઓ ધરાવશે નહિ.

૯. બીજી દરખાસ્તો મંજૂર કરવાની હું નામદાર સરકારને ભલામણ કરું છું. કારણ કે તે વિદ્યાર્થીઓના ઉત્તેજન અને પોષણ અર્થે શ્રેષ્ઠ રીતે ઉપયોગી થઈ પડે તેમ ગોઠવી છે.

---

નામદાર સરકાર તરફથી ઉપરનો કાગળ યાદી નં. ૨૦૬૯, તા. ૨૧–૧૧–૧૯૦૨થી પોલિટિકલ ખાતા તરફ મોકલવામાં આવ્યો, અને એવી સૂચના કરવામાં આવી કે ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના પત્રના ૪થા પેરેગ્રાફમાં જણાવેલા ફેરફાર કરવામાં કંઈ હરકત હોય તો તે સંબંધી પોલિટિકલ અમલદારો મારફત જવાબ માગવા.

---

આ સંબંધમાં કચ્છના આક્ટિંગ દિવાનનો જવાબ નં. ૧૭૦, તા. ૩–૩–૧૯૦૩—

કચ્છી સ્કૉલરશિપોના સંબંધમાં જે ફેરફાર સૂચવ્યા છે તે કોઈપણ રીતે હરકતકર્તા નથી. તોપણ દરબાર સાહેબની એટલી માગણી છે કે કચ્છી માટે રાખેલી સ્કૉલરશિપો ઇલાયદી રાખવી જોઈએ, એટલે તે બીજી સ્કૉલરશિપો સાથે જોડી દેવી ન જોઈએ. કચ્છી સ્કૉલરશિપો બે હોય તેની જરૂર પડે તો એક કરવાને કોઈ જાતની હરકત નથી.

આ પત્ર કચ્છના પોલિટિકલ એજંટે પોતાના નંબર ૫૨, તા. ૪–૩–૧૯૦૩ થી પોલિટિકલ ખાતાના ચીફ સેક્રેટરીને મોકલ્યો.

---

ઝાલાવાડના પોલિટિકલ એજંટનો કાઠિયાવાડના એજંટ ટુ ધ ગવર્નર ઉપર પત્ર નં. ૧, તા. ૯–૩–૧૯૦૩–

ભાવનગરના મિ. વજેશંકર ગૌરીશંકર તરફથી ભાવનગર દરબાર મારફત જવાબ મળ્યો છે તેની નકલ આ સાથે આપના તરફ મોકલી છે. તેમાં તે જણાવે છે કે 'સર જે. જે. આર્ટ સ્કૂલના પ્રિન્સિપાલે જે ફેરફાર સૂચવ્યા છે તે મારે કબૂલ છે. ઉમેદવારોની પરીક્ષાની તારીખ નક્કી થયા પછી તે લોકોને જાહેર થવા માટે કાઠિયાવાડનાં પેપરમાં કે ભાવનગર દરબારી ગેઝેટમાં પ્રસિદ્ધ થવી જોઈએ.'

આ પત્ર કાઠિયાવાડના એજન્ટ ટુ ધ ગવર્નરે પોતાના નં. ૧૯૧, તા. ૧૪-૩-૧૯૦૩થી પોલિટિકલ ખાતાના ચીફ સેક્રેટરી તરફ મોકલ્યો.

---

કચ્છનો તથા ભાવનગરનો એ બંને જવાબ પોલિટિકલ ખાતા તરફથી કેળવણીખાતાના સેક્રેટરી તરફ મોકલવામાં આવ્યા.

---

* * *

ડિરેક્ટર ઓવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનનો પત્ર નં. ૨૪૬૨, તા. ૨૦-૬-૧૯૦૩-

મિ. એ ડી સાસુન અને મિ સોરાબજી જમશેદજી જીજીભાઇના મુખત્યારો જણાવે છે કે જે ફેરફાર તેમની સ્કૉલરશિપોના સંબંધમાં સૂચવ્યા છે તે માટે તેમને કોઈ જાતની હરકત નથી તે આપ નામદારને વિદિત થશે.

---

**સરકારી ઠરાવ.**—આકિટંગ ડિરેક્ટર ઓવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના પત્ર નં. ૫૮૦૮, તા. ૧૩-૧૦-૧૯૦૨ના છઠ્ઠા પેરેગ્રાફમાં જણાવેલી યોજના મુજબ સરકારી અને મેઓ સ્કૉલરશિપ આપવાના સુધારેલા નિયમો મંજૂર કરવામાં આવે છે; પરંતુ તેથી આજ સુધી જેટલું ખર્ચ થતું તેમાં વધારો થવો જોઈએ નહિ.

૨. સાસુન સ્કૉલરશિપ અને કચ્છના રાવ તથા મિ. ગૌરીશંકર ઉદેશંકરના નામથી અપાતી સ્કૉલરશિપોના સંબંધમાં જે ફેરફાર કરવાની માગણી થઈ છે તે પણ મંજૂર કરવામાં આવે છે. આર્ટ સ્કૂલના પ્રિન્સિપાલનું કચ્છના દિવાનના પત્ર નં. ૧૭૦, તા ૩-૩-૦૩ માં અને ઝાલાવાડના પોલિટિકલ એજન્ટના પત્ર નં. ૧, તા. ૯-૩-૦૩ માં જણાવેલી બાબતો તરફ ધ્યાન ખેંચવું.

૩. * * *

A. M. T. Jackson,
અકિટંગ સેક્રેટરી, નિરમત સરકાર.

---

## જાહેરખબર.

### ખેડા મહોમેડન એજ્યુકેશન ફંડ.

આ ફંડમાંથી મદદ આપવા માટે હવે નવાં નામો દાખલ કરવામાં આવશે નહિ. હાલ જેમને મદદ મળે છે તે મદદ બનતા સુધી ચાલુ રાખવામાં આવશે.

સુરત, તા. ૩૧-૮-૧૯૦૩

ઇબ્રાહીમ મહમદ સયાણી,
ટ્રસ્ટી તથા મેનેજર.

## કિન્ડરગાર્ટન ગ્રંથમાળા સંબંધી સરકારી હુકમ.

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો પ્રમાણે કિન્ડરગાર્ટન શિક્ષણ આપવા માટે; મે. ડિરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન સાહેબની મંજુરી અને ભલામણથી, નામદાર ગવર્નમેન્ટ સરકારે "કિન્ડરગાર્ટન ભા. ૧-૨-૩" તથા 'બાળ ખેલ (સચિત્ર)' પુસ્તકો 'ટેક્સ્ટ બુક' (શાળોપયોગી પુસ્તકો તરીકે દરેક શાળાઓમાં વાપરવા માટે મંજુરી આપીછે.) એ ઉપરાંત 'કિન્ડરગાર્ટન-બાળગ્રંથાવળી નં. ૧ થી ૨૦ સુધીમાં કેટલાંક પુસ્તકો 'શાળા શિક્ષકો' માટે મંજુર કરવામાં આવ્યાં છે. મજકુર પુસ્તકો પચીશ રૂપિયાનાં ખરીદનારને વીસ ટકા કમિશન આપવામાં આવેછે.

કિન્ડરગાર્ટન ગ્રંથમાળાને અનુસરતો સઘળો વિલાયતી સામાન ખાસ, જર્મની અને અમેરિકાથી આવેલોછે. તેમાં વીશે બક્ષિસોનો જથ્થાબંધ સામાન કીફાયત ભાવે મળશે—

| | |
|---|---|
| ૧૫૫ ફનસવાડી મુંબઇ<br>જાન્યુઆરી ૧૯૦૩, | ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.<br>કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્તા |

---

સરકારે ટેક્સ્ટબુક તરીકે મંજુર કરેલી સરળ દશીનામાની પદ્ધતિ, ૧૫ મી આવૃત્તિ, ૩॥ આના. નવા ત્રીજા ધોરણ માટે વ્યાકરણ શિક્ષણ માળા અંક ૧ લો, ૧॥ આનો. ધો. ૪ માટે અંક બીજો ત્રણ આના. ધો. ૫-૬-૭ માટે નવું ગુજરાતી બાળ વ્યાકરણ ૬ઠી, આવૃત્તિ, ૪ આના. પોસ્ટેજ ને વી. પી. ખર્ચ લેનારને શિર. કમિશન ૫-૧૦-૧૫-૨૦ નંગથી અનુક્રમે ૧૦-૧૫-૨૦-૨૫ ટકા. પ્રેમચંદ કરમચંદ શાહ, ડે. એ. ઇન્સ્પેકટર. મુ. ગોંડળ.

---

અંકગણિતની સમજુતી. કિમ્મત રૂ. ના પોસ્ટેજ સાથે.. પાંચે દશ ટકો, પંદર; વીશે, વીસ; અને પચીશે, પચીસ ટકા કમિશન. વેલ્યુપેએબલ ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ. મુમ્બઇ બેંક. અમદાવાદ.

# ચોપડીઓના મોટા વેપારીઓ.

અમદાવાદના જૂના જાણીતા બુકસેલર **શા. મોતીલાલ મગનલાલ** અને તેમના દીકરાઓએ મુંબાઇ ખાતે પણ ચોપડીઓની એક મોટી દુકાન ઉઘાડી છે. તેમાં ઇંગ્રેજી ગુજરાતી તમામ બુકસો—સ્કુલ માટે ટેક્સ્ટ. ઇનામ, અને લાયબ્રેરી તરીકે મંજુર થએલી ચોપડીઓનો ઘણો જબરો સ્ટોક રાખવામાં આવ્યો છે. દેસવાડાકર કિંડરગાર્ટન ચોપડીઓના તથા કોપી બુકોના અમે એજન્ટ છીએ. કિંડરગાર્ટન જાનવરોના મોટા સુશોભિત નકશા તથા સામાન પણ અમે ઓરડર મુજબ પુરા પાડીએ છીએ. ધિ ટિચર—(મ. દા. આડતીઆ કૃત) આવૃત્તિ ૨ જી. સહેલમાં સારી પેઠે ઇંગ્રેજી શિખવવામાં જે પહેલે નંબર ગણાતી છે અને શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ તરફથી પુષ્કળ માગણી થવાથી બાકી રહેલી જુજ નકલો લઇ લીધી છે. શિક્ષકો માટે રૂ.૧) બીજા માટે રૂ ૧ા પોસ્ટેજ જુદું લી. શેવક. **મોતીલાલ મગનલાલ શાહ એન્ડ સન્સ.** તમામ જાતનાં પુસ્તકો વેચનાર ઠા. કાલબા દેવીરોડ ઉપર રામવાડી નજીક મુંબાઈ, અને અમદાવાદમાં રીચીરોડ ઉપર પોસ્ટ આફીસ સામે.

**સચિત્ર ગુજરાતી નવી પહેલી ચોપડી,** આ. ત્રી., કિ. સવાઆને

**આ ચોપડી મુંબઇ ઇલાકાના મે. ડિરેક્ટર સાહેબ બહાદુરે ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરી છે.**—એટલે હા. ગુ. પહેલી ચોપડી અથવા સચિત્ર ગુજરાતી નવી પહેલી ચોપડી એ બેમાંની શિક્ષકને ગમે તે એક પહેલા ધોરણમાં ચલાવવાની મંજુરી આપી છે. આ બા. નો સરકારી ઠરાવ તા. ૧૮-૧૨-૧૯૦૨ના બોમ્બે ગ. ગે. ભા. ૧ લાના પૃ. ૨૦૮૭માં બહાર પડેલો છે.

સદરહુ ચોપડી જુનાગઢમાં કર્તા પાસેથી તથા વઢવાણ શહેરના બુકસેલર જેચંદ તલકશી પાસેથી મળશે. કમિશન સેંકડે ટકા વીશ, રસ્તાખર્ચ મંગાવનારને શિર છે, પેકિંગ ખર્ચ લેવામાં આવશે નહિ. જે બુકસેલરો સદરહુ ચોપડી વેચવાની મરજી પત્રથી જણાવશે, તેનો બંદોબસ્ત કરીશું. **સંદરજી મળજી શેઠ,** પ્રાથમિક શાળા સુપરવાઇઝર. **મુ. જુનાગઢ.**

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે. તેમ જ એક જ વખતે એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ મૂંઝે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાને તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે. જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકસાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની. ઠેકાણું લેખનકળા કોપીબુકની ઓફીસ—કાલબાદેવી રોડ નં. ૨૦૪ મુમ્બઇ.

આત્મારામ અને દલાભાઈની કમ્પની.

## સૂચના.

આ પત્ર સંબંધી સર્વ લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને અસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અર્ધો આના. પદરના ખર્ચે લે. દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેરખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. | લીટી. |
| ૧... | ૩ |
| ૨... | ૮. |
| ૪... | ૧૫ |

એ ઉપરાંતનો ભાવ ઉપર પ્રમાણેજ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી પા ગણો ચાર્જ પડશે. બાર માસથી ઓછી મુદ્દત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછી દરેકે અર્ધો ચાર્જ લેવાશે.

અંક ૧૨ મો. પુસ્તક ૪૨ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

ડિસેમ્બર ૧૯૦૩.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.
"આર્યોદય" પ્રિન્ટિંગ પ્રેસ.

(૧) ધાર્મિક કેળવણીનો હાલ જે સંકુચિત અર્થ લેવાય છે તેવો ફ્રૉબેલ લેતો ન હતો. ધાર્મિક કેળવણી આપવી એટલે ધર્મપુસ્તક શિખવવું કે તેમાંથી કોઈ વાક્ય લઈ તે પર ઉપદેશ કરવો એવો તેનો ઉદ્દેશ ન હતો. તે ધર્મની કેળવણીને જુદા વિષય તરીકે ગણતો નહિ; ધર્મ એટલે સત્યસંશોધન એવો વિસ્તૃત અર્થ કરતો હતો. સત્ય પાળવું એજ ઈશ્વરની આજ્ઞા છે એમ તે માનતો તથા શિખવતો, અને કુદરતી પદાર્થો વિષે બાળકના સાદા પ્રશ્નોને ઈશ્વરસંશોધનનાં સાધન ગણતો. આ પ્રમાણે શિક્ષક જાતે નીતિમાન્ હોઈ બાળકને સુનીતિ પાળતાં શિખવે અને અનીતિ પર અતિશય તિરસ્કાર દર્શાવે તો તે ઉત્તમ પ્રકારની ધાર્મિક કેળવણી આપે છે એમ સમજવાનું છે. ધર્મનું મૂળ નીતિ છે અને જે આચારથી નીતિ ન સચવાય તે ધર્મ કહેવાયજ નહિ. માત્ર અમુક મન્ત્રપાઠન કરવામાંજ કે વિધિ કરવામાંજ ધર્મ રહેલો નથી. એ બાહ્ય ઉપચારનો ઉદ્દેશ મનને નિર્મળ અને પવિત્ર કરવાનો છે; પણ મન નિષ્પાપ, નિર્મળ, સત્યશીલ, અને દયાળુ ન બને તો મનુષ્ય ધાર્મિક થયો કહેવાયજ નહિ. ઘણા પુરૂષો સ્નાનસંધ્યાનો મોટો આડંબર કરે છે અને લોકોના મનમાં પોતે અતિધર્મિષ્ઠ છે એવો વિચાર પોતાના બાહ્ય આચાર અને ઉપચારથી પ્રેરે છે; પરંતુ તેમનાં આચરણોમાં નીતિ જોવામાં ન આવે તો તેઓ બગઋષિ જેવા ધૂર્તજ છે એમ સમજવું. આ લખાણનો ઉદ્દેશ વિધિ કે ઉપચાર પર લેશમાત્ર પણ આક્ષેપ કરવાનો નથી. અગાઉ કહ્યા પ્રમાણે એ ધર્મનો બોધ ગ્રહણ કરવા અધિકારી બનાવવાનાં સાધન છે, અને તેટલા માટે તે ઈષ્ટજ છે. એ તરફ અનાદર દર્શાવવાનો હેતુ નથી; પરંતુ એનો મૂળ હેતુ નિષ્ફળ જાય તો એ નિરર્થક છે એ પણ સ્પષ્ટ છે. આ કારણથી ફ્રૉબેલ ધાર્મિક કેળવણીનો આધાર નીતિ કેળવવા પરજ માનતો. બાળકનાં મનમાં સત્ય પર પ્રેમ, અસત્ય પર તિરસ્કાર, પ્રમાણિકપણું, દયા, ઇત્યાદિ સારા નીતિગુણો ઉત્પન્ન કરવા એ શિક્ષકનું સર્વોપરિ અને સર્વમાન્ય કર્તવ્ય છે એ નિર્વિવાદ છે. પણ એ ગુણો શિષ્યમાં લાવતાં પહેલાં શિક્ષકે પોતાનામાં દર્શાવવા જોઈએ એ તો સ્પષ્ટ છે. શિક્ષકનું આચરણ દૃષ્ટાન્તરૂપ ન હોય તો તેનો બોધ નિષ્ફળ જશે એમાં સંશય નથી. બોધ કરતાં દૃષ્ટાન્તથી નીતિની છાપ શિષ્યમન પર સારી પડે છે એટલુંજ નહિ, પરંતુ બોધ નીતિ વિષે હોય

અને આચરણ અનીતિમાન્ હોવાથી દૃષ્ટાન્ત અનીતિનો હોય તો બોધની નહિ પણ દૃષ્ટાન્તની અસર થાય છે. માટે શિક્ષકે પોતાનાં આચરણ દૃષ્ટાન્તરૂપ બનાવવાં એ તેનું પ્રથમ કર્ત્તવ્ય છે. તેણે પોતાને શિર કેટલી જવાબદારી છે તેનો ઊંડો વિચાર કરવો જોઈએ. જેમ બાળક નાનું તેમ શિક્ષકનું કામ એ બાબતમાં સહેલું થાય છે, પણ જવાબદારી વધારે હોય છે. કુમળા ઝાડને જેમ નમાવીએ તેમ નમે, તેમ કોમળ વયનાં બાળકને નીતિને માર્ગે સહેલાઈથી ચઢાવી શકાય છે. જેમ જેમ બાળક મોટું થતું જાય છે અને તેનામાં સારી કે નઠારી ટેવ બંધાતી જાય છે, તેમ તેને નીતિમાર્ગે દોરવવાનું શિક્ષકનું કામ અઘરું થતું જાય છે. સુનીતિને રસ્તે જવા કરતાં અનીતિને રસ્તે જવામાં ઘણી લાલચ હોવાને લીધે તે રસ્તો બાળક જલદી પકડી લે છે, અને તેમ કરતાં તેને વારીએ નહિ તો તેવાં ઘણાં આચરણ થવાથી તેનામાં ટેવ બંધાય છે; કેમકે એકનું એક કૃત્ય વારંવાર કરવાથી જે મનની સ્થિતિ થાય તેજ ટેવ છે. ટેવ એ એવી બળવાન્ છે કે મનુષ્યના જાણવામાં આવતું નથી તે પહેલાં તો તે તેનો ગુલામ થઈ ચૂક્યો હોય છે. માટે બાળકને અનીતિની ટેવ પડતાં અટકાવવી એ શિક્ષકનો મુખ્ય ધર્મ છે. જેમ બાળક નાનું અને ટેવની શરૂઆત તેમ શિક્ષકનું કામ સહેલું થાય છે; જેમ તે મોટું થાય છે અને ટેવ દૃઢ થતી જાય છે તેમ તેનું કામ કઠણ થતું જાય છે. આ કારણથી પ્રાથમિક શાળાના શિક્ષકોનું પ્રથમ કર્ત્તવ્ય બાળકની નીતિ ખીલવવી અને અનીતિના માર્ગમાંથી તેમને ખાંળવાં એ છે. જો તેઓ એ કર્તવ્ય બરાબર નહિ કરે તો નઠારી ટેવ બંધાઈ દૃઢ થશે અને મોટપણે તે નીકળવી ઘણી અઘરી થઈ પડશે. આજ કારણથી તેમને માથે મોટી જવાબદારી છે. જે પ્રમાણમાં તેઓ એ કર્તવ્ય બરાબર બજાવશે અને પોતાની જવાબદારી સમજી વર્તશે તે પ્રમાણમાં તેઓ દેશના કલ્યાણકર્ત્તા કે અકલ્યાણકર્ત્તા થઈ પડશે. ઊછરતી પ્રજા તેમના કબજામાં છે, તેનું હિત તેમના હાથમાં છે, અને એ હિત જેવી રીતે સચવાશે તેવીજ રીતે ભવિષ્યની પ્રજા સારી કે નઠારી નિવડશે એ વાત તેમણે કદી વીસરવી નહિ. કિંડર્ગાર્ટનમાં પ્રવીણ થયેલી એક અમેરિકન સ્ત્રીએ કેટલાંક વર્ષ પર આ પ્રમાણે લખ્યું હતું:—

'દુનીઆની આશા છોકરાંમાં રહેલી છે: દુર્વૃત્તિને નિર્મૂળ કરવા અને સદ્વૃત્તિને

જાગ્રત્ કરી પ્રેરવા અને પોષવાં બાલ્યાવસ્થા પણેજ અનુકૂળ સમય છે; કેમકે તેમાં બાળવૃત્તિ જલદી ફેરવી શકાય છે, અને જે માર્ગે દોરવી હોય તે માર્ગે દોરવી શકાય છે પ્રજાના અભ્યુદયનો પાયો પ્રાથમિક શાળામાં રચવાનો છે. મને એમ લાગે છે કે બાળકને સારી રીતે કેળવવાં એ દુનીઆમાં ઉત્તમમાં ઉત્તમ કામ છે.' નીતિ કરતાં અનીતિને માર્ગે જવા ઘણી લાલચો હોય છે, તેમજ કેટલેક પ્રસંગે તાત્કાલિક લાભ પણ મળે છે. આથી ઘણા પુરુષો અનીતિ તરફ સહજ વળી જાય છે; પણ છેવટે સત્યનોજ જય છે અને ક્ષુદ્રદૃષ્ટિથી એ જય માલમ ન પડે તોપણ દીર્ઘકાળે તો જય હોયજ એમ નિઃશંક ધારવું. ગમે તેવી લાલચથી પણ લલચાયા વિના, કે તાત્કાલિક લાભથી મોહ પામ્યા વિના સત્ય માર્ગેજ જવું, લવમાત્ર પણ તેથી ચલિત થવું નહિ એજ ઉત્તમ નીતિ, ઉત્તમ ધર્મ, સર્વમાન્ય, સર્વપૂજ્ય, અને ઈશ્વરપ્રિય વિધિ છે એમ સમજવું. લોકોની સ્તુતિ કે નિન્દાની દરકાર કર્યા વિના જે નીતિનો માર્ગ હોય તેજ માર્ગે હમેશ પ્રવર્તવું; અને એ વિષે ભર્તૃહરિનો નીચલો શ્લોક કદી ભૂલવો નહિ—

निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ।
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः ॥

(નીતિનિપુણ પુરુષો નિન્દો કે સ્તવો, લક્ષ્મી મરજીમાં આવે તો આવો કે જાઓ, આજેજ મરણ થાઓ કે બીજા યુગમાં—ચિરકાળે થાઓ, પણ ન્યાય્ય-વાજબી માર્ગથી વિદ્વાન્ પુરુષો એક પગલું પણ આડા ખસતા નથી. અહિં 'નીતિનિપુણ' શબ્દ 'રાજનીતિમાં કુશળ અને પ્રસંગ જોઈ વર્તનારા' એ અર્થ ઉદ્દેશીને કવિએ મૂક્યો છે.)

વળી એક કવિએ એવીજ મતલબનો શ્લોક રાજાના મુખમાં મૂક્યો છે તે પણ ભૂલવો નહિ—

सपदि विलयमेतु राज्यलक्ष्मी,
उपरि पतन्त्वथवा कृपाणधारा।
अपहरतुतरां शिरः कृतान्तो
मम तु मनो न मनागपैतु धर्मात् ॥

(ભલે રાજ્યલક્ષ્મી હાલને હાલ નાશ પામે, કે મારા ઉપર તરવારની ધાર પડે, કે મારું માથું યમરાજા હરણ કરી જાયજ, તોપણ મારું મન લગાર પણ ધર્મથી દૂર ન જાઓ.)

હાલ નીતિનો લોપ અને અનીતિની પ્રવૃત્તિ સર્વત્ર વિશેષ નજરે પડે છે, માટે આ વિષય પર લાંબું વિવેચન કરવાની જરૂર પડી છે. પ્રસંગે પ્રસંગે આ પત્રમાં એ વિષયનો જે બોધ કરવામાં આવે છે તેની સહેજ પણ અસર થઈ નીતિબળ વિશેષ થશે તો અમારા લખવાનો હેતુ સફળ થયો ગણી અમે કૃતાર્થ થઈશું. તથાસ્તુ.

(૨) સંબંધ વગરનું શિખવેલું કંઈ કામનું નથી એ કહેવાને શિક્ષણ-શાસ્ત્રીની જરૂર પડે એજ વિચિત્ર છે. જુદા જુદા વિષયોને પરસ્પર જોડવાથીજ શિક્ષણનો મન પર પ્રબળ સરકાર પડે છે. પદાર્થપાઠનો પણ બીજા વિષયો સાથે સંબંધ જોડવો. વળી પદાર્થપાઠ અસંબદ્ધ નહિ પણ આગળ જતાં વિદ્યાના,જુદા જુદા વિષયોનુ શિક્ષણ ગ્રહણ કરવા બાળકને અધિકારી બનાવે એવી રીતે યોજવા જોઈએ.

(૩) ત્રીજા સિદ્ધાન્તનું મૂળ બાળકનું સ્વાભાવિક ચાંચલ્ય છે. ઘણાં છોકરાંમાં એ ચાંચલ્ય પુષ્કળ જોવામાં આવે છે. એને દબાવી દેવું નહિ, પરંતુ એનું પોષણ કરી તે દ્વારે બાળકની સર્વ શક્તિ કેળવવી. ફ્રૉબેલની બક્ષીસો અને બાળઉદ્યોગો એજ હેતુથી યોજાયલાં છે. બાળકની ચપળતાને અમુક ચરડમાં નાખી યાન્ત્રિક ગતિ જેવી બનાવવી એવો એનો ઉદ્દેશ નથી; પણ જે માર્ગે તે જતી હોય તેજ માર્ગે જવા દઈ તેને વ્યવસ્થિત કરી તેની શક્તિ કેળવવી એ ઉદ્દેશ છે.

(૪) જે વિષય શિખવવાનો હોય તે શિક્ષકે શિખવી દેવો અને શિષ્યે તે શીખી લેવો એમાં શિક્ષકની ચતુરાઈ રહેલી નથી. એથી શિષ્યને લાભ નથી અને એનું નામ ભણાવવું કહેવાય પણ કેળવણી આપવી કહેવાય નહિ. પ્રશ્નદ્વારા બાળકને તે વિષયનું જ્ઞાન મેળવવા મદદ કરવી અને તેની પાસે તે પ્રાપ્ત કરાવવું એ શિક્ષકનું કર્ત્તવ્ય છે. એથી મનની બધી શક્તિ કેળવાય છે, બાળકને જાતમહેનતની ટેવ પડે છે, અને તેથી આગળ જતાં જીંદગીમાં જે કામ તેને કરવું પડે તે કરવા તે સમર્થ થાય છે. એ વિષય પર આગલા અંકોમાં કહેવામાં આવ્યું છે એટલે વિશેષ વિવેચન કરવાની જરૂર નથી.

(૫) શારીરિક, માનસિક, અને નીતિવિષયક સંપ્રત્તિ કેટલેક અંશે વંશપરંપરા ઊતરે છે એમાં સંશય નથી. માબાપ નબળાં હોય છે તો તેમનાં છોકરાં કવચિતજ જબરાં જોવામાં આવે છે. બુદ્ધિમાન્ માબાપનાં છોકરાંમાં સ્વાભાવિક બુદ્ધિબળ જોવામાં આવે છે અને બાળકની નીતિ પણ ઘણે અંશે માબાપના જેવીજ હોય છે. આમ જન્મથી બાળકનાં શરીર, મન, અને નીતિનું બંધારણ કેટલેક દરજ્જે નક્કી થયલું હોય છે. જન્મ્યા પછી તે જેવી રીતે ઊછરે છે તેવી તેના પર અસર થાય છે. માની પાસે બાપના કરતાં વિશેષ રહેવાથી માના સ્વભાવની અને બુદ્ધિની અસર બાળક પર વધારે થાય છે. માબાપ બુદ્ધિમાન્, વિનયી, દયાળુ, પ્રામાણિક અને સત્યશીલ હોય તો છોકરાં ઘણે ભાગે તેવાંજ થાય છે; માટે બાળકને સુમાર્ગે ચઢાવવાનું પ્રથમ કામ માબાપનું છે. પાંચ સાત વર્ષનું થાય છે એટલે બાળક બહાર ફરતું થાય છે અને નિશાળે જાય છે. હવે તેને માત્ર ઘરનીજ અસર થતી નથી, પણ બીજી પણ બાહ્ય અસર થાય છે. જેવા તેના સોબતી અને જેવા તેના શિક્ષક તેવી તેની બુદ્ધિ, અને નીતિ થાય છે; માટે શિક્ષકનો ધર્મ છે કે તેણે પોતે પોતાના કામમાં ચપળતા, બુદ્ધિ, ઉદ્યોગ, અને નીતિ દર્શાવી શિષ્યનાં મન પર સારો સંસ્કાર પાડવો કે તેથી તેની જીંદગી સુધરે અને તે શિક્ષકને આશીર્વાદ દે. દરેક શિષ્યે જન્મ અને આસપાસની સ્થિતિથી કેવું મનોબળ અને નીતિબળ પ્રાપ્ત કર્યું છે તે પર ધ્યાન આપી તેને લાભ થાય એવી રીતે કેળવવા પ્રવૃત્ત થવું એ શિક્ષકનો ધર્મ છે.

---

થોડા વખત પર મિ. એસ બાર્લેટે કૉલેજ ઑવ્ પ્રીસેપ્ટર્સ આગળ 'ચાલતી ભાષાના સજીવ શિક્ષણ' વિષે ભાષણ આપ્યું હતું, તેમાં તેણે શિક્ષકના આવશ્યક ગુણો નીચે પ્રમાણે દર્શાવ્યા હતાઃ—

'શિક્ષકમાં બળ, જ્ઞાન, ચાલાકી, ધૈર્ય, વિશિષ્ટગુણ અને કલ્પનાશક્તિ હોવાં જોઈએ. તેનો ઘાંટો અને છાતીનું બળ એવાં હોવાં જોઈએ કે તે બોલતાં કદી થાકી ન જાય; જો તેણે વર્ગમાં સર્વનું ધ્યાન બરાબર ખેંચવું હોય તો તેનામાં હમેશ પાઠ રસિક કરવાની અને લોહચુંબકની માફક સર્વનાં આંખ અને કાન પોતાની તરફ આકર્ષવાની શક્તિ હોવી જોઈએ. જો શિક્ષક કામમાં પૂરેપૂરું મન ઘાલશે તો તેને માલમ પડશે કે તે પરિપૂર્ણ રીતે બજાવવામાં અંગ અને મનને બરાબર કસવાં પડે છે. તરત તો કામ કરવાની હોંસમાં તેને થાક માલમ પડશે નહિ, તોપણ થોડો વખત રહીને બીજું કામ કરવા તરફના કંટાળા પરથી તેને એ થાકનો ખ્યાલ આવ્યા વિના રહેશે નહિ. જે ભાષા શિખવવાની હોય તેનું શાસ્ત્રીય જ્ઞાન શિક્ષકને જોઈએ અને તે છટાથી અને શુદ્ધ સંસ્કારથી ઉચ્ચારવાની તેનામાં શક્તિ જોઈએ. તેનામાં શુદ્ધ અને સ્પષ્ટ બોલવાની શક્તિ નહિ હોય તો શિષ્યના ઉચ્ચાર તે શી રીતે સુધારી શકશે? જે શિક્ષકમાં ઉપલા ગુણો હશે તે કોઈ પણ વિષય સારી રીતે શિખવી શકશે; પરંતુ નહિ હોય તો શિક્ષણ નીરસ અને નિષ્ફળ થયા વિના રહેશે નહિ.'

'આ શબ્દોમાં' ઘણું સત્ય છે. નીચલા નંબરના શિક્ષકો પાઠ આપે છે તેમાં અમને સામાન્ય દોષો નીચે પ્રમાણે માલમ પડે છેઃ—

(૧) શિક્ષકમાં જોઈએ તેટલી સ્ફૂર્તિ કે ચપળતા જોવામાં આવતી નથી. કેટલાકમાં તો અતિમન્દતા જડતાસમાન જણાય છે. તેમના બોલવામાં શૌર્ય હોતું નથી. મૂર્તિમતી જડતા જેવાજ તેઓ દેખાય છે. તેમનું શિક્ષણ જોઈ મોટી વયના પ્રેક્ષકો પણ મન્દ બની જાય છે, અને તેમને ઊંઘ આવતી હોય એવી તેમનામાં જડતા આવી જાય છે. જેમનું ધ્યાન ઐચ્છિક છે તેઓ પણ આવા બની જાય છે તો બાળક જેમનું ધ્યાન અનૈચ્છિક છે તેઓનાં મન પર

આવા શિક્ષણનો શો સંસ્કાર પડે ? વર્ગ લાવી વ્યવસ્થિત બેસાડતી વખતે, કે પાછો લઈ જતી વખતે, કે કાળા પાટીઆ પર કંઈ ટિપ્પણ કરતી વખતે તેઓ કેવા મન્દ અને જડ છે તે કોઈ સામાન્ય પ્રેક્ષક પણ જોઈ શકે.

(૨) નજીવી બાબત કે જેનું બાળકને જ્ઞાન હોય છેજ તેના સંબંધમાં પ્રશ્ન ઉપર પ્રશ્ન કરી તેઓ કાળક્ષેપ કરે છે, અને અગત્યની બાબત પર જોઈએ તેટલું ધ્યાન આપતા નથી. આમ પિષ્ટપેષણ કરી તેઓ શિખવવાનો વખત પૂરો કરી શીખનારને તેમજ પ્રેક્ષક કે પરીક્ષકને કંટાળો આપે છે.

(૩) તેઓ જેને પ્રશ્ન પૂછતા હોય તેના પરજ ધ્યાન આપતા જોવામાં આવે છે; પણ તે સમયે બીજા વિદ્યાર્થીઓ કેવી રીતે બેઠા છે અને તેમની નજર ક્યાં છે, તેઓ રમે છે, વાત કરે છે, કે શિક્ષકના કહેવા પર ધ્યાન આપે છે તે તરફ તેમનું લક્ષ હોતુંજ નથી. આ દોષ ઘણો સામાન્ય છે, અને તેનું કારણ શિક્ષકની જડતા અને અપરિપૂર્ણ જ્ઞાન સિવાય બીજું કંઈ નથી. શિક્ષકની નજર પોતે જેને પ્રશ્ન પૂછે તેના પરજ ન હોવી જોઈએ; પરંતુ સર્વત્ર ફરતી રહેવી જોઇએ. તેનાં કાન અને નેત્ર તીવ્ર અને ચપળ હોવાં જોઈએ. કોઈ બાળક વાત કરતું હોય કે રમતું હોવાથી, દુર્લક્ષ હોય તો તે તરફ તેનું ધ્યાન તરતજ આકર્ષાવું જોઈએ. તેને વિષયનું જ્ઞાન એવું સંપૂર્ણ હોવું જોઇએ કે તે આપવામાં બધું ધ્યાન ગ્રસ્ત ન થાય, પણ કંઇક અવશિષ્ટ રહે તે વર્ગની વ્યવસ્થા જાળવવામાં રોકી શકાય. જે શિક્ષકોના મનમાં વિષય રમી રહ્યો નથી અને જેમનામાં કામ કરવાની ચાલાકી નથી તેવા શિક્ષકોથી વર્ગમાં વ્યવસ્થા રાખી શકાતીજ નથી. તેઓ પરીક્ષકસમક્ષ શિક્ષણ આપે છે તે સમયે જે કંઈ પણ વ્યવસ્થા જોવામાં આવે છે તે તેમના શિક્ષણને લીધે કે સ્ફૂર્તિને લીધે નથી, પણ પરીક્ષક અમલદારના સમક્ષ બાળકને ગરબડ કરતાં શરમ આવે છે તેજ કારણને લીધે છે. ઘણી પ્રાથમિક શાળામાં અંગ્રેજી નિશાળ કરતાં ઘણો વધારે ઘોંઘાટ અને અવ્યવસ્થા જોવામાં આવે છે તેનું કારણ એજ છે. હું નડીઆદ હતો ત્યારે મારી હાઈસ્કૂલની પાસે ગુજરાતી મુખ્ય નિશાળ હોવાથી ઘણી વાર તેમાં એટલો બધો ઘોંઘાટ થતો કે છેક મારી સ્કૂલ લગણ તે સંભળાતો તથા આમ્હ કામમાં વિક્ષેપ પડતો, અને એક બે પ્રસંગે મારે ફરિયાદ પણ કરવી પડી હતી.

(૪) તેઓ પોતાને વિષયનું જ્ઞાન પરિપૂર્ણ ન હોવાને લીધેજ નજીવી બાબત પર ટાળટોપ કર્યા કરે છે, નિર્માલ્ય પ્રશ્ન પૂછે છે, વારંવાર નકામું પુનરાવર્તન કરે છે, અને વખતના પ્રમાણમાં બહુજ થોડું જ્ઞાન આપે છે. તેમની પોતાની વાણી સંસ્કાર પામેલી ન હોવાથી શિષ્યના ઉચ્ચારદોષો દૂર કરી શકતા નથી. પોતે મન્દ હોવાથી શિષ્યને સ્પષ્ટ અને જોરથી બોલતાં અને ચાલાકીથી જવાબ દેતાં તેઓ શિખવી શકતા નથી.

(૫) જે પાઠ આપવાનો હોય તે વિષે બાળકનું જ્ઞાન કેટલું છે તેની બરાબર તપાસ કર્યા વગરજ તેઓ પાઠની નોંધ તૈયાર કરે છે. આથી ઘણી વખત તેઓ જે શિખવણી બનાવે છે તેમાંનું ઘણુંખરું બાળકને આવડતુંજ હોય છે અને પોતે બહુજ થોડું નવીન જ્ઞાન આપે છે. પદાર્થપાઠની બાબતમાં આવું વિશેષ જોવામાં આવે છે. જે પ્રાણી કે પદાર્થ વિષે પાઠ આપવો હોય તે વિષે કોઈ સારાં પુસ્તકમાંથી જ્ઞાન મેળવ્યા વિના કે જાતે અવલોકન કરી સારું જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના નજીવી હકીકત, જે ઘણીખરી બાળકો જાણતાં હોય છે, તેનીજ શિખવવા પ્રયત્ન કરી તેઓ પોતાનો પાઠ હાસ્યજનક બનાવે છે.

મનુષ્ય બાલ્યાવસ્થાથી તે મરણપર્યન્ત અનુકરણ કરી જ્ઞાન પ્રાપ્ત કરે છે એ જાણીતી વાત છે. જો શિક્ષક મન્દ અને જડ હોય તો બાળકમાં પણ જડતા અને મન્દતા આવ્યા વિના રહેતી નથી, અને શિક્ષકમાં સ્ફૂર્તિ હોય તો શિષ્યમાં પણ સ્ફૂર્તિ આવે છે. મોટા પિટ વિષે લોકો કહે છે કે તેનામાં એવી ચપળતા હતી કે જે કોઈ તેની પાસે થોડી વાર પણ જઈ આવે તેનામાં વિદ્યુદ્વેગે તે ચપળતાનો અંશ આવી જમાઉ કરનાં વિશેષ સ્ફૂર્તિ આવ્યા વિના રહેતી નહિ.

આ સૂચના શિક્ષકમાત્રને ઉપયોગી થઈ પડશે એમ જાણી કરવામાં આવી છે.

---

૧લી ઑક્ટોબરના ' સ્કૂલ મિસ્ટ્રેસ ' નામના ચોપાનીઆમાં એક ઇન્સ્પેક્ટરે પોતાના વિચાર દર્શાવ્યા છે તે ઉપલા વિચારને બહુધા મળતા છે, અને

ઇંગ્લાંડ જેવા સુધરેલા દેશમાં પણ હજી શિક્ષકોમાં કેટલી બધી ન્યૂનતા છે તે એ ઉપરથી જણાઈ આવે છે. પોતાના હમેશના પર્યટનમાં તેણે જે જોયલું તે સંબંધી વિચાર તે નીચે પ્રમાણે દર્શાવે છેઃ—

'ઘણાં વર્ષ ઉપર ઇન્સ્પેક્ટરો શાળાની મુલાકાત લેતા તે વખતે તેમાં વ્યવસ્થા છે કે નહિ તે પર તેમને ખાસ લક્ષ આપવું પડતું; કેમકે ઘણી શાળાઓમાં જોઈએ તેવી વ્યવસ્થા જોવામાં આવતી ન હતી. પણ હવે એ બાબત ઇન્સ્પેક્ટરોને જોવી પડતી નથી; કેમકે અવ્યવસ્થા કવચિતજ જોવામાં આવે છે. તોપણ બાળકોના વખતનો સારો ઉપયોગ થાય છે એમ મારાથી સંતુષ્ટ થઈ કહી શકાતું નથી. બાળકોને કદી પણ આળસુ રહેવા દેવાં ન જોઈએ; એક દાખલો કે મનોયત્ન કરી રહે કે તરતજ બીજો દાખલો લખાવવો જોઈએ. બાળકોને ઉતાવળથી કામ કરવાની ટેવ પાડવી જોઈએ. દિવસે દિવસે જે મન્દવૃત્તિ મારા જોવામાં આવે છે તેથી મને અતિશય ક્રોધ ઉત્પન્ન થાય છે. માત્ર અંકગણિતના વિષયમાંજ નહિ, પરંતુ બીજા બધા વિષયમાં પણ છોકરાંમાં અને શિક્ષકોમાં ઘણીજ મન્દતા જોવામાં આવે છે. જાણે કામ કરવાના વખતની દરકાર ન હોય તેમ શિક્ષકો કામ કરતા જણાય છે. તેમના કામમાં સ્ફૂર્તિ કે ઉત્સાહ કે હેતુ જોવામાં આવતાં નથી. નિશાળનો તમામ વખત શિક્ષણના કામમાંજ જવો જોઇએ અને સહેજ પણ વખત નકામો નજ જવો જોઈએ એમ મારું આગ્રહપૂર્વક કહેવું છે. જ્યારે મજૂરોને પોતાના દરરોજના કામમાં અને સ્ત્રીઓને ઘરકામમાં આળસ કરતાં દેખું છું ત્યારે મને ઘણી વાર એવો વિચાર ઉત્પન્ન થાય છે કે આળસની ટેવનું મૂળ શાળામાંજ બંધાયલું હોવું જોઈએ.'

'કેટલાક કથિતપાઠ ઘણા ઉત્તમ હોય છે અને શિક્ષકનું જ્ઞાન અને શિક્ષણકળાનો સારો ચિતાર આપે છે. પણ મને લાગે છે કે તેથી ઘણાં છોકરાંને જોઇએ તેટલો લાભ થતો નથી. કેટલાક શિક્ષકો ઉપલાં છોકરાં પરજ ધ્યાન આપે છે અને ઘણા પ્રશ્ન તેમનેજ પૂછે છે. આથી નીચલાં અને ઓછી બુદ્ધિનાં છોકરાં પાછળ પડી જાય છે. એક ધોરણના બે વર્ગ ઘણી વાર એવા જોવામાં આવે છે કે તેમાંનો એક બીજા કરતાં શિક્ષણમાં

આગળ વધેલા હોય છે, શિક્ષકોને કારણ પૂછીએ છીએ તો તેઓ એમજ કહે છે કે બધાને શિક્ષણ તો સરખુંજ આપવામાં આવે છે; પરંતુ વધારે બુદ્ધિવાળા આગળ વધે છે અને મન્દ બુદ્ધિવાળા પાછળ પડે છે. પણ કેટલેક પ્રસંગે ખરું કારણ એ હોય છે કે શિક્ષક ઉપલાં છોકરાંનેજ વારંવાર પ્રશ્ન પૂછે છે અને નીચલાં છોકરાં પર ક્વચિતજ જોઈએ તેવું લક્ષ આપતા જણાય છે. થોડાક દિવસ ઉપર હું ભૂગોળનો પાઠ અપાતો જોતો હતો ત્યારે એકજ છોકરીને શિક્ષકે પાઠના બધા પ્રશ્નમાંના અર્ધા પૂછ્યા. મેં તે પરથી શિક્ષકને પાઠ પૂરો થયે કહ્યું કે, 'હું ધારું છું કે આ છોકરી ઉપલા નંબરની છે.' શિક્ષકે કહ્યું, 'હા, ખરી વાત છે; પણ તમને એ ખબર શી રીતે પડી?' મેં તેને કહ્યું કે '૪૫ છોકરીના વર્ગમાં તમે માત્ર થોડીકનેજ પ્રશ્ન પૂછો છો ને તેમાં પણ એકને બીજી સર્વ કરતાં વિશેષ પ્રશ્ન પૂછો છો તે ઉપરથી આ સ્પષ્ટ જણાય છે.' શિક્ષણનું કામ ઉપદેશકર્તાના કામ જેવું નથી. ઉપદેશકર્તા તો સમગ્ર શ્રોતાજનને ઉપદેશ કરે છે, પછી તેનો લાભ જેને લેવો હોય તે લે છે, પણ શિક્ષકે તો બધાં છોકરાં પર લક્ષ આપવાનું છે. પ્રશ્ન વર્ગનાં જુદાં જુદાં છોકરાંને પૂછવા જોઇએ; માત્ર ઉપલાં કે નીચલાં છોકરાંનેજ નહિ'

---

# काव्यशास्त्र.

( ચાલુ પૃષ્ઠ ૧૭ થી. )

કાવ્ય કોનું નામ અને કાવ્યની મહત્તા કેટલી છે તે વિષે આપણે સંસ્કૃત કવિઓનું વિવેચન જોયું હવે કાવ્ય બનાવવામાં કયા ગુણોની આવશ્યકતા છે તે વિષે સંસ્કૃત આલંકારિકો શું કહે છે તે તપાસીએ—

'शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥'

काव्यप्रकाश, १ उल्लास, २ श्लो.

શક્તિ એટલે કવિત્વનો બીજભૂત, દેવતાના પ્રસાદ વગેરેથી ઉત્પન્ન થયેલો સંસ્કારવિશેષ. એને પ્રતિભા પણ કહે છે. પ્રતિભા, જેને અંગ્રેજીમાં Poetic Genius કહે છે, તે વગર સારું કાવ્ય થઈ શકે નહિ. નિપુણતા વગેરે બીજાં કારણો હોય તોપણ શક્તિ કે પ્રતિભા ન હોય તો સારું કાવ્ય, જેને લોકો હસી ન કાઢે, એવું કાવ્ય (અનુપહસનીય કાવ્ય) થઈ શકે નહિ; માટે શક્તિને બધાં કારણોમાં પ્રથમ મૂકી છે. લોકવ્યવહાર, છન્દઃશાસ્ત્ર (પિંગળ) વગેરે શાસ્ત્ર, અને મહાકવિપ્રણીત કાવ્ય વગેરેના પરિશીલન (અભ્યાસ, વારંવાર શ્રવણ કરવું કે વાંચવું)થી જે વ્યુત્પત્તિ-નિપુણતા (ગુણ, દોષ, અલંકાર, રસ, અર્થ વગેરેનો સંસ્કાર-જ્ઞાન) પ્રાપ્ત થાય છે તે નિપુણતા એ બીજું કારણ વર્ણવ્યું છે. કાવ્ય જાણનારાના ઉપદેશથી જે અભ્યાસ થાય તે અભ્યાસ એ ત્રીજું કારણ છે. એ ત્રણે એકઠાં કારણો કાવ્ય રચવાના હેતુ છે. અર્થાત્ પ્રતિભા, વ્યવહાર, શાસ્ત્ર, કાવ્ય વગેરેના જ્ઞાનથી ઉત્પન્ન થતી નિપુણતા, અને કાવ્ય જાણનારના ઉપદેશથી જે અભ્યાસ થાય એ ત્રણ એકઠાં થાય ત્યારે કાવ્ય રચવાની શક્તિ આવે. ત્રણમાંથી એક પણ ન હોય તો કવિત્વશક્તિ ઉત્પન્ન થાય નહિ.

મમ્મટ સિવાય બીજા આલંકારિકો પણ બહુધા એવોજ મત આપે છે. વિદ્યાધર 'એકાવલી' માં મમ્મટને અનુસરી કહે છે—

'प्रतिभा बहुशास्त्रदर्शिता
बहुधा काव्यविदां च शिक्षया।
मुहुरभ्यसनं मनीषिभिः
कथितं कारणमस्य संभवे ॥'

શબ્દ, અર્થ, ગુણ, અને અલંકારનું જે વડે પ્રતિભાન થાય તે પ્રતિભા, એટલે શક્તિ, જે વિના કાવ્યજ ન કરી શકાય અથવા તો જો કાવ્ય રચે તો તે હાસ્યજનક થાય. 'प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता' નવા નવા ઉન્મેષ-અંકુર-આવિર્ભાવથી પ્રકાશતી જે પ્રજ્ઞા તે પ્રતિભા.'अपूर्ववस्तुनिर्मा-

નવનવોન્મેષશાલિની પ્રજ્ઞા પ્રતિભા મતા' (ધ્વન્યાલોક,૨૯ પૃ૦) અપૂર્વ વસ્તુ નિર્માણ કરવાને યોગ્ય જે પ્રજ્ઞા તે પ્રતિભા. પ્રતિભા વગર કાવ્ય રચી શકાયજ નહિ અને નઠારું કાવ્ય રચવા કરતાં ન રચવું વધારે સારું છે. પ્રાચીન આલંકારિક ભામહ 'કાવ્યાલંકાર' નામના પોતાના ગ્રંથમાં કહે છે—

'सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥
नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥'

(સર્વથા એક પણ દોષયુક્ત પદ પ્રયોજવું નહિ; કેમકે દુષ્ટ પુત્રથી પિતા નિન્દાય છે તેમ અયોગ્યચિહ્નયુક્ત, અર્થાત્ દુષ્ટ, કાવ્યથી ગ્રંથ નિન્દાય છે. અકવિત્વથી, અર્થાત્ કવિતા ન રચી કવિ ન કહેવાવાથી, અધર્મ, કે આધિ કે દંડ થતો નથી; પણ કુકવિત્વને, અર્થાત્ કુકાવ્ય રચી કુકવિ સંજ્ઞા મેળવવી તેને, વિદ્વાન્ સાક્ષાત્ મૃત્યુ કહે છે; એટલે નઠારી કવિતા રચવી એ સાક્ષાત્ મૃત્યુતુલ્ય છે.) આ પ્રમાણે કવિતા રચવામાં પ્રતિભાની પ્રથમ આવશ્યકતા છે. બીજું કારણ બહુ પ્રકારે બહુશાસ્ત્રદર્શિપણું, એટલે ઘણાં શાસ્ત્રોનું પરિશીલન કરવાથી જે વ્યુત્પત્તિ-શક્તિ આવે તે છે. કવિઓએ ઘણાં શાસ્ત્રો જોવાં જોઇએ; કેમકે તેઓ સર્વોપજીવી છે. તેમને સર્વ પ્રકારની કવિતા રચવાની છે. વ્યુત્પત્તિ કરતાં પ્રતિભા પ્રધાન છે; વ્યુત્પત્તિમાં ન્યૂનતા હોય તો તેની ખામી પણ પ્રતિભા દૂર કરી શકે છે; માટે પ્રતિભા સર્વથી પ્રથમ વર્ણવી છે. કાવ્ય જાણનારાઓના ઉપદેશથી વારંવાર અભ્યાસ કરવો, પરિશીલન કરવું એ ત્રીજું કારણ છે. વારંવાર અભ્યાસ કરવાથીજ કવિની વાણી પાક પ્રાપ્ત કરે છે. પાક એટલે રસને યોગ્ય એવા શબ્દ રચના તે. શ્રવણમાં અમૃત પ્રસ્રવણ કરે એવી પદરચના. કેટલાકના મત પ્રમાણે પદ પ્રયોજવામાં એવી ચાતુરી દર્શાવવી કે પદોના પર્યાયપદ વપરાયજ નહિ; પર્યાયપદ વાપરવાથી અર્થચમત્કૃતિ અને પદલાલિત્યને હાનિ પહોંચે.

पाकस्तु रसोचितशब्दार्थनिबन्धनम् । श्रवणसुधास्यन्दिनी पद-व्युत्पत्तिः पाक इत्यन्ये । पदानां परिवृत्तिवैमुख्यं पाक इत्यपरे ।

અમે સંશોધન કરેલી 'વિદ્યાનાથની' એકાવલી,' 'ઉન્મેષ' ૧લો, પૃ૦ ૨૨. વિદ્યાનાથ 'પ્રતાપરુદ્ર'માં પાકનું લક્ષણ નીચે પ્રમાણે આપે છે—

'रसास्वादप्रभेदाः स्युः पाकाः पाक इव स्थिताः ।'

એક પ્રકારનો રસસ્વાદ, પાકના જેવી પરિપક્વ વાણી અને અર્થ તે પાક. દંડચક્રન્યાયથી (જેમ લાકડી અને પૈડાને પરસ્પર અપેક્ષા છે, દંડ વડે ચક્ર ફરે છે અને ચક્ર ફેરવવામાં દંડની અપેક્ષા છે તેમ) પરસ્પર અપેક્ષા રાખનાર ત્રણ, પ્રતિભા, વ્યુત્પત્તિ, અને અભ્યાસ, કાવ્યનિર્માણ કરવામાં હેતુ છે.

રુદ્રટ અને દણ્ડી એ પ્રાચીન આલંકારિકો પણ એજ ત્રણ કારણ આપે છે. રુદ્રટ 'કાવ્યાલંકાર' માં કહે છે:—

'तस्यासारनिरासात् सारग्रहणाच्च चारुणः करणे ।
त्रितयमिदं व्याप्रियते शक्तिर्व्युत्पत्तिरभ्यासः ॥'

કાવ્યાલં૦, ૧ અધ્યાય, ૧૪ શ્લો૦

(અસારનું અર્થાત્ દોષનું નિરસન કરવાથી અને સારનું–ગુણ-અને અલંકારનું–ગ્રહણ કરવાથી ચારૂ કાવ્ય થાય છે અને તેવું કાવ્ય કરવામાં ત્રણ કામ લાગે છે; શક્તિ, વ્યુત્પત્તિ, અને અભ્યાસ.)

દણ્ડી પણ 'કાવ્યાદર્શ' માં કહે છે—

'नैसर्गिकी च प्रतिभा श्रुतं च बहुनिर्मलम् ।
अमन्दश्चाभियोगोऽस्याः कारणं काव्यसंपदः ॥'

કાવ્યાદ૦, ૧ પરિચ્છેદ, ૧૦૩ શ્લોક.

(સ્વાભાવિક પ્રતિભા, બહુનિર્મળ-દોષરહિત જ્ઞાન, અને અમન્દ-ઘણો-જ ઉદ્યોગ એ કાવ્યસંપત્તિનું કારણ છે.)

કેટલાકના મત પ્રમાણે પ્રતિભા કે શક્તિજ કાવ્ય રચવામાં કારણ છે, અને બીજાં બે કારણો—વ્યુત્પત્તિ અને અભ્યાસ ઘણાં આવશ્યક નથી; કેમકે કેટલીક વખતે આપણે બાળકને પણ કવિતા બનાવતાં સાંભળીએ છીએ. પોપ નામના અંગ્રેજી કવિને માટે એવુંજ કહેવાય છે—

'I lisped in numbers; for the numbers came'.

(હું કાલું કાલું બોલતો તે કવિતામાંજ બોલતો; કેમકે કવિતા સ્વાભાવિક રીતેજ મારે મોંએ આવતી હતી.)

આ પ્રમાણે પ્રતિભાજ આવશ્યક છે અને વ્યુત્પત્તિ અને અભ્યાસથી વધારે સારું કાવ્ય રચી શકાય છે એમ કેટલાકનું મત છે.

"'त्रिकं समुदितमेव हेतुरित्येके।।डिम्भेनापि काव्योत्पादनाच्छक्तिरेव केवलेत्यपरे ।' વિદ્યાભૂષણની 'સાહિત્યકૌમુદી' પૃ. ૪.

અલંકારશેખરમાં અને વાગ્ભટાલંકારમાં પણ એવુંજ મત દર્શાવ્યું છે.

'कवित्वं जायते शक्तेर्वर्धतेऽभ्यासयोगतः ।
तस्य चारुत्वनिष्पत्तौ व्युत्पत्तिस्तु गरीयसी ॥'

કેશવમિશ્રના 'અલંકારશેખર'માં બીજા ગ્રંથમાંથી ઉતારો કર્યો છે.

' प्रतिभा कारणं तस्य व्युत्पत्तिस्तु विभूषणम् ।
भृशोत्पत्तिकृदभ्यास इत्याद्यकविसंकथा ॥'

વાગ્ભ૦, ૧ પરિચ્છેદ, ૩ શ્લો૦

(શક્તિથી કવિત્વ ઉત્પન્ન થાય છે, અભ્યાસથી વધે છે, તેમાં ચારુત્વ આણવામાં વ્યુત્પત્તિ બળવાન્ છે. પ્રતિભા તેનું કારણ છે, વ્યુત્પત્તિ તો વિભૂષણ છે, વારંવાર સેવન–અભ્યાસ કરવાથી વારંવાર કાવ્ય રચી શકાય છે એમ પુરાણ કવિઓનો ઉપદેશ છે.)

શ્રીપાદ કહે છે કે—

'परिशीलितकाव्यवर्त्मनां कविसंसर्गविशुद्धचेतसाम्।
परिभावयतामनुक्षणं कविता पाणितले निषीदति ॥'

(જેણે ઘણા કાવ્યમાર્ગનું પરિશીલન કર્યું છે, કવિના સંસર્ગથી જેનું ચિત્ત વિશુદ્ધ થયું છે, અને જે ક્ષણે ક્ષણે કાવ્યશાસ્ત્ર અને કાવ્ય વિષે મનન કરે છે તેને કવિતા હસ્તગત થાય છે-હથેલીમાં બેસે છે-વશ થાય છે.)

દંડીએ પણ એવું મત કંઈક દર્શાવ્યું છે—

'न विद्यते यद्यपि पूर्ववासना-
गुणानुबन्धि प्रतिभानमद्भुतम् ।
श्रुतेन यत्नेन च वागुपासिता
ध्रुवं करोत्येव कमप्यनुग्रहम् ॥'

કાવ્યા૦, ૧ પરિ૦, ૧૦૪ શ્લો૦

(પૂર્વ જન્મના સંસ્કારના ગુણ જેમાં જોવામાં આવે એવી અદ્ભુત પ્રતિભા જો કે ન હોય, તોપણ પૂર્વ કવિનાં કાવ્યનું વારંવાર શ્રવણ કરવાથી અને કાવ્ય રચવામાં વારંવાર યત્ન કરવાથી સરસ્વતી કંઈ પણ પ્રસાદ દર્શાવે છેજ.)

ઉપલા પદ્યનો હેતુ એવો છે કે પ્રતિભા તો ઉત્તમ ગુણ છે અને ઉત્તમ કાવ્ય રચવાને માટે આવશ્યક છે; પરંતુ તે ન હોય તો મનુષ્યે નાહિંમેદ થવું નહિ. વારંવાર પરિશીલન કરવાથી, ઉત્તમ કવિનાં કાવ્યો તથા આલંકારિકોના સાહિત્યગ્રન્થો વાંચવાથી પણ કંઈક શક્તિ આવે છેજ.

સાર એ કે ઉત્તમ કાવ્ય બનાવવામાં પ્રતિભા, વ્યુત્પત્તિ, અને અભ્યાસ ત્રણેની જરૂર છે, અને પ્રતિભા ન હોય ને બીજા બે ગુણ હોય તો કાવ્ય હાસ્યજનક થાય છે. પણ પ્રતિભા ન હોય તોપણ મનુષ્ય વારંવાર કાવ્ય અને કાવ્યશાસ્ત્રનું પરિશીલન કરે તો કંઈક પણ કરી શકે છે; માટે નિરાશ ન થતાં પ્રયત્ન જારી રાખવો એવાજ ઉદ્દેશથી દંડી પ્રથમ પરિચ્છેદને અન્તે કહે છે—

तदस्ततन्द्रैरनिशं सरस्वती श्रमादुपास्या खलु कीर्त्तिमीप्सुभिः।
कृशे कवित्वेऽपि जनाः कृतश्रमा विदग्धगोष्ठीषु विहर्त्तुमीशते॥

(તેટલા માટે કીર્તિ પ્રાપ્ત કરનારાઓએ આળસ તજી હમેશ સરસ્વતીનું ઉપાસન કરવું; કેમકે કવિત્વશક્તિ થોડી હોય તોપણ શ્રમ કરવાથી વિદગ્ધ પુરૂષોની ગોષ્ઠીમાં વિહાર કરવાને સમર્થ થાય છે.)

---

# પ્રાણી વિષે પાઠો.

(ચાલુ પૃષ્ઠ ૩૬૪ થી.)

## ઘેટું.

**સાહિત્ય**—એક ઘેટું લાવી નિશાળ બહાર રાખવું; કાચું ઊન, ઊનના દોરા, ફલાલી, ઊનના દડા, વગેરે વસ્તુઓ વર્ગમાં લાવી રાખવી.

**સૂચના**—બકરા સાથે મુકાબલો કરાવવો અને મળતાપણું તથા તફાવત કઢાવવો.

**મળતાપણું**—છોકરાં મુકાબલાથી કહી શકશે કે 'બકરાની માફક ઘેટું પાળેલું, ખાનાર તથા વાગોળનાર પ્રાણી છે. બકરાની માફક તેને ફાટવાળી ખરી છે; ગરદન લાંબી છે; છભ લાંબી, વળી શકે એવી, અને ખડબચડી છે; જડબાંમાં રાક્ષીઓ નથી, દરેક જડબામાં ૭ ૭ દાઢો છે, નીચલા જડબામાં ૭ કાપવાના દાંત છે, અને ઉપલા જડબામાં કાપવાના દાંત નથી પણ તેને બદલે પેઢાં છે. બકરાના માફક ઘેટાનું જંગલી સ્થિતિમાં રહેઠાણ પહાડી મુલકમાં છે, તેથી તેનું શરીર ટૂંકું અને બધે વાળથી ઢંકાયેલું છે, અને પૂંછડી ટૂંકી તથા કાન લબડતા છે. વાગોળનાર પ્રાણી હોવાથી તેની હોજરીના પડદાથી ચાર ભાગ થયેલા જોઈએ.'

**તફાવત**—છોકરાં મુકાબલાથી કહી શકશે કે 'બકરાનું શરીર પાતળું અને ઘેટાનું જાડું હોય છે. ઘેટાનું જાડું શરીર વાળના જાડા ઢાંકણથી વળી

વિશેષ ભરાઉ દેખાય છે. શરીર આવી રીતે ભરાઉ દેખાવાથી તેનું ગોં ઘણું નાનું લાગે છે. ઘેટીને શીંગડાં હોતાં નથી; માત્ર કેટલાક ઘેટાનેજ હોય છે. ઘેટાના વાળ બકરાના વાળ જેવા લાંબા અને અણીદાર નથી; તે એક બીજા સાથે ગુંથાયેલા, જાડા, અને નરમ હોય છે.' ત્યાર પછી શિક્ષકે કહેવું કે 'બકરાં છૂટાં રહે છે અને ઘેટાં ટોળામાં રહે છે. બકરાંને રખેવાળની જરૂર પડતી નથી, ઘેટાંને પડે છે. કૂદવામાં તથા ટેકરીઓ પર ચઢવામાં બકરાં ઘેટાં કરતાં વધારે ચાલાક અને હિમ્મતવાન્ છે. બકરાનું શરીર નાજુક તથા પગ પાતળા છે તેથી તેઓ વધારે ચાલાક છે; ઘેટાનું શરીર જાડું હોવાથી તે ચાલાક નથી. બકરાં એકલાં રખેવાળ સિવાય ગમે ત્યાં રખડે છે અને ગમે તે ખોરાક ખાય છે. પણ ઘેટાં ટોળામાંજ રખેવાળની દેખરેખ નીચે રહે છે, અને ખોરાકને માટે ઘાસવાળી જગ્યાએ તેમને લઈ જવાં પડે છે. તેમને આખો દિવસ ખાવા જોઇએ છે, તેથી તે વધારે જાડાં થતાં જાય છે. ઘેટાંમાં બકરાં જેટલી અક્કલ નથી. ટોળામાં જે ઘેટાં આગળના ભાગમાં હોય તેઓ જ્યાં જાય અને જે પ્રમાણે વર્તે તે પ્રમાણે પાછળનાં બધાં અનુકરણ કરે છે; હારમાંનું એક ઘેટું કૂદીને ગમે તો એક ઊંડા ખાડામાં પડે તો તેની પાછળનાં બધાં ખાડામાં પડે છે. આનું કારણ એ જણાય છે કે તેઓ ટોળામાં આમથી તેમ જાય છે તે વખતે પાછળનાં ઘેટાં આગળ શું છે તે દેખી શકતાં નથી, તેથી તેમને આગળનાં ઘેટાં જેમ દોરી જાય તેમ જવું પડે છે. આ ઉપરથી એક માણસે કાઢેલા રિવાજના ખરાખોટાપણાનો વિચાર કર્યા વિના ઘણાં માણસો તેનું અનુકરણ કરે તો આપણે તે કૃત્યને 'ગાડરીઓ પ્રવાહ' (ગાડર=ઘેટું) એ નામ આપી વખોડીએ છીએ.' શિક્ષકે પોતે કહેલી હકીકત છોકરાં બરાબર સમજ્યાં છે કે નહિ તે પ્રશ્નો પૂછી તપાસી જવું. ત્યાર પછી શિક્ષકે ઊનની શી શી વસ્તુઓ બને છે તે પૂછી જવું. છોકરાં કહી શકશે કે ફલાલી, ધાબળીઓ, વગેરે ઊનની બને છે. પછી કોઈ છોકરા પાસે ફલાલીનું બદન, ઊનની ટોપી, વગેરે હોય તે બતાવવા કહેવું. શિક્ષકે કાચું ઊન બતાવવું, અને પછી ઊનના દોરા બતાવવા. કાચા ઊનને કેવી રીતે કેળવીને દોરા બનાવવામાં આવે છે, તથા ચોખ્ખા કરેલા ઊનને કેવી રીતે ટીપીને ફલાલી, ધાબળીઓ, વગેરે બનાવે છે તે કહેવું.

ટીપ—૧. ઘેટા વિષે ઉપર જણાવેલી હકીકત બે કે ત્રણ પાઠમાં શિખવી શકાશે.

૨. ઘેટાના આખા શરીરનું તથા ઘેટાનાં શીંગડાંનું ડ્રૉઈંગ કાળા પાટિયા પર કાઢવું અને છોકરાંને તે સ્લેટ પર કાઢવા કહેવું.

---

## ઊંટ.

સાહિત્ય–શિક્ષકે એક નાનું ઊંટ લાવી નિશાળ બહાર બાંધવું. ઊંટ ન મળી આવે ત્યાં તેનો લાકડાનો, માટીનો, કે બીજા કોઈ પદાર્થનો બનાવેલો નમુનો લાવી કે બનાવી રાખવો. ઊંટનું ચિત્ર પણ પાસે રાખવું.

ટીપ–આ પાઠ શિખવતા અગાઉ શિક્ષકે છોકરાંને રેતીના રણનો ખ્યાલ આપવો. તેમને નદીના બેટમાં અથવા ઝાડ વિનાની સપાટ રેતાળ જમીનમાં લઈ જઈ થોડેક સુધી ચાલતાં લેવાં. આથી લાંબા વિસ્તારની આવી જગામાં મુસાફરી કરતાં કેવી મુશીબતો પડે તેનો છોકરાંને કેટલોક અનુભવ થશે. શિક્ષકે કહેવું કે 'લાંબા વિસ્તારની આવી જગાને રણ કહે છે. તેમાં મુસાફરી કરતી વખતે ઘણી જાતની અડચણો પડે છે; જેવી કે પાણી જવલ્લે મળે છે, આખે રસ્તે ઝાડ નહિ હોવાથી છાંયો તો બિલકુલ મળતોજ નથી, રેતી ઊડયા કરે છે, રેતીમાં પગ પેશી જાય છે, વગેરે.'

સૂચના—ગાય સાથે મુકાબલો કરાવવો.

મળતાપણું–મુકાબલો કરાવવાથી છોકરાં કહી શકશે કે 'ગાયની પેઠે ઊંટ ઘાસ ખાનાર અને વાગોળનાર પ્રાણી છે. જમીન ઉપરથી ઘાસ લેવાને તેને લાંબી ગરદન હોય છે, પોચી જમીનમાં ચાલવાને પ્રાટવાળા ખરી હોય છે, અને ટાઢથી રક્ષણ થવા માટે આખે શરીરે વાળ હોય છે. તેનું શરીર કદાવર હોય છે, તે ઉપરથી અનુમાન કરી શકાય કે તે સપાટ પ્રદેશમાં વસનાર પ્રાણી છે.'

તફાવત—છોકરાં કહી શકશે કે 'ઊંટનું પગતળિયું ગાયના પગ ત-

તેની જરૂર હોતી નથી ત્યારે પોતાની મેળે ખરી પડે છે. વળી આંખે શરીરે વાળ હોવાથી તેને લાંબી પૂંછડીની જરૂર પડતી નથી, તેથી તે ઘણી ટૂંકી એટલે આશરે દોઢ ફુટ માપની હોય છે. ઊંટ તેના દેખાવ પરથીજ જબરું પ્રાણી લાગે છે, એટલે તેને કોઈ હેરાન કરી શકતું નથી. આ કારણથી તેને પોતાનું રક્ષણ કરવાને શિંગડાંની જરૂર પડતી નથી. ઊંટ અનાજ, ઘાસ, કે આકડા સિવાયની બીજી કોઈ પણ વનસ્પતિ ખાઈ શકે છે. આ ઉપરથી આપણે કહીએ છીએ કે ઊંટ મેલે આકડો અને બકરું મેલે કાંકરો. તેને ઝાડની કુમળી ડાળીઓ બહુ ભાવે છે. આ ડાળીઓ તે પોતાની લાંબી ગરદન ઊંચે તથા નીચે પહોંચાડી તોડી શકે છે.

ઉપયોગિતાના સંબંધમાં છોકરાં કહી શકશે કે રેતીનાં રણમાં અથવા તો કોઈ પણ સપાટ પ્રદેશમાં લાંબી મુસાફરી કરવી હોય તો ઊંટ ઘણું જ ઉપયોગી થઈ પડે છે; બીજું કોઈ પ્રાણી તેના જેટલી ઝડપથી અને થાક્યા સિવાય મુસાફરી કરી શકતું નથી. પહેલાંના વખતમાં રેલવે નહોતી ત્યારે લાંબી મુસાફરી ઊંટ ઉપરજ કરવામાં આવતી. તેને વળી ભાર વહી જવાના કામમાં પણ લગાડે છે. ઊંટનું દૂધ ઘણું પુષ્ટિકારક છે. મુઆ પછી તેનું માંસ અને ચામડું ઉપયોગમાં લેવાય છે.

**ટીપ**—૧. ઉપરની હકીકત બે કે ત્રણ પાઠમાં શિખવી શકાશે.

૨. શિક્ષકે જ્યાં સંબંધ આવે ત્યાં ઊંટનાં શરીરના જુદાં જુદાં અંગોનાં ડ્રૉઈંગ પાટિયા પર કાઢવાં અને છોકરાંને તે સ્લેટ પર દોરવા કહેવું.

પ્ર— ૩. જ્યાં પ્રત્યક્ષ ઊંટ બતાવી શકાય તેમ ન હોય ત્યાં નમુનાં કે ચિત્રમાં
કે પ્રથમ ... જુદા ભાગો બતાવવા.
તેથી તે પ્રદેશને
છે. આ મુદ્દાની બાબત પર હકીકત કહી હોય તો છોકરાં બરાબર સમજ્યાં
...તા જવું.

રેતીના રણમાં મુસાફરી કરવી હ...
પડે છે, કારણ કે તે પ્રાણી તે પ્રદેશને માટે
...ખોરાક મળે છે માટે મુસાફરને કેટલાક દિવસ ચાલે તેટ...

# सामान्य ज्ञान.

## કીડી.

ખ્રિસ્તિ લોકોના ધર્મપુસ્તકમાં કહ્યું છે કે, "કીડી પાસે જા, તેની રીતભાત શીખ, અને ડાહ્યો થા." કીડી ઘણું નાનું પ્રાણી છે, તોપણ તેની પાસેથી આપણને ઘણું શીખવાનું મળે છે. આપણા ઘરમાં કંઈ ગળપણ મુક્યું હોય ત્યાં તે સંખ્યાબંધ એકઠી થાય છે તે વખતે આપણે તેમને કંટાળો આપનાર નાનાં પ્રાણી કહી વગોવીએ છીએ. પણ તેઓ પોતાનું કામ કેવી ડહાપણભરેલી રીતે કરે છે તે આપણા જેવામાં આવે છે ત્યારે આપણને તેમના પ્રત્યે અચંબા સાથે પ્રેમ ઉત્પન્ન થાય છે.

ઘરમાં અથવા ખેતરમાં તેઓ એક જગાએથી બીજી જગાએ જતી હોય ત્યારે આપણે તપાસીશું તો માલમ પડશે કે તેઓ બધી એક પગથી પર જાય છે. રસ્તામાં વચ્ચે બીજી કીડીઓ મળે છે તેમને આઘી ખસી માગ આપે છે, અને અટકીને તેમની સાથે વિનયપૂર્વક કંઈ વાત કરતી જણાય છે. કેટલીક કીડીઓ બીજીને મળ્યા પછી આવી રીતે અટકીને તેમની સાથે પાછી ફરે છે તે ઉપરથી આપણે આ અનુમાન કરી શકીએ છીએ? તેમના રસ્તાને નાકે એક રેતીની ઢગલી જેવામાં આવે છે તેનું સ્વરૂપ જેતાં ત્યાં તે પ્રાણીઓનું ઘર હોય એમ લાગે છે, અને તપાસ કરતાં આપણું ધારવું ખરૂં પડે છે. આપણી પેઠે તેઓ રહેવા તથા ખોરાક રાખવા માટે ઘર બાંધે છે. શિયાળામાં હવા સખત હોવાને લીધે બહાર ન નીકળાય તે માટે ઉન્હાળામાં ખોરાક સંઘરી રાખે છે. કીડીઓનું પણ ગામ કે શહેર હોય છે, અને ત્યાં તેમનાં જથાબંધ ઘર હોય છે. એક ઘર રહેવા માટે તનદુરસ્ત ન હોય તો તેઓ તે બદલી બીજા ઘરમાં જાય છે. આપણી પેઠે તે ચોખ્ખી રહે છે અને બાળબચ્ચાંની સંભાળ રાખે છે. વળી આપણી પેઠે સંઘરેલા ખોરાકની તે પ્રેજવીજ રાખે છે. અનાજ સડી ગયું હોય અથવા પલળ્યું હોય તો આપણે તડકે નાખીએ છીએ તેમ તે પણ કરે છે; અનાજના કણ જમીનમાં રાખવાથી ઉગી નીકળે માટે કોઠારની આસપાસની જમીન કઠણ ને

કોરી રાખે છે. વરસાદના દિવસમાં તેમના અનાજના દાણા પલળી જઈ ફૂ-ટી નીકળે છે તો તેઓ ફૂટના ફણગા એકદમ ખેંચી કાઢે છે અને દાણા સૂકવી દે છે.

આપણે દૂધ માટે ગાય રાખીએ છીએ તેમ ગુલાબ વગેરેના છોડ પર જોવામાં આવતાં, એક જાતનાં છોડનો નાશ કરનાર, જીવડાં તેમને ગાયની ગરજ સારે છે. આ જીવડાંને તે પોતાના દરમાં લઈ જાય છે. તેમનાં શરીર-માંથી એક જાતનો રસ નીકળે છે તે જેમ આપણને દૂધ સ્વાદિષ્ટ લાગે છે તેમ તેમને સ્વાદિષ્ટ લાગે છે. કીડીઓ પોતાની મૂછના વાળવતી તે જીવ-ડાનું શરીર દબાવે છે એટલે છેડેથી રસનું ટપકું પડે છે. આ રસ કીડીઓ-ને બહુ ભાવે છે. આ જીવડાં આવો સ્વાદિષ્ટ રસ આપે છે તેના બદલામાં કીડીઓ ઇંદ્રગોપ નામના જીવડા તરફથી તેમને ઇજા ન થાય માટે પ્રેમથી રક્ષણ કરે છે. આપણે જેમ ભૂખ્યાને અનાજ આપીએ છીએ તેમ ધરાય-લી કીડીઓ રસ્તામાં ભૂખી કીડીઓ મળે તો તેમના મોંમાં પોતાના મોં-માંથી રસનું ટીપું પાડે છે.

લબક નામનો એક ગૃહસ્થ લખે છે કે કીડીઓ એક બીજાને પો-તાની હકીકત સમજાવી શકે છે તથા મદદ માગી શકે છે. તેણે એક વખ-ત એક કરોળીઓ ટાંકણી વડે જમીન સાથે સજ્જડ કર્યો, કે જેથી કીડીઓ તેને ખેંચી શકે નહિ. પ્રથમ જે કીડીએ તે કરોળીઆને જોયો તે આવીને તેને વળગી, પણ ખેંચી શકી નહિ. આથી તે પાછી ગઈ અને થોડા વખ-ત પછી પોતાના ઘણા સોબતીઓને મદદે લાવી. આ ઉપરથી તેણે અનુ-માન કર્યું કે કીડીઓ પોતાની મૂછોના વાળથી એક બીજાની સાથે વાતો ક-રતી હશે અને ખબર આપતી હશે. ( અપૂર્ણ. )

## केळवणीखाता[illegible]वरो.

### સરકારી ઠરાવ.

કેળવણી ખાતું. મુંબઈ

નં. ૧૭૪૭ તા. ૨૮-૮-૧૯૦૩.

નામદાર મુંબઈ સરકારે ગ્રાન્ટ-ઇન-એડ કોડના પરિશિષ્ટ आइ માં સુ-

ધારો કરી તે નીચે મુજબ રાખ્યું છે, અને સને ૧૯૦૪ના એપ્રિલ માસમાં થવાની ડ્રૉઇંગની પરીક્ષા આ સુધારેલા પરિશિષ્ટ મુજબ લેવાશેઃ—

* * * *

૬. ફર્સ્ટ ગ્રેડ ડ્રૉઇંગના વિષયો નીચે મુજબ રાખ્યા છેઃ—

अ. મોટા નમુના ઉપરથી ફ્રી હૅન્ડ ડ્રૉઇંગ.

ब. રંગકામ.

क. કર્તવ્ય ભૂમિતિ.

ड. યાદદાસ્ત ઉપરથી ડ્રૉઇંગ.

अ. સાદું ફ્રી હૅન્ડ ડ્રૉઇંગ.

સપાટ સફાઈ પર દોરેલા મોટા નમુના ઉપરથી માત્ર પેન્સિલ, કાગળ, અને રબ્બરની મદદથી, અને બીજા કોઈ યાંત્રિક સાધનની મદદ વિના કાઢેલા ડ્રૉઇંગને ફ્રી હૅન્ડ ડ્રૉઇંગ કહે છે. જે મોટા નમુના ઉપરથી ડ્રૉઇંગ કાઢવાનું હશે તે નમુનો ભીંત કે કાળા પાટિયા પર છોકરાંથી સહેલાઇથી જોઈ શકાય એટલે અંતરે મૂકવામાં આવશે. આ નમુનામાં પાંદડાં, ફૂલ, કે કોઈ સુંદર કુદરતી પદાર્થનાં ચિત્ર આવશે, કૃત્રિમ અલંકારનાં ચિત્ર આવશે નહિ.

ब. રંગકામ.

વિષય अ માં આપેલા નમુના પરથી સપાટ સફાઈ પર ફ્રી હૅન્ડ ડ્રૉઇંગ કાઢી તે ઉપર કુદરતી રંગ કે રંગો દેવા; એટલે જે કુદરતી પદાર્થનું તે ડ્રૉઇંગ હોય તે પદાર્થનો કુદરતી રંગ ડ્રૉઇંગને આપવો. રંગ લગાડ્યા પછી સુકાય ત્યારે તે ડ્રૉઇંગની સીમાવાળી લીટીઓ કલમ કે બારીક બ્રશથી કાળી અથવા ડ્રૉઇંગના કુદરતી રંગથી વધારે કાળી લાગે તેવી કરવી.

क. કર્તવ્ય ભૂમિતિ.

સીધી, સમાન્તર, અને કર્ણ લીટીઓ તથા ચોરસ, ત્રિકોણ, વર્તુલ, લંબવર્તુલ, અને બહુકોણ આકૃતિઓ બનાવવા તથા તેમના ભાગ કરવા સંબંધી જ્ઞાન આપવા માટે બ્યૅઁટકૃત કર્તવ્ય ભૂમિતિમાંથી નીચે દર્શાવેલાં કૃ-

ત્યો પસંદ કરવામાં આવ્યાં છે. આ આકૃતિઓ પર ભૂમિતિના કાલ્પનિક નમુનાનો આધાર છે, અને બીજા ગ્રેડનાં મનોયત્નો શરૂ કરવા માટે તેમના સંપૂર્ણ જ્ઞાનની જરૂર છે.

પસંદ કરેલાં કૃત્યો—૧, ૩, ૫, ૮, ૯, ૧૧, ૧૩, ૧૫, ૧૭, ૧૮, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૩૪, ૩૭, ૪૦, ૪૨. ટ્રેમલ કે ઓગી વડે લંબવર્તુલ દોરતાં આવડવો જોઈએ.

ડ. યાદદાસ્ત ઉપરથી ડ્રૉઇંગ.

આ જાતનું-ડ્રૉઇંગ કાઢતાં શિખવવા માટે નીચેની યોજના સૂચવવામાં આવી છેઃ—

૧. વિદ્યાર્થીઓના ઘરમાં કે શેરીમાં જોવામાં આવતી અથવા નિશાળમાં વપરાતી સાદી વસ્તુઓની યાદી ડ્રૉઇંગ શિક્ષકે તૈયાર કરવી.

૨. ૧લા ડ્રૉઇંગ લેસનને છેડે તેણે વિદ્યાર્થીઓને કહેવું કે 'આવતા પાઠ વખતે તમારે આ સાદા પદાર્થોની યાદીમાંથી——નું ચિત્ર યાદદાસ્ત ઉપરથી દસ મિનિટમાં દોરવું પડશે, માટે તમારે તે દરમ્યાન તે પદાર્થ સંબંધી જે કંઈ ખાસ અવલોકન કરવા જેવું લાગે તે કરવું.'

૩. બીજા ડ્રૉઇંગ લેસનની શરૂઆતમાં કે છેડે તે દિવસનું ફ્રી હૅન્ડ ડ્રૉઇંગ જે કાગળમાં કાઢવાનું કે કાઢ્યું હોય તે કાગળના એક ખૂણામાં સઘળા વિદ્યાર્થીઓને ઉપર જણાવેલી વસ્તુનું ડ્રૉઇંગ કાઢવા કહેવું. આ ડ્રૉઇંગ મોટું હોવું ન જોઈએ અને તે કાઢવાને દસ કરતાં વધારે મિનિટ આપવી જોઈએ નહિ. છોકરાંને યાદ હશે તેટલી બધી બાબતો ચીતરવાને આટલો વખત બસ છે; વધારે આપવામાં આવશે તો નકામો જશે. આ ડ્રૉઇંગ પૂરું થાય એટલે ત્યાર પછીના દિવસ માટે બીજા કોઈ પદાર્થ વિષે ખબર આપવી, અને તે પ્રમાણે આખી ટર્મમાં કર્યા જવું.

૪. કોઈ કોઈ વખત ફ્રી હૅન્ડ ડ્રૉઇંગ માટે જે પદાર્થનું ચિત્ર આપ્યું હોય તેનું ચિત્ર યાદદાસ્ત ઉપરથી કાઢવા કહેવું. આ ચિત્ર થોડા વખત વિદ્યાર્થીઓને બતાવી લઈ લેવું, અને ત્યાર પછી યાદદાસ્ત ઉપરથી તેમણે તે દોરવું.

૭. ૧લા ગ્રેડની પરીક્ષામાં વિદ્યાર્થીઓને ચારે વિષયની પરીક્ષામાં એકીવખતે બેસાડવા જોઈએ. પણ જે વિદ્યાર્થી કોઈ એક વિષયમાં નાપાસ થશે તેમને તે પછીની વાર્ષિક પરીક્ષામાં તે વિષયમાં ફરીથી બેસાડી શકાશે.

* * *

૯. સેકન્ડ ગ્રેડ ડ્રૉઇંગના વિષયો નીચે મુજબ છેઃ—

અ. મોડેલ કે પદાર્થો પરથી ડ્રૉઇંગ. આ વિષયમાં કોટલાં, શંખ, વગેરે કુદરતી પદાર્થો અને ઘરકામમાં વપરાતી ચીજો લોટા, વાસણ, વગેરે ઉપયોગમાં લેવાં.

બ. કુદરતી છોડ કે ફૂલ પ્રત્યક્ષ જોઈને તેનું ડ્રૉઇંગ કાઢવું. આ વિષયમાં વિદ્યાર્થીઓએ સાદાં ફૂલ કે છોડવાનાં ડ્રૉઇંગ કાઢવાં પડશે અને તેમની મર્યાદારેખા સંભાળથી દોરવી જોઈશે.

ક. રંગકામ. બ વિષયમાં કાઢેલા ફૂલ કે છોડના ડ્રૉઇંગને તેનો કુદરતી રંગ લગાડવો, અને રંગ સુકાયા પછી તે ડ્રૉઇંગની સીમાવાળી લીટીઓ કોઈ એક બીજા રંગથી કલમ કે બારીક પીંછી વડે ફરીથી દોરવી.

ડ. ભૂમિતિના કાલ્પનિક નમુના. ભૂમિતિની એકની એક કે જુદી જુદી આકૃતિઓ ઉપરાઉપરી ચઢાવીને કે ગોઠવીને બનાવેલા સુંદર નમુનાને ભૂમિતિના કાલ્પનિક નમુના કહે છે. આ પ્રમાણે ગમે તેટલી લંબચોરસ આકૃતિઓ પાસે પાસે મૂકવાથી અથવા ઉપરાઉપરી ગોઠવવાથી એક અમુક જાતનો નમુનો થશે, અને તેવીજ રીતે વર્તુલ, ત્રિકોણ, લંબવર્તુલ કે બહુકોણ આકૃતિઓનું સમજવું.

ઈ. યાદદાસ્ત ઉપરથી દોરવાનું ડ્રૉઇંગ: આ ડ્રૉઇંગ માટે ફર્સ્ટ ગ્રેડ કરતાં વધારે અઘરા કે ગુંચવણીઆ આકારના પદાર્થો લેવા.

* * * * * *

A. M. T. Jackson,
ઍક્ટિંગ સેક્રેટરી, નિસ્બત સરકાર.

---

## મુંબઈ ઇલાકો.

### વર્નાક્યુલર નિશાળોમાં ચાલતી ચોપડીઓ સુધારવા માટે નીમાયેલી કમિટી.

કેળવણીખાતાના અનુભવી માણસો અને કેળવણીના કામમાં ભાગ લેતા બીજા વિદ્વાનો તરફથી ઇલાકાના જુદા જુદા ભાગોમાં ચાલતી વાચનમાળાના સંબંધમાં જે જે સૂચનાઓ કરવામાં આવશે તે પર આ કમિટી ઘણી ખુશીથી ધ્યાન આપશે.

સઘળો પત્રવ્યવહાર કમિટીના પ્રમુખ સાથે અંગ્રેજીમાં ચલવવો.

પૂના.
તા. ૧૦-૧૧-૦૩.

J. G. Covernton,
વર્નાક્યુલર ટેક્સ્ટબુક રિવિઝન કમિટીના પ્રમુખ.

---

### જાહેરખબર.

ઇં. નં. ૪૫૬૪, તા. ૭-૧૦-૦૩.

મહેરબાન ડિરેક્ટર સાહેબ પોતાના નં. ૫૨૭૨ તા. ૧૮-૯-૦૩ થી જણાવે છે કે 'કેળવણીનું શાસ્ત્ર અને તેની કળા' એ નામનું બે ભાગમાં રચાયેલું પુસ્તક લાઇબ્રેરી માટે મંજૂર કરેલાં પુસ્તકોની યાદીમાં દાખલ કરવાને ગવર્મેન્ટ સેન્ટ્રલ બુક ડીપોના ક્યુરેટરને સૂચના આપી છે. આ પુસ્તકમાંથી ઉપયોગી હકીકત ટ્રેનિંગ કૉલેજમાં શિખવવી, અને મોટી પ્રાથમિક શાળાઓની લાઇબ્રેરીમાં તે પુસ્તક આપવું.

૨. સઘળા શિક્ષકોએ આ પુસ્તક વાંચી તેમાં આપેલી ઉપયોગી સૂચનાનો લાભ લેવો.

F. B. Pendarwes Lory,
ઍક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભ.

# નિશાળોનાં ઇનામપત્રક.

કાઠીઆવાડ વિભાગ-લાલપુર કન્યાશાળા. મુંબઇના શેઠ પ્રાગજી હાનજી રૂ. ૩૫)

સુરત વિભાગ-સુરત મ્યુનિસિપલ સ્કૂલ. નવા દેશી હિસાબની ૩૦૦ નકલ. એજન નં. ૨. સોરાબજી જમસેદજી સુનાવાળા તથા ખીમજી આસરભાઇ તથા ગામલોક રૂ. ૩૧) એજન નં. ૧. અબદુલ રહેમાન વગેરે રૂ. ૧૦) એજન નં. ૩. જવેરચંદ કૃષ્ણજી રૂ. પા॥=॥ એજન નં. ૯. દ્વારકાંદાસ મોતીલાલ તથા ત્રીકમલાલ ઉકાભાઇ વગેરે રૂ. ૧૬) એજન નં. ૭. શેઠ. પ્રાણજીવન દુર્લભરામ તથા પ્રાણજીવનદાસ વગેરે રૂ. ૧૮॥ એજન નં. ૬. ગુલામઅલી પીરભાઇ વગેરે રૂ. ૭॥-

અમદાવાદ વિભાગ-અમદાવાદ મ્યુ. સ્કૂ. નં. ૬. સ્કૂલ કમિટીના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૬), પરબ માટે રૂ. ૯-૧૨-૦ એજન નં. ૧૫. મે. દાક્તર સાહેબ નાનાભાઇ કુંવરજી મોદી રૂ. ૪) એજન નં. ૫. શેઠ માણેકલાલ અમૃતલાલ રૂ. ૧૦), સ્કૂલ કમિટીના મેમ્બરો રૂ. ૪). એજન નં. ૧૧ શેઠ કેવળદાસ ત્રિભોવનદાસ રૂ. ૭) એજન નં. ૧૩. શેઠ હીરાલાલ ગિરધરલાલ મણુકીવાળા રૂ. ૧૫) એજન નં. ૨. રા. સોમનાથ ભૂધરદાસ રૂ. ૨) એજન નં. ૧૦. મે. ડો. પિતામ્બરદાસ કુબેરદાસ રૂ. ૨-૧-૯ એજન નં. ૧. પરી. હરીદાસ અમરતલાલ રૂ. ૭), મગનલાલ મોહનલાલ રૂ. ૨॥ એજન નં. ૧૫. બુકસેલર મોતીલાલ મગનલાલ ચોપડીઓ તથા પતાસાં. એજન નં. ૧૪. મીર્ઝા મસલેહુદીન મોલવી સાહેબ રૂ. ૧૫॥, સૈયદ મહમદ બાવામીઆં સાહેબ રૂ. ૪), અબદુલ લતીફ અબદુલ હબીબ રૂ. ૪), મહમદઅલી સમસુદીન સોડાવાળા રૂ. ૩), બીજા ગૃહસ્થો રૂ. ૫) એજન નં. ૭ સ્કૂલ કમિટીના મેમ્બર સાહેબો રૂ. ૫-૧૪-૦ એજન નં. મે. કાજી સાહેબ અમુમીઆં સાહેબ વતી છોટામીઆં સાહેબ રૂ. ૫), બીજા રૂ. ૨) બારેજા. ફકીરભાઈ દેવજીચંદ રૂ. ૧૧) અસલાલી. ભૂલાભાઈ પ્રાગજી રૂ. ૩૦), ગોપીરમાઇ હાથીભાઇ રૂ. ૩) બાવળા. દામોદરદાસ ફરસનદાસ રૂ. ૩॥ ગોધાવી પુરાભાઇ ત્રીભોવનદાસ. રૂ. ૧૧)॥ મણીઆર. તાલુકદાર ઠાકોર શ્રી દેવીસિંહજી રાયસિંહજી રૂ. ૬॥ તમડી. ફારકાંદાસ વણારશી રૂ ૬

**રેવાકાંઠા એજન્સી.** લુણાવાડા. મે. મહારાજા સાહેબ રૂ. ૨૬–૮– શીહોરા ઠાકોર કરણસીંહજી સામતસીંહજી છોકરાઓને જમાડ્યા બાકોર ગાંધી ગુલાબચંદ અમરચંદ રૂ. ૫–૮–૦ કડાણા. મે. દરબાર સાહેબ રૂ. ૧૩–૩–૫ કડાણા કન્યાશાળા મે. દરબાર સાહેબ રૂ. ૫–૪–૬ બાકોરુ ગામલોક રૂ. ૨૦) કરોડા. બાવા રામરતનદાસ રૂ. ૯)

**ભરૂચ વિભાગ**–કિસનાડ. પટેલ ભાઇલાલ કાળીદાસ રૂ. ૩) અમનપુર. ગીરજાશંકર પ્રભાશંકર રૂ. ૩)

**પંચમહાલ વિભાગ**–રૂસ્તમપરા. મે. બમનજી અરદેશર દલાલ રૂ. ૧૫) તથા રૂ. ૫), પટેલ દયાળ દાજીભાઇ રૂ ૪), શેઠ દવારકાં શીવનાલ રૂ. ૩) ગોધરા ઉર્દુ. મે. કરીમઅલી રહીમઅલી રૂ. ૭॥ ગોધરા કન્યા. એજન રૂ. ૭॥

**પોરબંદર સ્ટેટ**–પોરબંદર આન્ટ સ્કૂલ. શેઠ હીરજીભાઇ નનરોજજી રૂ. ૧૦) રા. ધરમશી અમરચંદ રૂ. ૮)

**ખેડા વિભાગ**–ઓદાલ. પટેલ બાવાજી દ્વારકાદાસ રૂ. ૧૦) પામોલ. ઠકર હીરાચંદ જગજીવન રૂ. ૮) ઓદાલ. પટેલ વાઘજી ગીરધરભાઇ રૂ. ૧૦) દાવોલ. રાયચંદ દામોદરદાસ રૂ. ૨૦) સારસા. ગોકળભાઇ પરભુદાસ. રૂ. ૫) ચીખોદરા. ગામલોક રૂ ૨૫ ), ત્રીભોવન વંદ્રાવન તથા મોતીલાલ ભોગીલાલ તથા કાળીદાસ બીખાભાઇ મળી રૂ. ૨૫) તથા બાવાજી મનોરભાઇ રૂ. ૯ ) ખાંધલી. મેમ્બરો તથા ગૃહસ્થો મળી રૂ. ૧૨ ખેડા મુખ્ય સ્કૂલ. દાકતર વરજીવનદાસભાઇ રૂ. ૧૫) ખેડા કન્યાશાળા એજન રૂ. ૫) વીરસદ કન્યા. તારાપોરના પટેલ હીરાભાઇ શામળભાઇ રૂ. ૧૦), પટેલ મરઘાભાઇ તળસીભાઇ રૂ. ૫) બોરીઆવી. પટેલ બગાભાઇ શામળભાઇ રૂ. ૨૭॥– રગાઇપુરા. રાયજીભાઇ ખુશાલભાઇ તથા લલુભાઇ લખાભાઇ રૂ. ૫) ડાંસરા કન્યા. નડીઆદના દેસાઇ ધનજીભાઇ મગળભાઇ રૂ. ૭૫) ઉતરસંડાના પટેલ ઉમેદભાઇ બાબરભાઇ ૨૫) ઓદાલ. ત્રીભોવનદાસ જેઠાભાઇ રૂ. ૧૨॥ ચીખોદરા. પટેલ હાથી ભુલજી રૂ. ૨૦) આસોદર. બાઇ સુરજ રૂ. ૧૨ ) નડીઆદ કન્યા. મે. સુળજીભાઇ ભગવાનદાસ રૂ. ૨૩) ચકલાસી. પટેલ મથુરભાઇ ગલાભાઇ રૂ. ૩) આંસોદર. લલુભાઇ મગનભાઇ રૂ. ૧૧॥

સુરત વિભાગ-સરસ. ગામલોક રૂ. ૨૫) મન્દ્રોઈ. ગામ લોક રૂ. ૧૬) સુંવાલી. કુંવરજી મનચેરજી તથા એદલજી શાપુરજી રૂ. ૯) ગોથાણ. મેમ્બર તથા ગામલોક રૂ. ૨૦), રતનજી કસનજી રૂ. ૫॥ ઇચ્છાપુર. રા. દયાશંકર ગીરજાશંકર રૂ. ૧૦) સાંદીએર. પરશોત્તમ માધવદાસ રૂ. ૬) માસમા. ગામલોક રૂ. ૮) કરંજ. મંચેરજી ભીમજીભાઈ રૂ. ૫૭) કુડસદ. પીરભાઈ કડુજી રૂ. ૬) ઓરપાડ કન્યાશાળા. હકમાજી મેઘાજી તથા કરસન રઘા રૂ. ૩) કન્યાશ્રી. મેમ્બરો રૂ. ૭) તલંગપોર. ગામલોક તથા જાગીરદાર રૂ. ૨૪॥ આભવા. અનંતરાય લક્ષ્મણરાય વગેરે રૂ. ૨૧)ન્ન ભાટપોર. કાવસજી બરજોરજી રૂ પા-॥ કોસાડ. મેમ્બરો રૂ. ૩) અડાજણ. ખરસેદજી એદલજી રૂ. ૧૨), સદ્‌ગૃહસ્થો રૂ. ૨૨) દીહેલી. કાશીનાથ બાપુજી રૂ. ૭) જાપશભાહા. સદ્‌ગૃહસ્થો રૂ. ૩॥ અલથાણ. ગામલોક રૂ. ૧૦) ૫.ધ. તુરખાં મહમદખાં તથા ગામલોક રૂ. ૭॥ન્॥ ભેસુ. મેમ્બરો તથા લોકો રૂ. ૧૭) ખજોદ. પોલીસપટેલ તથા કાવસજી નવરોજજી રૂ. ૧૧ન્ન, મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૮॥ કનારગામ. લાલભાઈ રણછોડજી તથા નારણજી કુંવરજી રૂ. ૨૭૯) કઠોદ. મેમ્બરો રૂ. ૪) ઓલપારડી. મેમ્બર તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૮॥ અંબેટી એજન રૂ. ૨૫॥- મોતા. ઉમેદરામ લાલભાઈ તથા રતનશી કરમશી રૂ. ૩૧) મોતા કન્યા. ઉમેદરામ લાલભાઈ તથા માણેકલાલ ધીરજરામ તથા રતનશી કરમશી રૂ. ૧૭) નરેણ. સદ્‌ગૃહસ્થો રૂ. ૭) તરસાડા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૦) અમલસાડી. મેમ્બરો રૂ. ૯॥ સુરતાનપોર. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૬) મોદાલી. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૨॥ન્ન વેગામ. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૩॥ અંભાડા. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૮) ભથામા. દયાળજી ખંડુભાઈ તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૦) મંદીર. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૦) મુનસાડ. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૨૫) સીસોદ્રા. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૮) કમીશપોર. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૫) હાલીઆવાડી. જલાલપોરના મે. મામલતદાર સાહેબ તથા ગામલોક રૂ. ૧૯॥ કરાડી. મેમ્બરો રૂ. ૬) ચીખલી કન્યા. નસરવાનજી સોરાબજી રૂ. ૧૫॥ન્ન એથલ સદ્‌ગૃહસ્થો રૂ. ૨૫) દેગામ. વસનજી હરીભાઈ વગેરે રૂ. ૪) ખેરગામ

સદ્‌ગૃહસ્થો રૂ. ૯) ન ગેડેજ. મેમ્બરો રૂ. ૩). હેદમનજી સોરાબજી તથા ગામલોક રૂ. ૧૯॥ સરૈયા. ગામલોક રૂ ૮) વાંજણા. ગામલોક રૂ. ૧૨॥. પારનેરા મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૩॥ કોસંબા. રૂસ્તમજી મેરવાનજી તથા ગામલોક રૂ. ૮) વાશરેચ. ધનજીભાઈ શાપુરજી તથા જમનજી ધનજીભાઈ રૂ. ૯)૦॥ ચણવાઇ. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૪॥ દાંતી. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૭ ધેડાઇ. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૫ લવાછા. સદ્‌ગૃહસ્થો રૂ. ૫) રૂંટલાવ. નરોતમદાસ દામોદરદાસ રૂ. ૧૦) દેગામ. મોતીજી પદમાજી તથા ગામલોક રૂ. ૧૨॥ રાખડી. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ.૫॥ પારડી. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ.૮૩ ઉમરસાડી. ધનજીભાઈ કાવસજી વગેરે સદ્‌ગૃહસ્થો રૂ. ૩૧॥ કોલક. માણેકલાલ રાજારામ તથા મેમ્બરો રૂ. ૨૨) ડુંગરા. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૨) પલસાણા. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૧૬) ગોયમા. સોરાબજી માણેકજી તથા ...ાઈ રામચંદ્ર વગેરે રૂ. ૨૩) બાલદા. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ..॥ બગવાડા. રાજાજી ફકીરજી તથા મેમ્બરો રૂ. ૨૪॥ કુમસ. ખંડેરાવ ભીમનરાવ વગેરે રૂ. ૭૩), દેવજીભાઈ વાઘજીભાઇ રૂ. ૫૦) કુમસકન્યા. એજન રૂ. ૧૨॥ ઠનસાડ. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો બગાભાઇ રણછોડજી રૂ.૮) એજન કન્યાશાળા. એજન રૂ.૫) સચીન. કચેરીમંડળ તથા ગૃહસ્થો રૂ. ૮॥ વેડછા. મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૫) વાસણ. નવરોજજી નસરવાનજી વગેરે રૂ. ૭॥ કુમસ આં. સ્કુ. દેવજી વાઘજી રૂ. ૬) પુના. જાગીરદાર સાહેબ તથા સરકાર તરફથી તથા મેમ્બરો અને સદ્‌ગૃહસ્થો મળી રૂ. ૨૭॥

નવાનગર સ્ટેટ.—વેરાડ. ઠકર હરીદાસ કાળીદાસ રૂ.૩)

રાજકોટ મીડલ સ્કૂલ, તાલુકા સ્કૂલ નંબર ૨જો, ને કન્યાશાળામાં મે. પો. એ. સાહેબ રૂ. ૨૫૦)

મહીકાંઠા વિભાગ. અમનગર મુખ્ય સ્કૂ. મે. પો. એ. સા તથા મડમ સાહેબ તથા ઠાકોર સાહેબ તથા વાસોડાના ઠાકોર સાહેબ મળી રૂ.૧૦૪) પુનાદ્રા. મીઆંસાહેબ અભેસીંગના કુંવર શીવસીંગજી વગેરે રૂ. ૧૨) અમનગર કન્યાશાળા. મે.પો.એ.સાહેબ તથા મડમસાહેબ તથા ઠાકોર સાહેબ વગેરે રૂ.૪૦) કડજોદ્રા. છગનલાલ ગુલાબચંદ રૂ. ૫)

---

## ભારે વખણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરની

## દસ્કત શિક્ષક કોપીબુકો.

"કમીશનમાં વધારો" આઠ ભાગમાં "કમીશનમાં વધારો."

કેળવણીખાતાના હાલના તથા આગલા ઇન્સ્પેક્ટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુમ્બાઈ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એકે અવાજે તારીફ કરતાં અતિ સન્તોષકારક ખાત્રી પત્રકો.

મહેરબાન ડિરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઇન્સ્પેક્ટર ઇ. જાઇલ્સ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને જ સઘળી મંજૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુક જ વાપરવાને મગરૂરી ધરાવશે.

☞ મુમ્બઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલ કમિટિના અનુભવી સદ્‌ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત શિક્ષક કોપીબુકોને જ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વે સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

આ કોપીબુકો માટે જે જે મહગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ અમારી દરેક કોપી વાચવાથી ખાત્રી થશે.

**દસ્કત શિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા બ્યાપારીઓ જેઓ ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામા આવશે; પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે,

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલ્વે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઇ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુજે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલ્વે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલવો. તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી

આગળ માલ લઇ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઇ પણ ગૂજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નાદ.'

દસ્તક શિક્ષક કોપીબુકોના જ દરેક બાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લાન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી છે. દરેક બોકસમાં ડઝન-૬ કિમ્મત રૂ.૦ાા. ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬ા ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨ાા ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના રૂ. ૦ાક્ષ વધારે લાગશે. ભૂલી જતા નહિ. અને પૈસા પહેલાથી મોકલાવનારને ૧-૬ બોકસના ખર્ચના બે આના લાગશે.




આદરજી કાવસજી માસ્તર. દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ. ધોબી તળાવ. મુંબાઇ.

# લેખનકળા કોપી બુકો.

## ગુજરાતી અને બાળબોધ ૭ નમ્બર.

**કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઈલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણી ખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં તે સરસાઈ થયાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડી છે.

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટ મૂકવા કરતાં એ કોપી બુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા અહિં મૂકવી વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઈ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે,

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે. તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું જ્ઞાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાને તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી પડે તેવા લખાણો દાખલ કરેલાં છે. જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે;

એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિં.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે પચીસ ટકા કસાઈ લઈ મોકલી આ-

---



---

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના ડેપ્યુટી અને અસિસ્ટંટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સંબંધી હકીકત સ્કૂલબોર્ડો તથા દેશીરાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમજ ખાનગી જાહેરખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વર્ષ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી ૨ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેરખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
| --- | --- |
| ૧... ... ... ... | ... ૩ |
| ૨... ... ... ... | ... ૮ |
| ૩... ... ... ... | ...૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણેજ. બારમાસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી પા ગણો ચાર્જ પડશે. બાર માસથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછી દરેકે અર્ધો ચાર્જ લેવાશે.

અંક ૧૧મો. પુસ્તક ૪૨મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળાપત્ર.

નવેમ્બર ૧૯૦૩.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.

" આર્યોદય " પ્રિન્ટિંગ પ્રેસ.

આગળ માલ લઇ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઇ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્તક શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લાન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ **સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારશી લખવાને ઘણી સગવડ ભરેલી** છે. દરેક બોકસમાં ડઝન-૬ કિમ્મત રૂ.૦ાા. ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬ા ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨ાા ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના રૂ. ૦ાꠂ વધારે લાગશે. **ભૂલી જતા નહિ.** અને પૈસા પહેલાથી, મોકલાવનારને ૧-૬ બોકસના ખર્ચના બે આના લાગશે.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૨મું.    નવેમ્બર ૧૯૦૩.    અંક ૧૧મો.

## માસ.

ભૂગોળના શિક્ષણ વિષે કેટલીક સૂચના 'ધ પંજાબ એજ્યુકેશનલ જર્નલ' ના મે માસના અંકમાં પ્રસિદ્ધ થઈ છે તે અગત્યની હોવાથી તેને આધારે નીચેની હકીકત લખી છેઃ—

ભૂગોળ શિખવવાનો મૂળ ઉદ્દેશ વ્યવહારિક જ્ઞાન આપવું એ છે. આ કારણથી વિદ્યાર્થીને જે શિક્ષણ આપવામાં આવે તેનો શિક્ષકે વર્તમાન વૃત્તાન્તો સાથે સંબંધ જોડવો. દાખલા તરીકે આપણે જે લુગડાં પહેરીએ છીએ તે કયા દેશમાં વણાય છે, તે દેશમાં બીજા દેશો કરતાં તે શા માટે સોંઘાં પરવડે છે, આપણા દેશમાં શા કારણથી એવાં સોંઘાં થઈ શકતાં નથી, કયે માર્ગે આપણા દેશમાં તે આવે છે, વગેરે જ્ઞાન પ્રસંગોપાત્ત આપવું, એજ રીતે પરદેશથી જે અન્ન આવતુ હોય તે આપણા દેશમાં શા માટે ઉત્પન્ન થઈ શકતું નથી, તેને માટે કેવી હવાની જરૂર છે; તે કયે માર્ગે થઈને આવે છે, વગેરે પણ કહેવું. વળી દુનીઆમાં લડાઈઓ અને શોધો થઈ હોય તે વિષે કહેવા ભૂલવું નહિ. ટ્રાન્સવાલમાં બોર લોકો સાથે અંગ્રેજ લોકોને લડાઈ થઈ ગઈ છે તો ટ્રાન્સવાલ, ઑરેન્જ સ્ટેટ, વગેરે આફ્રિકાના પ્રદેશો વિષે, વેસ્ટ ઈંડીઝમાં હાલ ઘણા ધરતીકંપ થઈ ગયા છે તો તે વિષે, પનામાની સંયોગીભૂમિ ખોદીને નહેર ખોદવા સંબંધી યોજના ચાલે છે તો તે વિષે પ્રસંગ મળે જ્ઞાન આપવું એ શિક્ષકનું કામ છે. શિક્ષકો વર્તમાનપત્રો વાંચતા રહે તોજ ચાલતા બનાવોથી વાકેફ રહે અને તે વિષે જરૂરનું જ્ઞાન શિષ્યને આપી શકે.

૨. વળી ભૂગોળના અભ્યાસથી મનને જે કેળવણી મળવી જોઈએ તે આપવા તરફ પણ શિક્ષકે દુર્લક્ષ રહેવું નહિ. દેશનો નકશો અને નમુનો બતાવી તેના કુદરતી સ્વરૂપનું વિદ્યાર્થી પાસે વર્ણન કરાવવાથી તેમની **અવલોકનશકિત** કેળવાશે, હકીકતો સાથે જોડાવી વારંવાર બોલાવવાથી તેમની **સ્મરણશકિત** કસાશે, સચિત્ર પ્રદર્શનથી અને આબેહુબ વર્ણનથી તેમની **કલ્પનાશકિત** પુષ્ટ થશે, અને હકીકતોનો મુકાબલો કરાવવાથી, સામાન્ય નિયમોની શોધ કરાવવાથી, અને દેશની આબોહવા તથા પેદાશ વિષે અનુમાન કરાવવાથી તેમની **તર્કશકિત** ખીલશે.

૩. આ પ્રમાણે એ વિષયનું શિક્ષણ સંક્ષેપમાં નીચે પ્રમાણે આપી શકાશેઃ—

(અ) તાલુકાના કુદરતી સ્વરૂપ વિષે વાર્તારૂપે બોધ આપી અથવા ચિત્ર અને નમુનાની સહાયતા લઈ ભૂગોળમાં વપરાતા શબ્દોના અર્થ વિષે સ્પષ્ટ વિચાર ઉત્પન્ન કરવા.

(બ) વર્ગના ઓરડાના નકશાથી શરૂ કરી ક્રમે ક્રમે પ્રાન્ત કે તાલુકાના નકશા સુધી શિખવી **ભૂગોળની હકીકતો નકશામાં કેવી રીતે દર્શાવાય** છે તે શિખવવું.

(ક) જે સ્વદેશ કે પરદેશના વિભાગો વિદ્યાર્થીએ જોયા નથી તે વિષે તેમને વર્ણન અને નકશાની મદદથી **શુદ્ધ, ચોકસ અને સ્પષ્ટ વિચારો** બાંધતાં આવડે એવી રીતે તેમને કેળવવા.

(ડ) એ વિચારોની તુલના કરી તેમાંથી **સામાન્ય નિયમો** જેના પર શાસ્ત્રનું બંધારણ છે તે **તારવી કાઢતાં** શિખવવું.

૪. ભૂગોળના પારિભાષિક શબ્દો શિખવતી વખતે નીચેની સૂચના ધ્યાનમાં રાખવીઃ—

(અ) વિદ્યાર્થી જે તાલુકામાં રહેતા હોય તેના કુદરતી સ્વરૂપથી દર્શાવી શકાય એવા શબ્દો પ્રથમ શિખવવા. સાક્ષાત્ પદાર્થોનું સૂક્ષ્મ અવલોકન કરવાથી ચોક્કસ વિચારો બંધાય છે એ નિર્વિવાદ છે.

(બ) દરેક પારિભાષિક શબ્દને ચિત્ર કે નમુનાથી સમજાવવો.

(ક) એક કુદરતી સ્વરૂપને બીજા સ્વરૂપ સાથે કેવો સંબંધ છે તે સ્પષ્ટ દર્શાવવું. દાખલા તરીકે દ્વીપ એ પાણીમાં ડુબેલા પર્વતનું શિખર છે અને સરોવર એ પૂરાયલી નદી છે.

(ડ) પ્રથમ બાળકો પાસે વ્યાખ્યા કઢાવવી અને ધીમે ધીમે તેમની પાસે સુધરાવવી; પણ જ્યાંસુધી જે શબ્દની તે વ્યાખ્યા હોય તે વિષે ચોકસ અને પૂર્ણ વિચાર છોકરાંના મનમાં દાખલ થયો નથી ત્યાંસુધી તે મોઢે કરવા દેવી નહિ.

(ઇ) દરેક શબ્દ માટે નકશામાં કેવું ચિહ્ન કરવામાં આવે છે તે બરાબર સમજાવવું.

૫. વર્ગનો નકશો શી રીતે કાઢવો તે શિખવતી વખતે—

(અ) ઓરડાનું ચોકસ માપ છોકરાં પાસેજ કઢાવવુ. વિશ્રાન્તિસમયે માપ લેવડાવવું.

(બ) કાગળ પાટીઆને જમીન પર આડું મૂકવું. એથી લીટીઓ અને દીવાલ વચ્ચેનો સંબંધ વધારે સ્પષ્ટ થશે.

(ક) જે દરેક લીટી વિદ્યાર્થીઓ દોરે તેની દિશા, લંબાઈ, અને તે શેને માટે કાઢી છે તે તેમની પાસે કહેવડાવવું.

(ડ) વિદ્યાર્થીઓ પાસે દરેક નકશો સ્લેટ કે નોટબુક પર કઢાવવો.

(ઈ) પાઠો સંભાળથી અનુક્રમપૂર્વક ગોઠવવા. આ માટે નીચેની યોજના અમલમાં મૂકી શકાય એવી છેઃ—

(૧) ચોપડી, ખડીઓ, અને બીજા પદાર્થો જે પર ગોઠવેલા હોય એવા એક નાના મેજનો નકશો, જે કદનું મેજ હોય તે કદનોજ કઢાવવો (આથી નકશાનો વિચાર આવશે).

(૨) એજ નકશો છએ એક, ત્રણે એક—એમ જુદાં જુદાં સ્કેલથી કઢાવવો (આથી સ્કેલનો વિચાર ઉપજશે).

(૩) બારણાં અને બારીની સ્થિતિ જણાય એવી રીતે વર્ગના ઓરડાનો નકશો કઢાવવો.

(૪) પાટલીની સ્થિતિ જણાય એવી રીતે વર્ગના ઓરડાનો નકશો કઢાવવો.

(૫) રમવાની જગાનો નકશો કઢાવવો.

(૬) બપોરે સૂર્યની સ્થિતિ ઉપરથી દિશાઓ વિષે સમજણ આપવી.

(૭) રમવાની જગા અને પાસેની શેરીનો નકશો કઢાવવો.

૬. દેશ કે ખંડની ભૂગોળ શિખવતાં પાઠના વિભાગ કરવા. દરેક વિભાગમાં (૧) આબેહુબ વર્ણન, (૨) ચપળતાથી પ્રશ્ન પૂછવાનું કામ, (૩) નમુના કે નકશાનું પ્રદર્શન, અને (૪) કાળા પાટીઆ પર સંક્ષિપ્ત નોંધ—એ ચાર બાબત જોઈએ.

૭. આબેહુબ વર્ણન કરી વિદ્યાર્થીના મનમાં દેશનું ખરું સ્વરૂપ ઊતારવા શિક્ષકે પ્રવાસનાં પુસ્તકો, જેમાં મુસાફરીનું વર્ણન, દેશની હકીકત, વગેરે આપ્યું હોય તે વાંચવાં, જોનારની નજરે જણાય તેમ સ્વાભાવિક ક્રમમાં હકીકતો ગોઠવવી, આખા દેશનું વર્ણન પ્રથમ આપવું અને પછી તેના વિભાગોનું સવિસ્તર વર્ણન આપવું, અને વિદ્યાર્થીઓ જે પ્રદેશમાં રહેતા હોય તેની આસપાસની જગા બરાબર લક્ષમાં લેવી. આસપાસની જગાના જ્ઞાનથી શિક્ષકને સ્થાનિક અને પરિચિત દૃષ્ટાન્તો મળશે, વિદ્યાર્થીએ અવલોકનથી શા વિચારો બાંધ્યા હશે તે વિષે તેમને ખ્યાલ થશે, અને પારિભાષિક શબ્દો પસંદ કરવામાં સૂચના મળશે

૮. હમેશ કાળા પાટીઆ પર નકશાની હદ કાઢી મૂકવી, અને જેમ જેમ પાઠ ચાલતો જાય તેમ તેમ તેમાં જગા પૂરવી. કિનારાની હદ જાડી કાળી લીટીથી, દ્વીપની સીમા બિન્દુવાળી લીટીથી, અને નદીઓ ઊંચી નીચી લીટીથી દર્શાવવી શિખરો વર્તુલથી દર્શાવવાં શહેરોનો વિસ્તાર સમાનકેન્દ્ર વર્તુલથી બતાવવો.

૯. ઘણાં નામો શિખવવાં નહિ. જેને લગતી કંઈ પણ હકીકત કહેવાય નહિ એવાં નામો શિખવવાં નહિ; અને જે હકીકત બીજી હકીકત સાથે જોડાય નહિ એવી હકીકત કહેવી નહિ. અસંબદ્ધ હકીકત ક્વચિતજ યાદ રહે છે અને યાદ રહે તોપણ ભાગ્યેજ ઉપયોગી થઈ પડે છે.

૧૦. હકીકતોને સ્વાભાવિક ક્રમમાં ગોઠવવી; રાજકીય બાબતો પહેલાં કુદરતી સ્વરૂપની હકીકત અને પરિણામ પહેલાં તેનાં કારણો ગોઠવવાં. પર્વતની હારની દિશાથી દેશનો ઢોળાવ અને નદીની દિશા કેવી રીતે નક્કી

થાય છે, કિનારાથી જેમ પર્વત દૂર હોય તેમ નદીની લંબાઈ કેવી રીતે વધે છે અને તેથી તેમાં કેવી રીતે વહાણો ચાલી વેપાર વધી શકે છે, નદીમાં જેમ વધારે વહાણ ચાલી શકે છે તેમ તેને કિનારે મોટાં શહેરો કેવી રીતે વધારે સંખ્યામાં આવેલાં હોય છે, રેખાંશ, દરીઆની સપાટીથી ઊંચાઈ, અને પવન તથા લહેરોથી તે શહેરોની આબોહવા પર કેવી રીતે અસર થાય છે, આબોહવાથી પ્રાણી અને વનસ્પતિની ઉત્પત્તિ કેવી રીતે નક્કી થાય છે, તે ઉત્પત્તિથી વસ્તી અને લોકોના ઉદ્યોગો પર કેવી અસર થાય છે, લોકોનો સ્વભાવ તે ઉદ્યોગોથી કેવી રીતે બંધાય છે, સ્વભાવથી રાજકીય સંસ્થા પર કેવી રીતે અસર થાય છે, રાજકીય સંસ્થાથી, કેળવણી, કળા, વગેરે પર કેવી રીતે અસર થાય છે, કેળવણી અને કળાની વૃદ્ધિથી દેશનું દ્રવ્ય, વેપાર, રાજકીય સત્તા, વગેરે કેવાં વધે છે, અને તેથી દુનીઆના બીજા દેશો પર કેવી અસર થાય છે એ બધી બાબતો અનુક્રમે કાર્યકારણસંબંધે શિખવવાથી બાળકની વિચારશક્તિ ખીલશે, સ્મરણશક્તિ કેળવાશે, અને વિષય રસિક થશે.

૧૧. એક દેશનાં કુદરતી સ્વરૂપ અને પેદાશને બીજા દેશનાં કુદરતી સ્વરૂપ તથા પેદાશ સાથે સરખાવવાં અને તેમની વચ્ચે મળતાપણું અને ભેદ કઢાવવો. આથી હકીકતો વિદ્યાર્થીનાં મનમાં બરાબર ઠસશે અને તેમને બરાબર યાદ રહેશે; કેમકે તેનો સંસ્કાર મન પર ઊંડો થશે.

૧૨. કાળા પાટીઆ પર જે નકશો શિક્ષકે કાઢ્યો હોય તે વિદ્યાર્થી પાસે નોટબુકમાં કઢાવવો.

---

## ભૂગોળના પારિભાષિક શબ્દ વિષે પાઠની યોજના.

નોંધ—શબ્દમાં વિચાર સમાયલો છે; માટે શબ્દનો અર્થ શિખવતાં વિદ્યાર્થીનાં મનમાં કયે ક્રમે સંયોગીકરણ થાય છે તે પર શિક્ષકે ધ્યાન આપવું. સમાનધર્મ શોધી કાઢતા પહેલાંનાં પગથીઆં નીચે પ્રમાણે છેઃ—

(અ) પદાર્થ કે ચિત્રના પ્રદર્શનથી કે અગાઉ દર્શાવેલા પદાર્થ વિષે સ્મરણશક્તિ જાગ્રત્ કરવાથી મન આગળ દૃષ્ટાન્તો રજુ કરવામાં આવે છે.

(બ) એ દૃષ્ટાન્તોમાં કેટલું સાદૃશ્ય છે તે તપાસવા દૃષ્ટાન્તોની પરીક્ષા કરવામાં આવે છે (તુલના).

(ક) પ્રત્યેક દૃષ્ટાન્તમાં ભેદ શો છે તે પર લક્ષ આપ્યા વગર જુદા જુદા દૃષ્ટાન્તોમાં કેટલું મળતાપણું છે તેનોજ વિચાર કરવામાં આવે છે (સાદૃશ્યનું પૃથક્કરણ).

(ડ) જે સમાનધર્મો શોધી કાઢવામાં આવે છે તેનો એક વિચાર બાંધવામાં આવે છે (સામાન્યધર્મવિચાર).

(ઇ) એવી રીતે વર્ગીકરણ થયલા સમાનધર્મો જે પદાર્થમાં હોય તેને સંજ્ઞા આપવામાં આવે છે (સંજ્ઞાકરણ).

ખાસ ઉદ્દેશ—(૧) શબ્દના અર્થ વિષે સ્પષ્ટ વિચાર આપવો.

(૨) એ શબ્દની વ્યાખ્યા વિદ્યાર્થી સાદી ભાષામાં આપે એવી તેમનામાં શક્તિ લાવવી.

(૩) જે કુદરતી સ્વરૂપને માટે એ શબ્દ વાપર્યો છે તે નકશામાં કેવી રીતે દર્શાવાય છે તે સમજાવવું.

સાહિત્ય કે ઉપકરણ—(અ) નમુનો બનાવવા માટે રેતી કે માટીથી ભરેલી કથરોટ, રંગીન પાણી.

(બ) કુદરતી સ્વરૂપનું ચિત્ર.

(ક) કાળું પાટીઉં.

(ડ) હિંદુસ્તાન કે એશિયાનો નકશો.

| સૂચવેલાં પગથિયાં. | ...ણી લાવ્યા, ...નુકશથી દર્શાવવાં ...ના. ...ાં નહિ. જોને લગતી કંઈ |
| --- | --- |
| ૧ દાખલા. | ૧ ...હિઃ અને જે હકીકત દાખલો પડોશમાંજ હોય અને છોવૃ નહિ. અસા હોય, તો તે વિષે પ્રશ્ન પૂછી તેમની પાસે ...બર વર્ણન કરાવવું. |
| અ. પદાર્થના. | અ. પછી કથરોટમાં રેતી લઇ તેમના મોં આગળ તેનો નમુનો બનાવવો અને તે શબ્દનો અર્થ બરાબર સમજાય એવી રીતે પ્રશ્ન પૂછવા. |

ष ચત્રના.

ष. તે કુદરતી સ્વરૂપનું ચિત્ર બતાવી છોકરાં પાસે તેનું વર્ણન માગવું.

શબ્દની વ્યાખ્યા. (અસ્પષ્ટથી સ્પષ્ટ).

અ. વ્યાખ્યા કઢાવવી.

બ. ,, તપાસવી.

ક. ,, શુદ્ધ કરાવવી.

૨ પારિભાષિક શબ્દ કહેવો, સમજાવવો, કાળા પાટીઆ પર લખવો, અને બધા પાસે સાથે બોલાવી તેમનાં મન પર ઠસાવવો.

અ. પછી છોકરાં પાસે તે શબ્દની વ્યાખ્યા માગવી. બ. સાધારણ રીતે તેમની વ્યાખ્યામાં તે શબ્દમાં જેટલા ધર્મ રહેલા છે તેથી વિશેષ ધર્મ આવશે. તેથી શિક્ષકે ફરીથી પૂર્વે ક્રમે જવું, બીજા દાખલાઓ આપવા, ફરીથી પ્રશ્ન પૂછવા, મુખ્ય ધર્મ ધ્યાનમાં રખાવી સ્પષ્ટ વિચાર ઉત્પન્ન કરવો, અને એ રીતે તેમની પાસે પોતાની વ્યાખ્યાની ભૂલો શોધી કઢાવવી. ક. આ પ્રમાણે સાદી અને શુદ્ધ વ્યાખ્યા કઢાવાશે, તે શિક્ષકે કાળા પાટીઆ પર લખવી.

૩ તે કુદરતી સ્વરૂપ નકશા પર શી રીતે દર્શાવાય છે.

કુદરતી સ્વરૂપ

અ. નમુનામાં દાખલ કરવું.

બ. નકશા પર ઓળખાવવું.

૩ કાળું પાટીઉં જમીન પર આડું મૂકી તે પર નમુનાનો નકશો કાઢવો.

અ. બીજાં કુદરતી સ્વરૂપો દાખલ કરવાં અને જે ખાસ લીટીથી તે દર્શાવાય છે તે પર છોકરાંનું ધ્યાન ખેંચવું; જેમકે જાડી કાળી લીટી પર્વતો માટે, ઊંચી નીચી લીટી નદી માટે, વગેરે.

બ. તે કુદરતી સ્વરૂપના દાખલા હિંદુસ્તાનના નકશામાં દર્શાવવા છોકરાંને કહેવું.

---

## દેશ વિષે પાઠનો નમુનો.

સાહિત્ય—કાળા પાટીઆ પર અગાઉથી દેશની ચર્ચા નો (શા.)કે દેરી

મૂકેલો નકશો. આસપાસના પ્રદેશ જણાય એવો તે દેશનો દીવાલે લટકાવવાનો કે ઘોડીએ ટાંગવાનો મોટો નકશો. કુદરતના દેખાવનાં ચિત્ર અને પેદાશના નમુના.

| પાઠનાં પગથિયાં. | પદ્ધતિ વિષે સૂચના. |
|---|---|
| સ્થળ. | ઘોડી પરનો નકશો બતાવવો. દેશની ખરી સ્થિતિ કેવી છે અને બીજા દેશને મુકાબલે કેવી છે તે કહાવવું. કાળા પાટીઆ પર દોરેલા નકશામાં સીમા સ્પષ્ટ બતાવવી. એ સીમા કુદરતી છે કે કૃત્રિમ છે તે પર લક્ષ ખેંચવું. દેશને કુદરતી સ્થિતિથી જે લાભ થતા હોય તે બરાબર મન પર ઠસાવવા. |
| કદ. | જન્મભૂમિ સાથે સરખાવી દેશની લંબાઈ અને પહોળાઈ બરાબર સંખ્યામાં નહિ પણ યાદ રહે એવી લગભગ સંખ્યામાં બતાવવી દેશના વિસ્તાર અને જન્મભૂમિના વિસ્તારનું પ્રમાણ ચોરસ પત્તાથી બતાવવું. |
| પૃષ્ઠ. | દેશમાં આવેલા પર્વતનું આબેહુબ વર્ણન આપી તે પાટિયા પર દોરેલા નકશામાં દાખલ કરવા અને તેમની દિશા તેમજ કિનારાથી અન્તર મન પર ઠસાવવાં. |
| કિનારાની લીટી. | પર્વતની હારોને તેમની અણીવાળી ભૂશિરો સાથે જોડવી, અને વચલાં મેદાનો તથા નદીની ખીણોને ઉપસાગર અને નદીનાં મુખ સાથે જોડવાં. |
| નદીઓ. | દેશના ઢોળાવની દિશા વિષે છોકરાં પાસે અનુમાન કરાવવાં અને તે ઉપરથી નદીનાં સંભવિત લક્ષણો કહાવવાં. મુખ્ય નદીઓ પાટિયા પર કાઢેલા નકશામાં દાખલ કરવી અને દરેક માટે કંઈક રસિક હકીકત કહેવી. |
| આબોહવા. | વળી દેશની ખરી સ્થિતિ–તેની સપાટીની ઉંચાઈ, અને પર્વતની હારોની દિશા વિષે પ્રશ્ન પૂછવા. ચાલતા પવન અને લહેરોની દિશાઓ કહાવવી કે |

કહેવી અને તે પરથી છોકરાં પાસે આબોહવા વિષે અનુમાન કરાવવું.

**પેદાશ.** આબોહવા ઉપરથી વનસ્પતિની અને ખનિજ પેદાશ વિષે અનુમાન કરાવવું. ખનિજો કહેવાજ પડશે. બને તો વનસ્પતિ અને ખનિજ, જે પેદા થતાં હોય તેના નમુના બતાવવા. તેની સાથે હિંદુસ્તાનની પેદાશ સરખાવવી.

**લોકો.** લોકોના દેખાવ અને ધંધા વિષે વર્ણન કરવું. ધંધાનો પેદાશ સાથે સંબંધ કઢાવવો.

**શહેરો.** મુખ્ય શહેરો નકશામાં દાખલ કરવાં અને દરેકના સ્થળ વિષે કારણ આપવાનો પ્રયાસ કરવો. દરેક શહેરને માટે વેપારની કે ઇતિહાસની કંઈક હકીકત કહેવી.

**આગગાડીની સડકો.** કલ્પિત મુસાફરી વર્ણવવી. જે દેશમાં થઈને આગગાડી જતી હોય તેના સ્વરૂપનું વર્ણન કરવું, તે રસ્તે જે અગત્યની જગા હોય તે દાખલ કરવી, અને દરેકને માટે વેપારની કે ઇતિહાસની હકીકત સમજાવવી.

---

## પનામાની ખાડી.

ઉદ્ધિપતની સંયોગીભૂમિ તરફ આટ્લાન્ટિક અને પાસિફિક મહાસાગરોને જોડી દેવાની યોજના અમેરિકાની શોધ થઈ તેટલી જૂની છે. મધ્ય અમેરિકા આગળ એ બે સમુદ્રને જોડનાર એક ખાડી હોવી જોઈએ એવી ધારણા કોલંબસની હતી. મહાન પ્રાણિવિદ્યાની હંબોલ્ટે કહ્યું હતું કે પનામાની સંયોગીભૂમિ ખોદી ખાડી (કેનાલ) કરી શકાય. ઈ. સ. ૧૮૪૭-૪૮ માં નિકારાગુઆ આગળ ખાડી ખોદી બંને સમુદ્રને જોડવા બ્રિટિશ સરકારે પ્રયાસ કર્યો હતો. થોડા સમય એ બાબત ફ્રેંચ અને અમેરિકન ઇજનેરોએ વિચાર ચલાવ્યો હતો, અને પનામા આગળ કે નિકારાગુઆ આગળ ખાડી ખોદવી સહેલી અને સસ્તી પડે તે વિષે ચર્ચા ચાલી હતી. ૧૮૭૦માં ફર્ડિનાન્ડ દિલેસેપ્સ જેણે સ્વેઝ આગળ ખાડી ખોદી પોતાનું નામ અમર કર્યું છે

તેણે એ બાબત હાથમાં લીધી હતી. લગભગ અઠી કરોડ પાઉંડ મૂડી એકઠી કરી પનામાની ખાડી ખોદવા એક કંપની સ્થાપવામાં આવી હતી, પણ પાંચ કરોડ પાઉંડને આશરે ખરચ કરી કંપનીનું કામ સમેટી લેવામાં આવ્યું હતું.

થોડા વખત પર યુનાઇટેડ સ્ટેટ્સની પાર્લમેંટે કોલંબિયા સાથે ખાડી સંબંધી કોલકરાર કર્યા હતા, પણ કોલંબિયાએ તે અમલમાં મૂકવા દેવાની હાલ ના પાડી છે એવી ખબર લંડનના રૂટરના ૨૪મી સપ્ટેંબરના તરફદારા વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થઈ છે. આથી યોજનાનું સફળ થવું દૂર ગયું છે. આ ખબર હેલ્લી છે.

ખાડી—આ યોજના અમલમાં મૂકવામાં આવશે તો ખાડી ૨૯૬ ફૂટ લાંબી અને ૯૮ફૂટથી ૧૬૪ ફૂટ સુધી પહોળી થશે. ખ ડીનાં બે દ્વાર, નાનાં મોટાં પાસે પાસે બાંધવામાં આવશે. એ દ્વાર ૭૩૮ ફૂટ લાંબાં થશે અને મોટું દ્વાર ૫૨ ફૂટ ને નાનું ૫૯ ફૂટ પહોળું થશે. આગબોટો આ ખાડી એક છેડેથી બીજે છેડે ચાર કલાકમાં ઓળંગી જશે એવી ગણના કરવામાં આવી છે. નિકારાગુઆના રસ્તા કરતાં આ રસ્તે ખાડી સસ્તી પડે એમ છે, તેમજ માર્ગ પણ ટૂંકો છે. પનામાની ખાડીનો માર્ગ કોલન શહેરથી પનામા શહેર સુધી ૪૩ માઇલનો છે; પણ નિકરાગુઆનો રસ્તો ૭૩ માઇલનો છે.

ખાડી ખોદવાથી ફાયદા—સ્વેઝની ખાડીથી જૂની દુનીઆના વેપારને લાભ થયો છે તેથી વિશેષ લાભ આ ખાડી ખોદવામાં આવશે તો નવી દુનીઆના વેપારને મળશે. પનામા ફૂંન લથી ઉપમાગરો નહિ, પણ મોટા સાગરો જોડાશે. સ્વેઝની ખાડીથી યુરોપ અને એશિયાના વેપારને ફાયદો થયો છે, પણ પનામાની ખાડીથી પૃથ્વીના બે છેડાઓ સંધાશે. જર્મની ને ચીન, ફ્રાન્સ અને ઇન્ડોચાઇના, ઇગ્લંડ અને જાપાનની વચ્ચે વ્યાપારનું એક મોટું દ્વાર એ ખાડી થઈ પડશે. પણ યુરોપ કરતાં પણ અમેરિકાને એ ખાડીથી ઘણોજ લાભ થશે. એવી યુનાઇટેડ સ્ટેટ્સના વેપારને, તેમાં મુખ્યત્વે રૂનાં, સોદાનાં, અને વહાણ બાંધવાનાં કારખાનાને ઘણું ઉત્તેજન મળશે, અને ઇગ્લિશ ચેનલ તથા યુનાઇટેડ સ્ટેટ્સનાં ઈશાન બંદરોથી પાસિફિક સમુદ્રનાં જુદાં જુદાં બંદરો સુધીનો રસ્તો ઘણો ટૂંકો થશે.

**કોલકરારની શરત**—પનામાની ખાડી સંબંધી યુનાઇટેડ સ્ટેટ્સ અને કોલંબિયા વચ્ચે કોલકરાર થયા હતા તેની શરત એવી હતી કે 'યુનાઇટેડ સ્ટેટ્સે કોલંબિયાને એક કરોડ અને દસ લાખ ડોલર આપવા અને દરેક વરસે અઢી લાખ ડોલર આપવા. આ કોલકરાર સો વરસ સુધી ચાલે, અને ત્યાર પછી યુનાઇટેડ સ્ટેટ્સની ઇચ્છા હોય તો નવો પટો કરે. ખાડીમાં ૭ માઇલ પહોળા રસ્તા પર યુનાઇટેડ સ્ટેટ્સનો અધિકાર તેમજ કોલન અને પનામા આગળના પાણી પર પણ તેનો અધિકાર થાય. વળી ખાડીની ઉપજ લેવાનો તેમજ પોતાના માલનું રક્ષણ કરવા લશ્કર મોકલવાનો પણ તેનો અધિકાર થાય.' પરંતુ ઉપર જણાવ્યા મુજબ હાલ તો એ કોલકરાર કોલંબિયાએ અમલમાં મૂકવાની ના પાડી છે.

---

# દુનીઆની કોયલાની પેદાશ.

જે દેશમાં કોયલાની પેદાશ વધારે હોય છે તે દેશમાં વેપાર વધારે આબાદ હોય છે એ સ્પષ્ટ છે; કેમકે અનેક પ્રકારનાં કારખાનાં કોયલાની મદદથી ચાલે છે. એક પ્રખ્યાત ભૂગોળવિદ્યાનીએ એવી ગણના કરી છે કે યુનાઇટેડ કિંગડમ (ઇંગ્લંડ, સ્કૉટલંડ, અને આયર્લંડ) ની કોયલાની વાર્ષિક પેદાશ એટલી બધી છે કે તેમાં દરેક વરસે ૧૪ કરોડ માણસને મજૂરી મળે છે. સને ૧૯૦૧માં આખી દુનીઆની કોયલાની પેદાશ આશરે ૭૦ કરોડ ટન હતી; તેમાં મુખ્ય પેદાશ યુનાઇટેડ સ્ટેટ્સની ૨૬ કરોડ ટન, યુનાઇટેડ કિંગડમની ૨૨ કરોડ ટન, જર્મનિની ૧૦ કરોડ ટન, ફ્રાન્સની ૩ કરોડ ટન, અને બેલ્જિયમની ૨ કરોડ ટન હતી. યુનાઇટેડ સ્ટેટ્સની પેદાશ અગાઉનાં વર્ષ કરતાં ઘણી વધી છે તેનું કારણ કે ત્યાં ખાણો બીજા દેશો કરતાં નવી છે. તે બહુ ઊંડી નથી તેથી મજૂરી પણ ઓછી બેસે છે.

સને ૧૯૦૧ માં યુનાઇટેડ કિંગડમમાંથી ૫,૮૦,૦૦,૦૦૦ ટન, જર્મનિમાંથી ૧,૭૦,૦૦,૦૦૦ ટન, અને યુનાઇટેડ સ્ટેટ્સમાંથી ૭૦,૦૦,૦૦૦ ટન કોયલો પરદેશ મોકલવામાં આવ્યા છે. આ પ્રમાણે નિકાસની બાબતમાં યુનાઇટેડ કિંગડમ પહેલે નંબરે આવે છે. તેમાં કાર્ડિફમાંથી કોયલાની નિકાસ સર્વથી વધારે થાય છે.

પ્રાકૃત ભાષા સંસ્કૃતમાંથી ઉત્પન્ન થવાથી, સંસ્કૃતસદૃશ હોવાથી, અને તે તે દેશોમાં વ્યવહાર પામેલી હોવાથી તદ્ભવ, તત્સમ, અને દેશી એમ અનેક પ્રકારની છે તેમાં મહારાષ્ટ્રી સાક્ષાત્ સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલી છે, શૌરસેની, વગેરે સંસ્કૃતતુલ્ય છે, અને બીજી તે તે દેશમાં વિલાસ પામેલી દેશી છે. દેશી પણ સંસ્કૃતસદૃશ હોવાથી કેટલાક પ્રાકૃતના બેજ પ્રકાર કરે છે. 'आर्षोत्थमार्षतुल्यं च द्विविधं प्राकृतं विदुः' પ્રાકૃત બે પ્રકારનું છે, આર્ષ એટલે ઋષિપ્રોક્ત સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલું અને તત્તુલ્ય, અર્થાત્ તદ્ભવ અને તત્સમ એવા બેજ પ્રકાર પ્રાકૃતના પાડે છે. વસ્તુતઃ બધી પ્રાકૃત ભાષાઓ સંસ્કૃતમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી ક્રિયાકારકનો અન્વય, વગેરે બાબતમાં સંસ્કૃતને સદૃશ હોવાથી, અને મહારાષ્ટ્ર વગેરે તે તે દેશમાં વ્યવહાર પામેલી હોવાથી તદ્ભવત્વ, તત્સમત્વ અને દેશિત્વ એ ત્રણે ધર્મ તેમાં એકત્રજ રહેલા છે એમ સમજવાનું છે.

હવે પ્રાકૃત ભાષાના નીચે પ્રમાણે દિગ્દર્શન વિભાગ પાડે છેઃ—

'महाराष्ट्राश्रयां भाषां प्रकृष्टं प्राकृतं विदुः ।
सागरः सूक्तिरत्नानां सेतुबन्धादि यन्मयम् ॥
शौरसेनी च गौडी च लाटी चान्या च तादृशी ।
याति प्राकृतमित्येवं व्यवहारेषु सन्निधिम् ॥'

કાવ્યાદર્શ, ૧ પરિ૦, ૩૪-૩૫.

મહારાષ્ટ્ર દેશમાં બોલાતી ભાષાને પ્રકૃષ્ટ-ઉત્તમ પ્રાકૃત કહે છે: ચમત્કારજનકવચનરૂપી રત્નોનો એ સાગર છે. એમાં 'સેતુબન્ધ,' 'દશમુખવધ,' વગેરે કાવ્યો રચાયાં છે. મથુરાની પાસે શૂરસેન નામના દેશમાં બોલાતી ભાષા શૌરસેની, કીકટ અને વંગની વચ્ચેના ગૌડ દેશમાં બોલાતી ભાષા ગૌડી, લાટ દેશમાં વ્યવહાર પામેલી ભાષા લાટી, અને એના જેવી બીજી આવન્તી, માગધી, વગેરે ભાષાઓ વ્યવહારમાં-નાટક વગેરે ગ્રંથો અને તે તે દેશના લોકની ઉક્તિપ્રત્યુક્તિમાં પ્રચાર પામે છે. तादृशी એટલે તે તે દેશની સર્વ ભાષા, પ્રાચી, આવન્તી, માગધી, અર્ધમાગધી, દ્રાવિડી, વાહ્લીકી, વગેરે સર્વ ભાષા પ્રાકૃત સંજ્ઞા પામે છે એમ સમજવું છે.

'आभीरादिगिरः काव्येष्वपभ्रंश इति स्मृताः ।
शास्त्रेषु संस्कृतादन्यदपभ्रंशतयोदितम् ॥'

કાવ્યા૦, ૧ પરિ૦, ૩૬.

કાવ્યોમાં, અર્થાત્ દૃશ્ય કાવ્ય નાટકાદિમાં, આભીર-આહીર ( ગોપ, ભરવાડ ) વગેરેની ભાષા આભીરી વગેરે અપભ્રંશ કહેવાય છે, પણ શાસ્ત્રોમાં-વેદાદિ શાસ્ત્રોક્ત યજ્ઞાદિમાં સંસ્કૃતથી બીજી બધી ભાષાને પ્રાકૃતને પણ અપભ્રંશ કહે છે. તેથી જ न म्लेच्छितवयं यज्ञादौ યજ્ઞાદિને વિષે મ્લેચ્છ ભાષા વાપરવી નહિ એમ કહ્યું છે.

'વાગ્ભટાલંકાર' મા કાવ્યનું સ્વરૂપ વર્ણવી ચાર વિભાગ પાડેલા છે; સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, અને ભૂતભાષિત-પૈશાચી.

संस्कृतं प्राकृतं तस्यापभ्रंशो भूतभाषितम् ।
इति भाषाश्चतस्रोऽपि यान्ति काव्यस्य कायताम् ॥१॥

વાગ્ભટાલંકાર, ૨ પરિચ્છેદ, ૧.

પૂર્વે વર્ણવેલા કાવ્યના અંગરૂપ ચાર ભાષા છે, સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ભૂતભાષિત.

'संस्कृतं स्वर्गिणां भाषा शब्दशास्त्रेषु निश्चिता ।
प्राकृतं तज्जतत्तुल्यदेश्यादिकमनेकधा ॥'

વાગ્ભ૦, ૨ પરિ૦, ૨.

શબ્દશાસ્ત્ર-વ્યાકરણમાં વ્યુત્પત્તિથી નિશ્ચિત કરેલી દેવોની ભાષા તે સંસ્કૃત. પ્રકૃતિ-સંસ્કૃતમાંથી નીકળેલી પ્રાકૃત અનેક પ્રકારની છે, તજ્જ, તત્તુલ્ય, દેશ્ય, વગેરે.

'अपभ्रंशस्तु यच्छुद्धं तत्तद्देशेषु भाषितम् ।
यद् भूतैरुच्यते किंचित्तद्भौतिकमिति स्मृतम् ॥'

તે, તે દેશોમાં કર્ણાટ, પઞ્ચાલ વગેરેમાં જે શુદ્ધ, અર્થાત્ બીજી ભાષાથી અમિશ્રિત, ભાષા બોલાય છે તે અપભ્રંશ કહેવાય છે અને ભૂત એટલે પિશાચોની જે ભાષા તે ભૌતિક-પૈશાચિક કહેવાય છે.

ચણ્ડના પ્રાકૃતલક્ષણમાં 'सिद्धं प्राकृतं त्रेधा' એવું પ્રથમ સૂત્ર છે. તે ત્રણ પ્રકાર સંસ્કૃતયોનિ-તદ્ભવ, સંસ્કૃતસમ-તત્સમ અને દેશી એ છે.

૩૯૮ 'કાવ્યાલંકાર' માં ભાષાપરત્વે કાવ્યના છ વિભાગ કરે છે:—

'प्राकृतसंस्कृतमागधीपिशाचभाषाश्च शूरसेनी च ।
षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः ॥'

પ્રાકૃત, સંસ્કૃત, માગધી, પિશાચભાષા-પૈશાચી, શૂરસેની, અને અપભ્રંશ એ ભાષાના છ ભેદ છે. તેમાં છઠ્ઠો ભેદ જે અપભ્રંશ તેના દેશપરત્વે ઘણા વિભાગ છે-નાગર, ઉપનાગર, દ્રાવિડ, ટક્ક, માલવી, પઞ્ચાલી, કાલિન્દી, ગુર્જરી, વૈતાલિકી, કાઞ્ચી, આભીરી, શાબરી, વગેરે.

મૃચ્છકટિકની ટીકામાં લલ્લદીક્ષિત નીચે પ્રમાણે પ્રાકૃત ભાષાના વિભાગ પાડે છે:—

'केषांचिन्मते चतस्रो भाषाः । शौरसेनी अवान्तिका प्राच्या मागध्यः । केषांचिन्मते
"मागध्यवन्तिजा प्राच्या शौरसेन्यर्धमागधी ।
वाह्लीका दाक्षिणात्या च सप्तभाषाः प्रकीर्तिताः ॥"
इति ।'

કેટલાકને મતે શૌરસેની, અવન્તિકા, પ્રાચ્યા, અને માગધી એ ચાર ભાષા છે, અને કેટલાકના મત પ્રમાણે માગધી, અવન્તિજા, પ્રાચ્યા, શૌરસેની, અર્ધમાગધી, વાહ્લીકા, અને દાક્ષિણાત્યા એ સાત ભાષા છે.

કેટલાકને મતે ફરી 'मागध्यवन्तिजा—' ઇત્યાદિ જે શ્લોક આપ્યો છે તે ભરતનાટ્યશાસ્ત્રના ૧૭મા અધ્યાયનો ૪૮મો શ્લોક છે.

નાટકમાં પાત્રોએ કઈ કઈ ભાષાઓ બોલવી તેને માટે આલંકારિકોએ નિયમ આપ્યા છે. સાહિત્યદર્પણના છઠ્ઠા પરિચ્છેદમાં ભાષાવિભાગ નીચે પ્રમાણે આપ્યો છે:—

'पुरुषाणामनीचानां संस्कृतं स्यात् कृतात्मनाम् ।
शौरसेनी प्रयोक्तव्या तादृशीनां च योषिताम् ॥
आसामेव तु गाथासु महाराष्ट्रीं प्रयोजयेत् ।
अत्रोक्ता मागधी भाषा राजान्तःपुरचारिणाम् ॥

चेटानां राजपुत्राणां श्रेष्ठिनां चार्धमागधी ।
प्राच्या विदूषकादीनां धूर्त्तानां स्यादवन्तिका ॥
योधनागरिकादीनां दाक्षिणात्या हि दीव्यताम् ।
शकाराणां शकादीनां शाकारीं संप्रयोजयेत् ॥
वाह्लिकभाषा दिव्यानां द्राविडी द्रविडादिषु ।
आभीरेषु तथाभीरी चाण्डाली पुक्कसादिषु ॥
आभीरी शाबरी चापि काष्ठपत्रोपजीविषु ।
तथैवाङ्गारकारादौ पैशाची स्यात् पिशाचवाक् ॥
चेटीनामप्यनीचानामपि स्यात् शौरसेनिका ।
बालानां षण्डकानां च नीचग्रहविचारिणाम् ॥
उन्मत्तानामातुराणां सैव स्यात् संस्कृतं क्वचित् ॥
ऐश्वर्येण प्रमत्तस्य दारिद्र्योपस्कृतस्य च ।
भिक्षुबन्धधरादीनां प्राकृतं संप्रयोजयेत् ॥
संस्कृतं संप्रयोक्तव्यं लिङ्गिनीषूत्तमासु च ।
देवीमन्त्रिसुतावेश्यास्वपि कैश्चित्तथोदितम् ॥
यद्देशं नीचपात्रं तु तद्देशं तस्य भाषितम् ।
कार्यतश्चोत्तमादीनां कार्यो भाषाविपर्ययः ॥
योषित्सखीबालवेश्याकितवाप्सरसां तथा ।
वैदग्ध्यार्थं प्रदातव्यं संस्कृतं चान्तरान्तरा ॥' ઈ૦૨ ॥

નીચ નહિ એવા-ઊંચા કુળના અને વિદ્વાન્ પાત્રોની ભાષા સંસ્કૃત પ્રયોજવી. તેવીજ ઉત્તમ સ્ત્રીની ભાષા શૌરસેની પ્રયોજવી; અને ગાથામાં ( કવિતામાં ) મહારાષ્ટ્રી પ્રયોજવી. રાજાના અન્તઃપુરમાં જનારાઓની ભાષા માગધી કહેલી છે, અને ચેટ ( સેવક ), રાજપુત્ર, અને શેઠીઆઓની ભાષા અર્ધમાગધી કહેલી છે. વિદૂષક વગેરેની ભાષા પ્રાચ્યા છે

અને ધૂર્તની અવન્તિકા છે. યોધ, નાગરિક, વગેરે અને દ્યૂત રમનારાઓની દાક્ષિણાત્યા કહેલી છે શકાર,+ શક, વગેરેની શાકારી ભાષા પ્રયોજવી, દિવ્ય સ્ત્રીઓની ભાષા વાહ્લીક, દ્રવિડ વગેરની દ્રાવિડી, ભરવાડ લોકોની આભીરી, પુક્કસ* વગેરેની ચાણ્ડાલી, કાષ્ઠ અને પત્ર પર આજીવિકા કરનારની આભીરી અને શાબરી, તેમજ અંગારકાર ( કોયલા વેચનાર ) વગેરેની પૈશાચી ભાષા છે. નીચ નહિ એવી ચેટીની, બાળાની, વ્યંઢળની, નીચ ગ્રહ ( વિચાર )થી વિચરનારા, ઉન્મત્ત અને આતુર ( માંદા )ની ભાષા પૈશાચીજ છે, કવચિત્ સંસ્કૃત છે. ઐશ્વર્યથી પ્રમત્ત થયેલા, દરિદ્રી, ભિક્ષુક, બન્ધ ધારણ કરનાર ( કેદી વગેરે )ની ભાષા પ્રાકૃત પ્રયોજવી. યોગિનીઓ અને ઉત્તમ સ્ત્રીઓની ભાષા સંસ્કૃત પ્રયોજવી, તેમજ દેવી, મન્ત્રિસુતા, અને વેશ્યાઓની પણ તેવીજ ( સંસ્કૃત ) ભાષા પ્રયોજવી એમ કેટલાક કહે છે. જેવા દેશનું નીચ પાત્ર તેવા દેશનું ભાષિત ( ભાષા ) તે પાત્રનું પ્રયોજવું. ઉત્તમ વગેરે પાત્રોનો પણ પ્રસંગવશાત્ ભાષામાં ફેરફાર કરવો. સ્ત્રીની સખી, બાલવેશ્યા, લુચ્ચા, અને અપ્સરાઓની વૈદગ્ધ્ય ( ચપળતા, હોશિઆરી ) દર્શાવવા સંસ્કૃતભાષા વચ્ચે વચ્ચે પ્રયોજવી.

ભાતૃગુપ્તાચાર્ય કહે છે કે

' प्राक्प्रतीचीभुवोः सिन्ध्वोर्हिमवद्विन्ध्यशैलयोः।
अन्तरावास्थितं देशमार्यावर्त विदुर्बुधाः ॥
आर्यावर्त्तसमुत्तासु सर्वास्वेव हि जातिषु ।
शौरसेनीं समाश्रित्य भाषां काव्ये प्रयोजयेत् ॥ '

પૂર્વ અને પશ્ચિમ સમુદ્રની તથા હિમાલય અને વિન્ધ્ય પર્વતની વચ્ચે આવેલા પ્રદેશને આર્યાવર્ત્ત દેશ કહે છે. આર્યાવર્ત્તમાં જન્મ પામેલી સર્વ જાતિની સ્ત્રીઓની ભાષા કાવ્યમાં શૌરસેની પ્રયોજવી.

---

+ 'मदमूर्खताभिमानी दुष्कुलतैश्वर्यसंयुक्तः। सोऽयमनूढाभ्राता राज्ञः श्यालः शकार इत्युक्तः।' સાહિ૦ દ૦, ૩ પરિ૦, ૮૧. મદ અને મૂર્ખતાથી અભિમાની, નીચ કુળનો ઐશ્વર્યયુક્ત, અનૂઢાનો ભાઈ રાજાનો સાળો તે શકાર.

* 'जातो निषादाच्छूद्रायां भवति पुक्कसः' મનુ૦

જ્યાંસુધી આર્ય લોકો બ્રહ્માવર્ત્ત દેશમાં રહ્યા ત્યાંસુધી તેમની ભાષામાં કંઈ વિકાર થયો નહિ; પરંતુ જ્યારે હિંદુસ્તાનના જુદા જુદા પ્રદેશમાં વસવા માંડ્યું ત્યારે દેશની હવાને લીધે ઉચ્ચારમાં ફેરફાર થવાથી તેમની ભાષા જુદી જુદી રીતે બદલાઈ અને તે બધીની સામાન્ય સંજ્ઞા પ્રાકૃત થઈ.

પ્રાકૃત ભાષાનાં ઘણાં વ્યાકરણો છે, તેમાંનાં મુખ્ય હેમચન્દ્રનું 'શબ્દાનુશાસન', વરરૂચિનો 'પ્રાકૃતપ્રકાશ', ચણ્ડનું 'પ્રાકૃતલક્ષણ', માર્કણ્ડેયનું 'પ્રાકૃતસર્વસ્વ', વસન્તરાજની 'પ્રાકૃતસંજીવની', અને 'પ્રાકૃતકલ્પલતિકા' છે હેમચન્દ્રના 'શબ્દાનુશાસન' કરતાં વરરૂચિનું 'પ્રાકૃતપ્રકાશ' પ્રાચીન છે. એના પર ભામહની વૃત્તિ છે.

श्रीगणेशाय नमः ।

जयति मदमुदितमधुकरमधुररुताकलनकूणितापाङ्गः ।
करविहितगण्डकण्डूविनोदसुखितो गणाधिपतिः ॥ १ ॥
वररुचिरचितप्राकृतलक्षणसूत्राणि लक्ष्यमार्गेण ।
बुद्ध्वा चकार वृत्तिं संक्षिप्तां भामहः स्पष्टाम् ॥

મદે કરીને આનંદ પામેલા મધુકર ( ભમરાઓ )ના મધુર શબ્દ ગ્રહણ કરવાથી સંકુચિત થયા છે અપાઙ્ગ ( આંખના ખૂણા ) જેના એવો અને સૂંઢથી ગણ્ડસ્થળ પરની ખજવાળ દૂર કરવાથી સુખ જેણે પ્રાપ્ત કર્યું છે એવો ગણપતિ વિજય પામો. વરરૂચિએ રચેલાં પ્રાકૃતભાષાનાં લક્ષણસૂત્રોને લક્ષ્યમાર્ગેથી ( દૃષ્ટાન્તો ઉપરથી, લક્ષ્ય અને લક્ષણનો સમન્વય કરીને, સંબંધ ઘટાવીને ) સમજીને ભામહે સંક્ષિપ્ત પણ સ્પષ્ટ વૃત્તિ કરી.

આ પ્રમાણે વૃત્તિના આરંભમાં ભામહ મંગલ આચરે છે.

आदेरतः । १ ।

अधिकारोऽयम् । यदित ऊर्ध्वमनुक्रमिष्याम आदेरतः स्थाने तद्भवतीत्येवं वेदितव्यम् । आदेरित्येतद् आ परिच्छेद समाप्तेः । अत इति च आ अकारविधानात् । अत इति तकारग्रहणं सवर्णनिवृत्त्यर्थम् ।

પ્રથમ 'आदेतः' એ સૂત્ર આપ્યું છે તે વરરૂચિનું છે, પછી તેની નીચે 'अधिकारोऽयम्' વગેરે વૃત્તિ આપી છે તે ભામહની છે. એમજ બધે સ્થળે સમજવું.

આ અધિકારસૂત્ર છે. આ સૂત્રની પછી જેનું અનુક્રમણ કરીશું. તે આદિ અતને સ્થાને થશે એમ સમજવું. आदेः એ પરિચ્છેદની સમાપ્તિ-પર્યન્ત સમજવું, અને अतः એ અકારના વિધાન સુધી સમજવું. अतः એમાં તકારનું ગ્રહણ સવર્ણની નિવૃત્તિને માટે છે.

'સૂત્ર' શબ્દનો અર્થ પુસ્તક ૪૨માના અંક ૧લાને પૃષ્ઠ ૧૩મે જ-ણાવ્યો છે ત્યાં જોવો. બહ્વર્થપ્રતિપાદકસંક્ષિપ્તવાક્યવિશેષ તે સૂત્ર. જેમાં ટૂં-કામાં ઘણો અર્થ સમાયનો હોય તે સૂત્ર. સૂત્રના ૭ પ્રકાર છે.

संज्ञा च परिभाषा च विधिर्नियम एव च ।
अतिदेशोऽधिकारश्च षड्विधं सूत्रलक्षणम् ॥

સંજ્ઞા, પરિભાષા, વિધિ, નિયમ, અતિદેશ, અને અધિકાર એ ૭ પ્રકારનું સૂત્રલક્ષણ છે. જે સૂત્રોમાં સંજ્ઞા પાડી હોય તે સંજ્ઞાસૂત્ર. उपसर्गाः क्रियायोगे । ૧।૪।૫૯ ક્રિયાને યોગે प्र, परा, વગેરે ઉપ-સર્ગસંજ્ઞા પ્રાપ્ત કરે છે. એ સંજ્ઞાસૂત્ર છે. તે તે શાસ્ત્રને લગતો સંકેત તે પરિભાષા. તે તે શાસ્ત્રના સૂત્રો સમજવાનો સંકેત તે પરિભાષાસૂત્ર. 'षष्ठी स्थानेयोगा' ૧।૧।૪૯। જ્યાં સૂત્રમાં ષષ્ઠી આવે ત્યાં તેનો અર્થ બીજો નક્કી ન કર્યો હોય તો સ્થાને ષષ્ઠીનો અર્થ કરવો. જે શબ્દને ષષ્ઠી હોય તેને પ્રસંગે થાય એવો અર્થ કરવો. આ પરિભાષાસૂત્ર છે. જે અપ્રાપ્ત હોય તે પ્રાપ્ત કરાવે એવું સૂત્ર, અર્થાત્ જેમાં નવું જ વિધાન કર્યું હોય તે વિધિસૂત્ર; જેમાં પ્રાપ્ત થતું હોય તેનું સ્થળ નિયમિત-સંકુચિત કર્યું હોય તે નિયમસૂત્ર. બીજે સ્થળે આવું સમજવું એમ એકત્ર શ્રુતનો અન્યત્ર સંબંધ થાય તે સૂત્ર અતિદેશસૂત્ર. જે સૂત્રનો શાબ્દસંબંધ ઉત્તર સૂત્રોમાં લેવાનો હોય તે અધિકારસૂત્ર કહેવાય છે. 'आदेरतः'—આદિ અતના એવું હવે પછીના સૂત્રોમાં સમજી લેવું; એ શબ્દોની હવે પછીનાં સૂત્રોમાં અનુવૃત્તિ કરવી. પરિચ્છેદ એટલે ગ્રન્થનો વિભાગ. ઉચ્છ્વાસ, આનન, પરિ-

ચ્છેદ, ઉછ્વાસ, ઉન્મેષ, અધ્યાય, અંક, આહ્નિક વગેરે ગ્રન્થના વિભાગોની સંજ્ઞા છે. ' सर्गवर्गपरिच्छेदोद्घाताध्यायाङ्कसंग्रहाः । उच्छ्वासः परिवर्त्तश्च पटलं काण्डमास्त्रियाम् । स्थानं प्रकरणं पर्वाह्णिकं च ग्रन्थसन्धयः ॥ ' એમ ત્રિકાણ્ડશેષ કોષમાં આપ્યું છે. કાવ્યના વિભાગને સર્ગ, કોશના વિભાગને વર્ગ, અલંકારના વિભાગને પરિચ્છેદ, ઉચ્છ્વાસ, ઉન્મેષ, આનન, વગેરે, કથાનાને ઉદ્ઘાત, નાટકનાને અંક, સંહિતા, પુરાણાદિના વિભાગને અધ્યાય, તન્ત્રનાને પટલ, બ્રાહ્મણ ( વેદના ગદ્યભાગ )ના વિભાગને કાણ્ડ, ઇતિહાસનાને પર્વન્ અને ભાષ્ય ( પતંજલિના મહાભાષ્ય )ના વિભાગને આહ્નિક કહે છે. આવી સામાન્ય રીત છે. પરંતુ વ્યાકરણમાં અધ્યાય, પરિચ્છેદ, વગેરે આવે છે. વરરૂચિના પ્રાકૃતપ્રકાશના ૧૨ પરિચ્છેદ છે. તેમાં आदेः એ પદની અનુવૃત્તિ પરિચ્છેદની સમાપ્તિ પર્યન્ત બધાં સૂત્રોમાં કરવી. अतः એની અનુવૃત્તિ ૧૦મા સૂત્રમાં અકાર વિધાન કર્યું છે ત્યાંસુધી સમજવી. अतःમાં તકારગ્રહણથી ' तपरस्तत्कालस्य ' ૧।૧।૭૦ એ પાણિનિના સૂત્રથી હ્રસ્વ ' અ ' સમજવો; દીર્ઘ આકાર, તેમજ પ્લુત અકાર જે હ્રસ્વ ' અ ' ના સવર્ણ છે તેનું ગ્રહણ ન કરવું.

---

# न्यायशास्त्र.

( ચાલુ પૃષ્ઠ ૧૮૦ થી. )

( ચાલુ પૃષ્ઠ ૧૮૦ થી. )

## પદસ્વરૂપ તથા પદવિભાગ.

આગલા પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે પાશ્ચાત્ય નૈયાયિકો અનુમાનનાં ત્રણ અંગ કરે છે. એ અંગ વાક્યો છે. બે આધારભૂત વાક્યો ( પ્રેમિસિસ ) ઉપરથી ત્રીજા વાક્ય પર એટલે નિગમનવાક્ય ( કન્ક્લુઝન ) પર અવાય છે. વાક્યોનાં અંગને પદ કહે છે.

( ૧ ) મનુષ્ય મરણાધીન છે.
( ૨ ) તે મનુષ્ય છે.
( ૩ ) માટે તે મરણાધીન છે.

આ અનુમાન છે. જે ત્રણ વાકયોનું એ બનેલું છે તે, એના અંગ છે. દરેક વાકયમાં બે અંગ છે તે, પદ કહેવાય છે. પહેલા વાકયમાં 'મનુષ્ય' અને 'મરણાધીન' એ બે પદ છે, બીજામાં 'તે' અને મનુષ્ય' અને ત્રીજામાં 'તે' અને 'મરણાધીન' એ પદ છે. દરેક વાકયમાં 'છે' એ સંયોજક છે. બે વિચાર દર્શાવનાર પદોને તે જોડનાર છે, માટે તે સંયોજક કહેવાય છે.

વિચારમાત્રમાં મુકાબલો રહેલો છે. બાળકને પદનું જ્ઞાન થાય છે ત્યારે તે મનમાં જે જુદી જુદી લાગણી ઉત્પન્ન થાય છે તે લાગણીનો મુકાબલો કરે છે. તેને કુતરું બતાવીએ છીએ ત્યારે અગાઉ ન જોયેલો એવો નવો પદાર્થ હોવાથી તે બીએ છે. પછી આપણે 'ભસે છે' એ પદ વાપરીએ તો બાળક 'ભસે છે' એ પદમાં 'કુતરું' અને 'ભય' એ બે પદના વિચારને જોડે છે. આ પ્રમાણે દરેક પદ જે વિચાર દર્શાવે છે તેમાં લાગણીનો મુકાબલો રહેલો છે. વિચાર વાકયથી દર્શાવાય છે અને તેમાં બે પદથી પૂર્ણ ઉત્પન્ન થતી લાગણીનો મુકાબલો સ્પષ્ટ છે. અનુમાનમાં બે વાકયોથી દર્શાવાતા વિચારોનો મુકાબલો રહેલો છે. આ પ્રમાણે પદના મુકાબલાથી વાકય અને આધારભૂત વાકયોના મુકાબલાથી નિગમનવાકય પર અવાય છે.

હવે પદ અને વાકય એટલે શું અને તેના અર્થનું ભાન શી રીતે થાય છે તે વિષે વિચાર કરીએ. પ્રથમ સંસ્કૃત વિદ્વાનોનું કહેવું શું છે તે તપાસીએ. પ્રયોગયોગ્ય વર્ણ કે વર્ણસમુદાય તે પદ; યોગ્યતા, આકાંક્ષા, અને સંનિધિ કે આસત્તિથી યુક્ત પદસમુદાય તે વાકય; અને પરસ્પરસંબદ્ધ વાકયસમુદાય તે મહાવાકય. ક, ચ, ટ, ત, પ, એ વર્ણ પ્રયોગયોગ્ય નથી, માટે પદ નથી. પદાર્થના પરસ્પરસંબંધમાં બાધનો અભાવ તે યોગ્યતા. 'વહ્નિ વડે સિંચે છે' એ વાકય નથી; કેમકે એમાં પદાર્થનો સંબંધ ઘટતો નથી; 'વહ્નિ' અને 'સિંચવું' એ બે પદનો અર્થ એક બીજાથી વિરૂદ્ધ છે, તેથી તેની વચ્ચે સંબંધ ધરાવી શકાતો નથી. આકાંક્ષા એટલે અર્થની અપરિસમાપ્તિ ઘોડો, ગાય, પુરૂષ એ પદસમુદાય નિરાકાંક્ષ છે, માટે એવું વાકય બનતું નથી. સંનિધિ કે આસત્તિ એટલે પદોનું અવ્ય-

વ્યવધાન-સમીપ, ઉચ્ચાર. જો પદોનો સાથે ઉચ્ચાર કરીએ નહિ, પણ પહોરે પહોરે એકેક પદનો ઉચ્ચાર કરીએ તો તેથી વાક્ય થાય નહિ. આકાંક્ષા, યોગ્યતા, અને સંનિધિથી યુક્ત વાક્યોનો સમુદાય તે મહાવાક્ય. પેરેગ્રાફ કે આખું પુસ્તક મહાવાક્ય છે.

હવે શબ્દમાંથી અર્થનો બોધ શી રીતે થાય છે તેનો વિચાર કરીએ. શબ્દના વાચ્ય કે શક્ય, લક્ષ્ય, અને વ્યઙ્ગ્ય એવા ત્રણ અર્થ થાય છે, અને એ ત્રણ અર્થના સંબંધમાં તે વાચક, લાક્ષણિક, અને વ્યઞ્જક કહેવાય છે. જે ત્રણ વૃત્તિથી શબ્દ આ ત્રણ અર્થનો બોધ કરે છે તે ત્રણ વૃત્તિઓ અભિધા કે શક્તિ, લક્ષણા, અને વ્યંજના કહેવાય છે. નૈયાયિકો શક્તિ અને લક્ષણા એ બેજ વૃત્તિ સ્વીકારે છે; આલંકારિકો અને વૈયાકરણો વ્યંજનાવૃત્તિ પણ સ્વીકારે છે. જે અર્થ સાક્ષાત્ સંકેતનો બોધક છે તેને આલંકારિકો વાચ્યાર્થ કહે છે અને નૈયાયિકો શક્યાર્થ કહે છે. અમુક શબ્દથી અમુક અર્થનો બોધ થવો જોઇએ એવી અનાદિ ઇચ્છા તે સંકેત. એ સંકેત શેમાં રહેલો છે તે વિષે વિદ્વાનોના ભિન્ન ભિન્ન મત છે. એ મતોમાં ચાર મુખ્ય મત છે. મીમાંસકો જાતિમાં સંકેત રહેલો છે એમ માને છે. નૈયાયિકોમાં કેટલાક વ્યક્તિમાં અને કેટલાક જાતિવિશિષ્ટ વ્યક્તિમાં સંકેત માને છે. આલંકારિકો અને વૈયાકરણો ઉપાધિમાં સંકેત સ્વીકારે છે. ઉપાધિ એટલે ધર્મ. એ ઉપાધિ પ્રથમ બે પ્રકારનો છે, સ્વભાવથીજ વસ્તુમાં રહેલો ધર્મ અને વક્તાએ સ્વેચ્છાથી તેમાં મૂકેલો ધર્મ; અર્થાત્, સ્વાભાવિક અને યાદૃચ્છિક એવા બે ઉપાધિ છે. પ્રથમ પ્રકારના બે વિભાગ છે, સિદ્ધ (તૈયાર થયલો, પૂર્ણ) અને સાધ્ય (તૈયાર થતો). સિદ્ધ ઉપાધિના પણ બે પ્રકાર છે; ૧. જે ધર્મ અમુક વર્ગના પદાર્થમાત્રમાં રહેલો છે તે એટલે જાતિ—એ ધર્મ વસ્તુને પ્રાણપ્રદ (પ્રાણ આપનાર, વસ્તુને તે વસ્તુ બનાવનાર) છે. અને ૨ જે ધર્મ પદાર્થમાં વિશેષતા મૂકે છે અને તેને બીજા પદાર્થથી જુદો પાડે છે, અર્થાત્ ગુણ. સાધ્ય ઉપાધિ તે ક્રિયા, યાદૃચ્છિક ઉપાધિ તે સંજ્ઞા. આ પ્રમાણે આલંકારિકો અને શાબ્દિકો (વૈયાકરણો) જાતિ, ગુણ, ક્રિયા, અને સંજ્ઞામાં સંકેત મૂકે છે. હવે વિચાર કરીશું તો માલમ પડશે કે વ્યક્તિમાં સંકેત મૂકવો યોગ્ય નથી. વ્યક્તિવાદીઓનું કહેવું એવું છે કે જ્યારે 'ગાય લાવ' એમ કહીએ છીએ ત્યારે

કોઈ ગોત્વ જાતિને લાવતું નથી, પણ ગોવ્યક્તિને લાવે છે, અર્થાત્, વ્યવહારને યોગ્ય વ્યક્તિ છે, જાતિ નથી, ક્રિયા વ્યક્તિ પર થાય છે જાતિ પર થતી નથી; માટે વ્યક્તિ પરજ સંકેત મૂકવો જોઈએ. નૈયાયિકો જેઓ વ્યક્તિવાદી છે તેમનું કહેવું આ પ્રમાણે છે; પણ એનું ખંડન ઇતર મતવાળાઓ નીચે પ્રમાણે કરે છે. તમે વ્યક્તિમાં સંકેત મૂકો છો તો કેટલી વ્યક્તિમાં મૂકો છો? સર્વ વ્યક્તિમાં કે થોડી વ્યક્તિમાં? સર્વ વ્યક્તિમાં સંકેત મૂકી શકાશે નહિ; કેમકે વ્યક્તિઓ અનન્ત છે; કોઈ પણ દુનીઆમાં ફરી સર્વ વ્યક્તિ જોઈ શકતું નથી. થોડી વ્યક્તિમાં પણ સંકેત મૂકવો યોગ્ય નથી. કારણ કે ધારો કે 'ગો' શબ્દથી પચાસ ગોવ્યક્તિનુંજ ભાન થાય તો પરમી ગોવ્યક્તિને માટે 'ગો' શબ્દ વાપરી શકાય નહિ, વાપરીએ તો વ્યભિચાર દોષ આવે છે; કેમકે જેના પર સંકેત નથી તેને પણ 'ગો' શબ્દ લાગુ પડે. એ પ્રમાણે જે ગોવ્યક્તિ પર સંકેત નથી તેનું પણ 'ગો' શબ્દથી ભાન થાય તો 'ગો' શબ્દથી ઘટાદિ ગોભિન્ન વ્યક્તિનું પણ કેમ ભાન ન થાય? આ પ્રમાણે અનન્તતાનો અને વ્યભિચારનો દોષ આવવાથી વ્યક્તિસંકેત અયુક્ત છે એમ વૈયાકરણો અને આલંકારિકો માને છે. આ કારણથી તેઓ વ્યક્તિ પર સંકેત મૂકતા નથી, પણ ઉપાધિ પર સંકેત મૂકે છે, અર્થાત્, જાતિ, ગુણ, ક્રિયા, અને સંજ્ઞાને સંકેતિત માને છે.

મીમાંસકો કહે છે કે જાતિમાંજ સંકેત માનવો બસ છે. હિમ, પય, શંખ, વગેરેમાં શુક્લ ગુણ વસ્તુતઃ જુદોજ છે, તેમજ ગોળના પાક અને તંડુલના પાકમાં પણ પાકક્રિયા વાસ્તવિક રીતે ભિન્ન છે. "બાળ, વૃદ્ધ, શુક, વગેરે 'માણવક'" સંજ્ઞાશબ્દ ઉચ્ચારે છે તેમાં તેમજ જુદી જુદી વયમાં 'માણવક' ભિન્નજ છે, છતાં હિમ, પય, શંખ, વગેરેમાં શુક્લનું, ગોળના અને તંડુલના પાકમાં પાકનું, અને બાળ, વૃદ્ધ, અને શુકથી ભિન્ન ભિન્ન રીતે ઉચ્ચાર થયેલા 'માણવક' શબ્દમાં કે ભિન્ન વયમાં ભિન્ન સ્થિતિવાળા માણવકમાં માણવક સંજ્ઞાનું જે ભાન થાય છે તે કંઈક સર્વમાં સામાન્ય ધર્મ છે તેથીજ, માટે જાતિમાંજ સંકેત માનવો યોગ્ય છે. વ્યક્તિપક્ષમાં આલંકારિકો અને શાબ્દિકો જેવા દોષો મૂકે છે તેવાજ દોષો મીમાંસકો ઉપાધિસંકેતપક્ષમાં મૂકે છે. તેઓ કહે છે કે જો શુક્લ પદથી શુક્લ ગુણનું ભાન થતું હોય તો કયા કયા શુક્લ ગુણની પ્રતીતિ થાય છે, સર્વ

શુકલ ગુણની, કે કેટલાક શુકલ ગુણની ? સર્વની તો થઈ શકેજ નહિ, માટે અનન્તતાનો દોષ આવે છે; કેટલાક શુકલમાં સંકેત માનીએ તો વ્યભિચારદોષ આવે, માટે શુકલત્વ જાતિમાંજ સંકેત માનવો જોઈએ. માટે જાતિજ સંકેતિત છે. વ્યકિતનું ભાન અવિનાભાવ સંબંધથી કે આક્ષેપથી થાય છે. જાતિ વ્યકિત વિના રહી શકતીજ નથી, માટે જાતિ અને વ્યકિત વચ્ચે અવિનાભાવ સંબંધ છે. જાતિથી વ્યકિતનો અર્થ અવશ્ય સૂચવાય છે. જાતિ વ્યકિતનો આક્ષેપ કરે છે.

કેટલાક નૈયાયિકો કહે છે કે કેવલ જાતિમાં સંકેત માનવો યોગ્ય નથી; કેમકે તેથી વ્યકિતનું ભાન થતું નથી; તેમજ કેવલ વ્યકિતમાં પણ સંકેત ધારવો ઉચિત નથી, માટે જાતિવિશિષ્ટ વ્યકિતમાંજ સંકેત મૂકવો યુકત છે.

આમ સંકેત વિષે ભિન્ન મત છે.

ઉપર કહ્યા પ્રમાણે સાક્ષાત્ સંકેતિત અર્થ તે વાચ્યાર્થ કે શકયાર્થ; અને શબ્દની જે વૃત્તિ વડે એવો અર્થ થાય તે વૃત્તિ શક્તિ કે અભિધા કહેવાય છે. શકિતના ત્રણ પ્રકાર છે, યોગ, રૂઢિ, અને યોગરૂઢિ. કેટલાક શબ્દો માત્ર પ્રકૃતિ અને પ્રત્યયનો જે અર્થ થાય તેનોજ બોધ કરે છે. પાચક, પાઠક, વાચન, પાઠ, વગેરે એવા શબ્દો છે. એ શબ્દો યૌગિક કહેવાય છે અને જે વૃત્તિથી યૌગિક અર્થ વાચ્ય થાય છે તે વૃત્તિ યોગ કે અવયવશક્તિ કહેવાય છે. ઘણા શબ્દોથી યોગ કે અવયવશકિતની અપેક્ષાવગર પ્રયોગપ્રવાહથી પ્રચલિત અર્થનુંજ ભાન થાય છે. ગાય, ઘોડો, વગેરે શબ્દો એ પ્રકારના છે. એવા શબ્દની વ્યુત્પત્તિ નથીજ એમ સમજવાનું નથી; કારણ કે કેટલાક વૈયાકરણો શબ્દમાત્ર ધાતુ પરથી વ્યુત્પન્ન થયા છે એમ માને છે. પણ ગાયનો અર્થ ગાય થાય છે તેનું કારણ એવું નથી કે તે गम् ધાતુ ઉપરથી આવ્યો છે, પણ એ અર્થ પ્રચાર પામ્યો છે; રૂઢ થયો છે. આ શબ્દવૃત્તિ તે રૂઢિ અને રૂઢિથી જે અર્થ વાચ્ય થાય તે રૂઢ અર્થ. હવે કેટલાક શબ્દો યોગરૂઢ છે. પંકજ, હસ્તી, વગેરે શબ્દો એવા છે. એ શબ્દોમાં યોગ એટલે વ્યુત્પત્તિનો અર્થ છે, પણ તે અર્થ રૂઢિથી નિયમિત થયો છે. તમામ

પણ નથી; કારણ લક્ષણાના ત્રણ હેતુમાંનો એકે અહિં નથી. જો તીર ગંગાનો મુખ્ય અર્થ હોત, જો એ અર્થનો બાધ થતો હોત, જો પ્રયોજનનો (શૈત્ય, પાવનત્વાદિનો) તીરની સાથે સંબંધ હોત, અને જો એ લક્ષ્ય અર્થ સ્વીકારવાનું બીજું પ્રયોજન હોત તો પ્રયોજન લક્ષ્ય કહી શકાત, પણ એમાંનું કંઈ નથી. તીર એ ગંગાશબ્દનો મુખ્ય અર્થ નથી; એમ ધારીએં કે મુખ્ય અર્થ છે, તો એ અર્થનો બાધ થતો નથી કે લક્ષણા સ્વીકારવી પડે; બાધ થાય છે એમ ધારીએ ને પ્રયોજનનો અર્થ લક્ષ્ય છે એમ ધારીએ તોપણ એ પ્રયોજનને ને તીર જેને મુખ્ય અર્થ ધાર્યો છે તેને સંબંધ નથી; સંબંધ છે એમ ધારી લઈએ તો એ લક્ષણા કરવાનું કંઈ પ્રયોજન નથી; વળી પ્રયોજનને પણ ધારી લઈએ તો તેનું પણ બીજું પ્રયોજન હોવું જોઈએ, બીજા પ્રયોજનનું પણ પ્રયોજન એમ ધારવું પડે છે એમ અનવસ્થા દોષ આવે છે તેથી મૂલ લક્ષ્ય અર્થ અને તેના પ્રયોજનની પ્રતીતિ પણ નષ્ટ થાય છે. માટે પ્રયોજન લક્ષ્ય નથી, પણ પ્રયોજનનો અર્થ વ્યઙ્ગ્ય છે અને જે વૃત્તિ કે વ્યાપારથી આ વ્યઙ્ગ્ય અર્થ નીકળે છે તે વ્યંજના કે ધ્વનિ છે. આ લક્ષણામૂલ વ્યજના છે.

---

# કિન્ડરગાર્ટન.

( ચાલુ પૃષ્ઠ ૩૦૭થી. )

## ૨૭ બક્ષીસ.

**સાધન**—લંબચોરસ આકારની પેટીમાં લાકડાનો એક ગોળો, એક ઘન, અને એક નળાકાર હોય છે. એ બધામાં કેટલાંક નાકાં હોય છે. નળાકાર અને ઘનમાં વળી આરપાર કાણાં પાડેલાં હોય છે. પેટીમાં કેટલીક દોરીઓ અને લાકડીઓ પણ હોય છે.

**હેતુ**—આ બક્ષીસમાં છોકરાં મુકાબલો કરી મળતાપણું અને તફાવત ખોળી કાઢતાં શીખે છે. ગોળાની બાબતમાં તે હડાંને કઈ કંઈ બાબત-

માં મળતો છે, અને કઈ કઈ બાબતમાં તેનાથી જુદો પડે છે તે; અને ગોળા તથા ઘન વચ્ચે તેમજ ગોળા તથા નળાકાર વચ્ચે મળતાપણું શું છે અને તફાવત શો છે તે તેઓ ખોળી કાઢે છે. આ પ્રમાણે તેમને મુકાબલાનો ખ્યાલ આવે છે, એટલે પોતે જોયેલી વસ્તુઓને ગોળા, ઘન, તથા નળાકાર સાથે તેઓ સરખાવતાં શીખે છે. આથી તેમની જ્ઞાનની શક્તિઓ કેળવાય છે; કારણ કે સઘળા જ્ઞાનનો આધાર જેને આપણે 'મુકાબલાનો કુદરતી નિયમ' કહીએ તે પર છે.

ગોળાના ઉદ્યોગો—

૧. દડા સાથે ગોળાનો મુકાબલો અને ગોળાનું ઓળખાણ. બક્ષીસમાંની ત્રણ વસ્તુઓ છોકરાં પાસે મૂકીને શિક્ષકે પૂછવું કે 'આમાંની કઈ વસ્તુ તમે પહેલાં જોઈ છે?' છોકરાં ૧લી બક્ષીસમાં દડા વિષે શીખી ગયાં છે તે યાદ લાવીને ગોળો બતાવશે. ત્યારે શિક્ષકે ગોળાની સાથે ૧લી બક્ષીસનો એક દડો રાખીને તે બંનેનો તેમની પાસે મુકાબલો કરાવવો. છોકરાં કહી શકશે કે 'બંને વસ્તુઓ ગોળ છે અને ગબડે છે.' ત્યાર પછી તેમના હાથમાં ગોળો અને દડો બંને આપવાથી તેઓ કહી શકશે કે 'દડો પોચો અને ખડબચડી સપાટીવાળો છે, લાકડાના દડાથી જુદા રંગનો છે, ઊનનો બનાવેલો છે, અફાળવાથી અવાજ કરતો નથી, અને જમીન પર નાખવાથી ઊછળે છે. લાકડાનો દડો કાણો છે, લીસો (સપાટ સપાટીવાળો) છે; ભૂખરા રંગનો છે, જમીન ઉપર પડે છે ત્યારે અવાજ કરે છે અને દડા જેટલો ઊછળતો નથી.' આટલું શિખવ્યા પછી તે લાકડાના દડાને શિક્ષકે 'ગોળો' નામ આપવું, અને તે બધાં પાસે બોલાવવું. નવા શબ્દો શિખવતાં શિક્ષકે છોકરાં પાસે તેમના ચોખ્ખા ઉચ્ચાર કરાવવા. વળી મુકાબલામાં શીખેલી બધી હકીકત તેમની પાસે બોલાવવી. આમ કરવાનો હેતુ એ છે કે છોકરાંની વાત કરવાની શક્તિ વધે અને તેમની ભાષા સુધરે.

૨. ગોળાના જેવી બીજી જાણીતી વસ્તુઓનાં છોકરાં પાસે નામ દેવડાવવાં.

૩. ગોળાને મધ્યમાંથી દોરી વડે લટકાવીને જુદી જુદી જાતની ગતિનું ભાન કરાવવું.

દડાની રમતો—

૧. છોકરાંને ગોળ ચક્રમાં ઊભાં રાખવાં. પછી શિક્ષકે વચમાં ઊભા રહી એક છોકરાં તરફ પગ વડે ગોળો ગબડાવવો. આ ગોળો તે છોકરાએ પગથી ઝાળવો. અને તે હાથમાં લઈ શિક્ષકની જગાએ ઊભા રહેવું તથા બીજા છોકરા તરફ પગ વડે ગબડાવવો. આ પ્રમાણે બધાં છોકરાં કૃતિ કરે ત્યાંસુધી કરવું.

૨. છોકરાંને સામસામાં બે હારમાં બેસાડીને સીધી લીટીમાં અથવા તિરકસ લીટીમાં ગોળા ગબડાવવા કહેવું.

બાલક અને શિશુસમાનભાવ ધરાવનાર શિક્ષક આવી ઘણી રમતો જાતે યોજી રમાડી શકશે. કોઈ પણ રમત અધુરી રમાડવી નહિ, એટલે છોકરાં ચોકસપણે તે રમતની કૃતિ કરી શકે ત્યાંસુધી તે રમાડ્યા કરવી. આથી છોકરાં ચોકસ રીતે કામ કરતાં શીખે છે. વળી તેમના સ્નાયુઓને પણ કસરત મળે છે.

ઘનના ઉદ્યોગો—

૧. ગોળા સાથે ઘનનો મુકાબલો અને ઘનનું ઓળખાણ. ગોળાનાં ઉદ્યોગો અને રમતો કરાવ્યા પછી શિક્ષકે છોકરાં આગળ ઘન મૂકવો, અને તેમો ગોળા સાથે મુકાબલો કરાવવો. આ બે વસ્તુના મુકાબલામાં છોકરાં ઘણોજ તફાવત શોધી કાઢશે. તેઓ કહેશે કે 'ગોળો રહેલાઈથી ગબડે છે, પણ આ બીજી વસ્તુ ગબડતી નથી. ગોળો ગતિમાં હોય ત્યારે તેનો આકાર એકસરખો લાગે છે, પણ આ બીજી વસ્તુને ગતિમાં મૂકીશું તો તેના આકારમાં ફેર પડશે. ગોળાને એકજ સપાટી છે, પણ આ બીજી વસ્તુને એક કરતાં વધારે પૃષ્ઠ છે.' શિક્ષકે આટલો મુકાબલો કરાવ્યા પછી તે નવી વસ્તુને 'ઘન' નામ આપવું અને તે સઘળાં છોકરાં પાસે સાથે બોલાવવું. પછી ઘનનાં પૃષ્ઠ ગણાવવાથી છોકરાં કહેશે કે 'ઘનને ૬ પાસાં કે પૃષ્ઠ છે. વળી તેનીજ રીતે તેની કોરો અને ખુણા ગણાવવાથી તેઓ કહેશે કે 'તેને ૧૨ કોરો તથા આઠ ખુણા છે.' ઘનનાં પાસાં સર-

આવવાથી તેઓ કહેશે કે 'તે સઘળાની લંબાઈ પહોળાઈ સરખી છે. છ ભ્રમણા માપવાથી સઘળી કોરોની લંબાઈ પણ તેમને સરખી માલમ પડશે, તે ઉપરથી તેઓ કહી શકશે કે 'તેનાં બધાં પાસાં ચોરસ છે.' ત્યાર પછી શિક્ષકે છોકરાં પાસે નીચેની હકીકત સાથે બોલાવવી—

'ધનને ૬ ચોરસ પાસાં છે, ૧૨ કોરો છે, અને ૮ ખુણા છે.'

૨. છોકરાં પાસે ધન આકારની વસ્તુઓનાં નામ દેવડાવવાં; જેવી કે પેટી, સાબુનો કડકો, સાકરનો કડકો, પત્થરની શિલા, વગેરે. (આ વસ્તુઓ લંબચોરસ આકારની તેમજ ધન આકારની પણ હોઈ શકે.)

૩. ધનને જુદી જુદી ધરી પર ફેરવવાથી તેનો આકાર કેવો દેખાય છે તે કહેવડવું (જુદા જુદા આકારોનું ભાન થયાં પછી આ ઉપયોગ કરાવી શકાશે).

૧લી ધરી—એક પૃષ્ઠના મધ્ય ભાગથી તેની સામેના પૃષ્ઠના મધ્ય ભાગ સુધી જનારી લીટી. આ ધરી પર ધનને ફેરવવાથી તે નળાકાર જેવો દેખાશે.

૨જી ધરી—કોઈ પૃષ્ઠની એક કોરના મધ્ય ભાગમાંથી તેની સામેના પૃષ્ઠની સામેની કોરના મધ્ય ભાગ સુધી જનારી લીટી. આ ધરી પર ફેરવવાથી ધનનો આકાર પખાજ જેવો લાગશે.

૩જી ધરી—ધનને તેના કર્ણ ઉપર ફેરવવાથી પાયાથી જોડેલા બે શંકુ જેવો આકાર દેખાશે.

ધરીની લીટીમાં આરપાર કાણાં પાડેલાં હોય તો તેમાં પાતળી લાકડી ઘાલીને અથવા દોરી ઘાલી તેને બીજે છેડે ગાંઠ વાળીને, અને ધરીને એક છેડે નાકું હોય તો તેમાં દોરી બાંધીને લાકડી કે દોરીને આમળો આપવાથી આ આકારો દર્શાવી શકાશે.

નળાકારના ઉદ્યોગો—

૧. નળાકારનું ઓળખાણ. શિક્ષકે છોકરાંની આગળ નળાકાર મૂકવો,

એટલે તે તપાસીને તેઓ કહી શકશે કે ' તેને એક ગોળ પૃષ્ઠ, બે સપાટ પૃષ્ઠ, અને બે વક્ર કોરો હોય છે. શિક્ષકે તેને નળાકાર નામ આપવું અને તે નામ બધાં છોકરાં પાસે સાથે બોલાવવું. છોકરાં શુદ્ધ ઉચ્ચાર કરે નહિ ત્યાંસુધી તે ફરી ફરીને બોલાવવું.

૨. નળાકારનો ગોળા સાથે મુકાબલો કરાવવો.

૩. નળાકારનો ઘન સાથે મુકાબલો કરાવવો.

૪. નળાકારને મળતી વસ્તુઓનાં નામ દેવડાવવાં.

૫. નળાકારને તેની જુદી જુદી ધરી પર ફેરવવાથી કેવા આકાર થાય છે તે દર્શાવવું (છોકરાંને જુદા જુદા આકારોનું ભાન થયા પછી આ ઉદ્યોગ કરાવી શકાશે). નળાકારને પણ ઘનની માફક ત્રણ ધરી હોય છે :

૧લી ધરી—સપાટ પૃષ્ઠના મધ્ય ભાગથી સામેના પૃષ્ઠના મધ્ય ભાગ સુધીની લીટી. આ ધરી પર ફેરવવાથી નળાકારનો આકાર તેવો ને તેવોજ દેખાશે.

૨જી ધરી—વક્ર પૃષ્ઠના મધ્ય ભાગમાંથી આરપાર જનારી સીધી લીટી. આ ધરી પર ફેરવવાથી નળાકારનો આકાર ઢેલક જેવો લાગશે.

૩જી ધરી—એક કોરના કોઈ પણ બિંદુથી બીજી કોરના સામેના બિંદુ સુધી જનારી લીટી. આ ધરી પર ફેરવવાથી નળાકારનો આકાર પાયાથી જોડેલા બે શંકુ જેવો લાગશે.

જુદી જુદી ધરી દર્શાવવાને બક્ષીસમાં આપેલા નળાકારમાં આરપાર કાણા પાડેલાં હોય છે અથવા છેડે નાકાં લગાડેલાં હોય છે, તેમાં લાકડી કે દોરી ઘાલીને આમળો આપવાથી જુદા જુદા આકારો જણાશે.

---

## કિન્ડરગાર્ટન ગ્રંથમાળા સંબંધી સરકારી હુકમ.

સરકારી ગુજરાતી પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો પ્રમાણે કિન્ડરગાર્ટન શિક્ષણ આપવા માટે; મે. ડિરેક્ટર ઑફ પબ્લીક ઇન્સ્ટ્રક્શન સાહેબની મંજુરી અને ભલામણથી, નામદાર ગવર્નમેન્ટ સરકારે "કિન્ડરગાર્ટન ભા. ૧-૨-૩" તથા 'બાળ ખેલ (સચિત્ર)' પુસ્તકો 'ટેક્સ્ટ બૂક' (શાળોપયોગી પુસ્તકો તરીકે દરેક શાળાઓમાં વાપરવા માટે મંજુરી આપીછે.) એ ઉપરાંત 'કિન્ડરગાર્ટન-બાળગ્રંથાવળી નં. ૧ થી ૨૦ સુધીમાં કેટલાંક પુસ્તકો 'શાળા શિક્ષકો' માટે મંજુર કરવામાં આવ્યાં છે. મજકુર પુસ્તકો **પચીશ** રૂપિયાનાં ખરીદનારને **વીસ** ટકા કમિશન આપવામાં આવેછે.

કિન્ડરગાર્ટન ગ્રંથમાળાને અનુસરતો સઘળો **વિલાયતી સામાન** ખાસ જર્મની અને અમેરિકાથી આવેલોછે. તેમાં **વીશે બક્ષિસોનો** જથ્થાબંધ સામાન કીફાયત ભાવે મળશે—

૧૫૫ ફનસવાડી મુંબઇ
જાન્યુઆરી ૧૯૧૩.

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.
કિન્ડરગાર્ટન રીતીનો શિક્ષક તથા ગ્રંથકર્તા

---



---

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે. તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાય છે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાને તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઇ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે. ને તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીસ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપીશું પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકસાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની. ઠેકાણું લેખનકળા કોપીબુકની ઓફીસ—કાલબાદેવી રોડ નં. ૨૦૪ મુમ્બઇ

આત્મારામ અને દલાભાઇની કમ્પની.

---

## જોઇએ છીએ.

ટ્રેન્ડ થએલા બે અનુભવી શીક્ષકો જોઇએ છીએ—પગાર લાયકાત પ્રમાણે મળશે ઉમેદવારે સર્ટીફીકેટ સાથે અરજી શીવજી દેવશીને પાલીતાણે મોકલવી.